॥ श्रीगणेशाय नमः ॥

# પ્રસ્તાવના.

" अचिन्त्याव्यक्तरूपाय, निर्गुणाय गुणात्मने ।
समस्तजगदाधारमूर्त्तये, ब्रह्मणे नमः ॥ "

જ્યોતિષ્‌શાસ્ત્ર આર્યાવર્તનિવાસી હિન્દુઓનું સર્વસ્વ છે. જ્યોતિષ્ શાસ્ત્ર વિના હિન્દુઓ કંઈપણ કાર્ય કરતા નહતા; હજુ પણ કરતા નથી. જ્યારથી જીવ ગર્ભમાં પ્રવેશ કરે છે, ત્યારથી તે મરણ પર્યન્ત અને મરણ પછી પણ જ્યોતિષ્ શાસ્ત્ર સાથે હિન્દુ સંતાનનો સંબંધ રહે છે. હિન્દુઓને આ પ્રમાણે તેની આવશ્યકતા અનિવાર્ય હોવાથી દરેક હિન્દુભાઈઓને થોડા વધતા પ્રમાણમાં તેનો અભ્યાસ જરૂરી છે.

હાલમાં કાલપુરૂષના અચિન્તનીય વ્યાપારથી આપણા ધનરૂપ જ્યોતિષવિદ્યાનો પૂર્વમાં ઉદય પામેલો સૂર્ય પશ્ચિમ તરફ પ્રયાણ કરી રહ્યો છે. જ્યારે આપણું તે તરફ દુર્લક્ષ છે. વળી આ શાસ્ત્ર તે આપણાં હિન્દુઓના પ્રાણસમ વેદનારાયણનું ઉત્તમાંગમાં પણ ઉત્કૃષ્ટતમ નેત્રરૂપી અંગનું સ્થાન ભોગવે છે. તે બાબત સર્વશાસ્ત્રવેત્તા ગણકચક્ર-ચૂડામણિ આચાર્યવર્ય ભગવાન્ ભાસ્કરાચાર્ય લખે છે કે ॥ **वेदचक्षुः किलेदं स्मृतं ज्यौतिषं मुख्यता चाङ्गमध्येऽस्य तेनोच्यते । संयुतोऽपीतरैः कर्णनासादिभिश्चक्षुषाङ्गेन हीनो न किञ्चित्करः । तस्माद्द्विजैरध्ययनीयमेतत्पुण्यं रहस्यं परमं च तत्त्वम् । यो ज्यौतिषं वेत्ति नरः स सम्यग्धर्मार्थकामाँल्लभते यशश्च** આ પ્રમાણે બીજા આચાર્યોએ પણ કહ્યું છે કે—**सिद्धान्तसंहिता होरारूपस्कन्धत्रयात्मकम् । वेदस्य निर्मलं चक्षुर्ज्योतिः शास्त्रमकल्मषम् । विनैतदखिलं श्रौतं स्मार्तं कर्म्म न सिद्ध्यति तस्माज्जगद्धितायेदं ब्रह्मणा निर्मितं पुरा ॥** ભાસ્કરાચાર્યે તો ત્રણ

પુરૂષાર્થ સાધન પુરૂષ પરમતત્વ તરીકે વર્ણવ્યુ છ આ પ્રમાણે આ શાસ્ત્ર શ્રૌતસ્માર્તકર્માનુષ્ઠાનોપયોગી હોવાથી મુખ્ય અગ છે કારણ કે તે કર્મોના સમારભ વગેરેમાં કાલનિર્ણય માટે આ શાસ્ત્ર જ જરૂરી છે આટના ઉપરથી એ પણ સાથે સાથે ફલિત થાય છે, કે જ્યોતિષશાસ્ત્ર તે એક અતિ પ્રાચીન શાસ્ત્ર છે કારણ કે ભારતવાસીએના પ્રાણરૂપ વેદ અતિ પ્રાચીન છે જ, તો તેની સાથે અગભાવથી રહેલ આ જ્યોતિષશાસ્ત્ર તે પણ તેની સાથે સાથે જ અતિ પ્રાચીન છે કારણ કે તેમનો અગાગિભાવ છે અટે તે નિત્ય છે

વળી બીજી રીતે જોતા આ શાસ્ત્ર તે એક ગણિતગમ્ય પ્રત્યક્ષ શાસ્ત્ર છે કારણ કે તેની રચના તે પ્રત્યક્ષ સૂર્ય, ચદ્ર વગેરેને અવલ બીને છે અને તેને લઇને જ તે બીજા શાસ્ત્રો કરતાં મુખ્યતા ભોગવે છે તેને માટે કહ્યુ છે કે ॥ विफलान्यन्यशास्त्राणि विवादस्तेषु केवलम् । सफल ज्यौतिष शास्त्र चन्द्राकौ यत्र साक्षिणौ ॥ આવી રીતે શાસ્ત્રવાદની દૃષ્ટિથી, બુદ્ધિવાદથી દૃષ્ટિથી પણ જ્યોતિષશાસ્ત્ર અત્યત ઉપયોગી વસ્તુ છે વળી એક મહત્વની વાત એ પણ છે કે જેના ઉપર આ ગ્રથની રચના કરવામાં આવી છે તે બાબત એ છે કે ॥ यदुपचितमन्यजन्मनि शुभाशुभ तस्य कर्मण पक्तिम् । व्यञ्जयति शास्त्रमेतत्तमसि द्रव्याणि दीप इव ॥ कर्म्मार्जित पूर्वमत्रे सदादि यत्तस्य पक्ति सममिव्यनक्ति ॥ અન્ય જન્મમાં શુભાશુભ તેમજ મિશ્ર કર્મો કરવામાં આવ્યાં હોય તેના ફળને ક્યા કમારે કેવી રીતે કેટલુ ભોગવવાનુ છે વગેરે આ પ્રકાશકારક શાસ્ત્ર અધારામાં પડેલી ચીજોને યથાસ્થિતિમાં દીવાનો પ્રકાશ જેમ બતાવે છે તેમ બતાવી આપે છે અને તે જાણવાથી મનુષ્ય તેના શાન્ત્યાદિ શાસ્ત્રોક્ત વિધિઓથી પ્રતિકાર કરી શકે છે કદાચ કોઈ પૂર્વજન્મને ન માને (માનવો તો જરૂર જોઈએ) પરન્તુ ભવિષ્યની બાબત જ્યોતિષ બતાવે છે એ રીતે પણ આવા લોકો માટે આ શાસ્ત્ર જરૂર છે.

આ પ્રમાણે અત્યંત પ્રાચીન, પ્રત્યક્ષ, ત્રિવર્ગસાધન લોકોપયોગી શાસ્ત્રની સામાન્ય રીતે દરેકને જરૂર હોવાથી દરેક તેનો સ્હેલાઈથી અભ્યાસ કરી શકે તેને માટે આ શાસ્ત્રના એક દેશરૂપ આ ગ્રન્થનું આયોજન કરવામા આવ્યું છે. આ ગ્રન્થને બે વિભાગમાં વહેંચવામાં આવ્યો છે. તેમાં પહેલા ભાગમાં જાતકપ્રકરણને અનુસરી ગણિત, તથા ગણિતોપયોગી ( ગણિતમાં રાહત આપનાર ) કોષ્ટકો તેમજ ગ્રહલાઘવના ગ્રહો સાધવા સુદ્ધાંતના કોષ્ટકો, દિનમાનાદિનાં કોષ્ટકો ( જેવા કે ) ષડવર્ગ, દશાના, ભુક્તભોગ્યનાં કોષ્ટકો, વળી જુદી જુદી જાતની દશાઓના સિદ્ધ કોઠાઓ તથા ફલાદેશ જાણવા અને કહેવા માટે ગ્રહફળ ભાવફળ, યોગાનુયોગનું ફળ સંપૂર્ણરીતે વર્ણવી ઘણી ઝીણવટથી તે વિષય પણ ચર્ચ્યો છે. વળી વાંચકને સ્હેજે તે પણ માલુમ પડે છે કે જાતક વિભાગના ફલાદેશના વિષયમાં ગ્રન્થકર્તાએ બૃહજ્જાતક, જાતકપારિજાતક, પારાશરીહોરા, સર્વાર્થચિંતામણી વગેરે ગ્રન્થોનો સહકાર સાધી આ વિષય વર્ણવ્યો છે. આમ સામાન્ય રીતે બીજા કોઈ પણ જાતક ગ્રન્થની જાતક વિષયમાં ઉણપ ન જણાય એવી રીતે ગ્રન્થનો પહેલો ભાગ પૂરો કરવામાં આવ્યો છે.

ગ્રન્થના બીજા ભાગમાં હાલમાં જ્યોતિષશાસ્ત્રમાં આગળ પડતો ભાગ ભોગવતા તાજિત વિષયનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે પણ વર્ષફલ કરનારને તથા જોનાર કહેનારને અત્યંત ઉપયોગી છે. આ પ્રમાણે તાજક તેમજ જાતકના વિષયથી સંપૂર્ણ આ ગ્રન્થ બનેલો છે. આ ગ્રન્થ શરૂઆતથી તે અંત સુધી આખોય આપણી માતૃભાષા ( ગુજરાતી ) માં લખાયેલો હોવાથી તેમજ ભાષા સરલ હોવાથી ભાષા સંબંધી થોડું ગ્નાન ધરાવનાર જ્યોતિષના શોખીન માણસોને, તેમજ ધંધાવાળાઓને પણ સારા પ્રમાણમાં ઉપયોગી થઈ પડે તેમ છે.

આવી રીતે આ એક ઉપયોગી અને આદર્શ ગ્રન્થ પ્રગટ કરતાં તેના પ્રકટ કર્તાને જરૂર શ્રમ પડેજ ને શ્રમ લઈ તેઓએ તે કાર્ય પૂરું કર્યું છે અને તે બદલ તેમને મારા હાર્દિક ધન્યવાદ અને સપ્રેમ આશિર્વાદ છે, સાથે ઈશ્વરને મારી પ્રાર્થના પણ છે કે, તે તેઓને સદ્બુદ્ધિ અર્પે અને આવી રીતે વારંવાર આવા લોકોપયોગી ગ્રંથોના પ્રકાશનથી જન સેવા કરે. ઇતિશમ્

લીઃ–મણિશંકર ચકુરામ ઠાકર. (નાંદોલવાળા)
જ્યોતિષાચાર્ય અને જ્યોતિઃશાસ્ત્ર માર્તંડ.



# નિ.... વે.... દ ....ન.

પરમાત્માની કૃપાથી, મારા જેવા એક સાધારણ મનુષ્યને હાથે, જ્યોતિશષાસ્ત્રમાં પ્રવેશ કરવા ઇચ્છતા સામાન્ય અક્ષરજ્ઞાનવાળા પુરૂષો માટે એક સમર્થ ગુરૂની ગરજ સારે એવો આ ગ્રંથ તૈયાર થશે કે કેમ એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. પરંતુ કાળ સર્વને સંયોગ આપે છે તે મુજબ મને પણ સંયોગ પ્રાપ્ત થતાં આ કામ આરંભથી ઇતિ પર્યંત થયું.

હું કંઈ મહાન્ જ્યોતિષી કે જ્યોતિષશાસ્ત્રનો બહુશ્રુત વિદ્વાન પંડિત નથી, અથવા મેં સંપૂર્ણ જ્યોતિષશાસ્ત્ર જોયું વાંચ્યું કે સાંભળ્યું પણ નથી. જ્યોતિષશાસ્ત્ર એક અમુલ્ય અને અગમ્ય વિદ્યા છે તેને તત્વતઃ જાણવી એ તો આકાશને મુઠીમાં લેવા જેવી વાત છે; પરંતુ આ દિશા તરફ ઇશ્વરી પ્રેરણાજ મને પ્રેરે છે તે મુજબ પ્રેરાઈ મધુ મક્ષિકાની માફક પૂર્વાચાર્યોએ રચેલા ગ્રંથોરૂપી પુષ્પોમાંથી સારરૂપ મધુ સંચય કરી આ શાસ્ત્રમાં રસ લેવા ઇચ્છતા બંધુઓને માટે ગ્રંથ તૈયાર કર્યો છે. મારૂં અંતઃકરણ ચોક્કસ ખાત્રી આપે છે કે આ ગ્રંથ અભ્યાસકોને સંપૂર્ણ મદદગાર થશેજ. મારો એવો દાવો નથી કે આ ગ્રંથ મેં મારા નવા આવિષ્કારોથી રચ્યો છે કે મેં આની અંદર જણાવેલી દરેક બાબતો કસી કસીને સિદ્ધરૂપે જ ધરી છે. મેં તો ફક્ત અનેક ગ્રંથોમાંથી દોહન કરી સારરૂપ ભાગને જ્યોતિષશાસ્ત્રના અભ્યાસકોને મદદ માટે સંગ્રહિત કર્યો છે; જે વિદ્વાનો પોતાને સમર્થ જ્યોતિષશાસ્ત્ર નિષ્ણાત માનતા હોય, જેઓને એક પ્રૌઢ જ્યોતિષી હોવાનું ધમંડ હોય તેમને માટે આ ગ્રંથ નથી.

મારી પહેલાં આવો ગ્રંથ તૈયાર કરવાનું સાહસ બે ત્રણ વખત થયેલું છે છતાં મને ખાત્રી છે કે આ ગ્રંથ મારી આગળનાં ગ્રંથકારોના ગ્રંથો કરતાં કંઈક નવીનતા જરૂર આપશે.

આ સ્થળે ગ્રંથ લખવાના મારા ઉત્સાહને વધારનાર અને આ ગ્રંથના પ્રકાશક **શ્રીયુત ચંદુલાલ સાકરલાલ ઠાકોરનો** આભાર માનુ તો અસ્થાને નથીજ.

આ પુસ્તક તૈયાર થવા બદલ પરમકૃપાળુ પરમાત્માનો અંત:કરણપૂર્વક આભાર માની વાચકો પ્રત્યે ગ્રંથની ત્રુટિઓ માટે ક્ષમા યાચુ છુ જો વાચક બંધુઓને સુધારો વધારો કરવાનું આવશ્યક જણાય તે વિના સંકોચે મને લખશે તો તેને યોગ્ય કરવા બીજી આવૃત્તિમાં યત્ન કરીશ, અને ઉપકાર માનીશ . . . . . . . ઇતિ શમ્

વિ સં ૧૯૯૪<br>ધનતેરસ<br>તા ૨૦-૧૦-૧૯૩૮

લી કૃપાકાંક્ષી.—<br>ગ્રંથકર્તા

# અનુક્રમણિકા

## જ્યોતિષ શાસ્ત્ર શિક્ષણ ભાગ. ૧



## ભાગ બીજો.



## સંજ્ઞા પ્રકરણ પૃષ્ઠ ૧ થી ૩૬

બળવાન સમય, બળવાન દિશા બળવાન કાળ મધ્યમાન વગેરે વર્ણન રાશિઓઆબત સંપૂર્ણ વર્ણન ૩૨ રાશિનો શરીરમાં વિભાગ ૩૫ યોગ અને તેના નામ કરણ, વિષ્ટિ વગેરે સમજ ૩૬.

### (૨) જન્મ પ્રકરણ પૃષ્ટ ૩૬ થી ૬૯

જન્મ ટાઇમની આવશ્યકતા. ટાઇમની સમજ ઇષ્ટ ઘડી, કલાક પરથી ઇષ્ટ ઘડી લાવવાની રીત, સ્ટાંડર્ડ ટાઇમની સમજ ૩૭ પંચાંગની સમજ, હિંદુસ્તાનના મુખ્ય ગામોના અક્ષાંશ, રેખાંશ, સ્ટાન્ડર્ડ ટાઇમ અને સ્થાનિક વચ્ચે અંતર ૩૮ થી ૫૩, ઇષ્ટ દિવસુ સૂર્યના રાશિ અંશલાવવાની રીત. દિનમાન લાવવાની રીત ૫૫, દિનમાન પત્ર ૫૧, દિનમાનમાં ફેરફાર કરવાની રીત ૫૬, કાલ સભી કરણ કોષ્ટક અને ઉદયાસ્ત સૂક્ષ્મ કરણ ૫૮, લગ્નપત્ર, કાસું લગ્ન લાવવાની રીત ૬૦, જન્માક્ષર લખવાની રીત ૬૨, તથા ઉદાહરણ વર્ષ પુરૂષાકાર અને સ્ત્રી આકાર ચક્રની સમજ ૬૩ વર્ષ અને વર્ગનું ફળ નામ પાડવાની રીત ૬૪, જન્માક્ષરનો નમુનો ૬૫, બાળકના જન્મનો ખરાબ સમય અને નક્ષત્ર યોગ વગેરેમાં નેષ્ટ ફળ અભૂક્ત મળ અને તેનું ફળ તથા બીજા દુર્યોગોનું વર્ણન ૬૬ થી ૬૯.

### ( ૩ ) ગણિત પ્રકરણ પૃષ્ટ ૭૦ થી ૧૪૭

જન્મપત્રિકા કરવાને ઉપયોગી ગણિત, અહર્ગણ લાવવાની રીત અને ઉદાહરણ ૭૦, અહર્ગણપરથી વાર લાવવાની રીત, મધ્યમગ્રહ સાધન ૫૫, મધ્યમગ્રહના કોષ્ટક સૂર્ય, ચંદ્ર ઉચ્ચ મધ્યમચંદ્ર, રાહુ, મંગળ, બુધ કેન્દ્ર, ગુરૂ. શુક્ર કેન્દ્ર, શનિ વગેરે મધ્યમ ગ્રહ સાધવાની સારિણી ૭૩–૮૧ સ્પષ્ટગ્રહનો સંસ્કાર, ભુજાંશ સૂર્યમંદફળ સારિણી ૭૪ સૂર્યોદય દિનમાન તથા લગ્નમાન વગેરે માટે દેશાંતર સારિણી ૮૬, સ્પષ્ટચંદ્ર લાવવાની રીત. સ્પષ્ટ ચંદ્ર માટે ત્રિફળ સંસ્કાર, સ્પષ્ટ ચંદ્રની ગતિ ૮૯, ચંદ્ર મંદફળ સારિણી ૯૦, ભૌમાદિ પંચ તારા સ્પષ્ટીકરણ, ઉદયાસ્તાદિ અંશો, ઉદયાસ્ત માર્ગ લાવવાની રીત ભૌમ

# ભાગ બીજો

૩૯૧, ત્રિપતાચક્ર મુદ્દાદશા હીનાંશાદશા ૩૯૨ થી ૩૯૩, સહમના-નામ અને સાધન સારિણી ૩૯૪ થી ૩૯૭, માસ પ્રવેશ લાવવાની હકીકત ૩૯૭ થી ૩૯૮, માસ પ્રવેશ સારિણી ૩૯૯ થી ૪૦૨, માસના ષડેશ માસ દશા, માસમાં હોરા નવમાંશપરથી ફળ દિન પ્રવેશ ૪૦૩ થી ૪૦૪.

(૩) ષોડશ પ્રકરણ. ૪૨૯ થી ૪૭૬

ભાવ ફળ વર્ણનમા સૂર્યફળ ૪૦૫, ચંદ્રફળ ૪૦૬, મંગળફળ ૪૦૭ બુધ ફળ ૪૦૮, ગુરૂફળ ૪૦૯, શુક્રફળ ૪૧૦, શનિફળ ૪૧૨, રાહુ ફળ ૪૧૩, કેતુફળ ૪૧૫, મુંથાફળ ૪૧૮, મુંથાનું વિશેષ ફળ ૪૧૪, મુંથા અને ગ્રહના સંબંધનું ફળ ૪૧૯, વર્ષેશનો નિર્ણય ૪૨૨ વર્ષરાજા સૂર્યનું ફળ ૩૨૨, ચદ્રરાજાનું ફળ ૪૨૨, મંગળ વર્ષેશનું ફળ, વર્ષેશ બુધનું ફળ ૪૨૩, વર્ષેશ ગુરૂનું ફળ, વર્ષેશ શુક્રનું ફળ ૪૨૪, વર્ષેશ શનિ ફળ, કેટલીક આવશ્યકતા સૂચના ૪૨૫, ષોડશ યોગનું પ્રકરણ, ગ્રહોના દીપ્તાંશ, ગ્રહોના અંશ, ગતિ શીઘ્ર ગ્રહ મંદગ્રહ અને દૃષ્ટિ માટે સમજ ૪૨૯, કૃત્ય યોગ ૪૩૦, દુરપયોગ ઈક્કિવાલયોગ, ઇંદુ વારયોગ ઇત્થિસાલ (મુથસીલ) યોગ ૪૩૧ થી ૪૩૫, ઈસરાફ યોગ નકતયોગ ૪૩૫, યમયાયોગ, યમયાયોગ ૪૩૬, કમ્બુલયોગ અને તેના ભેદ ૪૩૭, ગૈરી કંબુલ ૪૩૯, ખલ્લાશરયોગ રદ્દયોગ દુરાળીયોગ, દુત્થોત્થ દીભીરયોગ ૪૪૦, તંબિરયોગ ૪૪૧, રીષ્ટ સબંધી પ્રકરણ ૪૪૧, રીષ્ટભંગ પ્રકરણ રીષ્ટના પાદનું જ્ઞાન ૪૪૬ થી ૪૫૧, રાજયોગ ૪૪૯. રાજયોગ ભંગ ૪૫૧, હર્ષબળનું ફળ, ષટ્ટહપઅવર્ગી, નિપતાકા ૪૫૨, સહમ માટે વિચાર ૪૫૨, ફળ મળવાનો સમય ૪૫૩, વર્ષ જોવાની સાધારણ રીત ૪૫૪, વર્ષ કુંડલીના ભાવનો વિચાર ૪૫૪ થી ૪૫૬, દશાફળ સંબંધી વિચાર ૪૭૭, અંતર્દશા માસફળ અને વિવરણ દિન પ્રવેશ માસ સમજ ૪૫૬ થી ૪૭૬, અથ જન્મપત્રિ ઉદાહરણ ૪૭૭ થી ૫૨૦.

---

॥ सत्यं शिवं सुन्दरम् ॥



# ॥ अथ ज्योतिःशास्त्रशिक्षकः ॥



## ભાગ ૧ લો.

### जातकविभागः ॥

---

### સંજ્ઞા પ્રકરણ.

**नमः शिवाय निःशेषक्लेशप्रशमशालिने ॥**
**त्रिगुणग्रन्थिदुर्भेद्यभवबंधविमोचिने ॥ १ ॥**

દરેક પ્રકારના કલેશનું શમન કરનાર, અને સત્વ, રજ તથા તમ એમ ત્રણ ગુણમય દુર્ભેદ્ય ગ્રંથીથી મુક્ત કરી સંસાર બંધન છોડાવનાર શિવને નમસ્કાર.

જ્યોતિષશાસ્ત્રમાં **ગણિત** અને **ફલિત** એમ બે મુખ્ય વિભાગ છે. ગણિત વિભાગમાં પેટા વિભાગ તરીકે ત્રણ વિભાગ છે. (૧) **સિદ્ધાંત** (૨) **તંત્ર** (૩) **કરણ**. આ ત્રણ વિભાગોમાં (૧) સિદ્ધાંત વિભાગમાં કલ્પમાનથી ઇષ્ટ દિવસ સુધીનું ગણિત હોય છે. (૨) તંત્રમાં યુગના આરંભથી ગણિત કરવાનું હોય છે. અને (૩) કરણમાં શકમાનથી ગણિત કરવાનું હોય છે. આ ત્રણે વિભાગમાં કરણવિભાગથી ગણિત કરવું સુગમ છે. આ આખા વિભાગને સિદ્ધાંત વિભાગ એમ પણ કહે છે.

ફલિત વિભાગ મુખ્યત્વે અનુભવથી લખાયો છે, ઋષિઓએ અનેક ગ્રહસ્થિતિનો વિચાર કરી અનુભવ દ્વારા નિશ્ચય કરી (૧) સંહિતા અને (૨) હોરા એમ બે વિભાગમાં ફલિતના સિદ્ધાંતો ઠરાવ્યા છે. જે ઉપરથી ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન જાણી શકાય છે. આથી શાસ્ત્રમાં કહ્યું છે કે.—

सिद्धांतसंहिताहोरारूपस्कंधत्रयात्मकम् ॥
वेदस्य निर्मलं चक्षुर्ज्योतिःशास्त्रमकल्मषम् ॥१॥

સિદ્ધાંત, સંહિતા અને હોરા એમ ત્રણ શાખાવાળું કલંક વગરનું જ્યોતિ શાસ્ત્ર વેદનું નિર્મળ ચક્ષુ છે.

કલ્પ— બ્રહ્માનો એક દિવસ કલ્પ કહેવાય છે. એક કલ્પમાં એક હજાર વખત ચાર યુગ થાય છે, જેટલો દિવસ તેટલીજ રાત્રી પણ છે અને એક રાત્રિદિવસનું બ્રહ્માનુ અહોરાત્ર છે તેવા ૩૬૦ અહોરાત્રનું બ્રહ્માનુ એક વર્ષ થાય છે. તેવાં એકસો વર્ષ સુધીનું બ્રહ્માનું આયુષ્ય છે બ્રહ્માના ૧૦૦ વર્ષ તે **મહાકલ્પ** છે.

યુગ—૧૭૨૮૦૦૦ વર્ષનો **કૃતયુગ**, ૧૨૯૬૦૦૦ વર્ષનો **ત્રેતાયુગ**, ૮૬૪૦૦૦ વર્ષનો **દ્વાપરયુગ** અને ૪૩૨૦૦૦ વર્ષનો **કલિયુગ** આ પ્રમાણે ચાર ચરણનો ૪૩૨૦૦૦૦ વર્ષનો એક મહાયુગ થાય છે. ૭૧ મહાયુગનો એક મન્વતર થાય છે. એક હજાર મહાયુગ એટલે બ્રહ્માનો એક દિવસ અથવા કલ્પ થાય, અને તેમાં ૧૪ મનુઓ થાય છે.

૧ સ્વાયંભૂવ ૨ સ્વારોચિષ ૩ ઉત્તમ ૪ તામસ ૫ રૈવત ૬ ચાક્ષુષ ૭ વૈવસ્વત ૮ સાવર્ણી ૯ દક્ષ સાવર્ણી ૧૦ બ્રહ્મસાવર્ણી ૧૧ ધર્મસાવર્ણી ૧૨ રૂદ્રસાવર્ણી ૧૩ રૌપ્યસાવર્ણી ૧૪ ભૌતિક-સાવર્ણી એ પ્રમાણે ભાગવત વગેરે પુરાણો તથા જ્યોતિષના ગ્રંથોમાં ચૌ મનુઓ વર્ણવેલા છે.

હાલમાં ૭ મા મન્વંતરમાં મહાયુગોની ગણનામાં ૨૭ **મહાયુગ** ગયા છે અને ૨૮ મા મહાયુગનો યુગ ચરણ કલિયુગ ચાલે છે. જેનાં ૫૦૩૮ વર્ષ ગયાં છે અને અવશેષ વર્ષો ૪૨૬૯૬૨ રહેલાં છે, તે પૂર્ણ થવાથી ૨૮ મહાયુગ પૂર્ણ થશે.

**સંવત્સરના પાંચ ભેદ**—૧ સૌરવર્ષ ૨ ચાંદ્ર વર્ષ ૩ સાવન વર્ષ ૪ નાક્ષત્રવર્ષ ૫ બાર્હસ્પત્ય વર્ષ (૧) ૩૬૫ દિવસ, ૧૫ ઘટી ૩૧ પળ, ૩૧ વિપલ ૨૪ પ્રતિવિપલનું સૂર્યની ગતિના આધારે ઉત્પન્ન થએલું વર્ષ **સૌર વર્ષ** કહેવાય છે, (૨) સુદિ ૧ થી વદિ ०)) સુધીમાં પૂર્ણ થતો એક માસ એવા ૧૨ માસનું ૩૫૪ દીવસનું વર્ષ તે **ચાંદ્ર વર્ષ** કહેવાય છે (૩) એક દિવસના સૂર્યોદયથી બીજા દિવસના સૂર્યોદય સુધીમાં થતા ૬૦ ઘટીનાં એક દિવસ મુજબ ૩૬૦ દિવસનું વર્ષ તે **સાવન વર્ષ** કહેવાય છે (૪) એક નક્ષત્રની શરૂઆતથી પુનઃ તેજ નક્ષત્ર સુધીમાં થતા ૩૬૬ દિવસનું વર્ષ **નાક્ષત્ર વર્ષ** છે (૫) ગુરૂનામના ગ્રહને એક રાશિ ભોગવતાં થતા કાલને **બાર્હસ્પત્ય વર્ષ** કહેવામાં આવે છે. તે સિવાય પણ **દૈવમાન, પિત્ર્યમાન** વગેરે કાલ ગણના માટે જુદાજુદા ભેદ જ્યોતિષ ગ્રંથોમાં જણાવેલા છે, તે સર્વમાં આપણા ભારતીય ઋષિઓ આચાર્યો વગેરેએ સૌર વર્ષ અને ચાંદ્ર વર્ષના પક્ષને મુખ્ય લઈ ગણિત ક્રમ દર્શાવેલો છે. ૩૬૫ દિવસ ૧૫ ઘટી ૩૧ પળ ૩૧ વિપળ અને ૨૪ પ્રતિવિપળનું એક વર્ષ ગણાય છે. અને તે સૂર્યનું વર્ષ કહેવાય છે. સૂર્યસિદ્ધાંતાદિ ગ્રંથોમાં કાળ ગણત્રી સૂર્યમાન મુજબ કહેલી છે અને તે પ્રમાણે યુગ પ્રવર્તે છે.

અત્યારના સમયમાં પંચાંગમાં જુદી જુદી કોમને અનુકુળતા માટે તે તે કોમનાં વર્ષમાન (તારીખ) વગેરે લખવામાં આવે છે. તેમાં મુખ્યત્વે જ્યોતિષ વર્ષમાન (સંવત–શક) ૨ ખ્રિસ્તી ઇસ્વીસન ૩ પારસીસને ૪ મોહમદી સન–વગેરે ભેદો લોકોને જાણીતા છે.

**સંવત પરથી જુદા જુદા સન લાવવાની રીતિ**—કાર્તિક સુદ ૧ થી શરૂ થતા વિક્રમ સવત્‌માંથી ૧૩૫નો આંક બાદ કરવાથી શાલિવાહન શક થાય છે તે શકનો આરભ ચૈત્ર માસમાં (મેષસૂર્ય) થાય છે વિક્રમ સવતમા ૫૭ બાદ કરવાથી ખ્રિસ્તિ ઇસ્વીસન થાય છે, અને તેની શરૂઆત આશરે પોષ માસથી થાય છે વિક્રમ સવતમાથી ૬૩૮ બાદ કરવાથી મોહમદી હિઝરી સન થાય છે વિક્રમ સવતમાં ૬૮૭ બાદ કરવાથી પારસી સન થય છે, તેનો આરભ આશરે શ્રાવણ માસથી થાય છ એ પ્રમાણે જુદાજુદા સન જાણી લેવા ×

**સંવત્સરનાં નામ તથા બ્રહ્મા વિષ્ણુ અને મહેશની વીશી**-વિક્રમ સવત્‌માં ૯ નો આક ઉમેરવો અને ૬૦થી ભાગવા, શેષ વધે તે આકનો સવત્સર સમજવો શાલિવાહન શકમાં ૧૨ ઉમેરવા અને ૬૦ થી ભાગ દેવો ને શેષ વધે તેટલામો સવત્સર સમજવો

**સવત્સરનાં નામ**—૧ પ્રભવ ૨ વિભવ ૩ શુકન ૪ પ્રમોદ ૫ પ્રજાપતિ ૬ અગિરા ૭ શ્રીમુખ ૮ ભાવ ૯ યુવા ૧૦ ધાતા ૧૧ ઇશ્વર ૧૨ બહુધાન્ય ૧૩ પ્રમાથી ૧૪ વિક્રમ ૧૫ વૃષ ૧૬ ચિત્રભાનુ ૧૭ સુભાનુ ૧૮ તારણ ૧૯ પાર્થિવ ૨૦ વ્યય ૨૧ સર્વજીત ૨૨ સર્વધારી ૨૩ વિરોધી ૨૪ વિકૃતિ ૨૫ ખર ૨૬ નદન ૨૭ વિજય ૨૮ જય ૨૯ મન્મથ ૩૦ દુર્મુખ ૩૧ હેમ‌ી‌ણી ૩૨ વિલબી ૩૩ વિકારી ૩૪ શાર્વરી ૩૫ પ્લવ ૩૬ શુભકૃત ૩૭ શોભન ૩૮ ક્રોધી ૩૯ વિશ્વાવસુ ૪૦ પરાભવ ૪૧ પ્લવગ ૪૨ કીલક ૪૩

×નોટ —જે જે સનનો પ્રારભ જે મહીનામા કહેલો છે, તેની પહેલાના મહિનાઓમા સને કહેલી રીતિ મુજબ જ કાઢવા અને તે પછીના મહિનાઓમાં સન લાવતી વખતે બાદ કરવાની રકમમાથી એક આંક ઘટાડવો

સૌમ્ય ૪૪ સાધારણ ૪૫ વિરોધકૃત ૪૬ પરિધાવી ૪૬ પ્રમાદી ૪૮ આનંદ ૪૯ રાક્ષસ ૫૦ નલ ૫૧ પિંગલ પર કાળયુક્ત ૫૩ સિદ્ધાર્થી ૫૪ રૌદ્ર ૫૫ દુર્મતિ ૫૬ દુદુંભી ૫૭ રૂધિરોદ્‌ગારી ૫૮ રક્તાક્ષી ૫૯ ક્રોધન ૬૦ ક્ષય.

ઉપર મુજબ સંવત્સરોમાં પ્રભવ નામના સંવત્સરથી ૨૦ સંવત્સર સુધી બ્રહ્માની વિશી, સર્વજીત નામના સંવત્સરથી ૨૦ વર્ષ સુધી વિષ્ણુની વિશી અને પ્લવંગનામના સંવત્સરથી ૨૦ વર્ષ સુધી શંકરની વિશી પ્રમાણે શાસ્ત્રોમાં ગણતરી કહેલી છે.

**દેશ પરત્વે સંવત્સર બદલવાના સમયો**—ઉત્તર હિંદુસ્તાનમાં વિક્રમ સંવતનો આરંભ ચૈત્ર માસથી થાય છે. ગુજરાત તથા મહારાષ્ટ્રમાં કાર્તિક સુદી ૧ થી અને કાઠિઆવાડ તથા કચ્છમાં અષાઢ સુદી ૧ થી વર્ષારંભ ગણાય છે. પરંતુ હાલમાં દરેક સ્થાને કાર્તિક સુદીથી સંવત બદલવાનો રીવાજ પ્રચલિત થયો છે.

**શક કર્તા રાજાઓ**—દરેક યુગમાં શક કર્તા રાજાઓ થાય છે, મહાયુગમાં પ્રથમ સત્યયુગ શરૂ થયો, ત્યારે તેમાં માંધાતા અને ધુંધુ-માર એમ બે મહારાજાથી શક ચાલ્યા. આ યુગમાં ફક્ત વેદ ધર્મ જ હતો. ત્યારપછી ત્રેતા યુગની શરૂઆત થઇ તેમાં વેદમાંથી ઉપનિષદો તથા સૂત્રો શાસ્ત્રો વગેરે લખાયાં, તે યુગમાં હરિશ્ચંદ્ર અને પુરૂરવા એમ બે શકવર્તી રાજાઓ થયા. ત્યારપછી દ્વાપર યુગની શરૂઆત થઈ, આ યુગમાં ઈતિહાસ તથા પુરાણોનાં શાસ્ત્રો લખાયાં અને શકવર્તી સૂર્યવંશી કાર્તવીર્ય અને કૃતવર્મા બે રાજા થયા. હાલમાં ચાલતા કલિયુગમાં શક ચલાવનાર ૬ ચક્રવર્તી રાજાઓની ગણત્રીમાં કહેલી છે, તેમાં ઇન્દ્રપ્રસ્થ (આગ્રા) નગરીમાં મહારાજા યુધિષ્ઠિરનો શક ૩૦૪૪ વર્ષ ચાલ્યો, ત્યારપછી ભૂમધ્ય રેખા પર આવેલી ઉજ્જયિની નગરીમાં મહાન પ્રતાપી વીર વિક્રમાદિત્યનો શક (સંવત) ૧૩૫ વર્ષ ચાલ્યો,

ત્યારબાદ પ્રતિષ્ઠાનપુરીના (પૈઠણના) રાજા શાલિવાહનનો શક ૧૮૦૦૦ વર્ષનો હાલ વર્તમાનમાં ચાલે છે હવે પછી વૈતરણી અને સિંધુ સગમના પ્રદેશના રાજા વિજ્યાભિનદનનો ૧૦૦૦૦ વર્ષનો, ત્યાર પછી ગૌડદેશમાં ધારાતીર્થ નામે પ્રદેશના મહારાજા નાગાર્જુનનો શક ૪૦૦,૦૦૦ વર્ષનો અને કર્નાટક દેશ મધ્યે કરવીર નગરીના રાજા કલ્કિ ભગવાનનો શક ૮૨૬ વર્ષ સુધી ચાલનારો છે, પ્રમાણે કલિયુગના સમયમા ૭ શક કર્તા કહેલા છે

**ગોલ અને અયન**—સૂર્ય સિદ્ધાંતાદિ ગ્રંથોમાં કાલની ગણતરીમાં સૂર્ય પર આધાર છે, અને તે મુજબ ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૩૧ પળ ૩૧ વિપલ, ૨૪ પ્રતિવિપળનું એક સૌરવર્ષ છે. જ્યારે સૂર્ય મેષરાશિનો થાય ત્યારથી ઉત્તરગોલ કહેવાય છે, તેમજ તુલા સક્રાંતિથી દક્ષિણગોલ કહેવાય છે જ્યારે સૂર્ય મકર સક્રાંતિના થાય ત્યારથી ઉત્તરાયન કહેવાય છે અને કર્ક સક્રાંતિનો સૂર્ય થાય ત્યારથી દક્ષિણાયન કહેવાય છે. અયન અને ગોલ ૭ માસ સુધી એકજ રહે છે, એ પ્રમાણે દરેક મહીનાના અયન ગોલ ગણી શકાય છે સૂર્યદેવ જ્યારે ઉત્તરાયનમા પ્રવેશ કરે છે, ત્યારે દેવતાઓનો દિનોદય થયો કહેવાય છે દેવતાઓનો દિન આપણા ૬ મહિનાનો છે, અને દક્ષિણાયનમા જ્યારે સૂર્યદેવ આવે ત્યારે દૈત્યોનો દિનોદય કહેવાય છે દેવતાઓના દિવસને દૈત્યોની રાત્રી કહે છે ઉત્તરાયન દેવોનો દિવસ છે, અને દક્ષિણાયન રાત્રી છે સક્રાંતિમા સૂર્ય પ્રવેશ કરે છે તે સમય પુણ્યકાલ ગણાય છે, તે સર્વમા અયન અને વિષુવ (ગોળ) કાલને અધિક પુણ્યકાલ ગણેલો છે

**ઋતુઓ**—બે બે સક્રાંતિની એક ઋતુ કહેલી છે, એટલે મકર અને કુભ સક્રાંતિ શિશિર ઋતુ, મીન અને મેષ સક્રાંતિ વસતઋતુ વૃષભ અને મિથુન સક્રાંતિ ગ્રીષ્મઋતુ, કર્ક અને સિંહ સક્રાંતિ

હેમંતઋતુ એ પ્રમાણે ૭ ઋતુ એક વર્ષમાં થાય છે. માસ ભેદથી ઋતુ ગણનામાં ચૈત્ર-વૈશાખ માસ વસંતઋતુ, જ્યેષ્ઠ અષાડ ગ્રીષ્મ-ઋતુ, શ્રાવણ ભાદ્રપદ વર્ષાઋતુ, આશ્વિન કાર્તિક શરદ્‌ઋતુ, માર્ગશીર્ષ પોષ હેમંતઋતુ, માઘફાલ્ગુન શિશિરઋતુ એ પ્રમાણે ચૈત્રાદિબાર માસમાં વસંતાદિક ૭ ઋતુઓ ગણાય છે, પરંતુ ખાસ કરીને પ્રથમ બતાવેલાં સંક્રાંતિથી શરૂ થતાં ઋતુમાન લેવાય છે અને તે સર્વ સંમત છે.

**માસ**—માસ ૪ પ્રકારના છે. (૧) શુકલ પ્રતિપદથી વદ ০)) સુધીના દિવસોનો ચાંદ્રમાસ, (૨) સૂર્ય એક સંક્રાંતિમાં પરિભ્રમણ કરે તે સૌરમાસ (૩) સાવન ૩૦ દિવસનો માસ તે સાવન માસ, અને (૪) ચોથો નાક્ષત્રમાસ, ચંદ્રનું દરેક નક્ષત્રમાં એક વખત ભ્રમણ પુરૂં થવું તે ૨૭ દિનનો નાક્ષત્રમાસ થાય છે. દેશપરત્વે ચાંદ્રમાસમાં ભેદ થએલા છે, કાઠિઆવાડ ગુજરાત મહારાષ્ટ્ર વગેરે સ્થાનોમાં સુદિ ૧ થી ০)) સુધી અમાવાસ્યાંત માસ ગણના કરાય છે, ઉત્તર હિંદના પ્રદેશોમાં પૂર્ણિમાંત માસ ગણાય છે, શુકલપક્ષ બંને ગણનામાં એક જ હોય છે, પણ જ્યારે આપણા દેશ મુજબ કાર્તિક વદ ચાલે ત્યારે અન્ય પ્રકારે માસગણના વાળા દેશમાં માર્ગશીર્ષવદ ગણાય છે. અર્થાત્ તેમની માસ ગણના આપણાથી એક પક્ષ અગાઉ છે. અને વદ પક્ષ પહેલાં ગ્રહણ કરે છે. ચૈત્રાદિ માસોની ગણના પૂર્ણ કલાયુક્ત ચંદ્રના ભોગ્ય નક્ષત્ર પરથી થએલી છે, કૃતિકા નક્ષત્ર કાર્તિક પૂર્ણિમાના ચંદ્રનું ભોગ્ય નક્ષત્ર હોવાથી કાર્તિક માસ કહેવાય છે, તેમજ મૃગશીર્ષ નક્ષત્રથી માર્ગશીર્ષ, પુષ્ય નક્ષત્રથી પૌષ, મઘા નક્ષત્રથી માઘ, ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર પરથી ફાલ્ગુન, ચિત્રા પરથી ચૈત્ર, વિશાખા પરથી વૈશાખ, જ્યેષ્ટા પરથી જેષ્ઠ, પૂર્વા ભાદ્રપદ પરથી ભાદ્રપદ, અશ્વિની પરથી આશ્વિન આ પ્રમાણે નક્ષત્ર મુજબ માસનાં નામ પાડેલાં છે. ચૈત્ર માસમાં મેષ સંક્રાંતિ આવે છે, વૈશાખમાં વૃષભ, જ્યેષ્ટમાં મિથુન, આષાઢમાં કર્ક, શ્રાવણ માસમાં

સિંહ, ભાદ્રપદમાસમાં કન્યા, આસો માસમાં તુલા, તક માસમાં વૃશ્ચિક, માર્ગશીર્ષમાસમાં ધન, પોષ માસ મકર, મહા માસમાં કુંભ, ફાલ્ગુન માસમા મીન, એમ અનુક્રમે આવ્યાજ કરે છે.

**અધિકમાસ**—જે માસમાં સૂર્યસંક્રાંતિ ન આવે તે માસ અધિકમાસ કહેવાય છે. (એટલે સુદ ૧ થી વદ ૦)) સુધીના માસમાં જ્યારે સૂર્યસક્રાંતિ ન આ ે ત્યારે તે અધિક માસ કહેવાય છે) અને તેની અગાઉ સમાપ્ત થએલા મહિનાની પછીના મહિનાનું નામ તેને અપાય છે. આમ બે વખત તે મહિનો ગણાય છે. એકંદર ૩૬૫ દિવસનુ સૌરવર્ષ અને ૩૫૪ દિવસનુ ચાંદ્રવર્ષ એ બેનુ અ તર દરવર્ષે ૧૧ દિવસ થાય છે આ અ તર વધતાં જતાં ત્રણ વર્ષે ૧ માસ થાય, એટલે અધિકમાસ કહેવાય છે દર વખતે ૩૨ મહિના ૧૬ દિવસ ૪ ઘડીએ અધિક માસ આવે છે.

शाके बाणकरांकके विरहिते नन्देन्दुभिर्माजिते ।
शेषे वह्निमघौ च माधवशिवे ज्येष्ठेवरे चाष्टके ॥
आषाढे नृपतौ नमश्च शरके भाद्रे च विश्वांशके ।
मैत्रे आश्विनकेऽधिमासमुदिते शेषेऽन्यके स्यान्नहि ॥

**અર્થ**—વર્તમાન શાલિવાહન શકમાંથી ૯૨૫ બાદ કરવા, શેષાકને ૧૯ થી ભાગવાથી શેષ ૩ વધે તો ચૈત્ર, ૧૧ વધે તો વૈશાખ, ૦ અથવા ૮ વધે તો જેઠ માસ, ૧૬ વધે તો આષાઢમાસ, ૫ વધે તો શ્રાવણમાસ, ૧૩ વધે તો ભાદ્રપદમાસ, ૨ વધે તો આશ્વિનમાસ અધિકમાસ આવે છે તે સિવાયના આક માટે કોઈપણ માસ સમજવો નહિ, એટલે તે વર્ષમા અધિકમાસ નહિ આવે ઉપર મુજબ સ્થૂલ રીતિ છે, પરતુ ગણિત વિધિથી લખેલ અધિકમાસની ગણનામાં આ શકા લાવવી નહિ અધિકમાસ ફાગણ ચૈત્ર વૈશાખ જ્યેષ્ઠ આષાઢ શ્રાવણ ભાદ્રપદ આશ્વિન એ આઠ માસ સિવાયના માસમાં

આવતા નથી. જે પ્રમાણે અધિકમાસની ગણુના બતાવી છે, તે પ્રમાણે ક્ષયમાસની ગણુના બતાવી છે. **द्विसंक्रांतिमासः क्षयाख्यः कदाचित्** ॥ બે અમાવાસ્યાની વચમાં બે સૂર્ય સંક્રાંતિ આવે તો ક્ષયમાસ થાય, જે વર્ષમાં ક્ષયમાસ આવે તે સંવતમાં બે અધિક માસ આવે છે, ક્ષયમાસ કાર્તિક માસથી ત્રણ માસ સિવાયના માસોમાં આવતો નથી. જે સંવતમાં ક્ષયમાસ હોય તેથી ૧૪૧ વર્ષ પછી અથવા ૧૯ વર્ષે ક્ષયમાસ આવવાનો સંભવ રહે છે. ક્ષયમાસ આવે ત્યારે પંચાંગમાં માસ યુગ્મ લખાય છે.

**પક્ષ**—સુદિ ૧ થી ૧૫ સુધી સુદી પક્ષ કહેવાય છે અને વદિ ૧ થી ૩૦ સુધી વદિ ગણાય છે.

**તિથિ**—સૂર્યથી ચંદ્રનું ૧૨ અંશ આગળ વધવું તેનું નામ તિથિ અથવા ચાંદ્રદિવસ કહેવાય છે. એવા ૧૫ ચાંદ્ર દિવસનો એક પક્ષ થાય છે. અને બે પક્ષ મળીને એક માસ થાય છે. સુદિ ૧ થી ૧૫ પર્યંતને શુકલપક્ષ અથવા સુદી અજવાળીયું વગેરે નામથી ઓળખે છે. અને વદ ૧ થી ०)) પર્યંત કૃષ્ણપક્ષ અથવા વદી અંધારીયું વગેરે નામથી ઓળખે છે. સુદી પક્ષ દેવકર્મ માટે છે, અને વદી પક્ષ પિતૃઓ માટે છે, એમ શાસ્ત્રો કહે છે. ૧ પડવો, ૨ બીજ, ૩ ત્રીજ, ૪ ચોથ, ૫ પાંચમ, ૬ છઠ, ૭ સાતમ, આઠમ, ૯ નોમ, ૧૦ દશમ, ૧૧ અગીઆરસ, ૧૨ બારસ, ૧૩ તેરસ, ૧૪ ચૌદશ, ૧૫ પુનમ. અહીં સુધી ચંદ્રની કલા પ્રતિદિન વૃદ્ધિ પામે છે. અને પુનઃ વદ ૧ થી તે ०)) સુધી એક એક કળા ચંદ્ર ક્ષીણ થાય છે. ઉપર મુજબ ૧૫ તિથિનું એક પખવાડિયું થાય છે. તો પણ કોઇ સમયે ૧૪ દિનનું પખવાડિયું થાય, કવચિત ૧૩ દિનનું પખ-વાડીયું આવે અને વૃદ્ધિને કારણ ૧૬ દિવસનું પખવાડિયું પણ થાય.

**ક્ષય અને વૃદ્ધિ તિથિ**—પંચાંગમાં માસના કોઠામાં તિથિની

બાજુમા વાર લખેલા હોય છે, અને વારની બાજુમાં ઘડી અને પલ લખેલી હોય છે, તેની સમજણ એવી છે કે સૂર્યોદયથી લખેલ આકની ઘડી સુધી તે તિથિ છે ઘડીના કલાક કરવા હોય તો ૨૪ મીનીટની એક ઘડી થાય તેમ સમજી લેવુ એટલે ઘડીને બેથી ગુણી પાચથી ભાગતાં કલાક સમજવા એ પ્રમાણે નક્ષત્ર યોગ કરણ વગેરે માટે તથા ઇષ્ટબલ માટે ધ્યાન રાખવુ અગત્યનુ છે એક રાત્રિ અને દિવસ મળી કુલ ૬૦ ઘડી અથવા ૨૪ કલાક થાય છે જ્યારે ૨૪ કલાકથી કોઇ તિથિ અધિક આવે તો બીજે દિવસે તે તિથિ લખવામા આવે છે એટલે તેની વૃદ્ધિ કહેવાય છે તે વૃદ્ધિ ત્રિ સ્પૃક્ કહેવાય જેમકે દશમી ઘ ૫૫-૧૯ પછી એકાદશી ઘ ૬૦-૦ બીજે દિવસે અને ત્રીજે દિવસે ૦-૬ એમ એકાદશી તિથિએ ત્રણ વારને સ્પર્શ કર્યો જેથી તે ત્રિ સ્પૃક્ કહેવાય અને તેથી વિરુદ્ધ અવમ (ક્ષય) દિન કહેવાય, જેમકે દશમી ઘ ૩/૨૭ એકાદશી ૫૬/૪ ઉપરાત દ્વાદશી આ યોગમા એકવારમા ત્રણ તિથિએ સ્પર્શ કર્યો. એ પ્રમાણે નક્ષત્રયોગ વગેરે માટે ધ્યાન રાખવુ

વાર એ પચાગનુ બીજુ અગ છે શાસ્ત્રીય મત મુજબ સર્વે ગ્રહો પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે તેઓનો ક્રમ છેવટથી લઈએ તો શનિ, ગુરૂ, મગળ, રવિ શુક્ર, બુધ, ચન્દ્ર એવો છે, તેમાથી પ્રથમ શનિ લઈ તેની પછી ચોથો ગ્રહ ગણવામા આવે તો અનુક્રમે રવિ, ચદ્ર મગળ, બુધ, ગુરૂ, શુક્ર શનિ એ પ્રમાણે સાત વાર થાય છે દિવસની ૨૪ હોરા ના શનિ આદિ ગ્રહ ક્રમથી સ્વામી ગણેના છે જેમકે પહેલે દિન પ્રથમ હોરાનો સ્વામી શનિ હોય તો બીજે દિવસે પ્રથમ હોરાનો સ્વામી રવિ થાય છે એ પ્રમાણે અનુક્રમે હોરાના સ્વામીઓ રવિથી શનિ સુધીના થાય છે જેથી પહેલી હોરાનો જે સ્વામી તે જ તે દિવસનો સ્વામી ગણવામાં આવેલો છે

નક્ષત્ર—એ પચાંગનુ ત્રીજુ અગ ગણાય છે નક્ષત્રના તારા સરખે અતરે નથી ક્રાતિવૃત્તના સરખા ૨૭ વિભાગ કરીને તેમાંથી

પ્રત્યેકને નક્ષત્ર સંજ્ઞા આપેલી છે. એટલે ૧૩ અંશ ૨૦ કળા જેટલો ભાગ તે નક્ષત્ર, પંચાંગમાં ત્રીજા અંગ તરીકે લખાય છે. સાધારણ રીતે એક નક્ષત્ર ૬૦ ઘડી ૪૫ પલ હોય છે અને કોઈ વખત ન્યૂનાધિક પણ થાય છે. તે સિવાય સૂર્યાદિનાં નક્ષત્રો છે તે પણ પંચાંગમાં લખવામાં આવે છે. ભૌમાદિ પાંચ ગ્રહોનાં નક્ષત્ર ખાસ કરીને કોઈક પંચાંગોમાં લખાય છે. ગણિતની કડાકૂટ હોવાને કારણે દરેક પંચાંગોમાં તે લખતા નથી. **કોઈપણ ગ્રહનું કયું નક્ષત્ર ચાલે છે તે જાણવા માટે** પુનમે અને અમાસના પ્રાતઃકાલના સ્પષ્ટ ગ્રહો પંચાંગમાં હોય છે, તેમાંથી ઉપરના આંક રાશિને ૩૦ થી ગુણવા તેમાં અંશ ઉમેરવા તે આવેલ સંખ્યાને ૬૦ થી ગુણી કલા ઉમેરવી તે થએલ કલાઓને ૮૦૦ થી ભાગવા, લબ્ધાંક આવે તે અશ્વિની નક્ષત્રથી ગતનક્ષત્ર સમજવાં. અને જે શેષાંક રહે તે વર્તમાન નક્ષત્રની ભોગવાએલ કળાઓ છે તેમ સમજવું.

સવાબે નક્ષત્રથી એક રાશિ થાય છે એટલે ૨૭ નક્ષત્રની ૧૨ રાશિ થાય છે. નક્ષત્રો ૨૮ છે અને સંખ્યા ૨૭ ગણાય છે. કારણ ઉત્તરાષાઢા નક્ષત્રનો અંત્ય ભાગ અને શ્રવણનક્ષત્રનો આદિભાગ અભિજીત નક્ષત્ર કહેવાય છે. જ્યારે મકરરાશિના ૬ અંશ, અને ૪૦ વિકળા થાય ત્યારે ગ્રહનો અભિજીત નક્ષત્રમાં પ્રવેશ થાય છે અને મકરરાશિના ૧૦ અંશ ૫૩ કળા અને ૨૦ વિકળા હોય ત્યારે અભિજીત નક્ષત્રની નિવૃત્તિ થાય છે. નક્ષત્રોનાં નામ ૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃતિકા ૪ રોહિણી, ૫ મૃગશીર્ષ, ૬ આર્દ્રા, ૭ પુનર્વસુ ૮ પુષ્ય, ૯ આશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વા ફાલ્ગુની, ૧૩ ઉત્તરાફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતિ, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જ્યેષ્ઠા, ૧૯ મૂળ, ૨૦ પૂર્વાષાઢા ૨૧ ઉતરાષાઢા, ૨૨ અભિજીત, ૨૩ શ્રવણ, ૨૪ ધનિષ્ઠા, ૨૫ શતતારા, ૨૬ પૂર્વાભાદ્રપદ, ૨૮ ઉત્તરાભાદ્રપદ, ૨૮ રેવતિ. એ પ્રમાણે છે. અને તેમની આકૃતિઓ જણાવ્યા મુજબ છે.

**અશ્વિની** ઘો ાના મુખ સમાન આકૃતિ છે અને ત્રણ તારાનું એ અશ્વમુખ થયેલ છે

**ભરણી** યોની આકર છે તેના તારાની સખ્યા ૩ છે.

**કૃતિકા** ના ૬ તારા છે અને છરી અથવા અસ્તરના જેવો આ કાર છે

**રોહિણી** ના ૫ તા ા ઙ અને ગા ાના આકાર ગોઠવાએલ છે.

**મગશીર્ષ** મૃગના મોઢાના આ મ છે અને તેજવાળા પાંચ તા ગો ‹

**આર્દ્રા** મણિ અથવા રત્નના આમારે ૧ ગોળ આમારનો તારો છે

**પુનર્વસુ** ઘ ના જેવા આકા વાળુ ૭ તા ાનુ ચોકડુ છે

**પુષ્ય** ત્રણ તાગનુ બા ણ છે

**આશ્લેષા** ગોળ આકારનુ પાંચ તા ાનુ ચક્ર છે

**મઘા** પાચ તાગઓ ઘર આકારે ગોઠવાએલા છે

**પૂર્વાફાલ્ગુની** ખાટનાના જેવા આકારનું છે અને તેના બે તારા છે

**ઉત્તરાફાલ્ગુની** બે તારાનુ પૂર્વાફાલ્ગુનીની પેઠે જ ખાટનાના આકારનુ છ

**હસ્ત** પાચ તાગ હાથના પજાના આકારે છે

**ચિત્રા** એક જ તાગે મોતીની પેઠે દેખાય છે

સ્વ પરવાળાન ગગ જેવા એક જ તારો છે

**વિશાખ** ત ર નો તોર ણની પેઠે ગોઠવાગેલ આકાર છે

**અનુરાધ** ચાર તારાના ઢગનાનો આકાર છ

**જ્યેષ્ઠા** ત્રણ તાર ને કુડળ જેવા આકાર દેખાગ છે

અગીઆ ર તા ા સિહના પુછડાના આ કાગે છે

**પૂવ ષાઢા** બે તારાનો હાથીદાત જેવો આકાર છે

**ઉત્તરાષાઢા** ખાટના આકારે બે તારાઓ છે

**અભિજીત** ત્રણ તારાનો એક ત્રિકોણાકાર છે.

**શ્રવણ** ત્રણ તારાનો ત્રણ પગ જેવો આકાર છે.

**ધનિષ્ઠા** ચાર તારા મૃદંગાકારે દેખાય છે.

**શતતારા** એકસો તારાઓ ગોળાકાર ગોઠવાએલ છે.

**પૂર્વાભાદ્રપદ** બે તારાઓ ખાટલાકારે રહેલ છે.

**ઉતરાભાદ્રપદ** બે તારાઓ જોડકા આકારે મનુષ્ય જેવો દેખાય છે.

**રેવતિ** મૃદંગાકાર ૩૨ તારાનું ઝુમખું છે.

આ પ્રમાણે નક્ષત્રોના આકાર છે. અને તે આકારમાં સંખ્યામાં જણાવેલ તારા મુખ્યત્વે છે, તે સિવાય કેટલાક નાના તારાઓ આકારમાં ગોઠવાયા હોય છે. અને તે ઉપરથી નક્ષત્રો ઓળખવા આકાશમાં પ્રત્યક્ષ જોવા અભ્યાસ કરવો.×

**અવકડા નક્ષત્ર કોષ્ટકની સમજ**—ઉપરના કોષ્ટકમાં અશ્વિની વગેરે ૨૮ નક્ષત્ર આપેલાં છે. અને તે પછી દરેક નક્ષત્રના ચરણ મુજબના અક્ષરો છે. એટલે અશ્વિની વગેરે નક્ષત્રના ચાર ચરણમાંથી જે ચરણનો જન્મ હોય તે પર નામ પાડવું જોઇએ. તે નાક્ષત્ર નામ કહેવાય છે. બીજા ખાનામાં નક્ષત્રની યોની આપેલ છે. એ યોની વરકન્યાનો સંબંધ જોડતી વખતે જોવાય છે. તેની બાજુમાં વૈર યોની આપેલ છે. એટલે પરસ્પર વૈર હોય તેનો સંબંધ શ્રેષ્ઠ નથી. ત્યારપછી ગણનું ખાનું છે, તેમાં મનુષ્ય–દેવ–રાક્ષસ એમ ત્રણ પ્રકારે ગણ લખ્યા છે. ત્યારપછી નાડી તથા યુંજાઓનાં કોષ્ટક છે, ત્યાર પછી નક્ષત્રનાં દેવતાનાં નામ અને નક્ષત્રનાં લોચનની સંજ્ઞા આપેલી છે, અને નક્ષત્ર મુખ અને અષ્ટોત્તરી દશા, વિંશોત્તરી દશા અને નક્ષત્ર પૂર્ણ થતી વખતે ભુક્તરાશિ વિભાગ આપેલ છે, તે પછી નક્ષત્રના તારાની સંખ્યાનું કોષ્ટક છે.

# અવકહડા નક્ષત્ર કોષ્ટક

| નક્ષત્ર | અક્ષર | યોનિ | વૈ-યો | ગ | નાડી | યુંજા | દે | લોચન | નામ | મુ | અ | નિ | નક્ષત્રાંતરાશિ | | | તારા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અશ્વિ | ચુ ચે ચો લા | અશ્વ | મહિષ | દેવ | આદિ | પુર્વે | અ. કુ | મંદ | ઉ કૈ | તી | રા | ક્રે | ૦ | ૧૩ | ૨૦ | ૩ |
| ભરણી | લી લુ લે લો | ગજ | સિંહ | મનુ | મધ્ય | પુર્વે | યમ | મધ્ય | સિ | અ | રા | શુ | ૦ | ૨૬ | ૪૦ | ૩ |
| કૃતિકા | અ ઈ ઉ એ | મેષ | વાન | રા | અંત | પુર્વે | અગ્નિ | સુલો | ત્રિથ | અ | શુ | સુ | ૧ | ૧૦ | ૦ | ૬ |
| રોહિ | ઉ વા વી વુ | સર્પ | નકુલ | મ | અંત | પુર્વે | બ્રહ્મ | અંધ | મૂ મે | ઉ | શુ | ચ | ૧ | ૨૩ | ૨૦ | ૫ |
| મૃગ | વે વો કા કી | સર્પ | નકુલ | દેવ | મધ્ય | પુર્વે | ચંદ્ર | મંદ | તી દા | તી | શુ | મ | ૨ | ૬ | ૪૦ | ૫ |
| આર્દ્રા | કુ ઘ ઙ છ | શ્વાન | ૧ રિણુ | મનુ | આદિ | મધ્ય | શિવ | મધ્ય | થ ચ | ઉ | સુ | રા | ૨ | ૨૦ | ૦ | ૧ |
| પુન. | કે કો હા હિ | માર્જાર | મુષક | દે | આદિ | મધ્ય | આદિ | સુ | લ ક્ષિ | તી | સુ | ગુ | ૩ | ૩ | ૨૦ | ૭ |
| પુષ્ય | હુ હે હો ડા | મેષ | વાનર | દે | મધ્ય | મધ્ય | ગુરૂ | અંધ | તી દા | ઉ | સુ | શ | ૩ | ૧૬ | ૪૦ | ૩ |
| અશ્લે | ડી ડુ ડે ડો | માર્જાર | ઉંદર | રા | અંત | મધ્ય | સર્પ | મંદ | ઉ કે | અ | સુ | બુ | ૪ | ૦ | ૦ | ૫ |
| મઘા | મા મી મુ મે | મૂષક | માર્જા | રા | અંત | મધ્ય | પિતર | મધ્ય | ઉ ક | અ | ચ | કે | ૪ | ૧૩ | ૨૦ | ૫ |
| પૂ.ફા | મો ટા ટી ટુ | મૂષક | માર્જા | મનુ | મધ્ય | મધ્ય | ભગ | સુલો | પૂ ત્રિથ | અ | ચ | શુ | ૪ | ૨૬ | ૪૦ | ૨ |
| ઉ.ફા | ટે ટો પા પી | ગૌ | વ્યાઘ્ર | મનુ | આદિ | મધ્ય | અર્યમ | અંધ | ન ક્ષિ | ઉ | ચ | સુ | ૫ | ૧૦ | ૦ | ૨ |
| હસ્ત | પુ ષ ણ ઠ | મહિષી | અશ્વ | દેવ | આદિ | મધ્ય | રવિ | મંદ | મૂ. મે | તી | મ | ચ | ૫ | ૨૩ | ૨૦ | ૫ |

| નક્ષત્ર | અક્ષર | યોનિ | વે–યો | ગ. | નાડી | યુ જા | દેવ | લોચન | નામ | સુ | અ | વિ | નક્ષત્રાંતરાશિ | તારા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચિત્રા | પ-પો ર-રે | વ્યાઘ્ર | ગાય | રા. | મધ્ય | મધ્ય | ત્વષ્ટ્રા | મધ્ય | ચ. ચ. | તી | મં. | મ | ૬ ૬ ૪૦ | ૧ |
| સ્વાતિ | રૂ-રે-રો-તા | મહિષી | અશ્વ | દેવ | અંત | મધ્ય | વાયુ | સુલો | મિ.સા | તી | મં. | રા | ૬ ૨૦ ૦ | ૧ |
| વિશા | તી-તુ-તે-તો | વ્યાઘ્ર | ગાય | રા. | અંત | મધ્ય | ઈ. અ. | અંધ | મૂ. સે. | અ | મં. | ગુ | ૭ ૩ ૨૦ | ૪ |
| અનુ | ના-ની-નુ-ને | મૃગ | શ્વાન | દેવ | મધ્ય | મધ્ય | મિત્ર | મંદ | તીક્ષ્ણ | તી | બુ | શ | ૭ ૧૬ ૪૦ | ૪ |
| જ્યેષ્ઠા | નો-ય-યા-યી | મૃગ | શ્વાન | રા. | આદિ | અંત | ઈંદ્ર | મધ્ય | તીક્ષ્ણ | તી | બુ | બુ | ૮ ૦ ૦ | ૩ |
| મૂલ | યે-યો-ભા-ભી | શ્વાન | મૃગ | રા. | આદિ | અંત | રાક્ષ | સુલો | ઉ. ક્રૂ. | અ | બુ | કે | ૮ ૧૩ ૨૦ | ૧૧ |
| પૂ.ષા | ભુ-ધ-ફા-ઢા | કપિ | મેષ | મનુ | મધ્ય | અંત | જલ | અંધ | ધ્રૂ.સ્થિ | અ | શ | ગુ | ૮ ૨૬ ૪૦ | ૨ |
| ઉ.ષા | ભે-ભો-જા-જી | નકુલ | વ્યાઘ્ર | મનુ | અંત | અંત | વિશ્વે | મંદ | લ. ક્ષિ | અ | શ | સુ | ૯ ૬ ૪૦ | ૨ |
| અભિ | જુ-જે-જો-ખ | નકુલ | વ્યાઘ્ર | મનુ | ૦ | અંત | વિધિ | મધ્ય | ચ. ચ. | ૦ | શ | ૦ | ૯ ૧૦ ૦ | ૩ |
| શ્રવણ | ખી-ખુ-ખે-ખો | કપિ | મેષ | દેવ | અંત | અંત | વિષ્ણુ | સુલો | ચ. ચ. | ઉ | શ | ચં. | ૯ ૨૨ ૨૦ | ૩ |
| ધનિ | ગા-ગી-ગુ-ગે | સિંહ | ગજ | રા. | મધ્ય | અંત | વસુ | અંધ | ચ. ચ. | ઉ | ગુ | મં. | ૧૦ ૬ ૪૦ | ૪ |
| શત | ગો-સા-સી-સુ | અશ્વ | મહિષ | રા. | આદ્ય | અંત | વરૂણ | મંદ | ચ. ચ. | ઉ | ગુ | રા | ૧૦ ૨૦ ૦ | ૧૦૦ |
| પૂભા | સે-સો દા-દી | સિંહ | ગજ | મનુ | આદ્ય | અંત | અજૈ | મધ્ય | ઉ. ક્રૂ. | અ | ગુ | ગુ | ૧૧ ૩ ૨૦ | ૨ |
| ઉભા | દુ-ગ-ઝ-થા | ગૌ | વ્યાઘ્ર | મનુ | મધ્ય | અંત | અહિબુ | સુલો | ધ્રૂ.સ્થિ | ઉ | રા | શ | ૧૧ ૧૬ ૪૦ | ૨ |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | દેવ | અંત | [illegible] | [illegible] | [illegible] | [illegible] | તી | [illegible] | [illegible] | ૧૨ | ૩૨ |

**ઉદાહરણ**—અશ્વિની નક્ષત્રના પહેલા ચાર પાદના અક્ષર ચુ-ચે-ચો-લા યોની અશ્વ, વૈરયોની મહિષ ગણ દેવ, નાડી આદ્ય ભુજા પૂર્વ દેવતા અશ્વિની કુમાર લોચન મંદ નામ લઘુ અને ક્ષિપ્ર. તિર્યક્ મુખ અષ્ટોત્તરી મહાદશા રાહુ વિંશોત્તરી દશા કેતુ પૂર્ણ નક્ષત્ર વખતે રાશિ મેષ અંશ ૧૩ કળા ૨૦ વિકળા૦ છે તારાઓની સંખ્યા ત્રણ છે એ પ્રમાણે દરેક નક્ષત્રનું સમજવું

**ગ્રહો, રાશિ વગેરે ભેદ**—આકાશમંડળમાં મુખ્યત્વે ત્રણ પ્રકારના ભેદ છે જેમા (૧) ગ્રહ (૨) નક્ષત્ર (૩) તારા એમને સમજનામા ઘણાં મનુષ્યો અજાણ છે ગ્રહ એ એક જાતના સૂર્યથી ઉત્પન્ન થઈ ઠંડા થએના ગોળા છે સૂર્ય સિવાય કોઈ પણ ગ્રહ સ્વતઃ પ્રકાશીત નથી સૂર્યના પ્રકાશ વડેજ પ્રકાશિત દેખાય છે, સૂર્ય ચંદ્ર, મંગળ બુધ ગુરૂ શુક્ર, શનિ રાહુ કેતુ એ પ્રમાણે ગ્રહો છે પુરાણા ગ્રંથોમા તો સૂર્યથી શનિ પર્યંત જ ગ્રહો જણાવેલા છે અને તે પ્રમાણે ફળાદેશ લખાયા પછી હાલમા લખાએલ યુરેનસ, (પ્રજાપતિ) નેપચ્યુન (વરૂણ) પ્લુટો વગેરે ગ્રહોનાં ફળ લખાવા લાગ્યાં છે રાહુ એ પૃથ્વીની છાયા છે પૃથ્વી પણ એક ગ્રહ જેવીજ ગણાય છે

**તારા**—આકાશમા રહેલા સૂર્યની પેઠે સ્વતઃ પ્રકાશિત ગોળા એક જાતના સૂર્યજ છે

**નક્ષત્ર** એ આખા આકાશની ગોળાશમાં ૨૮ વિભાગમા આવેલાં તારાગોની ઝુમખાં છે જે ગ્રહોની ગતિ માપવા માટેનાં બીંદુ જેવા છે

**પંચાગમાં ચાલુ રિવાજ મુજબ વત્તારો**—દરેક પંચાગમાં તિથિવાર ઘડીપળ (તિથિની) નક્ષત્ર ઘડીપળ યોગ ઘડીપળ કરણ ઘડીપળ દિનમાન ઉદય અસ્ત અને ચંદ્ર આ રિવાજ છે વિશેષમા મુસલમાની તારીખ પારસી તારીખ અંગ્રેજી તારીખ આ ત્રણ

જાતની તારીખો લખવામાં આવે છે, જે પરથી મુસલમાન, પારસી, અને ખ્રિસ્તિઓના પંચાંગની ગણત્રી પણ જાણી શકાય છે.

**મુસલમાની તારીખ માસ વગેરેની સમજ**—આ જાતિમાં ચંદ્ર દેખાયા પછી દરેક મહિનાની શરૂઆત ગણાય છે. તે ૧૨ મહિનાનાં નામ નીચે મુજબ છે. મોહરમ ૨ સફર ૩ રવિલાવલ ૪ રવિલાખર ૫ જમાદિલાવલ ૬ જમાદિલાખર ૭ રજ્જબ ૮ સાબાન ૯ રમજાન ૧૦ સવ્વાલ ૧૧ જીલ્કાદ ૧૨ જીલ્હેજ. આ પ્રમાણે ૧૨ માસનું એક વર્ષ થાય છે. ૩૫૪ દિવસનું હીજરી વર્ષ ગણાય છે.

**પારસીરોજ માસ વગેરેની સમજ**—આ જાતિમાં વર્ષને યઝદેઝરદી સને કહે છે, એક વર્ષના ૧૨ માસના નામ નીચે મુજબ છે. ૧ ફરવર દીન, ૨ અર્દિબેહસ્ત, ૩ ખોરદાદ, ૪ તીર, ૫ અમરદાદ, ૬ શેહેરેવર, ૭ મહેર, ૮ આવાં, ૯ આદર, ૧૦ દેહ, ૧૧ બમન ૧૨ આસ્પંદાદ એ પ્રમાણે ૧૨ માસનું એક વર્ષ ગણાય છે. ૩૦ તારીખનો દરેક માસ હોય છે, અને ૧૨ માસને છેડે પાંચ ગાથા તરીકે પાંચ દિવસ વધુ ગણે છે જેથી ૩૬૫ દિવસનું વર્ષ થાય છે.

**પાંચગાથાનાં નામ**—૧ અહુનુંઅદ. ૨ ઓસ્તુઅદ. ૩ સપેંતોમદ. ૪ વોહુ ખશત્ર, ૫ વેહેસ્તોયસ્ત.

**દરેક મહિનાની ૩૦ તારીખનાં નામ**—૧ હોર્મજ, ૨ બહમન, ૩ અર્દિબેહસ્ત, ૪ શહેરેવર, ૫ આસ્પંદાદ ૬ ખોરદાદ ૭ અમરદાદ ૮ દેપાદર, ૯ આદર, ૧૦ આવાં, ૧૧ ખોરસેદ, ૧૨ મોહેર, ૧૩ તીર ૧૪ ગોસ, ૧૫ દેપમેહેર, ૧૬ મેહેર, ૧૭ સરોસ, ૧૮ રસને, ૧૯ ફરવરદિન, ૨૦ બહેરામ, ૨૧ રાન, ૨૨ ગુવાદ. ૨૩ દેપદીન. ૨૪ દીન, ૨૫ અદસેરનંગ, ૨૬ આસ્તાદ, ૨૭ આસ્માન, ૨૮ જમીઆદ, ૨૯ મરેસ્ફંદ, ૩૦ અનેશન.

**અંગ્રેજી તારીખ માસ વગેરેની સમજ**—૩૬૫ દિવસનું ખ્રિસ્તિ વર્ષ ગણાય છે. ક્યારેક વર્ષ ૩૬૬ દિવસનું કરે છે, તે હિસાબે દરેક

મહિનાના દિવસ ઓછાવત્તા છે. જેમકે માસ જાન્યુઆરી ૩૧. ફેબ્રુઆરી ૨૮, માર્ચ ૩૧, એપ્રીલ ૩૦, મે ૩૧, જુન ૩૦, જુલાઈ ૩૧. ઓગષ્ટ ૩૧, સપ્ટેમ્બર ૩૦, ઓકટોબર ૩૧, નવેમ્બર ૩૦, ડીસેમ્બર ૩૧, ૩૬૫ દિવસનું વર્ષ થાય છે. દર ચાર વર્ષે એક વખત ફેબ્રુઆરીમાં ૨૯ તારીખ ગણે છે. જેથી ત્રણ વર્ષ ૩૬૫ દિવસનાં અને ચોથું વર્ષ ૩૬૬ દિવસનું થાય છે. આખા વર્ષને સને અથવા ક્રિસ્તીસન કહે છે.

# ગ્રહોનું ગોચરફળ

દરેક માણસને સારા અથવા ખરાબ ગ્રહો ચાલતા હોય છે, તેમાં કયો ગ્રહ સારો છે અને કયો ગ્રહ ખરાબ છે, તે જાણવા ગ્રહોનું ગોચર ફળ જાણવું જરૂરનું છે, જન્મરાશિ તથા નામ રાશિથી સૂર્યાદિ ગ્રહો કેટલામે સ્થાને રહ્યા છે, તે જાણવા માટે રાશિથી ગ્રહની રાશિ સુધી ગણવું અને આવે તે સંખ્યા એટલે તેટલામો ગ્રહ છે, એમ જાણવું.

**સારો સૂર્ય**—૩–૬–૧૦–૧૧ એમાંના કોઇ પણ સ્થાને જન્મ-રાશિ અથવા નામ રાશિથી આવેલો સૂર્ય ધન, યશ, રાજ્યદ્વારે લાભ, કાર્યસિદ્ધિ, બુદ્ધિ, વૃદ્ધિ, અને કુટુંબમાં સુખ, પ્રજાસુખ, ધનસુખ વગેરે ફળ આપે છે.

**નડતો સૂર્ય**—૧–૨–૪–૫–૭–૮–૯–૧૨ એમાંના કોઈપણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી આવેલો સૂર્ય શરીરે રોગની પીડા, મનમાં ચિંતા, અગ્નિથી ભય અથવા ગરમી, સ્થાનહાની અને કાર્યમાં નિષ્ફળતા વગેરે ફળ આપે છે.

**સારો ચંદ્ર**—૧–૩–૬–૭–૧૦–૧૧ એમાંના કોઈપણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી ચંદ્ર આવેલો હોય તો લાભ, મિત્રો અને સંબંધીઓથી સુખ, દેવ–બ્રાહ્મણ–ધર્મ વગેરેની ઉપાસનામાં મનોવૃતિ વગેરે ફળ આપે છે.

**નડતો ચંદ્ર**—૨–૪–૫–૮–૯–૧૨ એમાંના કોઈપણ સ્થાનમાં જન્મરાશિ અથવા નામરાશિથી આવેલો ચંદ્ર ધનની તંગી, ચોરથી નુકશાન, અગ્નિ પીડા, બંધીખાના જેવો ભય અને બીજાઓથી કલેશ, ચિત્તની અસ્વસ્થતા વગેરે ફળ આપે છે.

**સારો મંગળ**—૩–૬–૧૧ એમાંના કોઈપણ સ્થાને જન્મ-

રાશિ અથવા નામરાશિથી રહેલો મંગળ ધનલાભ, સોનું, રૂપું વગેરેથી લાભ, રાજ્યથી સત્કાર, શત્રુનો વિનાશ, શરીરે આરોગ્ય વગેરે ફળને ઉત્પન્ન કરે છે

**નડતો મંગળ**—૧-૨-૪-૫-૭-૮-૯-૧૦-૧૨ એમાંના કોઈ પણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી રહેલો મંગળ શરીરે પીડા, શત્રુ ભય, વિદેશ ગમન, સગા અને મિત્રોનો વિરોધ વગેરે ફળ આપે છે

**સારો બુધ**—૨-૪-૬-૮-૧૦-૧૧ એમાંના કોઈપણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી રહેલો બુધ ધન સબંધી લાભ, મિત્ર જનોથી સુખ, આરોગ્ય-અને ધનની વૃદ્ધિ વગેરે ફળ આપે છે

**નડતો બુધ**—૧-૩ ૫-૭-૧૨ એમાંના કોઈપણ સ્થાનમાં જન્મરાશિ અથવા નામરાશિથી રહેલો બુધ ચિત્તને ઉદાસ રાખે, કલહ કરાવે, ધનનો ખોટો ખરચ વધારે, ભાઈ તથા સંબધીઓમાં ક્લેશ કરાવે છે

**સારો ગુરૂ**—૨-૫ ૭ ૯ ૧૧ એમાના કોઈપણ સ્થાનમાં જન્મરાશિ અથવા નામરાશિથી રહેલો ગુરૂ સુવર્ણ વગેરે ધાતુથી લાભ, મોટા માણસો સાથે મૈત્રી, યશ, માન પુણ્યવૃદ્ધિ અને ધારેલા કામ સિદ્ધ થાય વગેરે ફળ ઉપજાવે છે

**નડતો ગુરૂ**—૧-૩-૪-૬-૧૦ ૧૨ એમાંના કોઈપણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી રહેલ બૃહસ્પતિ શત્રુ સમાગમ, મિત્ર વિરોધ અને ધનનો ક્ષય, લોભ પ્રકૃતિ સ્વભાવમાં રૂક્ષતા વગેરે ફળ ઉપજાવે છે

**સારો શુક્ર**—૧-૨-૩-૪-૮-૯-૧૧-૧૨ એટલામાના કોઈપણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી રહેલ શુક્ર પ્રજા પશુ અને કુટુબમાં સુખ, ધન વૃદ્ધિ, શરીરે સુખ વગેરે ફળ આપે છે

**નડતો શુક્ર**—૬-૭-૧૦ એમાંના કોઇપણ સ્થાનમાં જન્મરાશિ અથવા નામરાશિથી રહેલ શુક્ર ધારેલાં કામમાં વિઘ્ન, સ્ત્રી વગેરે નિકટના સંબંધીઓથી અણબનાવ, છવને ચિંતાથી ગ્રસ્ત, શરીરે રોગ વગેરે ફળ આપે છે.

**સારો શનિ**—૩-૬-૧૧ એ સ્થાનમાંના કોઈપણ સ્થાનમાં જન્મરાશિ અથવા નામરાશિથી રહેલ શનિ સુખી રાખે-લાભ કરાવે નાણાં અથવા કપડાં વિલાસ વગેરેનું સુખ, મિત્ર જનોથી લાભ, વગેરે ફળ આપે છે.

**નડતો શનિ**—૧-૨-૪-૫-૭-૮-૯-૧૦-૧૨ એમાંના કોઈ-પણ સ્થાને જન્મરાશિથી અથવા નામરાશિથી રહેલ શનિ કુટુંબ પરિ-વારમાં કલેશ કરાવે, ચીંતાતુર મન રાખે અને શત્રુથી ભય ઉપજાવે તથા નાણાં ભીડ રાખે વગેરે ફળ કરે છે.

**સારો રાહુ**—૧-૩-૬-૯-૧૦-૧૧ એમાંના કોઈપણ સ્થા-નમાં જન્મરાશિ અથવા નામરાશિથી આવેલ રાહુ સંતતિનું સુખ, ધનનો તથા સ્ત્રીનો લાભ, મનની પ્રસન્નતા વગેરે ફળ ઉપજાવે છે.

**નડતો રાહુ**—૨-૪-૫-૭-૮-૧૨ એમાંના કોઇપણ સ્થાને જન્મરાશિ અથવા નામરાશિથી રહેલ રાહુ મનુષ્યને અનેક જાતનું કષ્ટ ઉપજાવે છે.

કેતુનું ફળ હંમેશાં રાહુ તુલ્ય સમજવાનું છે.

**ગ્રહોનાં ગોચર ફળ માટે અપવાદો**—જન્મરાશિ અથવા નામરાશિથી ૬ સ્થાનમાં સૂર્ય શુભ છે, પરંતુ ૧૨મા સ્થાનમાં શનિ સિવાય કોઈ પણ ગ્રહ હોય તો તે અશુભ છે. ૧૦મા સ્થાનમાં સૂર્ય શ્રેષ્ઠ છે, પરંતુ ૪થા સ્થાનમાં શનિ સિવાય કોઈ પણ ગ્રહ હોય તો તેનું શુભ ફળ ઓછું થઈ જાય છે. ૩ સ્થાનમાં સૂર્ય શ્રેષ્ઠ છે, પરંતુ

નવમા સ્થાનમા શનિ સિવાય કોઈ ગ્રહ ન હોય તો ૧૧મા સ્થાનમા સૂર્ય શુભ છે, પરતુ ૫ મા સ્થાનમા શનિ સિવાય કોઈ ગ્રહ ન હોય તો

**ચંદ્ર** ૧૦ મા સ્થાનમા શ્રેષ્ટ છે, પરતુ ૪ થા સ્થાનમા બુધ સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો ૩ જા સ્થાનમા ચદ્રમા શુભ છે, પરતુ ૯મા સ્થાનમા બુધ સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો ૧૧મા સ્થાનમા ચદ્ર શુભ છે પરતુ ૮ મા સ્થાન બુધ સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો જન્મનો ચદ્ર શુભ ગણાય છે, પણ પાચમા સ્થાનમા બુધ સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો ૬ ઠ્ઠા સ્થાનમા ચદ્ર શુભ છે, પરતુ ૧૨મે બુધ સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો ૭ મા સ્થાનમા ચદ્ર શુભ ગણાય છે પણ ૨ જા સ્થાનમા બુધ સિવાય કોઈ પણ ગ્રહ નહોય તો

**મગળ** છઠ્ઠા સ્થાનમા શ્રેષ્ઠ છે પરતુ નવમા સ્થાનમા કોઈ પણ ગ્રહ ન હોય તો ૧૧મા સ્થાનમા મગળ શ્રેષ્ઠ છે, પરતુ પાચમે કોઈ ગ્રહ ન હોય તો ૩ જા સ્થાનમાં મગળ શ્રેષ્ઠ છે, પરતુ ૧૨મા સ્થાનમા કોઈ ગ્રહ ન હોય તો

**બુધ** ૨ જા સ્થાનમા શુભ છે પરતુ ૫ મે ચદ્ર સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો ૪ થે બુધ શુભ છે પરતુ ૩ જા સ્થાનમાં ચદ્રમા કોઈ પણ ગ્રહ ન હોય તો ૬ ઠે બુધ શુભ છે પરતુ ૯મે ચદ્ર સિવાય કોઈ પણ ગ્રહ ન હોય તો ૮ મે બુધ શુભ છે, પરતુ ચદ્રમા સિવાય જન્મરાશિ પર કોઈ ન હોય તો ૧૦ મે બુધ શ્રેષ્ઠ છે, પરતુ જો આઠમે ચદ્ર સિવાય કોઇ પણ ગ્રહ ન હોય તો

**ગુરૂ** ૫ મે શ્રેષ્ઠ છે, પરતુ ૪થે કોઇ ગ્રહ નહોય તો ૨ જે ગુરૂ શુભ છે, પરતુ ૧૨મે કોઈ ગ્રહ નહોય તો ૮ ગુરૂ શુભ છે, પણ ૧૦ મે કોઇ ગ્રહ ન હોય તો ૭ મે ગુરૂ શુભ છે, પરતુ ૩ જા સ્થામા કોઇ ગ્રહ ન હોય તો ૧૨ મે ગુરૂ શુભ છે, પરતુ ૮ મા સ્થાનમા કોઈ ગ્રહ ન હોય તો

શુક્ર જન્મ તથા ૨ જે શુભ છે ૭ મે કોઈ ગ્રહ ન હોય તો. ૩ જે શુક્ર શ્રેષ્ઠ છે ૧ લે કોઈ ગ્રહ ન હોય તો. ૪ થે શુક્ર શુભ છે ૧૦ મે કોઇ ન હોય તો. ૫ મે શુક્ર શ્રેષ્ઠ છે, ૯ મે કોઈ ગ્રહ નહોય તો. ૮ મે શુક્ર શ્રેષ્ઠ છે, ૫ મે કોઈ ગ્રહ ન હોય તો. ૯ મે શુક્ર શુભ ૧૧ મે કોઈ ગ્રહ ન હોય તો. ૧૧ મે શુક્ર શુભ છે, પરંતુ ૬ઠે કોઈ ગ્રહ ન હોય તો.

**શનિ** ૬ ઠ્ઠા સ્થાનમાં શ્રેષ્ઠ છે, પરંતુ નવમે સૂર્ય સિવાય કોઈ ગ્રહ ન હોય તો. ૧૧ મો શનિ શુભ છે પરંતુ ૫ સ્થાનમાં સૂર્ય સિવાય કોઈ ગ્રહ ન હોય તો. ૩જા સ્થાનમાં શનિ શુભ છે, પરંતુ ૧૨ મા સ્થાનમાં સૂર્ય સિવાય કોઈ ગ્રહ ન હોય તો.

**રાહુ** ૬ ઠ્ઠા સ્થાનમાં શુભ છે પરંતુ નવમા સ્થાનમાં કોઈપણ ગ્રહ ન હોય તો. ૧૧ માં સ્થાનમાં રાહુ શ્રેષ્ઠ છે પરંતુ ૫ મા સ્થાનમાં કોઈ પણ ગ્રહ ન હોય તો. ૩ જા સ્થાનમાં રાહુ શ્રેષ્ઠ છે, પરંતુ ૧૨ મા સ્થાનમાં કોઈ પણ ગ્રહ ન હોય તો.

**ગ્રહો પોતાનું ફળ કયારે આપશે ?** રવિ અને મંગળ રાશિના આદિભાગમાં ફળ આપે છે. શુક્ર અને ગુરૂ મધ્યરાશિમાં ફળ આપે છે. બુધ નિરંતર ફળ આપે છે. ચંદ્રમા અને શનિ અંતમાં ફળ આપે છે. સૂર્ય પાંચ દિન પહેલાં, મંગળ ૮ દિન પહેલાં, બુધ ૭ દિન પહેલાં, શુક્ર ૭ દિન પહેલાં, ચંદ્ર ત્રણ ઘડી પહેલાં રાહુ ત્રણ મહિના પહેલાં, શનિ ૬ મહિના પહેલાં, અને ગુરૂ બે મહિના પહેલાં પોતાનું શુભાશુભ ફળ આપે છે.

**કોઈ પણ ગ્રહ કઇ ધાતુને પાયે બેસે છે, તેની સમજણ—** જે દિવસે અને જે સમયે કોઇ પણ ગ્રહની રાશિ બદલાતી હોય તે સમયે જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિ સુધી જન્મરાશિથી ગણવું, જન્મરાશિથી ૩-૭-૧૦ ચંદ્ર હોય તો ત્રાંબાને પાયે, ૪-૮-૧૨ ચંદ્ર હોય લોઢાને પાયે, ૨-૫-૯ ચંદ્ર હોય તો રૂપાને પાયે, ૧-૬-૧૧ ચંદ્ર હોય તો સોનાને પાયે ગ્રહ બેસે છે, એમ જાણવું.

**પનોતી બાબત**—પનોતીનુ નામ હાલમાં પ્રચલિત થએલુ છે પનોતી એવુ નામ જ્યોતિષ શાસ્ત્રના ગ્રથોમાં માલુમ પડતુ નથી પરતુ ગ્રંથોમા અશુભ તેને શનિ તરીકે કહેવામાં આવે છે દરેક મનુષ્યને પોતાના જન્મ વખતે ચન્દ્ર જે રાશિનો હોય તે રાશિથી ૪ થી આઠમી અથવા ૧૨ મી રાશિનો જ્યારે જ્યારે શનિ થાય ત્યારે પનોની બેસે છે એમ જાણવુ

કોઈ મનુષ્યને પોતાની જન્મ કુડળી માલુમ ન હોય તો પોતાના ખરા નામથી પણ જન્મ વખતે કઈ રાશિનો ચદ્ર હતો તે માલમ પડે છ કારણ કે ઘણુ ખરૂ પુત્ર અથવા પુત્રીનો જન્મ થતાં જોષીઓને પુછી તેનુ નામ પાડવામા આવે છે અને જોષીઓ જન્મ સમયના ચદ્રની રાશિના અક્ષર મુજબ નામ આપે છે

કોઈ મનુષ્યનુ નામ જન્મના ચદ્રની રાશિ પર ન હોય અથવા ઉપનામ હોય તો ખાસ કરીને જે નામથી બૂમ પાડવાથી નિદ્રામાથી જાગ્રત થતો હોય તે નામ પર આધાર રાખવો, એમ શાસ્ત્રમા કહ્યુ છે

પનોતી નાની અને મોટી એમ બે પ્રકારની હોય છ નાની પનોતી રાા અઢી વર્ષની છે અને મોટી પનોતી છાા વરસની એટલે સાડાસાતી કહેવાય છે પોતાની જન્મ રાશિથી ૮થા અથવા ૮ મા સ્થાનમાં શનિ આવે ત્યારે નાની પનોતી આવી એમ કહેવાય છે ૧૨-૧-૨ સ્થાનમાં શનિ આવે એટલે મોટી પનોતી ગણાય છે કુલ પનોતીના ત્રણ ભગ કરી પનોતીનાં સ્થાન કહેલા છે અને શરીર પગ તે ત્રણ સ્થાનમાં અનુક્રમે તે વાસ કરે છે

**શરીર પર કયા સ્થાને પનોતી છે તેનો ખુલાસો**—અઢી વરસની કોઈ પણ નાની પનોતી ચાલતી હોય તો તેના ત્રણ ભાગ કરવાથી દશ મહિના દરેક ભાગના થાય તે પહેલાં ૧૦ મહિના માથે

પનોતી સમજવી. ત્યાર પછીના ૧૦ મહિના હૃદયે એટલે છાતીએ અને ત્યાર પછીના ૧૦ મહિના પગે પનોતી છે, એમ સમજવું. સાડાસાત વરસની મોટી પનોતી માટે પણ સાડા સાત વરસના ત્રણ વિભાગ કરવા, તેમાં પણ પહેલાં ૨ા વરસ માથે, ત્યાર પછી છાતીએ અને ત્યાર પછી પગે એમ અનુક્રમે સમજવું. સાડાસાત વરસની પનોતી ત્રીસ વરસે બીજીવાર આવે છે, જેને પિતા વિદ્યમાન હોય તેને પહેલી વખત પનોતી પીડા કરતી નથી એમ કેટલાકનો મત છે.

**પનોતીનું ફળ**—અનેકજનો સાથે તકરાર કરાવે, શત્રૂ પેદા કરે અને શત્રૂનો ભય રહે. પુત્ર વગેરે પ્રજાને પીડા થાય. દ્રવ્યનું નુકશાન કરે. શરીરને વ્યાધિ કરે. સ્ત્રીના અંગે પીડા કરે અથવા સ્ત્રીનો નાશ કરે, દેશાટન એટલે મુસાફરી કરાવે, લાભ મળતો હોય તો નાશ કરે, પનોતી રૂપાને અથવા ત્રાંબાને પાયે હોય તો કહેલું ખરાબ ફળ પુરેપુરૂં મળે નહિ પરંતુ લોઢાને અથવા સોનાને પાયે હોય તો કહેલું ખરાબ ફળ પુરેપુરૂં કરે છે. તેની શાંતિ માટે પુરશ્ચરણ જાપ, નંગધારણ, દાન, વગેરેથી શાંતિ કરવી અથવા બ્રાહ્મણદ્વારા તેની શાંતિના દરેક ઉપાય લેવાથી પીડા થતી અટકે છે.

**કયો ગ્રહ કઇ જાતનો રોગ કરે?** સૂર્ય વાત પિત્ત અને ગરમી કર્તા છે. ચંદ્ર કફ કર્તા છે. મંગળ પિત્ત અને ગરમી કરે. બુધ ત્રિદોષકર્તા છે. ગુરૂ કફ કરનાર છે. શુક્ર સળેખમ અને વાયુ કરે છે. શનિ, રાહુ તથા કેતુ વાયુ કર્તા છે.

**દગ્ધગ્રહ**—જે ગ્રહ અસ્તનો હોય, જે ગ્રહ સાથે પાપગ્રહ બેઠા હોય અથવા જેને પાપ ગ્રહો દેખતા હોય તેને દગ્ધ ગ્રહ કહે છે. તેનું ફળ ખરાબ છે.

**ગ્રહોનું યુદ્ધ**—ભૌમાદિ પાંચ ગ્રહોમાંના બે કોઇ પણ ગ્રહો રાશિ અંશકલા વિકલામાં સરખા આવે તો તે ગ્રહોનું યુદ્ધ થયું એમ કહેવાય અને તે પછી જે ગ્રહ ઉત્તર તરફ થઇને જુદો પડે તે

જીતેનો અને દક્ષિણ તરફ થઇને જુદો પડે તે હારેલો કહેવાય છે. ગ્રહોનું યુદ્ધ આકાશમાં પ્રત્યક્ષ જોવાથી દેખી શકાય છે

ગ્રહ રાશિ કયારે બદલે છે તે પંચાંગમાં લખેલું હોય છે. સાત ગ્રહોમાં મંગળ-બુધ-ગુરૂ-શુક્ર-શનિ એ પાંચ ગ્રહો વક્ર એટલે અવળી ગતિના થયા હોય તો તે ગ્રહ ઉપર કહેલ સમયથી અધિક સમય પણ તે રાશિ ભોગવે છે અથવા અતિચાર એટલે ઉતાવળી ગતિના થયા હોય તો કહેલ મુદતથી પણ થોડી મુદત સુધી તે રાશિ ભોગવે છે કોઈ કોઇ સમયે વક્ર ગ્રહ ચાલતી રાશિથી તે પહેલાની (ભોગવેલ) રાશિનો પણ થાય છે અને પાછો માર્ગી થઇ પોતે ભ્રમણ કરે છે

**વક્રી ગ્રહ**—જ્યારે ગ્રહ પોતાની ગતિ પ્રમાણે રાશિ અંશકળા વિકળામાં પ્રતિદિન વધતો જાય છે, ત્યારે તે ગ્રહ માર્ગી કહેવાય છે અને તેમાંથી ઓછો થતો જાય તો વક્રી કહેવાય છે સૂર્ય અને ચંદ્ર હમેશા માર્ગીજ રહે છે, એટલે તે કોઇ દહાડો વક્રી થતા નથી તે સિવાયના મંગળ બુધ ગુરૂ શુક્ર શનિ એ પાંચ ગ્રહો કેટલોક વખત માર્ગી અને કેટલોક વખત વક્રી થાય છે વક્ર અને માર્ગી ગ્રહની ગતિ પંચાંગમાં લખેલી હોય છે

**અસ્ત ગ્રહ**—જે ગ્રહનો તારો રાત્રે ન દેખાય અને દિવસે સૂર્યના તેજ સાથે રહે તેનો અસ્ત કહેવાય છે ભૌમાદિ પાંચમાંથી મંગળ ગુરૂ શનિ હમેશા પશ્ચિમે અસ્ત અને પૂર્વે ઉદય પામે છે બુધ અને શુક્રનો પૂર્વાસ્ત અને પશ્ચિમાસ્ત, પૂર્વોદય અને પશ્ચિમોદય એ પ્રમાણે બે પ્રકારે ઉદયાસ્ત થાય છે

**કયો ગ્રહ કયા અંશે અસ્ત પામે છે અને કયારે ઉદય થાય છે તે સહેલાઇથી સમજવાનું સાધન**—૨૫૪ ગ્રહના કોઠામાં ગ્રહોનાં રાશ્યાદિ હોય છે તેમાથી જે ગ્રહના ઉદયાસ્ત જાણવાં હોય તે ગ્રહનાં રાશિ અંશ કળા વિકળા અને ગતિ એક બાજુ લખવાં અને તે બાજુમા સૂર્યનાં રાશિ અંશાદિક લખવા અને સૂર્યની ગતિ લખવી ગ્રહ સૂર્યથી

કમ હોય અને ગતિ પણ સૂર્યથી કમ હોય તો તે ગ્રહ પૂર્વમાં ઉદય પામે છે. તેજ પ્રમાણે રાશ્યાદિક અને ગતિ અધિક હોય ત્યારે પશ્ચિમમાં ઉદય પામે છે. ગ્રહની ગતિ સૂર્ય ગતિથી ન્યૂન હોય અને રાશિ વગેરે વધારે હોય તો પશ્ચિમમાં ગ્રહનો અસ્ત સમજવો. સૂર્યની ગતિથી ગ્રહ ગતિ વધારે હોય અને રાશિ વગેરે ન્યૂન હોય તો તે ગ્રહ પૂર્વમાં અસ્ત પામે છે.

**ઉદયાસ્ત વક્ર માર્ગના દિવસો**—મંગળ પશ્ચિમમાં અસ્ત થયા પછી ૪ માસે પૂર્વમાં ઉદય પામે છે અને ઉદય થયા પછી ૩૦૦ દિવસે વક્રી થાય છે. વક્ર થયા પછી ૬૦ દિવસે માર્ગી થાય છે. માર્ગી થયા પછી ૧૦ માસે પશ્ચિમમાં અસ્ત પામે છે.

**બુધ**નો પૂર્વ દિશામાં અસ્ત થયા પછી ૩૨ દિવસે પશ્ચિમમાં ઉદય થાય છે, અને ઉદય થયા પછી ૩૨ દિવસે વક્રી થાય છે, વક્રી થયા પછી ૩ દિવસે પશ્ચિમમાં અસ્ત થાય છે. ત્યાર પછી ૧૬ દિવસે પૂર્વમાં ઉદય થાય છે અને પૂર્વ ઉદય થયા પછી ૩ દિવસે માર્ગી થાય છે. માર્ગી થયા પછી ૩૨ દિવસે પૂર્વાસ્ત થાય છે.

**ગુરુ** પશ્ચિમ દિશામાં અસ્ત થયા પછી ૧ માસે પૂર્વમાં ઉદય પામે છે અને પૂર્વમાં ઉદય થયા પછી ૧૨૮ દિવસે વક્રી થાય છે. ત્યાર પછી ૧૨૦ દિવસે માર્ગી થાય, અને માર્ગી થયા પછી ૧૨૭ દિવસે પશ્ચિમમાં અસ્ત થાય.

**શુક્ર** પૂર્વમાં અસ્ત થયા પછી ૬૦ દિવસે પશ્ચિમ દિશામાં ઉદય થાય ત્યારથી ૮મહીને વક્રી થાય. ત્યારથી ૨૨ દિવસે પશ્ચિમાસ્ત થાય. અને ત્યારથી ૮ દિવસે પૂર્વમાં ઉદય પામે ત્યાર પછી ૨૩ દિવસે માર્ગી થાય અને માર્ગી થયા પછી ૮ મહિને પૂર્વ દિશામાં અસ્ત થાય છે.

**શનિ** પશ્ચિમ દિશામાં અસ્ત થયા પછી ૩૮ દિવસે પૂર્વમાં ઉદય થાય છે, ત્યારથી ૩॥ માસે વક્રી થાય. ત્યારથી ૪॥ માસે માર્ગી

થાય અને માર્ગી થયા પછી ૩૦ માસે પશ્ચિમ દિશામાં અસ્ત થાય છે એ પ્રમાણે દરેક ગ્રહો વારવાર થયા કરે છે સ્પષ્ટ ઘડી પળો પચાંગમાં આપેલી હોય છે

**ગ્રહોના ઉદયાસ્ત જાણવા માટે અંશ**—ચદ્ર ૧૨, મગળ ૧૭, બુધ ૧૨, ગુરૂ ૧૧, શુક્ર ૯ અને શનિ ૧૫ અશનું અતર સૂર્યથી વધારે હોય તો ઉદયી અને ઓછો હોય તો અસ્ત સમજવો

**ગ્રહોરૂપ મહા પુરુષ**—મહાકાળ-પુરુષનો સૂર્યદેવ આત્મા છે, ચદ્રમા મન છે, મગળ સત્વ છે, બુધ વાણી છે ગુરૂ જ્ઞાન અને સુખ છે શુક્ર કામ સ્વરૂપ અને શનિ વ્યથા દુખ છે

**ગ્રહોનાં રાજા વગેરે સ્વરૂપ**—સૂર્ય, ચદ્ર રાજા, મગળ સેનાપતિ, બુધ યુવરાજ, ગુરૂ શુક્ર પ્રધાન, અને શનિ સેવક છે

**રાશિઓના સ્વામી**—મગળ, શુક્ર, બુધ, ચદ્ર, સૂર્ય, બુધ, શુક્ર, મગળ, ગુરૂ, શનિ, શનિ, ને ગુરૂ એ પ્રમાણે મેષાદિ બાર રાશિઓના અનુક્રમે ગ્રહો જણાય છે.

**ગ્રહોના રગ**—સૂર્ય વેરો લાલ, ચદ્ર સફેદ,મગળ લાલ, બુધ દુર્વા જેવો શ્યામ, ગુરૂ ગૌર, શુક્ર સફેદ, શનિ કાળો એ પ્રમાણે ગ્રહોના રગો કલ્પેલા છે (જન્મ અથવા પ્રશ્ન સમયે જે ગ્રહ વધારે બળવાન હોય તેના જેવો જન્મેલાનો રગ હોય છે ખોવાયેલી વસ્તુનો રગ જાણવા તથા કયા રગના પુષ્પથી ગ્રહ પૂજન કરવી તેને માટે ગ્રહોના રગ ઉપયોગી છે ) સૂર્ય ત્રાબા જેવા લાલ રગ ઉપર, ચદ્ર સફેદ રગ ઉપર, મગળ રગ ઉપર બુધ લીલા રગ પર, અને ગુરૂ પીળા પર, શુક્ર મિશ્રિત રગ પર, અને શનિ કાળા રગ ઉપર પોતાનુ સ્વામિત્વ ધરાવે છે

**ગ્રહોના સ્વામી**—સૂર્યનો અગ્નિ ચદ્રનો વરુણ, મગળનો બ્રહ્મા, બુધનો શિવ, ગુરૂનો ઇદ્ર, શુક્રનો ઇંદ્રાણી, શનિનો બ્રહ્મા ( જે

ગ્રહો બળવાન હોય તે ગ્રહના સ્વામીની જન્મનાર પુરૂષ વધારે ભક્તિ કરશે એમ જાણવું.) સ્વામિ છે.

**ગ્રહોની દિશા**—પૂર્વ દિશાનો સ્વામી સૂર્ય, અગ્નિકોણનો સ્વામી શુક્ર, દક્ષિણનો સ્વામી મંગળ, નૈઋત્ય કોણનો સ્વામી રાહુ, પશ્ચિમ દિશાનો સ્વામી શનિ અને વાયવ્યકોણનો સ્વામી ચંદ્ર, ઉત્તર દિશાનો સ્વામી બુધ, ઇશાન કોણનો સ્વામી ગુરૂ છે.

**ક્રૂર અને સૌમ્ય ગ્રહો**—કૃષ્ણ પક્ષની આઠમ પછીનો ચંદ્ર ક્ષીણ ચંદ્ર કહેવાય છે તે ક્ષીણ ચંદ્ર, સૂર્ય, મંગળ, શનિ, રાહુ તથા ઉપર કહેલા ગ્રહોમાં કોઈ પણ ગ્રહ સાથે રહેલો બુધ, પાપ ગ્રહો કહેવાય છે, તે સિવાયના ગ્રહો સૌમ્ય છે.

**ગ્રહોની સ્ત્રીપુરૂષ સંજ્ઞા**—ચંદ્ર અને શુક્ર સ્ત્રી ગ્રહો છે. બુધ અને શનિ નપુંસક ગ્રહો છે. બાકીના પુરૂષ ગ્રહ છે.

**ગ્રહોની જાતિ**—શુક્ર અને ગુરૂ બ્રાહ્મણ છે, મંગળ અને સૂર્ય ક્ષત્રિય છે. ચંદ્ર વૈશ્ય છે, બુધ અને શનિ શુદ્ર છે, તથા રાહુ ચાંડાળ છે.

**ગ્રહોના ગુણ**—ચંદ્ર, સૂર્ય અને ગુરૂ સત્વગુણી છે. બુધ અને શુક્ર રજોગુણી છે. મંગળ અને શનિ તમોગુણી છે.

**ગ્રહોનું સ્વરૂપ**—સૂર્ય પીળી આંખો વાળો, પિત્ત પ્રકૃતિવાળો, વિશાળ શરીરવાળો અને કપાળ પર થોડા વાળવાળો છે. **ચંદ્ર** પાતળા શરીરવાળો, વાત અને કફ મય, મૃદુ ભાષી, શોભા વાળી દૃષ્ટિવાળો, અને સ્વભાવે ડાહ્યો છે. **મંગળ** ક્રૂર અને તીક્ષ્ણતા ભરેલી આંખોવાળો, યુવાન, પિત્ત પ્રકૃતિવાળો, ઉદાર સ્વભાવ, અસ્થિર ચિત્ત, અને કમ્મર પાસે મધ્ય ભાગમાં પાતળો છે. **બુધ** હાસ્ય રૂચી વાળો, ત્રિદોષાત્મક, અને અર્ધ વાક્ય બોલનાર છે. કફ વાત અને પિત્ત એ ત્રણે તેના શરીરમાં સરખાં છે. **ગુરૂ** મોટા શરીરવાળો, પીળા બાલ અને આંખોવાળો, કફ પ્રકૃતિ અને બુદ્ધિવાન છે. **શુક્ર** દેખાવડા શરીરવાળો, સુંદર કાન્તિ

વાત પ્રકૃતિ, ગુચ્છેદાર કાળા બાલવાળો છે **શનિ** આળસ સ્વભાવ, સોના જેવી ઝગમગતી આખોવાળો, પાતળો અને ઉચો, લાંબા દાત, મોટા બાલ અને વાન પ્રકૃતિવાળો છે

**શરીરની ધાતુઓમાં ગ્રહોનું સ્થાન**—સ્નાયુમા શનિ, હાડકામાં સુર્ય, લોહીમાં ચદ્ર, ચામડી ઉપર બુધ, વીર્ય ઉપર શુક્ર, માંસમા ગુરૂ, મજ્જામાં (હાડકાની અદરની ધાતુ) મા મગલ રહેલો છે

**ગ્રહોનું સ્થાન**—સૂર્યપૂજા સ્થાન, ચદ્ર કુવો, મગળ અગ્નિસ્થાન અને શનિનું કચરો એકઠો કરવામાં આવતુ હોય તે સ્થાન કહેતુ છે

**ગ્રહોના વસ્ત્રો**—સૂર્યનું જાડા સુતરનું વણેલુ વસ્ત્ર, ચદ્રનું નવુ વસ્ત્ર, મગળનું થોડુ દાઝેલુ બુધનું પાણીથી ભીંજાયેલુ ગુરૂનુ થોડુ વપરાયેલુ શુક્રનું મજબુત છાપેલી છીંટ જેવુ, અને શનિનુ ફાટેલુ વસ્ત્ર ગણેલુ છે

**ગ્રહોની ધાતુ**—સૂર્ય ત્રાંબુ ચદ્ર મણિ મગળ હેમ (ગીની) બુધ પિત્તળ ગુરૂ રૂપુ, શુક્ર મોતી અને શનિ લોખંડ એ પ્રમાણે ધાતુઓ ઉપર અધિકાર ધરાવે છે

**ગ્રહોની દૃષ્ટિ**—સર્વે ગ્રહો પોતાનાથી ૩-૧૦ રાશિ હોય તેમજ તેમા રહેલો ગ્રહ હોય તેને ¼ દ્રષ્ટથી જુએ છે ૪-૮ સ્થાનમા ¾ દૃષ્ટિથી જુએ છે-૯૫ સ્થાનમા ½ દૃષ્ટીથી જોય છે પોતાનાથી ૭ મી રાશિમા તથા પોતે બેઠો હોય તે સ્થાનમાં પુર્ણ દૃષ્ટિથી જુએ છે શનિ ૩ ૧૦ સ્થાને મગળ ૪-૮ સ્થાનમા ગુરૂ ૫-૯ સ્થાનને સપૂર્ણ દૃષ્ટિથી જુએ છે

**ગ્રહોના સમય**—સુર્ય ૭ માસ ચદ્ર બે ઘડીકા મગળ એક દિવસ બુધ બે માસ ગુરૂ એક માસ શુક્ર ૧૫ દિવસ શનિ ૧ વર્ષ જેટલો સમયફલ કાળમા જણાવે છે

**ગ્રહોના રસસ્વાદ**—સુર્ય તીખો મરી જેવો ચદ્ર ખાટો મગળ કડવો બુધ મોળો ગુરૂ મીઠો શુક્ર ખાટો શનિ કષાયેલો સ્વાદ અથવા રસ ધરાવે છે

ભુક્ત અંશાદિક લાવી મહાદશાનું ભુક્ત કાઢવા ઉપયોગી સ
પરથી અંશપળ લાવી ફળ વિફળાદિ ફળ ઉમેરવું ત્યારપછી
નક્ષત્રથી આવેલ ભુકતકાળમાં એ ફળ ઉમેરવાથી સ્પષ્ટ ભુક્ત
આવશે. જે ગ્રહની દશા હોય તેના વર્ષમાંથી ભુક્ત વર્ષાદિ
કરવાથી શેષ ભોગ્ય વર્ષાદિ આવે છે. સૂર્ય દશા વર્ષ ૬ ચંદ્ર
વર્ષ ૧૫ મંગળ દશા વર્ષ ૮ બુધ દશા વર્ષ ૧૭ શનિ દશા વ
ગુરૂ દશા વર્ષ ૧૯ રાહુ દશા વર્ષ ૧૨ શુક્ર દશા વર્ષ ૨૧ એ
દરેક વર્ષોનો સરવાળો ૧૦૮ થાય છે.

શનિ દશા માટે ખુલાસો:—પૂર્વાષાઢા નક્ષત્રમાં
જન્મ હોય તો તેનું ભુક્ત કાઢવાને ઉપર જણાવેલી છે.
ઉત્તરાષાઢા, અભિજીત, શ્રવણ. એમાંના કોઈ પણ નક્ષત્રમાં જન્મ
તો તે સમયે શનિ ભુકત કાઢવા માટે જુદી છે. ઉત્તર
નક્ષત્રની પ્રવૃત્તિ રાશ્યાદિ ૮—૨૬—૪૦—૦ થી શરૂ થાય છે
રાશ્યાદિ ૯—૬—૪૦—૦ સુધી રહે છે અને અભિજીત પ્રવૃત્તિ રા
૯—૬—૪૦—૦ થી ૯-૧૦—૫૩—૨૦ સુધી રહે છે શ્રવણ
રશ્યાદિ ૯૦૧૦—૫૩—૨૦ થી શરૂ થઈ ૯—૨૩—૨૦—૦ સુધી
દરેક નક્ષત્રનું માન રાશ્યાદિ ૦—૧૩—૨૦—૦ ગણાય છે પરંતુ અ
નક્ષત્ર. ઉષા નક્ષત્રનો ચોથો પાદ અને શ્રવણ નક્ષત્રનો આ
હોવાથી એ નક્ષત્રના માનમાં ત્રણ નક્ષત્ર ગણેલાં છે. એ રીતે ઉ
માન અંશાદિ ૧૦—૦-૯ અભિજીતનું માન. અંશાદિ ૪—૧
અને શ્રવણનું માન અંશાદિ ૧૨—૨૬—૪૦ થાય છે. તેથી
કહેલી રીતિથી દશા બરાબર સાધી શકાતી નથી માટે તે
પરથી ભુકત લાવવાને એ ત્રણે નક્ષત્રના ફળ માટેની જુદી સ
આપેલી છે તે પરથી ફળ લાવવું.

**દશા સાધવાની રીતિ**—ભુકતકાળ લાવ્યા પછી દશાના વર્ષમાનમાંથી તે બાદ કરવાથી ભોગ્યકાળ આવેલ છે, તેને જન્મ શાકને વર્ષ અને જન્મના સૂર્યની રાશ્યાદિને માસાદિ સમજી ભોગ્યકાળ ઉમેરવાથી દશા ઉતરવાનો શાક અને સૂર્ય સ્પષ્ટ થાય છે અને ભોગ્યકાળ તેજ વર્ષો વર્ષાદિ સમજી લેવા સવત કાળ જાણવા માટે ઉપર જણાવેલ શાક ગ્રહણ ન કરતા વિક્રમ સવતમા વર્ષાદિ ઉમેરવા પરતુ વિક્રમ સવતમાં ત્રણ ભેદ ચાલે છે (૧) કાર્તિકથી (૨) અષાઢથી (૩) ચૈત્રથી આ પ્રમાણે દેશ મુજબ સવત બદલાય છે ગુજરાતમાં અને મુબઇની આસપાસ કાર્તિકી સવત ગણે છે કચ્છ—કાઠીઆવાડ વગેરેમા કેટલા ભાગમાં આષાઢી સવત ગણે છે અને મધ્ય હિદુસ્તાન વગેરે પ્રદેશોમા ચૈત્રાદ સવત ગણે છે દશા સાધવામા કાર્તિક સવત વૃશ્ચિકે સૂર્યે બદલાય છે આષાઢી સવત કર્કે સૂર્યે બદલાય છે અને ચૈત્રી સવત અને શાક મેષે સૂર્યથી બદલાય છે તે ધ્યાનમાં રાખવુ

## નક્ષત્ર પૂર્ણ થતા ભુકત જાણવા સારિણી (અષ્ટોત્તરી દશા)

| નક્ષત્ર | અશ્વિ | ભરણી | કૃત્તિકા | રોહિ | મૃગ | આર્દ્રા | પુન | પુષ્ય | આશ્લે | મઘા | પૂ ફા | ઉ ફા | હસ્ત | ચિત્રા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ભુક્તભોગ્ય વર્ષાદિ | રા | રા | શુ | શુ | શુ | સૂ | સૂ | સૂ | સૂ | ચ | ચ | ચ | મ | મ |
| | ૮ | ૨ | ૭ | ૧૪ | ૨ | ૧ | ૩ | ૪ | ૧ | ૫ | ૧૦ | ૧૫ | ૨ | ૪ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૦ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| નક્ષત્ર | સ્વાતિ | વિશા | અનુ | જ્યે | મૂળ | પૂ ષા | ઉ ષા | અભિજિ | શ્રવણ | ધનિ | શત | પૂ ભા | ઉ ભા | રેવતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ભુક્તભોગ્ય વર્ષાદિ | મ | મ | બુ | બુ | બુ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | રા | રા |
| | ૬ | ૮ | ૫ | ૧૧ | ૧૭ | ૨ | ૫ | ૭ | ૧૦ | ૬ | ૧૨ | ૧૯ | ૩ | ૬ |
| | ૦ | ૦ | ૮ | ૪ | ૦ | ૬ | ૦ | ૬ | ૦ | ૪ | ૮ | ૦ | ૦ | ૦ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

અષ્ટોત્તરી મહાદશા સૂક્ષ્મ કાઢવા ઉપયોગી સારણી ([illegible])

| દશા | અંશ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂર્ય દશા ૬ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| | માસ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ |
| | દિવસ | ૧૦ | ૨૧ | ૧ | ૧૨ | ૧૮ | ૩ | ૧૩ | ૨૪ | ૪ | ૧૫ | ૨૫ | ૬ | ૧૬ |
| | ઘડી | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ચંદ્ર દશા ૧૫ | વર્ષ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ |
| | માસ | ૪ | ૯ | ૧ | ૬ | ૧૦ | ૩ | ૭ | ૦ | ૪ | ૯ | ૧ | ૬ | ૧૦ |
| | દિવસ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૧૫ |
| | ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| મંગળ દશા ૮ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| | માસ | ૧ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૦ | ૨ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૧ |
| | દિવસ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ | ૦ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ | ૦ | ૨૪ | ૧૮ | ૧૨ |
| | ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| બુધ દશા ૧૭ | વર્ષ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ |
| | માસ | ૫ | ૧૦ | ૩ | ૮ | ૧ | ૬ | ૧૧ | ૪ | ૯ | ૩ | ૮ | ૧ | ૬ |
| | દિવસ | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૮ | ૨૧ | ૨૪ | ૨૭ | ૦ | ૩ | ૬ | ૯ |
| | ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| દશા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શનિ દશા ૧૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ |
| | ૨ | ૪ | ૬ | ૯ | ૧૧ | ૧ | ૩ | ૬ | ૮ | ૧૦ | ૦ | ૩ | ૫ |
| | ૭ | ૧૫ | ૨૨ | ૦ | ૭ | ૧૫ | ૨૨ | ૦ | ૭ | ૧૫ | ૨૨ | ૦ | ૭ |
| | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ગુરુ દશા ૧૯ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૬ |
| | ૫ | ૧૧ | ૫ | ૧૦ | ૪ | ૧૦ | ૩ | ૯ | ૩ | ૯ | ૨ | ૮ | ૨ |
| | ૨૧ | ૧૨ | ૩ | ૨૪ | ૧૫ | ૬ | ૨૭ | ૧૮ | ૯ | ૦ | ૨૧ | ૧૨ | ૩ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| રાહુ દશા ૧૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| | ૨ | ૫ | ૮ | ૧૦ | ૧ | ૪ | ૬ | ૯ | ૦ | ૩ | ૫ | ૮ | ૧૧ |
| | ૨૧ | ૧૨ | ૩ | ૨૪ | ૧૫ | ૬ | ૨૭ | ૧૮ | ૯ | ૦ | ૨૧ | ૧૨ | ૩ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| શુક્ર દશા ૨૧ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૬ | ૬ |
| | ૬ | ૦ | ૬ | ૧ | ૭ | ૧ | ૮ | ૨ | ૮ | ૩ | ૯ | ૩ | ૯ |
| | ૯ | ૧૮ | ૨૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩ | ૧૨ | ૨૧ | ૦ | ૯ | ૧૮ | ૭ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ |

## અષ્ટોત્તરી મહાદશા ભુક્ત કાઢવા ઉપયોગી સારિણી (કળા-વિકળા)

| | | કળા ફળ સારિણી | | | | | | | | | | | | | | વિકળા ફળ સારિણી | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
| સૂર્યદશા વર્ષ ૬ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ઘડી | ૪૦ | ૨૧ | ૧ | ૨ | ૨૨ | ૩ | ૪૩ | ૨૪ | ૨૦ | ૪૫ | ૩૦ | ૧૫ | ૦ | ૪૫ | ૦ | ૪ | ૨ | ૨ | ૩ | ૪ | ૦ | ૫ | ૬ | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | ૩૩ |
| | પળ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૩૦ | ૦ | ૨૦ | ૦ | ૩૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૩૦ | ૧ | ૪૨ | ૪૨ | ૩ | ૪૩ | ૨૪ | ૨૪ | ૪૫ | ૩૦ | ૧૫ | ૦ | ૪૫ |
| ચંદ્રદશા વ. ૧૫ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૨ | ૪ | ૬ | ૯ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૮ | ૨૦ | ૨૨ | ૧૫ | ૭ | ૦ | ૨૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૧ |
| | ઘડી | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૨ | ૪ | ૬ | ૯ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૮ | ૨૦ | ૨૨ | ૪૫ | ૭ | ૩૦ | ૫૨ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| મંગળદશા વ. ૮ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૮ | ૨૭ | ૬ | ૧૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ઘડી | ૫૪ | ૪૮ | ૪૨ | ૩૬ | ૩૦ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૮ | ૮ | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫૪ | ૪૮ | ૪૨ | ૩૬ | ૩૦ | ૨૪ | ૧૮ | ૬ | ૬ | | | | | |

# અષ્ટોત્તરી મહાદશા ભુક્ત કાઢવા ઉપયોગી સારિણી ( કળા વિકળા )

**કળા ફળ સારિણી**

| | કળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બુધદશા વ. ૧૭ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ |
| | દિવસ | ૨ | ૫ | ૭ | ૧૦ | ૧૨ | ૧૫ | ૧૭ | ૨૦ | ૨૨ | ૨૫ | ૨૧ | ૧૬ | ૧૨ | ૭ |
| | ઘડી | ૩૩ | ૬ | ૩૯ | ૧૨ | ૪૫ | ૧૮ | ૫૧ | ૨૪ | ૫૭ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| શનિદશા વ. ૧૦ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ |
| | દિવસ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૧ | ૨૨ | ૩ | ૧૫ | ૨૬ |
| | ઘડી | ૭ | ૧૫ | ૨૨ | ૩૦ | ૩૭ | ૪૫ | ૫૨ | ૦ | ૭ | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ |
| | પળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ગુરુદશા વ. ૧૯ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ |
| | દિવસ | ૨ | ૫ | ૮ | ૧૧ | ૧૪ | ૧૭ | ૧૯ | ૨૨ | ૨૫ | ૨૮ | ૨૭ | ૨૫ | ૨૪ | ૨૨ |
| | ઘડી | ૫૧ | ૪૨ | ૩૩ | ૨૪ | ૧૫ | ૬ | ૫૭ | ૪૮ | ૩૯ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

**વિકળા ફળ સારિણી**

| | વિકળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બુધદશા વ. ૧૭ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | [illegible] | ૨ |
| | ઘડી | ૨ | ૫ | ૭ | ૧૦ | ૧૨ | ૧૫ | ૭ | ૨૦ | ૨ | ૨૫ | ૫૧ | ૧૬ | ૪૨ | ૭ |
| | પળ | ૩૩ | ૬ | ૩૯ | ૧૨ | ૪૫ | ૧૮ | ૫૧ | ૨૪ | ૫૭ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| શનિદશા વ. ૧૦ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ઘડી | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૫ | ૨૨ | ૩૩ | ૪૫ | ૫૬ |
| | પળ | ૭ | ૧૫ | ૨૨ | ૩૦ | ૩૭ | ૪૫ | ૫૨ | ૦ | ૭ | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ |
| ગુરુદશા વ. ૧૯ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| | ઘડી | ૨ | ૫ | ૮ | ૪ | ૧૪ | ૧૭ | ૧૯ | ૨૨ | ૨૫ | ૨૮ | ૫૭ | ૨૫ | ૫૪ | ૨૨ |
| | પળ | ૫૧ | ૪૨ | ૩૩ | ૩૦ | ૧૫ | ૬ | ૫૭ | ૪૮ | ૩૯ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |

## અષ્ટોત્તરી મહાદશા ભુક્ત કાઢવા ઉપયોગી સારિણી (કળા વિકળા

**કળા ફળ સારિણી**

| | કળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાહુદશા વ.૧૨ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| | દિવસ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૨૭ | ૧૦ | ૨૪ | ૭ |
| | ઘડી | ૨૧ | ૪ | ૩ | ૨૪ | ૪૫ | ૬ | ૨૭ | ૪૮ | ૯ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| શુક્રદશા વ.૨૧ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| | દિવસ | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૮ | ૨૨ | ૨૫ | ૨૮ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ |
| | ઘડી | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ | ૫૪ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

**વિકળા ફળ સારિણી**

| | કળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાહુદશા વ.૧૨ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| | ઘડી | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૨૭ | ૪૦ | ૫૪ | ૭ |
| | પળ | ૨૧ | ૪૨ | ૩ | ૨૪ | ૪૫ | ૬ | ૨૭ | ૪૮ | ૯ | ૩૦ | ૦ | ૩૦ | ૭ | ૩૦ |
| શુક્રદશા વ.૨૧ | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | | ૦ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ |
| | ઘડી | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૮ | ૨૨ | ૨૫ | ૨૮ | ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ |
| | પળ | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ | ૫૪ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૦ | ૦ | ૦ | ૩૧ |

**વિશોત્તરી દશા**—જે નક્ષત્રમાં જન્મ હોય તે નક્ષત્ર પર્યંત અશ્વિની નક્ષત્રથી ગણતુ તે સખ્યામાંથી ૨ અંક બાદ કરી શેષ રહે તેને ૯ થી ભાગ આપવો. અને શેષ. ૧ રહે તો સૂર્યની વર્ષ ૬ ની દશામાં ૨ શેષ રહે તો ચંદ્ર વર્ષ ૧૦ દશા શેષ રહે તો મંગળ દશા વર્ષ ૭, ૪ શેષ રહે તો રાહુ દશા જન્મ વર્ષ, ૫ શેષ રહે તો ગુરૂ દશા ૧૬ વર્ષ. ૬ શેષ રહે તો શનિ દશા ૧૯ વર્ષ ૭ શેષ રહે તો બુધ દશા ૧૭ વર્ષ. ૮ શેષ રહે તો કેતુ દશા ૭ વર્ષ. ૯ શેષ રહે તો શુક્ર દશા ૨૦ વર્ષ. સમજવી.

# સાયન જ્યોતિષ માર્ગોપદેશિકા.

ચાલુ જમાનામાં અંગ્રેજી, પદ્ધતિ પ્રમાણે જ્યોતિષ જોવરાવવાની તેમજ જોવાની રૂઢી પ્રચલિત થઈ છે આ રૂઢી દેશી પદ્ધતિથી તદ્દન જુદી જ છે, અને તે વિષયના ગ્રંથો અંગ્રેજી ભાષામાં હોવાથી ગુજરાતી જાણનારાઓને ઘણી મુશ્કેલી પડે છે. તેથી **સાયન જ્યોતિષ માર્ગોપદેશિકા** પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. એમાં જ્યોતિષ સંબંધીના ૩૮ અધ્યાયો છે. અને તે ઉપરાંત જન્મકાળ સાધવા માટે રોજના સૂર્યોદય અને સૂર્યાસ્તનો વખત, લગ્ન પત્ર, બાર સ્થાનો માટે રાશિ અંશો તથા દર માસનો તારીખ વાર સાયડીરીયલ ટાઇમ અને હિંદના મોટા મોટા શહેરોનાં અક્ષાંસ, રેખાંશ વગેરેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. વળી સાયન પદ્ધતિ પ્રમાણે જન્મ કુંડળી કેવી રીતે મુકવી તથા કુંડળી કેમ જોવી એ પણ સરળ રીતે અને સ્પષ્ટ રીતે સમજવામાં આવ્યું છે. આ પુસ્તક નવા શીખનારાઓને અને જોતિષ જોતાં શીખેલાઓને પણ અત્ય ઉપયોગી થઈ પડશે. મૂલ્ય માત્ર ૧-૪-૦ પોસ્ટેજ ૦-૪-૦ વધુ.

મળવાનું ઠેકાણું—

**બુકસેલર ચંદુલાલ સાકરલાલ**, ગાંધીરોડ—**અમદાવાદ.**

## અષ્ટોત્તરી શનિદશા માટે ઉપયોગી સારિણી (ઉ. ષા. અભિ. શ્રવણ)

| નક્ષત્ર | ઉત્તરાષાઢા રા. ૮-૨૬-૪૦ પછી | | | | | | | | | | અભિ. રા. ૯-૬-૪૦ પછી | | | | શ્રવણ રા. ૯-૧૦-૫૩ પછી ૯-૨૩-૨૦ | | | | | | | | | | | | નક્ષત્ર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંશ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | અંશ |
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | વર્ષ |
| માસ | ૩ | ૬ | ૯ | ૦ | ૩ | ૬ | ૯ | ૦ | ૩ | ૬ | ૭ | ૨ | ૯ | ૪ | ૨ | ૪ | ૭ | ૯ | ૦ | ૨ | ૪ | ૭ | ૯ | ૦ | ૨ | ૪ | માસ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૨ | ૨૪ | ૬ | ૧૯ | ૧ | ૧૩ | ૨૬ | ૮ | ૦ | ૩ | ૧૫ | ૨૭ | દિવસ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૯ | ૧૮ | ૨૮ | ૩૭ | ૧૯ | ૩૮ | ૫૭ | ૧૭ | ૩૬ | ૫૫ | ૧૪ | ૩૪ | ૫૩ | ૧૨ | ૩૨ | ૫૧ | ઘટી |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૮ | ૫૬ | ૨૪ | ૫૩ | ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૨ | ૫૪ | ૧૬ | ૩૩ | ૫૦ | ૭ | ૨૪ | પળ |

# અષ્ટોત્તરી શનિદશા માટે ઉપયોગી સારિણી ( ઉ. ષા. અભિ. શ્રવણ )

| | | કળા ફળ | | | | | | | | | | | | | | વિકળા ફળ | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કળા | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
| ઉત્તરાષાઢા. | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૧૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| | ઘડી | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૧૫ | ૩૦ | ૪૫ | ૦ | ૧૫ |
| | પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૦ | ૦ | ૩ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| અભિજિત. | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૩ | ૭ | ૧૦ | ૧૪ | ૧૭ | ૨૧ | ૨૪ | ૨૮ | ૧ | ૫ | ૧૧ | ૧૬ | ૨૨ | ૨૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ |
| | ઘડી | ૩૩ | ૬ | ૩૯ | ૧૨ | ૪૫ | ૧૮ | ૫૨ | ૨૫ | ૫૮ | ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૭ | ૭ | ૧૦ | ૧૪ | ૧૭ | ૨૧ | ૨૪ | ૨૮ | ૩૧ | ૩૫ | ૧૧ | ૪૬ | ૨૨ | ૫૭ |
| | પળ | ૯ | ૧૮ | ૨૮ | ૩૭ | ૪૭ | ૫૬ | ૬ | ૧૫ | ૨૫ | ૩૪ | ૨૮ | ૪૪ | ૧૮ | ૫૩ | ૬ | ૬ | ૩૯ | ૧૨ | ૪૫ | ૧૮ | ૫૨ | ૨૫ | ૫૮ | ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ |
| શ્રવણ. | વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | માસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | દિવસ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૬ | ૬ | ૧૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| | ઘડી | ૧૨ | ૨૪ | ૩૬ | ૪૯ | ૧ | ૧૩ | ૨૬ | ૩૮ | ૫૦ | ૩ | ૯ | ૯ | ૧૨ | ૧૬ | ૧ | ૨ | ૪ | ૪ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૨૪ | ૩૬ | ૪૮ | ૦ |
| | પળ | ૧૯ | ૩૮ | ૫૭ | ૧૭ | ૩૬ | ૫૫ | ૧૫ | ૩૪ | ૫૩ | ૧૨ | ૩૮ | ૩૮ | ૫૧ | .૪ | ૧૨ | ૨૪ | ૩૯ | ૩૯ | ૧ | ૧૩ | ૨૬ | ૩૮ | ૫૦ | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૬ |

# અષ્ટોત્તરી મહાદશામાં અંતર્દશા

### સૂર્ય દશામાં અંતર્દશા વર્ષ ૬

| દશા | સૂ | ચં | મં | બુ | શ | ગુ | રા | શુ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૪ | ૧૦ | ૫ | ૧૧ | ૬ | ૦ | ૦ | ૨ |
| દિવસ | ૦ | ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૮ | ૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### ચંદ્ર દશામાં અંતર્દશા વર્ષ ૧૫

| ચં | મં | બુ | શ | ગુ | રા | શુ | સૂ | દશા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૨ | ૦ | વર્ષ |
| ૧ | ૧ | ૪ | ૪ | ૭ | ૮ | ૧૧ | ૧૦ | માસ |
| ૦ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ | દિવસ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ઘડી |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

### મંગળ દશામાં અંતર્દશા વર્ષ ૮

| દશા | મં | બુ | શ | ગુ | રા | શુ | સૂ | ચં |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૭ | ૩ | ૮ | ૪ | ૧૦ | ૬ | ૫ | ૧ |
| દિવસ | ૩ | ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### બુધ દશામાં અંતર્દશા વર્ષ ૧૭

| બુ | શ | ગુ | રા | શુ | સૂ | ચં | મં | દશા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૧ | ૨ | ૧ | ૩ | ૦ | ૨ | ૧ | વર્ષ |
| ૮ | ૬ | ૧૧ | ૧૦ | ૩ | ૧૧ | ૪ | ૩ | માશ |
| ૩ | ૨૬ | ૨૬ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૩ | દિવસ |
| ૨૦ | ૪૦ | ૪૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ | ઘડી |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

### શનિ દશામાં અંતર્દશા વર્ષ ૧૦

| દશા | શ | ગુ | રા | શુ | સૂ | ચં | મં | બુ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| માસ | ૧૧ | ૯ | ૧ | ૧૧ | ૬ | ૪ | ૮ | ૬ |
| દિવસ | ૩ | ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ |
| ઘડી | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### ગુરૂ દશામાં અંતર્દશા વર્ષ ૧૯

| ગુ | રા | શુ | સૂ | ચં | મં | બુ | શ | દશા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૨ | ૩ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | વર્ષ |
| ૪ | ૧ | ૮ | ૦ | ૭ | ૪ | ૧૧ | ૯ | માસ |
| ૩ | ૧૦ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૬ | ૨૬ | ૩ | દિવસ |
| ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૦ | ૪૦ | ૨૦ | ઘડી |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

### રાહુ દશામાં અંતદશા વર્ષ ૧૨

| દશા | રા | શુ | સૂ | ચં | મં | બુ | શ | ગુ |
|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૧ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૨ |
| માસ | ૪ | ૪ | ૮ | ૮ | ૧૦ | ૧૦ | ૧ | ૧ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### શુક્ર દશામાં અંતદશા વર્ષ ૨૧

| શુ | સૂ | ચં | મં | બુ | શ | ગુ | રા | દશા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૧ | ૨ | ૧ | ૩ | ૧ | ૩ | ૨ | વર્ષ |
| ૧ | ૨ | ૧૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૪ | માસ |
| ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૦ | ૧૦ | ૧૦ | ૦ | દિવસ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ઘડી |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

**અંતર્દશા લાવવાની રીતિ**—ઉપર પ્રમાણે મહાદશા લાવ્યા પછી અતર્દશા લાવવી એક ગ્રહની દશામાં દરેક ગ્રહના પેટા વિભાગ તે અતર્દશા કહેવાય છે અતર્દશામાં દરેકના પેટા વિભાગને ઉપદશા કહે છે, પરતુ આ દશા લાવવાનો પ્રચાર બહુ થોડો દેખાય છે.

**અંતર્દશા**—જે ગ્રહની દશા હોય તેજ ગ્રહની પહેલી અતર્દશા અને તે પછી બીજા ગ્રહોની અનુક્રમે દશાઓ ગણાય છે અત ર્દશાનુ કોષ્ટક આપેલુ છે તેમા વર્ષ, માસ, દિવસ ઘડી પલ રૂપ માન દરેક ગ્રહનુ જણાવેલ છે તે માન દશા સાકળવામા કહેલી રીતિ મુજબ શાક અને સૂર્યમા ઉમેરતા જવાથી અતર્દશા ઉતરવાનો સમય આવે છે વયોવર્ષાદિ માટે દશાનો ભોગ્ય કાળ ઉમેરવાથી વર્ષાદિ આવે છે.

**વિંશોત્તરી-સૂર્યદશા**—કૃત્તિકા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ હોય તો આવે છે ચદ્રદશા—રોહિણી, હસ્ત અને શ્રવણ નક્ષત્રમા જન્મ હોય તો આવે છે. મગળદશા—મૃગ, ચિત્રા અથવા ધનિષ્ઠામાં જન્મ હોય તો આવે છે રાહુ દશા—આર્દ્રા, સ્વાતિ અથવા શતતારા નક્ષત્રમાં જન્મ હોય તો આવે છે ગુરૂદશા—પુનર્વસુ, વિશાખા અથવા પૂર્વાભાદ્રપદમા જન્મ હોય તો આવે છે. શનિદશા—પુષ્ય, અનુરાધા અથવા ઉત્તરાભાદ્રપદમાં જન્મ હોય તો આવે છે બુધદશા—આશ્લેષા, જ્યેષ્ઠા, રેવતિ નક્ષત્રમાં જન્મ હોય તો આવે છે કેતુદશા—મધા, મૂળ અને અશ્વિની એ નક્ષત્રમા જન્મ હોય તો આવે છે શુક્રદશા—પૂર્વાફાલ્ગુની-પૂર્વાષાઢા અથવા ભરણી નક્ષત્રમાં જન્મ હોય તો આવે છે ×

ભુક્ત ભોગ્ય લાવવાની રીત—ઉપર અષ્ટોત્તરી પ્રકરણમાં જણાવ્યા મુજબ સ્પષ્ટ ચદ્રની કળા કરી ८०० થી ભાગ આપવો,

---

× આ દશામા અષ્ટોત્તરી દશા માફક આઠ ગ્રહો નથી, પરતુ નવ ગ્રહો આવે છે અષ્ટોત્તરી માફક અભિજીત્ નક્ષત્ર આ દશામાં ગણવામાં આવતુ નથી તેમજ અનુક્રમ પણ જુદો જ છે

# વિંશોત્તરી દશા મધ્યે અંતર્દશા કોષ્ટક

| | સૂર્ય દશાંતર્દશા વર્ષ ૬ | | | | | | | | | ચંદ્ર દશાંતર્દશા વર્ષ ૧૦ | | | | | | | | | ભૌમ દશાંતર્દશા વર્ષ ૭ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા | સૂ | ચં | મં | રા | ગુ | શ | બુ | કે | શુ | ચં | મં | રા | ગુ | શ | બુ | કે | શુ | સૂ | મં | રા | ગુ | શ | બુ | કે | શુ | સૂ | ચં |
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ |
| માસ | ૩ | ૬ | ૪ | ૧૦ | ૯ | ૧૧ | ૧૦ | ૪ | ૦ | ૧૦ | ૭ | ૬ | ૪ | ૭ | ૫ | ૭ | ૮ | ૬ | ૪ | ૦ | ૧૧ | ૧ | ૧૧ | ૪ | ૨ | ૪ | ૭ |
| દિવસ | ૧૮ | ૦ | ૬ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | | ૦ | ૦ | ૦ | ૨૭ | ૧૮ | ૬ | ૯ | ૨૭ | ૨૭ | ૦ | ૬ | ૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| | રાહુ દશાંતર્દશા વર્ષ ૧૮ | | | | | | | | | ગુરૂ દશાંતર્દશા વર્ષ ૧૬ | | | | | | | | | શનિ દશાંતર્દશા વર્ષ ૧૯ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા | રા | ગુ | શ | બુ | કે | શુ | સૂ | ચં | મં | ગુ | શ | બુ | કે | શુ | સૂ | ચં | મં | રા | શ | બુ | કે | શુ | સૂ | ચં | મં | રા | ગુ |
| વર્ષ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૩ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ |
| માસ | ૮ | ૪ | ૧૦ | ૬ | ૦ | ૦ | ૧૦ | ૬ | ૦ | ૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૯ | ૪ | ૧૧ | ૪ | ૦ | ૮ | ૧ | ૨ | ૧૧ | ૭ | ૧ | ૧૦ | ૬ |
| દિવસ | ૧૨ | ૨૪ | ૬ | ૧૮ | ૧૮ | ૦ | ૨૪ | ૦ | ૧૮ | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૦ | ૧૮ | ૦ | ૬ | ૨૪ | ૩ | ૯ | ૯ | ૦ | ૧૨ | ૦ | ૯ | ૬ | ૧૨ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

| | બુધ દશાંતર્દશા વર્ષ ૧૭ | | | | | | | | | કેતુ દશાંતર્દશા વર્ષ ૭ | | | | | | | | | શુક્ર દશાંતર્દશા વર્ષ ૨૦ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા | બુ | કે | શુ | સૂ | ચં | મં | રા | ગુ | શ | કે | શુ | સૂ | ચં | મં | રા | ગુ | શ | બુ | શુ | સૂ | ચં | મં | રા | ગુ | શ | બુ | કે |
| વર્ષ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૩ | ૧ | ૧ | ૧ | ૩ | ૨ | ૩ | ૨ | ૧ |
| માસ | ૪ | ૧૧ | ૧૦ | ૧૦ | ૫ | ૬ | ૬ | ૩ | ૮ | ૪ | ૨ | ૪ | ૭ | ૪ | ૦ | ૧૧ | ૧ | ૧૧ | ૪ | ૦ | ૮ | ૨ | ૦ | ૮ | ૨ | ૧૦ | ૨ |
| દિવસ | ૨૭ | ૨૭ | ૦ | ૬ | ૦ | ૧૮ | ૧૮ | ૬ | ૯ | ૨૭ | ૦ | ૬ | ૦ | ૨૭ | ૧૮ | ૬ | ૯ | ૨૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# યોગીનીદશા મધ્યે અંતર્દશા.

| | મંગલા દશા વર્ષ ૧ | | | | | | | | પિંગલા દશા વર્ષ ૨ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા. | મ. ચં. | પા સૂ | ધા. ગુ. | ભ્રા મં. | ભ બુ | ઉ શ | સી શુ | સ રા | પી સૂ | ધા ગુ | ભ્રા મં. | ભ બુ | ઉ શ | સી શુ | સ રા | મ ચં | દશા સ્વામી |
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વર્ષ |
| માસ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૦ | માસ |
| દિવસ | ૧૦ | ૨૦ | ૦ | ૧૦ | ૨૦ | ૦ | ૧૦ | ૨૦ | ૧૦ | ૦ | ૨૦ | ૧૦ | ૦ | ૨૦ | ૧૦ | ૨૦ | દિવસ. |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ઘડી |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

| | ધાન્યા દશા વર્ષ ૩ | | | | | | | | ભ્રામરી દશા વર્ષ ૪ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા | ધા ગુ | ભ્રા મં. | ભ બુ | ઉ શ | સી શુ | સ રા | મ ચ | પી સૂ | ભ્રા મં | ભ બુ | ઉ શ | સી શુ | સ રા | મ ચં | પી સૂ | ધા ગુ | દશા સ્વામી |
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વર્ષ |
| માસ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧ | ૨ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧ | ૨ | ૪ | માસ |
| દિવસ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૨૦ | ૦ | ૧૦ | ૨૦ | ૧૦ | ૨૦ | ૦ | દિવસ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ઘડી |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

| | ભદ્રિકાદશા વર્ષ ૫ | | | | | | | | ઉલ્કા દશા વર્ષ ૬ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા | ભ બુ | ઉ શ | સી શુ | સ રા | મ ચ | પી સૂ | ધા ગુ | ભ્રા મં | ઉ શ | સી શુ | સ રા | મ ચં | પી સૂ | ધા ગુ | ભ્રા મં | ભ બુ | દશા સ્વામી |
| વર્ષ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વર્ષ |
| માસ | ૮ | ૧૦ | ૧૧ | ૧ | ૧ | ૩ | ૫ | ૬ | ૦ | ૨ | ૪ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | માસ |
| દિવસ | ૧૦ | ૦ | ૨૦ | ૧૦ | ૨૦ | ૧૦ | ૦ | ૨૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | દિવસ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ઘડી |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

| | સિદ્ધાદશા વર્ષ ૭ | | | | | | | | સંકટા દશા વર્ષ ૮ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દશા | સી શુ | સ રા | મ ચં | પી સૂ | ધા ગુ | ભ્રા મં | ભ બુ | સ રા | સ ગ | મ ચ | પી મ | ધા ગુ | ભ્રા મં | ભ બુ | ઉ શ | સી શુ | દશા સ્વામી |
| વર્ષ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | વર્ષ |
| માસ | ૪ | ૬ | ૨ | ૪ | ૭ | ૯ | ૧૧ | ૨ | ૯ | ૨ | ૫ | ૮ | ૧૦ | ૧ | ૪ | ૬ | માસ |
| દિવસ | ૧૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૦ | ૦ | ૨૦ | ૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૦ | ૨૦ | ૧૦ | ૦ | ૨૦ | દિવસ |
| ઘડી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ઘડી |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પળ |

ભાગમાં લબ્ધ હોય તે ગત નક્ષત્ર સંખ્યા છે અને શેષ નક્ષત્ર વર્ત-માનનું ભુક્ત છે, તેને દશાના વર્ષથી ગુણવા અને ૮૦૦ થી ભાગ આપવો, લબ્ધ વર્ષ આવશે. શેષને ૧૨ થી ગુણવા અને ૮૦૦ થી ભાગ આપવો, લબ્ધ માસ આવશે. શેષને ૩૦ થી ગુણવા અને ૮૦૦ થી ભાગ આપવો લબ્ધ દિવસ આવશે. શેષને ૬૦ થી ગુણવા અને ૮૦૦ થી ભાગ આપવો લબ્ધ પલ આવશે. આ પ્રમાણે વર્ષાદિ ફળ ઉત્પન્ન થશે, તે દશાનું ભુક્ત આવ્યું, તેને દશાના વર્ષમાનમાંથી બાદ કરવાથી ભોગ્ય આવશે. દશા સાંકળવાની તથા અંતર્દશા લાવવા માટે અષ્ટોત્તરી દશામાં જણાવેલી રીતે આ દશાનાં કોષ્ટકો ઉમેર-વાથી આવશે.

**યોગિની દશાની સમજ**—૧ મંગલા ૨ પિંગલા ૩ ધાન્યા ૪ ભ્રામરિકા ૫ ભદ્રિકા ૬ ઉલ્કા ૭ સિદ્ધા ૮ સંકટા આ આઠ દશાઓ યોગિની દશાઓ કહેવાય છે. તેના સ્વામી અનુક્રમે સૂર્ય, ચંદ્ર, ગુરૂ, મંગળ, બુધ, શનિ, શુક્ર અને રાહુ છે અને તેનાં વર્ષોનું માન અનુક્રમે ૧–૨–૩–૪–૫–૬–૭–૮ છે.

**ભુક્ત ભોગ્ય લાવવાની રીત**—ગત નક્ષત્ર સંખ્યામાં ૪ સંખ્યા ઉમેરી આઠથી ભાગતાં શેષ રહે તેટલામી દશામાં જન્મ સમજવો. તે દશાના માન મુજબ વર્ષોથી ભુક્ત નક્ષત્ર શેષને ગુણવા (ભુક્ત નક્ષત્ર શેષ–જન્મના ચંદ્રની કળાને ૮૦૦ થી ભાગતાં શેષ રહેલ છે તે) અને ૮૦૦ થી ભાગ આપવો એટલે લબ્ધ વર્ષ આવશે. ૧૨થી ગુણી પુનઃ ૮૦૦ થી ભાગ આપવાથી માસ એ પ્રમાણે ૩૦ થી ગુણી દિવસ ૬૦ થી ઘટી, અને ૬૦ ગુણી પલ લાવવી. દશામાન વર્ષમાંથી તે ભુક્ત વર્ષાદિ બાદ કરવું તેથી ભોગ્ય વર્ષાદિ શેષ રહેશે. ત્યારપછી અષ્ટોત્તરી મુજબ દશા સાંકળવી અને અંતર્દશાઓ પણ લાવવી, અહીં આ દશાનાં કોષ્ટકોનો ઉપયોગ કરવો.

**ઉપદશા**—અષ્ટોત્તરી દશા, વિંશોત્તરી દશા, યોગિની દશા આ ત્રણે દશાની અંતર્દશામાં ઉપદશાઓના કોઠા પણ હોય છે, પરંતુ ખાસ આવશ્યક નહિં જણાવાથી અહીં લીધા નથી, જરૂર હોય તો વિસ્તારવાળા ગ્રંથોને આધારે ઉપદશાઓ જાણી લેવી.

## જાતક ફલાદેશ પ્રકરણ (૪)

જાતક શાસ્ત્ર ફલાદેશ માટે અનેક મતો છે. ફલાદેશ સત્ય છે કે કેમ ? તે માટે ઘણાએ સવાલ કરે છે. અને તે સવાલ ઉપજવાનું કારણ માત્ર મતભેદ છે, ફલાદેશનું મુખ્ય બંધારણ વિચારતાં ઘણા સમય સુધી મનુષ્યોના જન્મયોગ ઉપરથી ફળ મેળવી અનુભવ સિદ્ધ જણાયું તે આ શાસ્ત્રના જાણનારાઓએ લખ્યું છે. આચાર્યોએ વિશેષતા જણાવી સ્પષ્ટ મત પણ દર્શાવેલો છે. ભૃગુ, નારદ, પરાશર, વગેરે મહર્ષિઓએ ચાર લાખ શ્લોક ફલાદેશ સંબંધમાં રચેલા કહેવાય છે. જ્યાં સુધી આપણે તેનો અભ્યાસ કરી શકયા નથી ત્યાં સુધી આપણે ફલાદેશ કહેવાને યોગ્ય જ નથી, પરંતુ એ માર્ગપર જેટલું આપણું પ્રયાણ હશે તેટલું ફલાદેશ સચોટ કહી શકાશે. ફલાદેશ પર અનેક ગ્રંથો વાંચવા આવશ્યક છે. અહી ફલાદેશનું સંપૂર્ણ સ્ફૂટીકરણ કરવાનો પ્રયત્ન સિદ્ધ થઈ શકે તેમ નથી. તો પણ ચાલુ જન્મપત્રિકાઓમાં જે ફલ લખવામાં આવે છે અને ગ્રંથોદ્વારા જે જે કંઈ અમને આજ્ઞ જણાયું છે, તે બતાવવું આવશ્યક ધારી ફલાદેશવારિધીમા ચચુપાતમાત્ર શરૂ કરેલ છે, ફલાદેશમાં મુખ્ય વિભાગો ત્રણ ગોઠવેલ છે અને તેમા જુદા જુદા ગ્રંથોની સહાયતાથી યથામતિ ગ્રહણ કરી વાંચકવર્ગને આ શાસ્ત્રમાં રસ પડે તે માટે બનતો પ્રયત્ન કરેલો છે.

### પ્રભાવાદિ ૬૦ સંવત્સરનું ફળ (જાતકાભરણ)

**પ્રભવ** સંવત્સરમાં જન્મનાર સર્વ વસ્તુ ગ્રહણ કરનાર, સ્ત્રી પુત્ર કુટુંબવર્ગમાં સ્નેહ રાખનાર, અનેક પ્રકારનો ભોગ ભોગવનાર

અને દીર્ઘાયુઃ થાય છે. ૧. **વિભવમાં** જન્મેલો દિવ્ય કાંતિવાળો, કોમળવાક્ બુદ્ધિમાન્ કલાપ્રવિણ સારો સ્વભાવ અને મનોહર મુખાકૃતિ-વાળો થાય છે. ૨. **શુકલમાં** જન્મેલો હમેશાં હસતા મુખવાળો, ઉત્સાહી દાની પ્રજાવર્ગથી સુખી વિદ્યાવિનય વગેરે ગુણ સંપન્ન થાય છે ૩. **પ્રમોદમાં** જન્મેલો દાતાર, પ્રજાદિક સાથે આનંદથી રહેનાર, સત્ય-વક્તા, પરમારથનાં કામ કરવામાં ઉત્સાહ ધરાવનાર થાય છે. ૪. **પ્રજાપતિમાં** જન્મેલો દાતાર અને કીર્તિલોભી અભિમાન ધરાવનાર દેવ બ્રાહ્મણો પર પ્રીતિ રાખનાર અને સ્ત્રીમાં આસક્ત થાય છે. ૫. **અંગિરામાં** જન્મેલો સુખી ભોગને ભોગવનાર પ્રિય વચન બોલનાર રૂપાળો સારી બુદ્ધિવાળો દીર્ઘાયુષી થાય છે. ૬. **શ્રીમુખમાં** જન્મેલો શ્રીમાન્ બહુ પ્રજાવાળો શાસ્ત્ર જાણનાર સગાં અને કુટુંબને વહાલો સારી કીર્તી મેળવનાર થાય છે. ૭. **ભાવમાં** જન્મેલો યશસ્વી, રજોગુણી, કીર્તિવાન આનંદમાં રહેનાર તથા કુળની વૃદ્ધિ ઉન્નતિ કરનાર થાય છે. ૮. **યુવામાં** જન્મેલો શાંત સ્વભાવ કરેલા ગુણને ન ભુલનાર ઉત્તમ બુદ્ધિ અને લાંબા આયુષ્યવાળો થાય. ૯. **ધાતૃમાં** જન્મેલો સુંદર આકૃતિ, દેવ ગુરૂની ભક્તિમાં પ્રીતિવાળો શિલ્પકળાજ્ઞ સારો સ્વભાવ શ્વેતવર્ણ અને ઉત્તમ લેખક થાય. ૧૦. **ઇશ્વરમાં** જન્મેલો આનંદયુક્ત, ગંભીર વિદ્યાવાન ચતુર, બુદ્ધિશાળી, અને સદ્-ગુણવાળો થાય છે ૧૧. **બહુધાન્યમાં** જન્મેલો વેપારમાં બુદ્ધિવાળો; દાતાર અભિમાની શુભચિંતક અન્ન સંગ્રહ કરનાર કુશળ થાય. ૧૨. **પ્રમાથીમાં** જન્મેલો હાથી ઘોડા રથ વગેરે વાહનનો શોખીન અને રાજાઓનો સલાહકાર બુદ્ધિશાળી થાય છે. ૧૩. **વિક્રમમાં** જન્મેલો પરાક્રમી અકૃતજ્ઞ અતિ ઉગ્ર કર્મ કરનાર શિલ્પશાસ્ત્રમાં પ્રીતિ રાખ-નાર થાય. ૧૪. **વૃષ** સંવત્સરમાં જન્મેલો સ્વાર્થી, લોભી, નિંદા કરનાર ક્રૂર કર્મ કરનાર અને અસ્થિર સ્વભાવવાળો થાય છે. ૧૫. **ચિત્રભાનુમાં** જન્મેલો ચિત્ર વિચિત્ર વસ્ત્ર ધારણ કરનાર ફૂલ વગેરે સુગંધી પદાર્થ પ્રત્યે રૂચી રાખનાર અને શોખીન થાય છે. ૧૬.

**સભાનુ** સંવત્સરમાં જન્મેલો કોમળ કેશવાળો કાંતિવાન્ શત્રુઓથી વારંવાર ઉપદ્રવ સહન કરનાર અને પ્રસન્ન મુખાકૃતિ થાય છે. ૧૭. **તારણ** વર્ષમાં જન્મેલો નિષ્ઠુર, શૂરવીર, ધૂર્ત નિહીત કાર્યમાં દોરાનાર અને ધનવાન થાય છે. ૧૮, **પાર્થિવમાં** જન્મેલો પોતાના ધર્મમાં પ્રીતિવાળો, સદ્ગ્રંથોનો અભ્યાસ કરનાર કળામાં નિપુણ અને વિલાસી થાય છે. ૧૯. **વ્યય** સંવત્સરમાં જન્મેલો સુખવૈભવમાં આસક્ત વ્યસન કરનાર નિર્ભય ખર્ચના બોજામાં રહેનાર અને અસ્થિર ચિત્ત તથા ખર્ચાળ થાય છે. ૨૦. **સર્વજિતમાં** જન્મેલો રાજાથી માન મેળવનાર ઉત્સવ યુક્ત જીવન ગાળનાર, પવિત્ર મોટી આકૃતિવાળો અને શત્રુઓને જીતનાર થાય છે ૨૧. **સર્વધારીમાં** જન્મેલો ઘણા નોકર અને વિલાસના સાધનોનો ઉપભોગ કરનાર, સુંદર, મિષ્ટાન્ન ભોક્તા ધીરજ અને સદ્ગુણવાળો થાય છે, ૨૨. **વિરોધ** સંવત્સરમાં જન્મેલો બહુ બોલનાર દેશાટન કરનાર કુટુંબ સાથે સ્નેહ ધરાવનાર ધૂર્ત સ્વભાવ અને મિત્રતાને નહિં પોષનાર થાય છે. ૨૩. **વિકૃતિમાં** જન્મેલો ધનહીન, વીકરાળ, (ભયંકર) અભિમાની અને ચપળબુદ્ધિ તથા મિત્રતાને નહિં સેવનાર થાય છે. ૨૪. **ખર** સંવત્સરમાં જન્મેલો કામાતુર મલીન દેહકાંતિ કઠોર અયોગ્ય વચન બોલનાર, કલેશ કરનાર અને શરમ વગરનો થાય છે. ૨૫. **નંદન** સંવત્સરમાં જન્મેલો, તળાવ, વાવ, મકાન ઘર વગેરે બંધાવનાર અન્નદાન કરનાર સ્ત્રીઓ સાથે આનંદ કરનાર થાય છે. અને પવિત્ર વિચાર તથા આચરણને પોષનાર હોય છે. ૨૬. **વિજય** વર્ષમાં જન્મેલો યુદ્ધમાં ધીર શ્રેષ્ઠ સ્વભાવ રાજાનો માનીતો બોલવામાં દક્ષ દાતાર દયાળુ અને શત્રુઓને જીતનાર થાય છે. ૨૭. **જય** વર્ષમાં શાસ્ત્ર પ્રસંગોમાં શાસ્ત્રાર્થ કરનાર મોટા શત્રુઓને જીતનાર જયની ઇચ્છા રાખી આગળ વધનાર વિષયમાં આસક્ત અને મહાપરાક્રમી થાય છે. ૨૮. **મન્મથ** સંવત્સરમાં અનેક આભૂષણ યુક્ત, વિલાસી, મધુર બોલનાર કલાઓમાં નિપુણ શ્રેષ્ઠ ગીત અને નૃત્યમાં પરાયણ અનેક

ભોગોનો ભોક્તા થાય છે. ૨૯. **દુર્મુખ** સંવત્સરમાં જન્મેલો ક્રૂરતા વાળો દુષ્ટ બુદ્ધિ, લોભી અને મુખ, હાથ પગ વગેરેમાં કંઇ ખોડ વગેરે ફળ ભોગવે છે, ૩૦. **હેમલંબ**માં જન્મેલો ઘોડા હાથી વગેરે વાહન સુવર્ણ, વસ્ત્ર, ધાન્ય, રત્નો વગેરેથી યુક્ત સ્ત્રી અને પુત્રના સુખમાં આસક્ત અને દરેક વસ્તુ ગ્રહણ કરવામાં એક ચિત્ત રહે છે. ૩૧. **વિલંબ**માં જન્મેલો ધૂર્ત, લોભી, આળસુ કફ પ્રકૃતિ બલહીન કાર્યારંભ પહેલાં વધુ બોલનાર થાય છે. ૩૨. **વિકારી** વર્ષમાં જન્મેલો ખોટો હઠ કરનાર સર્વ કલાઓમાં પ્રવીણ ઘણી વસ્તુઓનો સંગ્રહ કરનાર ચંચળ ચિત્ત ધૂર્ત વધુ બોલનાર અનેક મિત્રોથી યોજનાઓ ઘડનાર થાય છે. ૩૩. **શાર્વરી** સંવત્સરમાં જન્મેલો વેપારવૃત્તિમાં નિપુણ, વિલાસી, મિત્રોથી વિરોધ કરનાર અનેક પ્રકારની વિદ્યાઓનો અભ્યાસ કરનાર થાય છે. **પ્લવ** વર્ષમાં જન્મનાર કામી ધનવાન સેવાવૃત્તિથી દ્રવ્ય મેળવનાર સ્ત્રીઓથી દુઃખ અનુભવનાર ગુપ્તબુદ્ધિ અને ચપળ સ્વભાવ ધારણ કરનાર હોય છે. ૩૫. **શુભકૃત્** સંવત્સરમાં જન્મેલો સૌભાગ્ય, વિદ્યા નમ્રતા અને પુણ્યનો સંચય કરનાર દીર્ઘાયુ: પુત્ર ધન અને સંપત્તિનો ભોગવનાર થાય છે. ૩૬. **શોભન** સંવત્સરમાં જન્મેલો ઉંચા શરીરવાળો અનેક સદ્‌ગુણ ધરનાર દયાળુ શ્રેષ્ઠ કર્મ કરનાર વિજય મેળવનાર નમ્રતાવાળો અને શ્રેષ્ઠ નેત્રવાળો હોય છે. ૩૮. **ક્રોધી** વર્ષમાં જન્મેલો ક્રૂરદૃષ્ટિ દુષ્ટ સ્વભાવ સ્ત્રીજનોને વહાલો પર્વત જેવો અને ગર્વીષ્ઠ બીજાના કામમાં વિઘ્ન નાંખનાર થાય છે. ૩૮. **વિશ્વાવસુ**માં જન્મેલો ઉગ્ર સ્ત્રીનો પતિ અને ધીરજવાળો આચારપરાયણ, મિષ્ટાન ખાનાર અનેક સદ્‌ગુણયુક્ત થાય છે. ૩૯. **પરાભવ**માં જન્મેલો ધન ધાન્ય રહિત, અતિ કઠોર વાક્ય બોલનાર આચારતા અને થોડી શઠતાવાળો હોય છે. ૪૦. **પ્લવંગ** વર્ષમાં જન્મેલો ચંચળ ચિત્તવાળો સજ્જનોના કામમાં દીર્ઘસુત્રી ધૂર્ત આચાર વિચારહીન અને પાતળા અંગવાળો થાય છે. ૪૧. **કીલક** વર્ષમાં જન્મેલો સ્વરૂપમાં મધ્યમ મધુર વાક્ય બોલનાર દયાળુ વારંવાર

તૃષાતુર મોટા પગ અને મસ્તકવાળો બળવાન થાય છે ૪
સૌમ્યસવત્સરમાં જન્મેલો પંડિત ધનવાન્ ભોગી દેવતા અને અતિથી
પ્રીતિ કરનાર પવિત્ર અને સાત્વિક મનવાળો અને ક્ષીણ દેહ હોય
૪૩ સાધારણમાં જન્મેલો વધુભાગે મુસાફરી કરનાર લેખક કુ
વિવેકી ક્રોધી અને પવિત્ર ભોગથી યુક્ત અને સંતુષ્ટ ચિત્તવાળો થ
છે ૪૪ **વિરોધકૃતમાં** જન્મેલો શંકરનું આરાધન કરનાર તમોગુ
ક્રોધી ઘણાની સાથે વૈર બાંધનાર અને પિતા આજ્ઞાથી વિમુખ ચાલના
થાય છે ૪૫ **પરિધાવિ** સંવત્સરમાં જન્મેલો વિદ્વાન સુશીલ કળાઓમ
નિપુણ શ્રેષ્ઠબુદ્ધિ રાજાનો માનનીય અને વેપારમાં મોટી પ્રતિ
મેળવનાર થાય છે ૪૬ **પ્રમાથિ** વર્ષમાં જન્મેલો દુષ્ટ અભિમાની
કલહમાં આસક્ત લોભી કુટુંબ પાલનમાં પ્રીતિવાળો થોડી
બુદ્ધિવાળો અને ખોટા કામમાં જલદી દોરાનાર થાય છે ૪૭ **આનં**
સંવત્સરમાં જન્મેલો ઘણી સ્ત્રીઓવાળો ચતુર અત્યંત ડાહ્યો નિરંતર
પુત્ર અને આનંદથી ભરપુર પંડિત કૃતજ્ઞ અને નમ્રતાવાળો થાય
છે, ૪૮ **રાક્ષસ** વર્ષમાં જન્મેલો ક્રૂર ખોટામાર્ગનો ચ્રનાર કલહમાં
ઉત્સાહ વાળો ધર્મ અને ઉત્તમ વિચાર છોડનાર નિર્દય અને
સાહસપ્રિય થાય છે ૪૯ **નલ** સંવત્સરમાં જન્મેલો શ્રેષ્ઠ બુદ્ધિશાળી
દ્રવ્ય મેળવનાર વેપારમાં કુશળ સુસ્વભાવ ઘણાનું પોષણકરનાર
અને ચપળ સ્વભાવ હોય છે ૫૦ **પિંગળ** સંવત્સરમાં જન્મેલો પીળાં
નેત્રવાળો નિષિદ્ધ કાર્યમાં આતુર ઉદ્ધત ચંચળ અને વભર યુક્ત
તથા ત્યાગી શઠ અને અત્યંત કઠોર બોલનાર થાય છે ૫૧ **કાલયુક્તમાં**
જન્મેલો વધુ બોલનાર પ્રીતિવાળો મોટી બુદ્ધિવાળાં કાર્યો કરનાર
અને કળઆખોર ભયંકર હોય છે ૫૨ **સિદ્ધાર્થી** સંવત્સરમાં જન્મેલો
ઉદાર ચિત્ત દયાળુ સંગ્રામમાં જીત મેળવનાર અને શોભાવાળો તેમજ
રાજાનો દિવાન અને માનનીય હોય છે ૫૩ **રૌદ્ર** સંવત્સરમાં જન્મેલો
ભયંકર પશુઓનું પાલન કરનાર નિરંતર વિવાદી અપયશનો ભોક્તા

દુષ્ટ ચિત્તવૃત્તિ અને રૌદ્ર સ્વરૂપ ધરનાર થાય છે ૫૪ **દુર્મતિ** વર્ષમાં જન્મેલો પોતાનું બોલેલું પાળનાર અભિમાની કામી અપ્રસન્નતા યુક્ત અને સ્વેચ્છાચારી થાય છે ૫૫ **દુંદુભિ** વર્ષમાં જન્મેલો રાજાથી માન મેળવનાર હાથી ઘોડા સુવર્ણ ભૂમિ વિગેરે મેળવનાર ગીત વાજીંત્ર અને નૃત્યમાં પ્રીતિવાળો થાય છે ૫૬ **રૂધિરોદ્દગારી** વર્ષમાં જન્મેલો લાલ નેત્રવાળો ઘણા રોગોથી પીડિત દુર્બળ શરીર ક્રોધી હાથ પગ વગેરેમાં વાંક અથવા નખ રોગ અને શત્રુવ્યથા ભોગવનાર થાય છે ૫૭ **રક્તાક્ષિ** વર્ષમાં જન્મેલો આચાર અને સદ્દવર્તનમાં પરાયણ કામી બીજાનો ઉત્કર્ષ સહન નહિં કરનાર અને રોગી નેત્રવાળો હોય છે ૫૮ **ક્રોધન** સંવત્સરમાં જન્મેલો બીજાનાં કામોમાં વિઘ્ન કરનાર અધિક ક્રોધી ભયંકર બીજાની મતિને ફેરવી નાખનાર થાય છે ૫૯ **ક્ષય** સંવત્સરમાં જન્મેલો મેળવેલા દ્રવ્યને વેડફી નાખનાર નોકરી કરનાર કઠોર ચિત્ત અને શ્રેષ્ઠ કાર્યમાં થોડી મનોવૃત્તિ ધરાવનાર હોય છે ૬૦

## અયનનું ફળ (જાતકાભરણ)

**ઉત્તરાયનમાં** જન્મેલો મનુષ્ય નિરંતર પ્રસન્નચિત્ત પુત્ર અને સ્ત્રીથી સંતોષ મેળવનાર દીર્ઘાયુઃ હંમેશાં આચાર પરાયણ ઉદાર અને ધીરજ ધારણ કરનાર હોય છે ૧ **દક્ષિણાયનમાં** જન્મેલો બહુ અભિમાની અતિ ડરનાર પશુઓથી સુખી અત્યંત કઠોર ચિત્ત શઠ અને સહનશીલતા વગરનો થાય છે.

## ગોલનું ફળ (માનસાગરી)

ઉત્તર ગોલમાં જન્મેલો ધનવાન વિદ્યાવાન પુત્ર પૌત્રાદિ પરિવાર યુક્ત અને રાજાઓથી માન્ય થાય છે ૧ દક્ષિણ ગોળમાં જન્મેલો મનુષ્ય થોડાં સુખનો ભોગવનાર વ્યંગ વચન બોલનાર અને ગેરવર્તણુંક રાખનાર અંગમાં ખોડ ખાંપણવાળો અને નિર્ધન થાય છે. ૨.

## ઋતુનું ફળ (જાતકાભરણ)

**વસંતઋતુમાં** જન્મનાર મનુષ્ય સ્વરૂપવાન બુદ્ધિમાન પ્રતાપી સંગીતવિદ્યાનો શોખીન ગણિતશાસ્ત્રમાં ચતુર ઘણા શાસ્ત્રોને જાણનાર સુંદર વસ્ત્રાભરણ પહેરનાર અને પ્રસન્નચિત્તવાળો થાય છે. ૧ **ગ્રીષ્મઋતુમાં** જન્મેલો ઐશ્વર્ય, વિદ્યા, ધન, અન્ન વગેરેથી સુખી બોલવામાં ચપળ મોટા કેશવાળો ભોગી વિલાસી અને જલમાં વિહાર કરનાર થાય છે ૩ **વર્ષાઋતુમાં** જન્મેલો યુદ્ધમાં ધીરજવાળો બુદ્ધિમાન પ્રતાપી પશુપર પ્રીતિવાળો કફ અને વાતપ્રકૃતિવાળો સ્ત્રીઓમાં વિલાસ કરનાર અને વિચિત્ર સલાહવાળો થાય છે. ૩ **શરદઋતુમાં** જન્મેલો મનુષ્ય શાંત, વાત પ્રકૃતિ અભિમાની ધન અને કર્મમાં પ્રીતિવાળો યુદ્ધમાં ઉત્સાહ ધરાવનાર થાય છે. ૪ **હેમંતઋતુમાં** જન્મેલો મનુષ્ય રાજાનો મંત્રી ચતુર ઉદારચિત્ત અને શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત ધર્મકર્મમાં નિરંતર પ્રવૃત્ત રહેનાર અને નમ્ર થાય છે. **શિશિરઋતુમાં** જન્મેલો મનુષ્ય મિષ્ટાન્ન ખાવામાં પ્રીતિવાળો બહુ ક્ષુધાતુર પુત્ર અને સ્ત્રી સહિત સુખ ભોગવનાર શ્રેષ્ઠકર્મ કરનાર ક્રોધી તથા બળવાન થાય છે. ૬

## મહિનાઓનું ફળ (જાતકાભરણ)

**ચૈત્રમાસમાં** જન્મેલો શ્રેષ્ઠ કર્મ કરનાર વિદ્યા વિનય સહિત ભોગી મધુર અન્ન ખાનાર સત્પુરૂષો સાથે મિત્રતા કરનાર રાજાનો વજીર તથા વિચિત્ર સલાહ આપનાર થાય છે. ૧ **વૈશાખમાસમાં** જન્મેલો શ્રેષ્ઠ લક્ષણવાળો પુણ્યશાળી ગુણવાન શ્રેષ્ઠ સ્વભાવ દેવ અને બ્રાહ્મણોનો ભક્ત કામી મોટા આયુષ્યને ભોગવનાર જલપાન વારંવાર કરનાર અને ભાઈઓમાં સુખયુક્ત હોય છે. ૨ **જેઠમાસમાં** જન્મેલો ક્ષમાવાન ચંચળ સ્વભાવ પરદેશવાસ વસનાર તીવ્ર બુદ્ધિ ધીરજથી કાર્ય કરનાર અને શ્રેષ્ઠ મનુષ્ય થાય છે. ૩ **અષાઢ માસમાં** જન્મેલો બહુજ ખર્ચ કરનાર બહુ બોલનાર ગુરૂ ભક્ત અને મંદાગ્નિના રોગથી પીડીત

શુભ કર્મ કરનાર અને અભિમાની થાય છે. ૪ **શ્રાવણ માસમાં** જન્મેલો પુત્ર-પૌત્ર સ્ત્રી અને મિત્રોથી સુખી પિતાનીઆજ્ઞાનું પાલન કરનાર સંસારમાં પ્રખ્યાતિ મેળવનાર કફ પ્રકૃતિ અને ગુણવાન થાય છે. ૫ **ભાદ્રપદ** માસમાં જન્મેલો લક્ષ્મીવાન્ દુબળા દેહવાળો દાતાર સ્ત્રી અને સદ્‌ગ્રંથોથી સુખ મેળવનાર સુખ અને દુઃખમાં સમાન રહે છે. ૬ **આશ્વિન** માસમાં જન્મેલો વિદ્વાન ધનવાન રાજાઓને પ્રિય, શ્રેષ્ઠ કાર્યોમાં ભાગ લેનાર ઘણા નોકરવાળો દાની ગુણવાન્ અને બીજાઓના ગુણને જાણનાર ઘણી પ્રજા અને સમૃદ્ધિવાળો થાય છે. **કાર્તિક** માસમાં જન્મેલો શ્રેષ્ઠ કર્મ કરનાર બહુ વાણી બોલનાર વાંકડીઆ વાળવાળો કામી ક્રયવિક્રયમાં નિપુણ અને સારાં કામ કરનાર થાય છે. **માગશર** માસમાં જન્મેલો તીર્થયાત્રા કરનાર સુશીલ કલાઓને જાણનાર પરોપકારી સન્માર્ગે ચાલનાર વૈભવવાળો થાય છે. ૯ **પોષમાસ**માં જન્મેલો પરોપકારી પિતાનું દ્રવ્ય નહિ ભોગવનાર કષ્ટથી દ્રવ્યને મેળવનાર થોડો ખર્ચાળ ગુપ્તમંત્ર શાસ્ત્રપરાયણ અને દુર્બળ દેહવાળો થાય છે. **માઘમાસ**માં જન્મેલો અનેક વિચારવાળો વેદાદિશાસ્ત્રનો અભ્યાસી અનેક સાધુ પુરૂષોનો સમાગમ કરનાર યોગ-શાસ્ત્રને માર્ગે દોરાનાર વિદ્યાનો વ્યસની તથા બુદ્ધિવાળો અને શત્રુઓને જીતનાર થાય છે. ૧૧ **ફાગણ** માસમાં જન્મેલો પરોપકારી દયાળુ કોમળ કાન્તિવાળો સ્ત્રીઓ સાથે વિલાસ ભોગવનાર અને સાર વગરનાં વાક્યો બોલનાર થાય છે. ૧૨ **અધિક** માસમાં જન્મેલો મનુષ્ય સંયમવાળો શ્રેષ્ઠ ચારિત્ર્યવાળો નિરોગી અને સર્વજનોને પ્રિય અને પોતાના વર્ગનું હિત સાધક થાય છે.

## પક્ષનું ફળ (જાતકાભરણ)

**શુકલપક્ષ**માં જન્મેલો મનુષ્ય મોટા આયુષ્યવાળો નિરંતર શ્રેષ્ઠ સ્વભાવ લક્ષ્મી અને પુત્ર વગેરે સમૃદ્ધિવાળો કોમળ દેહકાંતિવાળો અને હમેશાં આનંદયુક્ત અને નમ્ર સ્વભાવવાળો થાય છે. ...

પક્ષમાં જન્મેલો પ્રતાપી શીલવાન્ નિર્બળ ચપલ કજીઆળો પોતાના જનોથી વિમુખ અને કામી થાય છે

## દિવસ અથવા રાત્રિનું ફળ (જાતકાભરણ)

**દિવસના** જે મનુષ્યનો જન્મ હોય તે તેજસ્વી પિતાતુલ્ય સુંદર-નેત્ર રાજાઓને પ્રિય બધુઓને પૂજ્ય અને ધનવાન થાય છે ૧ **રાત્રિના** જે મનુષ્યનો જન્મ હોય તે મદ દષ્ટિ કામી ક્ષયાદિ રોગથી પીડિત મલિનચિત્ત દુષ્ટાત્મા અને પાપોથી પૂર્ણ હોય છે

## તિથિનું ફળ (જાતકાભરણ)

જે મનુષ્યનો **પ્રતિપદા** (એકમ)નો જન્મ હોય તે ઘણા મનુષ્યોના પરિવારવાળો, સુંદર વિદ્વાન્ વિવેકી અને સોનુ રત્નાભૂષણ વગેરે સમૃદ્ધિવાળો સુશીલ અને કાંતિવાળો થાય છે. **બીજમાં** જન્મેલ મનુષ્ય અધિક દાની દયાળુ નિર્દોષ વિવેકી નિરતર શ્રેષ્ઠ આચારવાળો પ્રસન્ન મૂર્તિ અને યશસ્વી થાય છે ૨ **ત્રીજમાં** જન્મેલો મનુષ્ય અધિક કામી નિર્દોષ વિદ્યાવાન્ બળવાન રાજાથી દ્રવ્ય મેળવનાર પરદેશમાં રહેનાર ચતુર અભિમાની અને વિલાસી થાય છે ૩ **ચોથમાં** જન્મેલો કરજ કરનાર, સાહસી સગ્રામમાં પ્રવીણ જુગારી અસ્થિર-મનવાળો અને વાદવિવાદમાં ઉતરનાર થાય છે ૪ **પંચમીમાં** જન્મેલો સપૂર્ણ કાન્તિવાળો સ્ત્રી-પુત્ર અને મિત્રો સહિત પ્રાણી-માત્ર પર દયા રાખનાર અને રાજમાન્ય થાય છે ૫ છઠ્ઠમાં જન્મેલો મનુષ્ય સત્ય પ્રતિજ્ઞાવાળો ધન પુત્ર વગેરે સપત્તિ સહિત મહાબલી પરાક્રમી કીર્તિવાળો ચતુર શ્રેષ્ઠ અને વ્રણયુક્ત દેહવાળો થાય છે ૬ **સાતમમાં** જન્મેલ જ્ઞાની ગુણવાન મોટા નેત્રવાળો દેવપૂજામાં આસક્ત અધિક કન્યા પ્રજાવાળો પરાયા ધનમાં આસક્તિ રાખનાર અને શત્રુઓને જીતનાર થાય છે, **અષ્ટમીમાં** જન્મવાળો મનુષ્ય અનેક પુત્ર સપત્તિ સૌખ્યવાળો દયાળુ રાજ્યમાં જાણીતો અસ્થિર ચિત્તવાળો અને વિનાસી થાય છે ૮ **નવમીમા** જન્મેલો પોતાના

કુટુંબીઓથી વિમુખ કઠોર વાણી બોલનાર પંડિતોનો વિરોધી અને સદાચારથી હીન થાય છે.

**દશમીના** જન્મવાળો ધર્મ કાર્યમાં બુદ્ધિ રાખનાર કલ્યાણ અને વભવ મેળવનાર લાંબા કંઠવાળો ઘણા શાસ્ત્રોને જાણનાર ઉદાર ચિત્ત અત્યંત નમ્રતા સહિત અને કામી પુરૂષ થાય છે. ૧૦ **એકાદશીમાં** જન્મેલ મનુષ્ય દેવતા અને બ્રાહ્મણોનું પૂજન કરનાર વ્રત અને દાન કરવામાં ઉત્સાહવાળો ઉત્તમ કાર્ય કરનાર અને પ્રસન્ન ચિત્ત થાય છે. ૧૧ **બારસમાં** જન્મેલો જલમાં પ્રીતિવાળો વ્યવહાર સાચવનાર પોતાના ભૂવનમાં જ રહેનાર વિલાસી અન્ન દાન આપનાર રાજાથી ધન મેળવનાર અને પુત્રાદિક સમૃદ્ધિવાળો થાય છે. **ત્રયોદશીમાં** જન્મેલો રૂપવાન પણ સત્વ કે ગુણ વગરનો લાંબી ગર્દનવાળો શૂરવીર ચતુર અને કામી થાય છે. ૧૩ **ચતુર્દશીમાં** જન્મેલો ક્રૂર સ્વભાવ શૂરવીર હાસ્યયુક્ત કામકલાથી વ્યાકુલ ચિત્તવાળો અસહ્ય અને દુષ્ટ વાણી બોલનાર થાય છે. ૧૪

**સૂચના**:—ચૌદશ બેસે ત્યારથી દશ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ફળ સારૂં મળે. દશથી વીસ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પોતાનું મૃત્યુ થાય. ત્રીસ ઘડીથી ચાલીસ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો મામાનું મૃત્યુ થાય. ચાલીસ ઘડીથી પચાસ ઘડીમાં જન્મ થયો હોય તો વંશનો ક્ષય થાય અને પચાસ ઘડીથી સાઠ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ધનની હાનિ થાય આ પ્રમાણે ગર્ગ ઋષિનો મત છે.

ચૌદશ ઉપરાંત અમાસ હોય તેને **સીનીવાલી** અમાસ કહેવાય છે. તેમાં જન્મ થયો હોય તો હાથી, ઘોડા, પશુ, ઢોર અને લક્ષ્મી એ સઘળાનો નાશ થાય છે તેમજ જન્મ પામનારનું મૃત્યુ થાય એમ ગર્ગાચાર્યના મત મુજબ ફળ છે. પરંતુ પ્રયોગપારિજાતકમાં એકમ યુક્ત અમાવાસ્યાને કુહુ કહે છે તેમાં જન્મ થવાથી ઉપર લખેલ

સીનીવાલી અમાવાસ્યા કરતાં વધારે ખરાબ ફળને સૂચવનાર કહે છે. અમાવાસ્યાનો જન્મ માતાપિતાનો નાશ કરે અને દારિદ્ર આપે એવું વાક્ય નારદનુ છે. આ પ્રમાણે અમાવાસ્યાનું ફળ ગ્રંથોમાં છે.

**પૂર્ણિમાએ** જન્મેલો મનુષ્ય સુંદર દેહવાળો ન્યાયથી દ્રવ્ય પેદા કરનાર ઘણી સ્ત્રીઓથી વિલાસ ભોગવનાર અત્યંત દયાળુ પુણ્ય કર્મ કરનાર અને ગુણવાન થાય છે. ૧૫ **અમાવાસ્યામાં** જન્મેલો મનુષ્ય શાંતચિત્ત માતા પિતાની સેવા કરનાર કષ્ટ સહન કરી દ્રવ્ય મેળવનાર મનુષ્યોમાં માનનીય કાંતિ રહિત અને દુર્બળદેહવાળો થાય છે. ૧૬

## વારનું ફળ (જાતકાભરણ)

**રવિવારે** જન્મેલ મનુષ્ય શૂરવીર થોડા બોલવાળો સંગ્રામમાં જીતનાર શ્યામ મિશ્ર લાલવર્ણ પિત્તના રોગવાળો દાની અને મોટા ઉત્સાહને ધારણ કરનાર થાય છે. ૧ **સોમવારે** જન્મેલ ચતુર શાંતચિત્ત મધુરવાણીને બોલનાર અને યોગ માર્ગનો જાણકાર રાજાના આશ્રયથી આજીવિકાને ચલાવનાર તથા સુખ અને દુઃખમાં એક સરખા મનવાળો થાય છે. ૨ **મંગળવારે** જન્મેલ મનુષ્ય કઠોર વાક્ય બોલનાર સંગ્રામમાં ઉત્સાહી રાજમંત્રી ભૂમિથી આજીવિકા ચલાવનાર બળવાન અને ઉગ્ર સ્વભાવવાળો થાય છે. ૩ **બુધવારે** જન્મેલો સુંદર રૂપવાળો મીઠી વાણી બોલનાર શ્રીમાન કલાઓમાં કુશળ વ્યવહાર પવિત્ર ચતુર ડાહ્યો અને ગુણવાળો થાય છે. ૪ **ગુરૂવારે** જન્મેલો મનુષ્ય વિદ્વાન ધનવાન સદ્‌ગુણવાળો મનને હરણ કરનાર કાંતિવાળો અને ઘણા મનુષ્યોનો માનીતો થાય છે. ૫ **શુક્રવારે** જન્મેલો મનુષ્ય કાળા વાંકડીઆ બાલવાળો પ્રસન્ન ચિત્ત બુદ્ધિમાન શ્વેતવસ્ત્રનો શોખીન શ્રેષ્ઠ માર્ગનું અનુસરણ કરનાર થાય છે ૬ **શનિવારે** જન્મેલો અકાલે વૃદ્ધત્વ બળહીન તમોગુણી ક્રૂર સ્વભાવ પામનાર બાળો અને પાતળો થાય છે.

# નક્ષત્રનું ફળ ( જાતકાભરણ )

**અશ્વિની** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય સેવા વૃત્તિને પોષનાર નમ્ર સત્યયુક્ત અનેક પ્રકારની સંપત્તિઓને મેળવનાર સ્ત્રી વસ્ત્ર પુત્ર વગેરેથી સંતોષ પામનાર થાય છે. **ભરણી** નક્ષત્રમાં જન્મેલો અપયશ ભોક્તા અનેક જાતના અપવાદોને સહન કરનાર વિવાદમાં સમયને વિતાડનાર પાણીથી ડરનાર ચપલ અને ખલ બુદ્ધિવાળો થાય છે. ૨ **કૃતિકા** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય બહુ ક્ષુધાવાળો સત્ય અને ધન રહિત વ્યર્થ ભટકનાર કઠોર વાક્ય અને વિપરીત કાર્યમાં પ્રવૃત્તિ કરનાર થાય છે.

**રોહિણી** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય ધર્મકાર્યમાં કુશળ ખેતી કરનાર સુશીલ સુંદર કાંતિવાળો સારાં વાક્ય બોલનાર ચતુર અને સર્વ આશયનો પ્રકાશક થાય છે. ૪ **મૃગશીર્ષ** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય ધનુષ વિદ્યામાં નિપુણ, નમ્રતા સહિત, ગુણવાનના ગુણમાં પ્રીતિવાળો રાજાથી મૈત્રીવાળો શ્રેષ્ઠમાર્ગની વૃત્તિવાળો થાય છે. ૫ **આર્દ્રા** નક્ષત્રમાં જન્મેલો અધિક ક્ષુધાવાળો રૂક્ષકાંતિ ક્રોધી ભાઈઓ પર હેત રાખનાર કૃતઘ્ની અને નિર્દય ચિત્તવાળો થાય છે. ૬ **પુનર્વસુ** નક્ષત્રમાં જન્મેલો ઘણા મિત્રોવાળો ગ્રંથોનો અભ્યાસી રત્નાદિક આભૂષણ ભોગવનાર દાની જાગીરદાર અને ધનવાન હોય છે. ૭ **પુષ્ય** નક્ષત્રમાં જન્મેલો પ્રફુલ્લ ગાત્રવાળો માતાપિતાની ભક્તિ કરનાર સ્વધર્મ પરાયણ અને વિનય સહિત અનેક સન્માન અને ધન મેળવનાર થાય છે ૮ **આશ્લેષા** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય વ્યર્થ ભ્રમણ કરનાર દુષ્ટચિત્ત દુઃખદાયક ખર્ચાળ અને કામ-કળાથી દુઃખિત ચિત હોય છે ૯. **મઘા** નક્ષત્રમાં જન્મેલો કઠોર ચિત્ત પિતાની ભક્તિ કરનાર તીવ્ર-સ્વભાવ બુદ્ધિશાળી તથા હંમેશ શત્રૂઓનો નાશ કરનાર હોય છે. ૧૦ **પૂર્વાફાલ્ગુની** નક્ષત્રમાં

જન્મેલ શર ત્યાગી સાહસી ઘણા નોકરનો અધિપતિ કામથી પીડિત સુંદર કેશવાળો ચતુર ધૂર્ત તથા અભિમાની હોય છે **૧૧ ઉત્તરાફાલ્ગુની**મા જન્મેલો દાની સુશીલ કીર્તિ મેળવનાર રાજાનો મંત્રી ધીરજવાન અને કોમળ કાયાવાળો હોય છે **૧૨ હસ્ત** નક્ષત્રમાં જન્મેલો દાતાર ઈચ્છા પ્રમાણે વર્તન કરનાર યશસ્વી દેવ બ્રાહ્મણના પૂજનમાં પ્રીતિવાળો અનેક જાતની સંપત્તિ મેળવનાર થાય છે **૧૩ ચિત્રા** નક્ષત્રમાં જન્મેલો શત્રુઓને પીડનાર નીતિવાન વિચિત્ર વસ્ત્રને ધારણ કરનાર અને ગ્રંથોપર વિચિત્ર તર્ક કરનાર વિચારશીલ થાય છે **૧૪ સ્વાતિ** નક્ષત્રમાં જન્મેલો કામદેવ સમાન રૂપવાળો વૈભવયુક્ત સ્ત્રીઓથી અધિક પ્રીતિ કરનાર અત્યંત પ્રસન્ન અને રાજાથી વૈભવ મેળવનાર થાય છે **૧૫ વિશાખા** નક્ષત્રમાં જન્મેલ અગ્નિ પૂજનાર દેવતાઓનો ભક્ત ધાતુ ક્રિયાઓને જાણનાર ઉગ્ર અને સૌમ્ય એમ બે પ્રકારના સ્વભાવવાળો અને અસ્થિર મૈત્રી કરનાર હોય છે **૧૬ અનુરાધા** નક્ષત્રમાં જન્મેલો શ્રેષ્ઠ કાંતિવાળો અને સારી કીર્તિ મેળવનાર ઉત્સવોમાં ભાગ લેનાર શત્રુને ચકવનાર કલાપ્રવીણ અને વિલાસી થાય છે **૧૭ જ્યેષ્ઠા** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય શ્રેષ્ઠકાંતિવાળો કીર્તિ તથા વૈભવસહિત ધનવાન પ્રતાપી અને પ્રતિષ્ઠાવાળાઓમાં શ્રેષ્ઠ ગણાય છે **૧૮ મૂલ** નક્ષત્રમા જન્મેલો મનુષ્ય કુળછેદક ગણોય છે પરંતુ અભૂક્ત મૂળને ખાસ નેષ્ઠ કહેલ છે. સાધારણ મૂળ નક્ષત્રનું ફળ સૌભાગ્ય આયુ અને કુળની વૃદ્ધિ કરનાર ગણેલ છે

**સૂચના**—નક્ષત્રોમા મૂળ જ્યેષ્ઠા અને આશ્લેષા નક્ષત્રમાં જન્મનું વિશેષ ફળ નીચે મુજબ છે

**મૂળ નક્ષત્રનું ફળ**—મૂળ નક્ષત્રની એકથી પાચ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પિતાનું મૃત્યુ થાય અને અગીઆરથી અઢાર ઘડી સુધીમાં જન્મ થયા હોય તો નઠારી બુદ્ધિવાળો જાણવો અને ૨૭-૨૮

એ બે ઘડીમાં જન્મ થયો હોય તો પાપાચરણ કરનાર ૨૯ થી ૩૬ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો દેવ બ્રાહ્મણમાં આસ્થાવાળો અને ૩૭ થી ૪૮ ઘડીમાં જન્મનાર થોડા આયુષ્યવાળો થાય છે. ૪૯ થી ૫૧ ઘડી સુધીમાં જન્મેલો પ્રાણી મૃત્યુ પામે ૫૨ થી ૫૪ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે ધનવાન થાય અને ૫૫ થી ૬૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પરદેશ નિવાસ કરનાર થાય છે.

**અભુકત મૂળ**—જ્યેષ્ટા નક્ષત્ર ઉતરતાં છેવટની એક ઘડી અને મૂળ નક્ષત્ર બેઠા પછીની બે ઘડી એ ત્રણ ઘડીનો સમય અભૂકત મૂળ કહેવાય છે તેમાં બાળકનો જન્મ થયો હોય તો તેનાં માતાપિતા ઘણાં દરિદ્રી થાય. આ બાળકનું મુખ નહિં જોવા શાસ્ત્રોમાં લખે છે તેનો ત્યાગ કરવો અને ૧૨ વર્ષની ઉમર થયા પછી તેનું મુખ જોવામાં હરકત નથી.

**જ્યેષ્ઠા નક્ષત્રનું વિશેષ ફળઃ**—નક્ષત્ર બેસે તે થકી સાત ઘડી સુધીમાં જન્મ થયો હોય તો રાજ્ય પ્રાપ્તિ કરાવે. અથવા રાજા જેવા વૈભવ મેળવે અને ૮ થી ૧૫ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પ્રાણીનું મૃત્યુ કરે ૧૬ થી ૨૦ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તેની માતાનું થાય અને ૨૧ થી ૨૯ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ભાઇનું મૃત્યુ થાય ૩૦ થી ૩૩ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો મામાનું મૃત્યુ થાય. ૩૪ થી ૪૩ ઘડી સુધીમાં જન્મ થયો હોયે તો સૌભાગ્યની વૃદ્ધિ થાય. ૪૪ થી ૪૮ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો તે પોતે દુઃખી થાય. ૪૯ થી ૫૬ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો સારૂં ફળ ભોગવે. ૫૭-૫૮ એ બે ઘડીમાં જન્મ થયો હોય તો તે અલ્પ આયુષ્યવાળો જાણવો.

**આશ્લેષા નક્ષત્રનું વિશેષ ફળઃ**—આશ્લેષા નક્ષત્રની પહેલી પાંચ ઘડીમાં જન્મ થયો હોય તો સારૂં. ૬ થી ૮ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ધન નાશ કરે. ૯ થી ૧૧ સુધીમાં જન્મ થયો હોય તો કુળનો છેદ થાય. ૧૨ થી ૨૧ ઘડી સુધીમાં જન્મ થયો

હોય તો માતા પિતા બન્નેનો નાશ થાય ૨૨ થી ૨૯ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો ધનવાન થાય અને ૩૦ થી ૩૫ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો પોતાના બાહુબળથી પરાક્રમી થાય અને ૩૬ થી ૪૦ ઘડી સુધીમા જન્મ થયો હોય તો મામાનુ મૃત્યુ થાય ૪૧-૪૨ એ બે ઘડીમાં જન્મ થયો હોય તો થોડુ આયુષ્ય ભોગવે અને ૪૩-૪૪ થી ૫૦ ઘડીમા જન્મ થયો હોય તો રાજ્યનુ અથવા સસારનુ સુખ મળે ૫૧ થી ૫૫ ઘડી સુધીમાં જન્મ થયો હોય તો માતાનુ મૃત્યુ કરે અને ૫૬ થી ૬૦ ઘડીમાં જન્મેલ મૃત્યુ પામે

૧૯ **પૂર્વાષાઢા** નક્ષત્રમા જન્મેલો મનુષ્ય વારવાર જલ પિવામાં આસક્તચિત્ત ભોગી વાણીનો વિલાસી સુશીન અને ધનવાન થાય છે ૨૦ **ઉત્તરાષાઢા** નક્ષત્રમા જન્મનાર મનુષ્ય દાની, દયાળુ, યુદ્ધમાં વિજય મેળવનાર નમ્ર સ્વભાવ સત્કર્મ કરનાર ઐશ્વર્યવાળો સ્ત્રી અને પુત્રોથી પૂર્ણ સુખ મેળવનાર અને અભિમાની થાય છે ૨૧ **અભિજીત** નક્ષત્રમાં જન્મવાળો અત્યત શોભાયમાન કાંતિ ધારણ કરનાર સત્પુરુષોએ આદરણીય રૂપવાન દેવ અને બ્રાહ્મણની ભકિત કરનાર પડિતોની વાણીને બોલનાર અને પોતાના વશનો પાલક થાય છે ૨૨ **શ્રવણ** નક્ષત્રમાં જન્મેલો શાસ્ત્રપરાયણ ઘણા પુત્ર અને મિત્રયુક્ત સત્પુરૂષોનો સેવક શત્રુઓને જીતનાર પુરાણ શ્રવણ કરવાને પ્રવીણ અને સદાચારી થાય છે ૨૩

**ધનિષ્ઠા** નક્ષત્રમાં જન્મેલો આચાર યુક્ત અ દરસત્કાર આપનાર સુશીન અધિક ધનવાન દયાળુ અને મોટી પ્રતિષ્ઠા મેળવનાર થાય છે ૨૪ **શતભિષા** નક્ષત્રમા જન્મેલો મનુષ્ય ઠડીથી ડરનાર સાહસી દાતા ધીર ચિત્ત અને શત્રુઓને દારૂણ ભયજનક થાય છે ૨૫ **પૂર્વાભાદ્રપદમા** જન્મેલો ઈંદ્રિઓને જીતનાર અનેક કળાઓમાં ચતુર શત્રુઓને જીતનાર અને બુદ્ધિશાળી થાય છે **૨૬ ઉત્તરાભાદ્રપદમાં** જન્મેલો મનુષ્ય પોતાના કુળમાં અતિભૂષણ રૂપ થાય છે, મધ્યમાકૃતિ

શ્રેષ્ટ કર્મ કરનાર અને ધનવાન થાય છે ૨૭ **રેવતિ** નક્ષત્રમાં જન્મેલો મનુષ્ય સુંદર સ્વભાવવાળો ઇંદ્રિઓને જીતનાર શ્રેષ્ટ ધનવાન્ અને મોટો બુદ્ધિશાળી થાય છે. ૨૮

## યોગનું ફળ ( જાતકાભરણ )

**વિષ્કુંભયોગમાં** જન્મેલો મનુષ્ય નિરંતર સ્ત્રી પુત્ર અને મિત્રાદિથી સૌખ્ય મેળવનાર સર્વ કામમાં સ્વાધીનતાને મેળવનાર શોભાયમાન દેહવાળો અને મનસ્વી થાય છે.૧ **પ્રીતિયોગમાં** જન્મેલો બહુ બોલનાર સુંદર સ્વરૂપ અને સંપત્તિવાળો પ્રસન્ન મુખ દાની આનંદ ને જાણનાર અને વિનોદી થાય છે. ૨ **આયુષમાન્** યોગમાં જન્મનાર ધનવાન સાહસિક અનેક સ્થાનમાં ફરનાર જંગલમાં ફરવાનો શોખીન માની અને દીર્ધાયુ થાય છે ૩ **સૌભાગ્ય** યોગમાં જન્મનાર જ્ઞાની ધનવાન સત્ય પરાયણ શ્રેષ્ટ આચારવાળો બળવાન ચતુર જનોએ વખાણેલ સૌભાગ્ય યુક્ત અને મહા અભિમાની થાય છે ૪ **શોભન** યોગમાં જન્મેલો કુશાગ્ર બુદ્ધિ, ચતુર, સદુત્તર દાતા અને શુભ કાર્ય કરનાર થાય છે ૫. **અતિગંડ** યોગમાં જન્મેલો અભિમાની **કંઠાની રોગી** ક્રોધી મોટા હાથ અને મોટા પગવાળો ધૂર્ત, કલહ પ્રિય, મોટી દાઢીવાળો અને પાખંડી થાય છે. ૬ **સુકર્મા** યોગમાં જન્મેલો પ્રસન્ન ચિત્તવાળો, કલામાં પ્રવીણ, શ્રેષ્ઠ પરાક્રમી પરાયા કાર્યમાં તત્પર, અને સદાચારી થાય છે. ૭ **ધૃતિયોગમાં** જન્મનાર ચતુરતા યુક્ત વાકય બોલનાર, નિરંતર પ્રસન્ન, સભામાં યોગ્ય વચન બોલનાર, સુશીલ અને નીતિ સહિત નિયમ ધારણ કરનાર થાય છે. ૮ **શૂલયોગમાં** જન્મેલો દારિદ્ર અને રોગ યુકત રહે છે. શ્રેષ્ટ કર્મ વિદ્ય, નિયમ વગેરેથી રહિત અને શૂલ રોગથી કોઈ કોઈ વખત પીડાય છે. ૯ **ગંડયોગમાં** જન્મેલો મનુષ્ય ધૂર્ત, મિત્રોનાં કામ કરવામાં વિમુખ, કઠોર સ્વભાવવાળો, ક્રોધી તેમજ કલેશ કરનાર હોય છે. ૧૦ વૃદ્ધિ યોગમાં જન્મેલો દરેક વસ્તુઓનો સંગ્રહ કરનાર

ચતુર અને વેપારથી દ્રવ્ય મેળવનાર થાય છે. ક્રમે ક્રમે તેના ભાગ્યનો ઉદય થાય છે. ૧૧ ધ્રુવયોગમાં જન્મેલાને ઘેર અચલ લક્ષ્મી, મુખે સરસ્વતીનો વાસ અને શરીરે સુંદર કાંતિ રહે છે. ૧૨ વ્યાઘાત-યોગમાં જન્મેલો ક્રૂર સ્વભાવ, દયા રહિત, ખોટા વિવાદ કરનાર, અસત્યમાં પ્રીતિવાળો અને ઘાતકી સ્વભાવનો થાય છે. ૧૩ હર્ષણ-યોગમાં જન્મનાર સ્નિગ્ધગાત્ર, શાસ્ત્રનો જાણકાર લાલરંગનો શોખીન, સુંદર આભુષણો યુકત અને શત્રુઓનો નાશ કરનાર થાય છે. ૧૪ વજ્ર યોગમાં જન્મેલો સુંદર બુદ્ધિશાળી, ગુણવાન, પરાક્રમી, સત્ય બોલવાવાળો, રત્નપરીક્ષક અને રતિ ધારણ કરનાર થાય છે. ૧૫ સિદ્ધિયોગમાં જન્મેલો ઉદાર ચિત્ત, શ્રેષ્ઠ સ્વભાવવાળો, શાસ્ત્રજ્ઞ, બળવાન અને સદૈવ ભાગ્યશાળી થાય છે. ૧૬ વ્યતિપાત યોગમાં જન્મનાર ઉદાર બુદ્ધિ, પિતા માતાની આજ્ઞાનું પાલન કરનાર, રોગ યુકત દેહવાળો, કઠોર ચિત્ત અને પર કાર્યને બગાડનાર હોય છે. ૧૭ વરીયાન યોગમાં જન્મેલો મનુષ્ય પોતે પ્રાપ્ત કરેલા ભોગોને ભોગવનાર, નમ્ર સ્વભાવ, થોડું દ્રવ્ય મેળવતા છતાં શ્રેષ્ઠ કાર્યમાં ખર્ચ કરનાર, થાય છે. ૧૮ પરિઘ યોગમાં જન્મવાળો મનુષ્ય જુઠો, ખોટી સાક્ષી આપનાર, બહુ બોલનાર, દયાહીન, ચતુર, થોડું ભોજન કરનાર શત્રુઓને જીતનાર અને નિર્ભય થાય છે ૧૯ શિવ યોગમાં જન્મનાર મંત્રશાસ્ત્રજ્ઞ, જીતેન્દ્રિય, સુંદર કાંતિવાળો અને શિવ ભક્તિથી ઉન્નતિ પામનાર થાય છે. ૨૦ સિદ્ધિ યોગમાં જન્મનાર ઈંદ્રિયોને જીતનાર, સત્ય પરાયણ, ગૌરવર્ણ, અને દરેક કાર્યમાં નિપુણ એટલે જે કામમાં પ્રવૃત્તિ કરે તેમા પાર ઉતારે છે. ૨૧ સાધ્ય યોગમાં જન્મેલો નમ્રતાવાળો, દૃઢ નિશ્ચયી, હાસ્ય યુક્ત, અનેક કામમાં નિપુણ, શત્રુઓને જીતનાર, મંત્ર વિદ્યામાં ચતુર તેમજ કાર્ય સાધનાર થાય છે. ૨૨ શુભ યોગમાં જન્મેલો શુભ કાર્ય કરનાર, બોલવામાં ચતુર, સુંદર લક્ષણવાળો અને શુભ ઉપદેશ કરનાર થાય છે. ૨૩. શુકલ યોગમાં જન્મેલો ઇંદ્રિયોને વશ રાખનાર, સત્ય વકતા, પરાક્રમી,

શાસ્ત્રાર્થ કરવામાં જીતનાર, અને સફેદ વસ્તુ પર પ્રેમ રાખનાર થાય છે. ૨૪ **બ્રહ્મ** યોગમાં જન્મેલો ભણવામાં અતિ પ્રીતિવાળો સત્ય આચાર પર નિષ્ઠા રાખનાર, શાંત, તપસ્વી અને શ્રેષ્ઠ કર્મ કરનાર થાય છે. ૨૫ **ઐન્દ્ર** યોગમાં જન્મેલો ચતુર બળવાન, ધનાઢ્ય, કફપ્રકૃતિવાળો, પરાક્રમી અને પોતાના વંશમાં પ્રતિષ્ઠિત થાય છે. ૨૬ **વૈધૃતિ** યોગમાં જન્મેલો મનુષ્ય ચંચળ સ્વભાવનો દુષ્ટજનોની મૈત્રી કરનાર, શાસ્ત્ર અને સત્કર્મથી રહિત, ભયભિત, અને ઉતાવળીઓ થાય છે.×

## કરણનું ફળ.

## ( જાતકાભરણ )

**બવ**કરણમાં જન્મ હોય તો માણસ કામી, દયાવાન્, બળવાન, સારા સ્વભાવવાળો, ઉત્તમ કાંતિવાળો અને ભાગ્યશાળી થાય છે. ૧ **બાલવ**કરણમાં જન્મેલો શૂરવીર, બલવાન્, વિલાસી, કાવ્યકળાને દીપાવનાર, બુદ્ધિશાળી અને અનેક કળાઓ જાણનાર થાય છે. ૨ **કૌલવ**કરણમાં જન્મનાર કામી, બુદ્ધિશાળી, ઘણાઓનો માનીતો, સ્વાધીન, મિત્રોની મિત્રતા વધારનાર અને કોમળ વચન બોલનાર થાય છે.૩ **તૈતિલ**કરણમાં જન્મેલો માણસ કોમળ દેહવાળો, હાસ્ય વિલાસમાં પ્રીતિવાળો, સારા સ્વભાવનો અને ચપળ દૃષ્ટિવાળો થાય છે. ૪ **ગર**કરણમાં જન્મેલો પરોપકાર કરનાર, વિચારવંત, શત્રુઓને

---

× જો વ્યતિપાત અથવા વૈધૃતિમાં જન્મ થયો હોય તો મનુષ્ય દરિદ્ર થાય છે. તેના માતાપિતાના ધનનો નાશ કરે છે. વ્યાધીવાળો, ભયભીત, લક્ષ્મી વગરનો, થોડા આયુષ્યવાળો, પોતાની સ્ત્રીને દુઃખ દેનારો, અને સર્વસ્વનો નાશ કરનાર થાય છે. તેથી શાંતિ કરાવવી. તથા પત્ર ૫૧ માં જણાવેલ કોઈપણ દુષ્ટ સમયમાં જન્મ હોય તો તેની પણ શાંતિ કરાવવી આવશ્યક છે.

જીતનાર, શરીર, ધીરજવાળો અને ઉદાર થાય છે ૫ વણિજકરણમાં જન્મેલો મનુષ્ય કલાઓમાં પ્રવીણ, હાસ્યયુકત, ચતુર વેપારમાં બુદ્ધિશાળી અને દ્રવ્ય મેળવનાર થાય છે ૬ વિષ્ટકરણમાં જન્મનાર સુંદર આકૃતિવાળો, ચપળ, હાસ્યવિલાસ યુક્ત, શત્રુઓના કુળનોનાશ કરનાર, દુષ્ટબુદ્ધિવાળો અને વધુ ઊંઘનાર હોય છે ૭ શકુનિકરણમાં જન્મેલો મનુષ્ય અત્યંત સુંદર, મંત્ર વિધાનમાં નિપૂણ, ગુણવાન, ડાહ્યા માણસોનો સોબતી અને સંપૂર્ણ ભાગ્યશાળી થાય છે ૮ ચતુષ્પદ કરણમાં જન્મનાર પવિત્રતા રહિત, કોઇપણ વસ્તુનો સંચય નહિ કરનાર, ક્ષીણદેહ અને પશુઓથી સુખી થાય છે ૯ નાગકરણમાં જન્મ લેનાર ખોટા સ્વભાવનો અવળે માર્ગે ચાલનાર, ક્રોધી કલહ કરનાર, સંગ્રામમાં ઉત્સાહી, ધીર અને કુળનો દ્રોહ તથા ક્ષય કરનાર થાય છે ૧૦ કિંસ્તુઘ્ન કરણમાં જન્મેલો મનુષ્ય ધર્મ અને અધર્મમાં સમાન બુદ્ધિવાળો, નિર્બળ, તથા મિત્ર અને શત્રુતામાં અસ્થિર સ્વભાવવાળો થાય છે ૧૧

## ગંડાંત ફળ

ગંડાંત ત્રણ પ્રકારના છે (૧) નક્ષત્ર ગંડાંત (૨) તિથિ ગંડાંત અને (૩) લગ્ન ગંડાંત આશ્લેષાની છેલ્લી બે ઘડી તથા મઘા નક્ષત્રની પ્રથમ બે ઘડી, જ્યેષ્ઠાની છેલ્લી બે ઘડી તથા મૂળની પહેલી બે ઘડી તેમજ રેવતી નક્ષત્રની છેલ્લી બે ઘડી અને અશ્વિની નક્ષત્રની પહેલી બે ઘડીને નક્ષત્ર ગંડાંત કહે છે (૨) ૫-૬, ૧૦-૧૧ અને ૧૫-૧ આ તિથિના સંધિ ભાગની બબ્બે ઘડી તિથિ ગંડાંત કહેવાય છે (૩) કર્ક-સિંહ, વૃશ્ચિક-ધન, અને મીન-મેષ એ લગ્નની સંધિની એક ઘડીને લગ્ન ગંડાંત કહે છે

ફળ—નક્ષત્ર ગંડાંતમાં જન્મ થયો હોય તો પિતાનો નાશ કરે તિથિ ગંડાંતમાં જન્મ થયો હોય તો ભાઈનો નાશ કરે અને લગ્ન

ગંડાંતમાં જન્મ થયો હોય તો પોતાનો જન્મનારનો નાશ થાય છે. જો કદાચ ત્રણે ગંડાતનો યોગ આવી મળે તો કુલનો નાશ થાય છે.

## ગણનું ફળ

## ( જાતકાભરણ )

ગણ ત્રણ પ્રકારના છે, તે પેજ ૧૪ માં જણાવેલ નક્ષત્ર કોષ્ટકમાંથી જોઇ લેવા. દેવ, મનુષ્ય અને રાક્ષસ એ ત્રણ ગણમાંથી **દેવગણમાં** જન્મેલો મનુષ્ય શ્રેષ્ઠ વાકય બોલનાર, સરલ, બુદ્ધિશાળી અલ્પ, આહાર કરનાર, ગુણવાન વિદ્વાન્ અને ધનવાન થા યછે. ૧. **મનુષ્ય ગણમાં** જન્મેલો દેવ અને બ્રાહ્મણના પૂજનમાં પરાયણ, અભિમાની, ધનવાન, દયાળુ, બળવાન કલાઓમાં પ્રવીણ, ચતુર અને અનેક મનુષ્યોને સુખ આપનાર થાય છે. ૨. **રાક્ષસ ગણમાં** જન્મેલો બહુ બોલનાર, કઠોરચિત્ત, સાહસી, ક્રોધી, ખરાબ સ્વભાવવાળો, બલવાન અને સજ્જનોનો વિરોધ કરનાર થાય છે.

## લગ્નનું ફળ

## ( જાતકાભરણ )

**મેષ** લગ્નમાં જન્મનાર અભિમાની, ગુણવાન, ક્રોધી, મિત્રોથી દુશ્મનાવટ કરનાર, પ્રરાક્રમી, કીર્તિવાન્ અને વેર લેવાને માટે દંશ રાખનાર થાય છે. ૧ **વૃષભ** લગ્નમાં જન્મેલો ગુણવાન્, અગ્રેસર, ધનપૂર્ણ, ગુરૂ ભકત, સંગ્રામમાં ઉત્સાહવાળો, ધીર, સાર વાણી બોલનાર, શાંત અને રૂપાળો થાય છે ૨ **મિથુન** લગ્નમાં જન્મેલો ભોગી, દાતા, ઘણી પ્રજાવાળો, જાણનાર, ગુપ્ત મંત્ર ધનવાન, સુશીલ અને રાજાઓનો સહવાસ કરનાર થાય છે. ૩ **કર્ક** લગ્નમાં જન્મેલો મિષ્ટાન્ન ભોજી, સજ્જનો માટે સરળ સ્વભાવ, નમ્ર, જલમાં વિહાર કરનાર અનેક વસ્તુના સારને જાણનાર અને નિરંતર ઉદાર હોય છે. ૪ **સિંહ** લગ્નમાં જન્મેલો મનુષ્ય પાતળા પેટવાળો, પરાક્રમી, થોડી પ્રજાવાળો, અભિમાની અને

થોડા આહારને કરનાર થાય છે. ૫ કન્યા લગ્નમાં જન્મેલો કામી, ઉત્તમ ગુણ અને જ્ઞાન ધરાવનાર, બળવાન, ચતુર, પ્રસન્નચિત્ત અને લક્ષ્મી મેળવનાર થાય છે. ૬ તુલા લગ્નમાં જન્મેલો મનુષ્ય ગુણવાન, દ્રવ્ય મેળવનાર, વ્યવહાર કાર્યમાં નિપુણ, અને પોતાના કુળને દીપાવનાર થાય છે. ૭ વૃશ્ચિક લગ્નમાં જન્મેલો મનુષ્ય શૂરવીર, ઉત્તમ, વિચાર કરનાર, શ્રેષ્ઠ વિદ્યા ઓનો જ્ઞાતા હોવા છતાં અનેક પ્રકારના ક્લેશને ભોગવનાર થાય છે. ધનુઃ લગ્નમાં જન્મેલો મનુષ્ય ચતુર, રાજાની સેવા કરનાર, સત્યપ્રતિજ્ઞ, બીજાઓના મનની વાત જલ્દી સમજનાર, વિદ્વાન અને ધનુર્વિદ્યામાં કુશળ થાય છે. ૯ મકર લગ્નમાં જન્મેલો કઠોરમૂર્તિ, શઠ, મનધાર્યું કરનારો, ઘણી પ્રજાવાળો, ચતુર અને લોભી થાય છે. ૧૦ **કુંભ** લગ્નમાં જન્મેલો ચપળ સ્વભાવ, કામી, સુંદર, શરીરવાળો, મિત્રોમાં સ્નેહ રાખનાર, અન્ન વગેરે વસ્તુઓને સાચવનાર અને ક્રોધી થાય છે. ૧ **મીન** લગ્નમાં જન્મેલો ચતુર, અલ્પ આહાર કરનાર, શ્રેષ્ઠ રત્નાદિ ધારણ કરનાર, ધૂનારો, અનેક જાતની માયા રચનાર અને વિચિત્ર સ્વભાવનો થાય છે. ૧૨

**સંવત્સર વગેરેનાં ફળ મળવાનો સમય** સંવત્સરનું ફળ માસ અને વર્ષના પતિની દશામાં; માસમાં આવે છે. અયન અને ઋતુનું ફળ સૂર્યની દશામાં, માસફળ માસપતિની દશામાં; ગણુ, નક્ષત્ર અને પક્ષનું ફળ ચન્દ્રની દશામાં; તિથિ અને કરણનું ળ ચંદ્રની અંતર્દશા સૂર્યની ઉપદશા હોય ત્યારે; વારનું ફળ તે ારની મહાદશામાં; યોગનુ ફળ સૂર્ય અને ચંદ્રમાં જે અધિક બળવાન ાય તેની દશામાં મળે છે લગ્નનું ફળ લગ્નપતિની દશામાં, દષ્ટિ ચા ભાવરાશિનું ફળ પોતાના સ્વામીની દશામાં કહેલું. વિશેષમાં પર કહેલાં ફળમાં સારું ફળ વધુ સંખ્યામાં હોય અને ખરાબ ફળ ાડી સંખ્યામાં હોય તો સારું ફળ મળે, અને ખરાબ ફળ વધુ હોય ı સાધારણ ફળ મળશે. એમ સમજવું.

# રીષ્ટયોગ અને રીષ્ટભંગયોગ

(બૃહજ્જાતક વગેરે ગ્રંથોથી) રીષ્ટ યોગ એટલે જન્મના સમય પ્રમાણે બાળકના આયુષ્ય યોગનો નાશ કરે તેવા યોગો. રીષ્ટયોગ જન્મકુંડલી પરથી જ જોવાની પંડિતોની આજ્ઞા છે.

૧ સંધ્યાકાળમાં જન્મ થયો હોય અને હોરા કુંડલીમાં કર્ક-લગ્ન આવેલું હોય તો રીષ્ટ યોગ થાય. (૨) સ્પષ્ટ ગ્રહોમાં જો પાપગ્રહો ૨૭-૨૮-૨૯ અંશોના હોય તો રીષ્ટયોગ થાય: (૩) ચંદ્રમા અને પાપગ્રહોથી ૧-૪-૭-૧૦ કેન્દ્ર સ્થાન વ્યાપ્ત હોય તો રીષ્ટયોગ થાય. કેન્દ્રસ્થાન એકે ખાલી રહેવું જોઇએ નહિ. (૪) જન્મ કુંડલીમાં કર્ક અથવા વૃશ્ચિક લગ્ન હોય અને જન્મ ચક્રના પૂર્વાર્ધમાં+ પાપગ્રહો અને ચક્રના પરાર્ધમાં શુભગ્રહો રહેલા હોય તો રીષ્ટ થાય. (૫) જન્મ કુંડલીમાં લગ્ન સાતમા ભાવને પાપગ્રહની કર્તરિ હોય તો રીષ્ટ યોગ થાય. કેટલાકના મત મુજબ તો બીજો ભાવ અને આઠમો ભાવ પાપગ્રહ યુક્ત હોય તો રીષ્ટ બને છે, પણ યવના-ચાર્યના મતમાં બારમે અને છઠે પાપગ્રહથી રીષ્ટ યોગ છે, તે માટે કેટલાક પ્રમાણિક ગ્રંથોને આધારે ૭ ભેદ જણાય છે. આ છઠે અને બારમે સર્વ પાપગ્રહો રહ્યા હોય તો. આ બીજે અને આઠમે ભાવે સર્વ પાપગ્રહો રહ્યા હોય તો. ૩ લગ્ન પાપગ્રહની કર્તરિ હોય તો.

---

૧ સંધ્યા સમયે બે પ્રકારનો છે. અરધો સૂર્ય આથમ્યા પછી આકાશમાં બરાબર તારા દેખાય નહિં અરધો સમય. આકા-શમાં તારાઓનું તેજ ક્ષીણ થયા પછી અરધો સૂર્ય દેખાય ત્યાં સુધી એ પ્રમાણે પ્રાતઃ સંધ્યાકાળ અને સાયં સંધ્યાકાળને સવા સવા ઘડીને આશરે ગણેલ છે.

+ ચોથા ભાવની રાશિ અંશ પછી નવમા ભાવની વિરામ સંધિપર્યંત પરાર્ધચક્ર સમજવું. બાકીનાને પૂર્વાર્ધ સમજવું.

ઈ સામતા ભાવને પાપગ્રહની કર્તારિ હોય તો, ૩ બીજે કે બારમે ભાવે પાપગ્રહ હોય પણ ચલીતમાં લગ્ને તે સર્વ પાપગ્રહો આવે તો. ૪ છઠ્ઠે કે આઠમે સર્વ પાપગ્રહો હોય પણ ચલીતમાં સાતમે ભાવે આવે તે (૬) લગ્નમાં એક પાપગ્રહ હોય, સાતમે ભાવે બીજો પાપગ્રહ આવે, તેમજ ચદ્ર કોઈ પણ પાપ ગ્રહ સાથે કોઈ પણ ભાવે હોય અને તે શુભગ્રહથી દષ્ટ અથવા યુક્ત ન હોય તો પણ રીષ્ટ થાય. (૭) સર્વ પાપગ્રહો લગ્ને અથવા આઠમે એ બે સ્થાનમાં આવેલા હોય, ક્ષીણ ચદ્ર બારમે સ્થાને હોય, કેન્દ્રમાં કોઈપણ શુભ ગ્રહ રહ્યો ન હોય તો રીષ્ટ કરે (૮) સાતમે, બારમે કે આઠમે ભાવે ચદ્ર પાપગ્રહ સાથે હોય, કેન્દ્ર સિવાય કોઈ પણ ભાવમાં રહેલો શુભગ્રહ ચદ્રને જોયો ન હોય તો રીષ્ટ થાય (૯) છઠ્ઠે અથવા આઠમે સ્થાને રહેલો ચદ્ર પાપગ્રહોથી જોવાતો હોય અને કોઈપણ શુભગ્રહની દષ્ટિ ન હોય તો રીષ્ટ થાય (૧૦) છઠ્ઠા અથવા આઠમા ભાવમાં રહેલ ચદ્રને શુભ ગ્રહોથી જોતા હોય અને પાપગ્રહ બીલકુલ જોતા ન હોય તો આઠમે વર્ષે રીષ્ટ થાય છે (૧૧) ઉપર કહેલા ચદ્રમા ઉપર શુભ અને પાપગ્રહની બને સાથે દષ્ટિ હોય તો બાળકનું આયુષ્ય ચાર વર્ષનુ સમજવુ ×

× ઉપર કહેલા ચદ્રમા ઉપર શુભ અથવા પાપગ્રહ એ બેમાથી કોઈની દષ્ટિ ન હોય તો રિષ્ટ યોગ થતો નથી તેમજ શુભ ગ્રહની રાશિનો ચદ્રમા છઠ્ઠે કે આઠમે ભાવે બેઠો હોય અથવા છઠ્ઠા કે આઠમા ભાવે પાપગ્રહની રાશિનો ચદ્રમા રહેલો હોય તો અને આ ચદ્ર સાથે કોઈ શુભ ગ્રહ આવ્યો હોય તો પણ રીષ્ટ યોગમા અપૂર્ણતા ગણાય, એ પ્રમાણે યવનાચાર્યનો મત છે અને માડવ્ય ઋષિના મત પ્રમાણે તો કોઈ બાળકનો વદિપક્ષમા દિવસનો જન્મ હોય અથવા શુદિ પક્ષમા રાત્રે જન્મ હોય અને ચદ્ર છઠ્ઠા કે આઠમા ભાવે બેઠો હોય તેમજ તેના ઉપર શુભગ્રહ અથવા પાપગ્રહ એ બંનેની દષ્ટિ હોય અથવા ન હોય તો પણ રીષ્ટ યોગ સમજવો નહિ કારણ તે ચદ્ર રક્ષણ કરનાર ગણ્યો છે

(૧૨) છઠ્ઠા અથવા આઠમે ચંદ્ર હોય નહિં પણ બીજો કોઈ શુભ બેઠો હોય અને તેને બળ પામેલા પાપગ્રહો જોતા હોય તો એક માસનું જ આયુષ્ય ગણાય. આ યોગમાં ચંદ્રમા ઉપર શુભ ગ્રહથી દૃષ્ટિ કે સમાગમ હોય તો રિષ્ટ થાય નહિં, એમ લઘુજાતકમાં કહ્યું છે. (૧૪) નિર્બળ× જન્મ લગ્નનો સ્વામી સાતમે હોય તો પણ એક માસનું જ આયુષ્ય ગણાય.× (૧૫) ક્ષીણ ચંદ્ર લગ્ને હોય અને સર્વે પાપગ્રહો કેન્દ્ર અથવા આઠમા ભાવમાં હોય તો અલ્પાયુઃ કહેવું (૧૬) ચોથે-સાતમે અથવા આઠમે ભાવે ચંદ્રમા પાપગ્રહથી કર્તરીવાળો હોય તો તે બાળક તુરત મૃત્યુ પામે છે. (૧૭) લગ્નમાં પાપગ્રહની કર્તરીવાળો ચંદ્ર હોય અને ૭ અથવા ૮ મે પાપગ્રહ આવે અને શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો જન્મેલો બાળક માતા સહિત રિષ્ટ ભોગવે છે. આ યોગમાં ચંદ્રમા ઉપવ બલવાન શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો એ માતાનું રીષ્ટ થવા પામે નહિં (૧૮) ગમે તે રાશિના છેલ્લા નવમાંશમાં ચંદ્ર હોય અને શુભ ગ્રહોની દૃષ્ટિ તેના પર ન હોય તથા નવમે પાંચમે ભાવે અથવા એ બંને ઠેકાણે પાપગ્રહ હોય તો તે બાળક તુરત મૃત્યુ પામશે (૧૯) ચંદ્ર લગ્ને આવે અને દરેક પાપગ્રહો સાતમે ભાવે હોય તો તે બાળક તુરત મૃત્યુ પામશે, એમ સમજવું (૨૦) ચંદ્રગ્રહણ સમયે જન્મ થાય અને ચંદ્ર શનિનો યોગ થયો હોય તો તે બાળક અને તેની માતા એ બંનેનું મૃત્યુ સૂચવે છે (૨૧) સૂર્યગ્રહણ સમયે કોઈ બાળકનો જન્મ થયો હોય અને શનિ બુધ સાથે સૂર્ય લગ્ને આવે તથા મંગળ આઠમા સ્થાને હોય તો માતા અને બાળકનું શસ્ત્રક્રિયાથી મૃત્યુ કરે (૨૨) લગ્નમાં સૂર્ય કે ચંદ્ર આવે અને તે

---

× મંગળ વગેરે ગ્રહો બે અથવા વધુ ગ્રહો એક રાશિમાં આવે ત્યારે એમનું યુદ્ધ કહેવાય છે અને જે ગ્રહ દક્ષિણ તરફ થઈ જુદો પડે તે પરાજય પામેલ ગ્રહ કહેવાય છે. તેથી તે નિર્બળ અથવા પરાજય પામેલ કહેવાય છે.

બળવાન શુભ ગ્રહથી યુક્ત કે દેખાતા ન હોય તથા નવમે, પાંચમે અને આઠમે એ ત્રણે ઠેકાણે પાપગ્રહો હોય તો બાળકનું મૃત્યુ કરે છે આ યોગમાં સૂર્ય અથવા ચદ્રને બળવાન શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય તો રીષ્ટનો નાશ થાય છે (૨૩) જન્મ કુડળીમાં ૧૨મે શનિ, ૯મે સૂર્ય, લગ્ને ચદ્ર અને ૮મે મગળ બેઠા હોય અને એ ચારે ગ્રહોમાંથી કોઈને પણ બળવાન ગુરૂ દેખતો ન હોય તો તે રીષ્ટ કરે (૨૪) ૧-૫-૭-૮-૯-૧૨ એ ભાવમાંથી કોઈપણ ભાવમાં ક્ષીણ ચદ્ર હોય અને આ ચદ્રને બળવાન શુક્ર બુધ અથવા ગુરૂ અથવા એ ત્રણે ગ્રહોનો સમાગમ કે દૃષ્ટિ ન હોય તો અલ્પાયુ થાય ( આ યોગોમાં પાપ ગ્રહ બળવાન હોવા જોઈએ )

## રીષ્ટ યોગનું ફળ કયારે મળે?

આ સર્વે રીષ્ટ યોગમાં કોઈ કોઈ સ્થાને મૃત્યુનો સમય કહ્યો છે, અને કોઈ કોઈ સ્થાને કહેલો નથી નહિ કહેલા માટે સમજવુ કે જે ગ્રહોના આધારે રીષ્ટ યોગ થતો હોય તે ગ્રહો પૈકી બળવાન ગ્રહ જન્મકુડળીમાં જે રાશિમાં બેઠો હોય, તે રાશિમાં જ્યારે ચદ્ર આવે ત્યારે રીષ્ટનુ ફળ મળે છે જન્મકુડળીમાં ચદ્ર જે રાશિમા હોય તે રાશિમાં ફરીવાર આવે તે દિવસે પણ રીષ્ટ યોગનું ફળ અમલમાં આવે છે તેમ જ જે લગ્નમાં જન્મ હોય તે રાશિનો ચન્દ્ર પણ રીષ્ટ યોગને પુષ્ટિ આપે છે જો કે દર મહીને જન્મની રાશિનો ચદ્ર અને જન્મ લગ્નની રાશિનો ચદ્ર આવે છે, પરતુ જો ચદ્રમા બળવાન થઈને આવે તો રીષ્ટ કરતો નથી, પરતુ નિર્બળ હોય અને પાપગ્રહો થી દૃષ્ટ હોય રીષ્ટ કરે છે

## રીષ્ટભગયોગ

ઉપર મુજબ રીષ્ટ થવાના યોગો સૂચવ્યા પરતુ હવે કેટલાક યોગો રીષ્ટનો ભગ કરે છે, એટલે ઉપર કહેલ રીતે રીષ્ટ હોય છતાં પણ રીષ્ટફળ મળતું નથી (૧) ઉદય પામેલો અને બળવાન બૃહસ્પતિ

લગ્ન સ્થાને આવેલો હોય તો રીષ્ટ યોગનો નાશ કરે છે. ૨ (જન્મ-કુંડલીમાં લગ્નની રાશિનો સ્વામી બળવાન હોય અને શુભગ્રહે) કેન્દ્રસ્થાનમાં રહીને જોતા હોય, કોઇપણ પાપગ્રહની દષ્ટિ લગ્નપતિ પર ન હોય તો રીષ્ટ યોગનો ભંગ થાય છે; એટલું જ નહિ પણ તે માણસ ધણી લક્ષ્મી અને સમૃદ્ધિ સાથે સારા ગુણવાળી ધણી લાંબી આવરદા ભોગવે છે. (૩) જન્મકુંડળીમાં ચંદ્રમા આઠમે રહેતો હોય પણ દ્રેકાણ કુંડલીમાં બુધ, ગુરૂ અથવા શુક્રની રાશિનો હોય તો રીષ્ટ યોગનો ભંગ થાય છે. (૪) જન્મકુંડલીમાં ચંદ્ર પૂર્ણ કળાનો અને શુભ ગ્રહની રાશિનો હોય, તેમજ શુભ ગ્રહની કર્તરિવાળો હોય તો રીષ્ટ યોગનો ભંગ થાય છેવવી જો ચંદ્ર ઉપરની શુક્રની દષ્ટિ હોય તો રીષ્ટ ભંગ થાય એટલું જ નહિં પણ તે માણસ ધણો સુખી થાય છે. (૫) જન્મકુંડલીમાં બુધ, શુક્ર, કે ગુરૂ એમાંથી એક પણ ગ્રહ બલવાન થઇને કેન્દ્રમાં બેઠો હોય તો રીષ્ટ ભંગ થાય છે. આ ગ્રહની સાથે કોઈપણ પાપગ્રહ રહેલો હોય તોપણ હરકત નથી. (૬) જન્મકુંડળીમાં ચંદ્ર છઠ્ઠે રહેલો હોય, પણ તે દષ્કાણ કુંડલીમાં ગુરૂ, શુક્ર કે બુધની રાશિમાં ન હોય તો સાપે કરડેલાને ગરૂડ બચાવે છે તેમ તે યોગનો નાશ થાય છે. (૪) પૂર્ણકલાવાળો ચંદ્રમા શુભ ગ્રહની કર્તરીવાળો હોય તો પણ રીષ્ટ યોગનો નાશ થાય છે. (૮) ચંદ્ર બળવાન હોય, સુદિ પક્ષમાં રાત્રે અને વદિ પક્ષમા રાત્રે અને વદિ પક્ષમાં દિવસે જન્મ થયો હોય, અને આ ચંદ્રમાં જન્મકુંડળીમાં છઠ્ઠે કે આઠમે આવતો હોય તો પણ રીષ્ટનો ભંગ થાય છે. (૯) સંપૂર્ણ કળાનો ચંદ્રમા તેને કેન્દ્રમાં રહેલો બળવાન ગુરૂ દેખાતો હોય તો રીષ્ટનો ભંગ થાય છે. (૧૦) જન્મકુંડલીમાં શુભ ગ્રહની રાશિમાં ગુરૂ ચંદ્ર શુક્ર અને બુધ બેઠા હોય અથવા એ ગ્રહો નવમાંસ કુંડલીમાં અથવા દષ્કાકાણ કુંડલીમાં શુભ ગ્રહની રાશિ ના હોય તો રીષ્ટ યોગનો ભંગ થાય છે. (૧૧) જન્મકુંડલીમાં જે રાશિનો ચંદ્રમા હોય તે રાશિનો સ્વામી કેન્દ્રમાં શુભ ગ્રહોના સમાગમ કે દષ્ટિવાળો હોય

તો પણ રીષ્ટ યોગનો ભગ થાય છે (૧૨) તમારા ષડવર્ગની કુડલી ઓમાં શુભ ગ્રહની રાશિમાં સર્વ પાપ ગ્રહો બેઠા હોય તેમ જ શુભ ગ્રહો પણ પણ બેઠા હોય, વળી આ પાપ ગ્રહોને શુભ ગ્રહો દેખાતા હોય તો પતિવ્રતા સ્ત્રી પાપનો નાશ કરે છે તેમ રીષ્ટનો ભગ થાય છે (૧૩) ૩-૬-૧૧ ભાવે રાહુ હોય અને તેને સર્વ શુભ ગ્રહો દેખાતા હોય તો રીષ્ટનો નાશ કરે છે (૧૪) તમામ ગ્રહો શીર્ષોદય રાશિમાં રહેતા હોય તો રીષ્ટ યોગનો નાશ થાય છે (૧૫) શુભ ગ્રહની દષ્ટિવાળો ઉત્ત પામેલા શુભ ગ્રહ લગ્નમાં હોય તો રીષ્ટ યોગનો નાશ કરે છે (૧૬) બળવાન ચન્દ્રમાને સર્વ ગ્રહો દેખાતા હોય તો રીષ્ટ યોગનો નાશ થાય છે (૧૭) કોઈપણ રીતે રીષ્ટ યોગ થયો હોય અને કોઈપણ રીતે રીષ્ટભગયોગ થયો હોય તો રીષ્ટયોગ નાશ પામે છે, એમ સમજવુ (૧૮) રીષ્ટ કરનાર ગ્રહો કરતાં રીષ્ટભગ કરનાર ગ્રહો વધારે બળવાન હોય તો જરૂર રીષ્ટભગ થાય (૧૯) રીષ્ટભગ કરનારા ગ્રહો કરતાં રીષ્ટ યોગ કરનારા ગ્રહો વધારે બળવાન હોય તો ઘણી પીડા કરશે અને મરણશરણ જેવુ કષ્ટ કરશે જો રીષ્ટભગ કરનારા ગ્રહો નિર્બળ અસ્ત કે પાપગ્રહોથી પીડાએલા હશે તો રીષ્ટનો ભગ થશે નહિ

# ભાવફળ

## (ચમત્કાર ચિંતામણી)

આ ગ્રહફળ જોવાને માટે ચલિત કુંડલી મુખ્ય છે, જે ગ્રહ જે ભાવમાં રહેલો હોય તે ગ્રહ સારૂં અથવા ખરાબ કેવા પ્રકારનું ફળ ઉપજાવે છે તે માટે ગ્રહોનું ભાવફળ કહ્યું છે. સૂર્યથી કેતુ પર્યંત નવ ગ્રહોનું ૧૨ ભાવમાં રહેવાનું ફળ એટલે દરેક ગ્રહ ૧૨ પ્રકારના ભાવ ફળને ઉપજાવે છે તે રીતે એકસોઆઠ પ્રકારનું ભાવફળ નીચે મુજબ છે.

## સૂર્યનું લગ્ન વગેરે ભાવમાં રહેવાથી થતું ફળ.

**પહેલા** ભાવમાં હોય તો તેનું શરીર ઉંચું. સ્ત્રી અને વારસોથી દુઃખી, વાત અને પિતનો રોગી, અનેક સ્થાને ભટકનાર, અને દ્રવ્યની તંગીવાળો રહે છે, **બીજા** સ્થાનમાં સૂર્ય હોય તો ભાગ્યશાળી, વાહન, પશુ વગેરેથી સુખી, સન્માર્ગે દ્રવ્ય ખર્ચનાર, સ્ત્રીવર્ગથી કલેશ ભોગવનાર, અને સાહસકર્મ તથા બુદ્ધિ વગરનું કામ કરવાથી પાછો પડનાર થાય છે. ૨. **ત્રીજા** ભાવમાં સૂર્ય હોય તો મહાપ્રતાપી, કીર્તિ મેળવનાર, અનેક દેશમાં મુસાફરી કરનાર, ભાઈઓથી લડાઈ કરનાર તથા દુઃખી ધુતારા જ દુશ્મનોને જીતનાર તથા રાજાનો માનીતો થાય છે. ૩. **ચોથા** સ્થાનમાં સુર્ય હોય તો ઉચ્ચ પદવી મેળવે છે. ભાઇઓનું સુખ ન હોય દેશાટન કરનાર અને શત્રુઓથી હાર પામનાર તથા અશાંતચિત્તવાળો થાય છે. ૪. **પાંચમા** સ્થાનમાં સૂર્ય હોય તો પ્રજાની સંતાપવાળો, તીવ્ર ચપળ બુદ્ધિવાળો મંત્રવિદ્યા જાણનાર, વાંચનમાં પ્રીતિવાળો, દ્રવ્ય મેળવનાર થાય છે આળસુ અનેક રોગથી મૃત્યુ પામે છે. ૫ **છઠ્ઠા** સ્થાનમાં સૂર્ય હોય તો શત્રુઓનો નાશ મિત્ર અથવા રાજા પાસે પૈસા ખર્ચનાર. મોસા-

બળપક્ષથી દુઃખી જાનવરથી હાનિ અને મુસાફરી વખતે શુદ્ર વર્ણથી કષ્ટ અનુભવે છે. ૬ સાતમે સૂર્ય હોય તો સ્ત્રીનું કે પોતાનું શરીર નરમ રહે વેપારમાં થોડો લાભ અપાવે ઈર્ષાવાળો સ્વભાવ. ૭ આઠમે ક્રિયાલંપટ ધૂર્ત-દુઃખ ભોગવનાર ચોરથી અથવા દીર્ઘસૂત્રસાથી દ્રવ્ય હાનિ પરદેસી સ્ત્રી સાથે સ્નેહ નહિં કરનાર શ્રેષ્ઠ વસ્તુને સેવનાર, છુપા સ્થાનમાં રોગાદિથી પીડા રહે ૮ નવમે ચિંતા કરાવે. અશાંતિ રાખે પોતાના સગા અને ભાઈઓથી સંતાપ. સત્કર્મ તપ અને કીર્તિનો લાભ મેળવનાર થાય છે. ૯ દશમે મહેનતનું ફળ ભોગવે મતાંગે કષ્ટ કરે ૧૦ અગીઆરમે અધિકારથી રાજદ્વારથી ધન સારી રીતે પેદા કરાવે. પ્રતાપથી શત્રુઓને જીતી શકે, શત્રુઓપર દાબ બેસે. લક્ષ્મી મેળવે પ્રજાથી સાધારણ દુઃખી થાય ૧૧ બારમે આંખોમાં વિકાર કરે વાદવિવાદમાં પરાજય પામે રોગથી શરીરે દુઃખી થાય મેળવેલી સ્થિતિ ગુમાવે. પિતરાઈઓમાં કહેશ મુસાફરીમાં હાનિ અનુભવે. ૧૨



# ચંદ્રનું બારે ભાવનું ફળ.

લગ્નમાં ચંદ્ર હોય અને તે મેષ, વૃષભ અથવા કર્કનો હોય તો ધનલાભ કરે સારી કીર્તિ, આનંદી સ્વભાવવાળો બનાવે તે સિવાયની રાશિનો ચંદ્ર હોય તો દરિદ્ર, મૂર્ખ, બહેરો અને અધમ બનાવે છે. ૧ **ધન** સ્થાનમાં ચંદ્ર હોય તો ધાન્ય લાભ, શરીરે સુખી સ્ત્રીઓથી વિલાસ, કુટુંબમાં પ્રીતિ અને અનેક સ્ત્રીઓને આકર્ષનાર દષ્ટિવાળો થાય છે, ૨ **પરાક્રમ** ભૂવનમાં ચંદ્ર હોય તો પરાક્રમથી દ્રવ્ય મેળવનાર સ્ત્રીઓથી વિલાસ કરવા છતાં તપસ્વી, પોતાના ભાઈઓ અને સહોદરથી સુખી ધર્મ કરવામાં ઉત્સાહી, દાન આપનાર થાય છે. ૩ **સુખ** સ્થાનમાં ચંદ્ર હોય તો ભાઇઓ અથવા મિત્રોની લાગવગથી રાજ્યમાં મોટા અધિકારી પુત્ર તથા સ્ત્રીઓથી સારૂં સુખ મેળવે અને ઉત્તરાવસ્થામાં વધુ સુખ ભોગવે, ૪ **સંતાન** ભૂવનમાં ચંદ્ર હોય તો સંતતિથી સંતોષ નિર્મળ બુદ્ધિ જમીન અને રત્ન લાભ આપે છે. ચદ્રમા ઉચ્ચનો હોય તો કોઈપણ વખતે દુ:ખી થાય જ નહિં. છઠ્ઠા ભાવમાં ચંદ્ર હોય તો સત્રૂઓ સાથે લડાઈમાં જીત મેળવનાર માતાની સેવા કરનાર અને સાહસ કર્મ કરનાર થાય છે. ૬ **સાતમા** ભાવે ચંદ્ર હોય તો વ્યાપારથી ઘણી લક્ષ્મી મેળવે, રૂપવાળી સ્ત્રી મળે પારકાની સ્ત્રીઓમાં પ્રીતિ રાખનાર મીઠું ભોજન ખાનાર લોભી ચિત્ત અને દુર્બળ થાય છે તે ચંદ્રવદિ પક્ષનો હોય તો શત્રૂથી તીરસ્કાર ભોગવે છે. ૭ **આઠમા** સ્થાને ચંદ્ર હોય તો શરીર સુખાકારી સારી ન રહે. હલકા પદાર્થ ખાનાર થાય ઘણા વૈદ્ય અને ડોકટરો પોતાને ત્યાં એકઠા થાય. પાણીથી ઘણો ભય રહે અને કલેશયુક્ત જીવન ભોગવે. ૮ **નવમા** સ્થાનમાં ચંદ્ર હોય તો દાનેશ્વરી થાય બ્રાહ્મણો, ચારણ, ભાટ વગેરે તેના ગુણગાન કરે પ્રથમમાવસ્થામાં ભાગ્યનો ઉદય થાય શરીરે સુખી રહે અને સારા સત્કર્મ કરનાર થાય. ૯ **દશમા** સ્થાનમાં ચંદ્ર ભાઈઓથી સુખી રાજાદિથી પોતાનું કલ્યાણ પામે. ધર્મકાર્યમાં પ્રીતિ રાખનાર નવી સ્ત્રીઓ અને વભવમાં બહુ પ્રીતિ ભોગવે. પ્રથમ

જન્મેલા ગર્ભને ઘાતીયોગ કરે ૧૦ લાભ સ્થાનમાં ચંદ્ર હોય તો રાજાથી અધિકાર મેળવે, યશ માન વધે, વસ્ત્રોનો લાભ ભોગવે પોતાનો પૈસો બૈરીઓ સાથે દોસ્તી કરવામાં ખર્ચાઈ જશે જે કામ કરે તેનું ફળ અવળું મળે, કન્યા પ્રજા વધુ થાય. ૧૨ બારમા સ્થાનમાં ચંદ્ર હોય તો આંખમાં રોગ હંમેશાં માંગલિક કાર્યમાં દ્રવ્યનું ખર્ચ કાકાઓ અને મામાઓથી દુઃખી અને સ્ત્રી પર થોડો પ્રેમ રાખે

## મંગળનું બારે ભાવનું ફળ.

પહેલે ભાવે મંગળ હોય તો લોખંડ લાકડું અગ્નિ વગેરેથી ભય રહે મન હંમેશાં ચિંતાતુર રહે. સિંહની માફક પરાક્રમી—સ્ત્રીનું મરણ માથામાં અને આંખોમાં પીડા અને વધુ મહેનતે થોડો લાભ ભોગવે. ૧ ધનભુવનમાં મંગળ હોય તો કુટુંબ, ધન વગેરે સુખ સારૂં ભોગવે નહિ. જેમકે વાંદરા જેમ પોતાની ડોકમાં રહેલા રત્નના હારને ફેંકી દે છે તેમ ધનને ખર્ચે છે અને કુટુંબથી કલેશ ભોગવે છે. અને કોઈની શીખામણ માને નહિં. ૨ ત્રીજા ભાવમાં મંગળ હોય તો તે પરાક્રમી થાય છે અને પોતાના બાહુબળથી લક્ષ્મી મેળવે છે. તપસ્વી, વિનોદી અને ભાઈઓથી પરિતાપ ભોગવનાર થાય છે ૩ ચોથા સ્થાનમા મંગળ હોય તો સારા ગ્રહોના ફળને મળવા અવરોધ કરે છે મિત્રથી દુઃખ અનુભવે છે. રાજાથી મહેરબાની પૂર્વક જમીન ઘર વગેરે સુખ મેળવનાર થાય, ૪ પાંચમા સ્થાનમાં મંગળ હોય તો પાચનશકિતનુ જોર વધારે ભાઈભાંડુથી દુઃખી અથવા ભાઈભાંડુનો નાશ કરે દુઃખમા પણ ગંભીરતા રાખે દુધના ઉભરાતી માફક વારંવાર અંતઃકરણમાં ખેદ ઉપજે. ૫ છઠ્ઠા સ્થાનમાં મંગળ હોય તો શત્રુઓ યુદ્ધમાં સામા ટકી શકતા નથી યુદ્ધમાં પોતે જય મેળવી શકે છે બુદ્ધિથી ધન ઘણું મેળવે પણ ખરચી નાંખશે અને ફરીથી ધન ન મળે. સુખી થાય અને તેનો મામો તેના જેવી બુદ્ધિવાળો થાય નહિં. ૬ સાતમા સ્થાનમાં મંગળ હોય તો વેશ્ય સ્ત્રીસાથે પ્રીતિ કરવાથી પણ શાંતિ પામે નહિં. પરદેશ જવાથી વેપાર કરવાથી પણ તૃપ્તિ થાય

નહિ. હરિફાઈમાં શત્રુઓ ફાવી જાય એનું મરણ થાય ૭, આઠમા સ્થાનમાં મંગળ હોય તો શુભ ગ્રહોનું ફળ મળતું નથી સારી રીતે સત્કાર કરેલો મિત્ર પણ ઉંધી સલાહ આપે, મનમાં શત્રુતા રાખે. કરેલી મહેનતનું ફળ મળે નહિં અનેક દુઃખ ભોગવે છે. ૮. **નવમા** સ્થાનમાં મંગળ હોય તો બહુ બુદ્ધિશાળી ભાગ્યવાન અને કીર્તિવાન થાય. પોતાના સાળાનો અથવા ભાઈનો નાશ કરે અથવા તેથી સુખ મેળવે નહિં પરાક્રમ થોડું અને મહેનતના પ્રમાણમા લાભ ન મેળવે. ૯ **દશમા** સ્થાનમાં મંગળ હોય તો ઘણાં જ માંગલિક કામ થાય વિવેક વગેરે સારા ગુણોથી માણસોમાં સારો યશ મેળવે પરાક્રમી થાય. ગરીબ છતાં પણ હતાશ ન થાય અને સિંહની માફક પરાક્રમ કરે ૧૦ **લાભ** સ્થાનમાં મંગળ હોય તો છોકરાઓને દુઃખ દેનાર અને દુશ્મનને દુઃખી કરનાર પોતાના પ્રતાપથી પોતે કીર્તિ મેળવે. જાનવર વાહન વગેરેના વેપારથી ધન મેળવે અને પોતાના અવગુણોથી ધન નાશ પામે. ૧૧.

**બારમા** સ્થાનમાં મંગળ હોય તો લોખંડથી ઘાયલ થવાનો જરૂર ભય રહે પૈસાનો નાશ કરે ખોટો આરોપ આવે. શત્રુથી બીક રાખે અને બીજાઓથી કજીયા થાય પારકી બુદ્ધિએ ચાલવાથી બહુ વખત દુઃખ વેઠવું પડે. ૧૨.

## બુધનું બારે ભાવનું ફળ.

**લગ્નમાં** બુધ હોય તો દરેક ખરાબ ફળનો નાશ કરે બુદ્ધિ બહુ વધારે સભાઓમાં વાદવિવાદ કરવામાં હોશિયાર થાય, સુંદર સોના જેવી કાંતિવાળો થાય વૈદ અથવા ચિકિત્સક થાય, ૧ **ધનભુવનમાં** બુધ હોય તો બુદ્ધિવાળા અને પરાક્રમી. કેળવણી માટે બોધ આપનાર અને પંડિતોની સભામાં વ્યાસ માફક સભાજીત અને કલ્પવૃક્ષના જેવો ઉદાર અને ભમરાની માફક સ્વસ્ત્રીમાં આસક્તિ રાખનાર થાય. ૨. **ત્રીજા** ભાવમાં બોલવામાંથી મિત્રતા બાંધનાર થાય. વેપારથી દ્રવ્ય લાભ સારો સ્વભાવ અને પોતાની બુદ્ધિથી દરેકને વશ કરનાર થાય વિષય

સુખનો ભોક્તા થાય અને પરિણામે સાધુ થાય. મીઠી વાણીથી સ્વજનોમાં નિરંતર આસકત રહે ૩ ચોથા સ્થાનમાં બુધ હોવાથી સારા મિત્રો મેળવે રાજ્યાધિકારમાં માન મેળવે પોતે કોઈ સારો લેખક થાય અથવા તેનું બોલવું ઘણા લોકોને લખવા યોગ્ય હોય અને વડિલોના દ્રવ્યની ઈચ્છા રાખે ૪, પાંચમા સ્થાનમાં બુધ હોય તો પોતાની પહેલી વયમાં પ્રજાને માટે પરિતાપ લક્ષ્મી મેળવવામાં બુદ્ધિ શાળી અને કપટવાળો સ્વભાવ હોવાથી તેના વિચાર કોઈ જાણી શકશે નહિ ૫, છઠ્ઠા સ્થાનમાં માણસો સાથે લડાઈઓ કરાવે શત્રુઓનો નાશ કરે ઈશ્વર સબંધી જ્ઞાનવાળાઓને બોધ આપનાર નાતરીવાજ અને શુભકામને માટે દ્રવ્યને બહુ ખર્ચનાર થાય છે ૬ સાતમા સ્થાનમાં બુધ હોય તો સુંદર રૂપવાળી સ્ત્રી મળે થોડા સુખવાળો સંસાર પણ આનંદદાયક થાય તે બુધનો અસ્ત ન થયો હોય તો સુવર્ણ સમાન કાંતિવાળો થાય અને તેની સંપતિ અતુલ હોય છે ૭ આઠમા સ્થાનમાં બુધ હોય તો લાંબુ આયુષ્ય કરશી દેશ વિદેશમાં કીર્તિ ફેલાવશે વેપારેથી અથવા રાજા વગેરેથી દ્રવ્ય મેળવનાર થાય પ્રીતિપૂર્વક સ્ત્રીઓ સાથે મોજવિલાસ કરનાર અને સારી બુદ્ધિવાળો થાય છે ૮ નવમા સ્થાનમાં બુધ હોય તો ધાર્મિક કામમાં બુદ્ધિવાળો યજ્ઞાદિક સત્કર્મ કરનાર ગંગા વગેરે પવિત્ર નદી તીર્થ વગેરેનો સેવનાર અને પોતાના પ્રતાપથી કુળમાં સૂર્ય જેમ પ્રકાશીત રહે, રાજાથી પણ વધુ પ્રતાપી થાય અને દુષ્ટજનોને દંડ દેનાર થાય. ૯ દશમા સ્થાનમાં બુધ હોય તો જરૂર પુરતું બોલનાર અને કૃપા દાખવનારમાં ઉદાર ગજાનો પૂજ્ય અને નીતિ દંડ અને અધિકારથી પોતાની મીલકત વધારે છે ૧૦ લાભ સ્થાનમાં બુધ હોય તો સારો લાભ અપાવે શરીરની સુંદરતા રહે કન્યા પ્રજા અને કન્યાને ત્યાં સંતતી વધુ રહે, અને તેમને અર્થે માંગલિક કાર્યો અને ખર્ચ કરે અને બ્રાહ્મણોને દાનાદિકથી તુષ્ટ કરી આશીર્વાદ મેળવે. ૧૧

બારમા સ્થાનમાં બુધ હોય તો વારવાર બ્રાહ્મણોનો આશીર્વાદ

મેળવે યુદ્ધમાં શત્રુઓ સાથે જીત મેળવી શકે. પોતાનું દ્રવ્ય દુર્જનોને હાથ જાય છે.

## ગુરૂનું બારે ભાવનું ફળ

લગ્નસ્થાનમાં ગુરૂ હોય તો પોતાના ગુણોથી મોટાઈ ભોગવે છે. હોંશીઆર સુખી સુંદર કાંતિવાળો અને અશક્ત દેહને ધારણ કરે પોતાના સત્કર્મથી પારલૌકિક સાધન મેળવનાર અને કરકસરથી પોતાનું દ્રવ્ય વાપરનાર થાય છે. ૧ **ધન** સ્થાનમાં ગુરૂ હોય તો કવિતાઓ રચવામાં બુદ્ધિમાન અને ન્યાયયુક્ત વિચારવાળો મુખ રોગની વ્યથાવાળો થોડો પરાક્રમી ઘણાં કષ્ટથી દ્રવ્ય મેળવનાર અને મેળવેલ દ્રવ્ય ઘણા યત્નથી પણ રાખી શકશે નહિં. ૨ **ત્રીજા** સ્થાનમાં ગુરૂ હોય તો ભાઈઓનું સુખ સારૂં મેળવે. હલકો રોગ સ્વાર્થબુદ્ધિવાળો અને કૃતઘ્ની થાય મિત્રો સાથે સ્વાર્થસિદ્ધ કરવા દોસ્તી રાખનાર થાય. ભાગ્યોદયને સમયે પણ દ્રવ્ય મેળવી શકે નહિં. ૩. **ચોથા** સ્થાનમાં ગુરૂ હોય તો પોતાને ઘેર ઘણા ઘોડાઓ વગેરે વાહનથી ભુવન ગાજતું રહે. બ્રાહ્મણોનો સત્કાર કરનાર હોય એટલે તેને ઘરે વેદવાણી બોલાતી હોય શત્રુએ વૈરનો ત્યાગ કરી સેવા કરવામાં જોડાય. અને અંતઃકરણ અશાંત રહેશે. ૪. **પાંચમા** સ્થાનમાં ગુરૂ હોવાથી વિલાસમા બુદ્ધિવાળો બોલવામાં ચપળ તર્કશાસ્ત્ર જાણનાર અને એક મોટો લેખક થાય કાર્યસિદ્ધિ માટે વારંવાર વિઘ્નોથી હતાશ થાય. જરૂર પૂરતુંજ દ્રવ્ય શીલકમાં રહે. ૫ **છઠ્ઠા** ભાવમાં ગુરૂ રહેવાથી રોગી છતાં શત્રુઓનો નાશ કરે. રણમાં ધીર પુરૂષોને પણ જીતનાર ગાય ભેંસ વગેરે જાનવરથી સુખી મોસાળપક્ષથી દુઃખી અને માતાને અંગે રોગ કરે. ૬. **સાતમા** ભાવમાં ગુરૂ હોવાથી બુદ્ધિશાળી ઘણા ઐશ્વર્યવાળો સ્ત્રીઓથી પ્રીતિ નહિ રાખનાર. બલીષ્ટ અને પોતાના કુલના જનોથી વધુ બળવાન કામદેવ માફક કાંતિવાળો અને સદ્‌ગુણોથી ભૂષિત થાય છે. ૭ **આઠમા** સ્થાનમાં ગુરૂ હોય તો પિતાના ઘરમાં વધુ સમય નહિ રહેનાર દેહ પણ અનિશ્ચિત જેવો રહે. રોગયુક્ત શરીર રહે અને

ઉત્તમ વિચારશ્રેણી હોવા કારણે મરણ પછી વૈકુંઠ મેળવનાર થાય છે ૮ **નવમા** સ્થાનમાં ગુરૂ હોય તો તેનું ઘર ચોખ્ખું હોય છે રાજાને ઘણો વહાલો બ્રાહ્મણોથી પ્રીતિ રાખનાર વિનયવાળો બંધુઓવાળો અને આળસુ ધર્મથી વિમુખ ૯ **દશમા** સ્થાનમાં ગુરૂ રહેવાથી ધન સભા અને ચિત્રશાળા વગેરે સમૃદ્ધિવાળાં ઘરવાળો વડિલોની કીર્તિ દીપવનાર પોતાની પ્રજાથી અસંતોષ ક્ષારપદાર્થયુક્ત અનાજમા રૂચિ રાખનાર અને પકવનાર થાય છે ૧૦ **લાભ** સ્થાનમાં ગુરૂ હોય તો સોનું ચાંદી વગેરે ઉત્તમ સમૃદ્ધિ મેળવનાર બુદ્ધિમાન ગણાય વડિલોને સુખી રાખનાર પાંચ પુત્રવાળો અને પરોપકારી કે વૈભવી નહિ થતાં લોભી પ્રકૃતિવાળો થાય છે ૧૧ **બારમા** સ્થાનમાં બુધ હોય તો શ્રેષ્ટ ખર્ચ કરી કંઈ કાર્ય કરે તો પણ યશ મેળવે નહિ બીજાઓને નુકશાન કરનાર બુદ્ધિહીન અને ખોટાં ખર્ચ કરનાર થાય છે

## શુક્રનું બારે ભાવનું ફળ.

**લગ્નમા** શુક્ર હોય તો શરીર દેખાવડું હોય સજ્જનોનો સમાગમ કરનાર અને સુંદર સ્ત્રીઓ સાથે વિલાસ ભોગવનાર અને સુખી જીવન ગાળનાર થાય છે ૧ **ધન ભુવનમાં** શુક્ર આવેલ હોય તો સુંદર ભાષા બોલનાર બુદ્ધિશાળી મુખાકૃતિ સુંદર સારા વસ્ત્રોને પહેરનાર કુટુંબમાં પ્રસિદ્ધ અને વિલાસી થાય છે **ત્રીજા ભાવે** શુક્ર હોય તો સ્ત્રીઓમાં પ્રીતી નહિ રાખનાર ભાઈઓવાળો પુત્રનું સુખ હોવા છતા પણ પોતાને તે માટે દુખી માનનાર દાન અને સંગ્રામ માટે ઉત્તમ ચિત્ત હોય તો પણ તેથી વિમુખ રહે છે ૩ **ચોથા સ્થાનમા** શુક્ર હોય તો ઘણા પુરૂષોનો તે માનીતો બીજા પુષ્ટ શરીરવાળાઓથી વધારે સુખી અનેક લક્ષ્મી મેળવનાર માતાનું પાલનપોષણ કરનાર થાય છે ૪ **સંતાન ભુવનમા** શુક્ર હોય તો તે છતી પ્રજાએ દુખી રહે છે કાર્ય સિદ્ધ થાય તેવા પ્રસંગો કરે પણ હતાશ બને મંત્રતંત્ર મિષ્ટાન ભોક્તા અને સુખ માટે અતૃપ્ત રહે કવિતા વગેરેમાં શક્તિહીન વિદ્યાભ્યાસમાં બાલકનો સ્વભાવ રહે ? ૫ **છઠ્ઠા ભાવમા** શુક્ર હોય તો ઘણા

શત્રુઓનાળો અને ખર્ચાળ મેળવેલ સુખનો નાશ કરે. દુર્જનોની સોબત અને તેથી દુઃખી રહે વડિલના સુખ વગરનો થાય છે ૬. **સાતમા ભાવમાં** શુક્ર હોય તો કમરમાં હંમેશાં પીડા ભોગવે રત્ન જેવા પુત્રોનો પિતા. અત્યંત ક્રીડા કરનાર વિદેશ નિવાસી અને દરેકને મોદ કરનાર આચરણવાળો થાય છે. ૭ **આઠમા સ્થાને** હલકાં વચન બોલનાર લાંબો વખત સુખપૂર્વક જીવનાર દુઃખી થઈ પરિણામે સુખી થનાર અને કરજમાં પોતાની કમાણીને હોમનાર થાય છે. ૮ **નવમા સ્થાનમાં** શુક્ર આવવાથી પોતાના જનોમાં ધીરધાર કરે. અને ઘણા લોકો તેના કરજમાં દબાએલા રહે. ધાર્મિક પુરૂષોની ગણનામાં ગણાય. ભાઈઓ અને શારિરિક સુખ સારૂં મેળવે. ૯ **દશમા સ્થાનમાં** શુક્ર હોય તો વ્હેમી સ્વભાવ, વંશના બીજને રોકનાર, આડંબર અને બ્રહ્મ વૃત્તિ વગેરે દ્વારા અમુક દ્રવ્ય મેળવે છે. ૧૦ **લાભ સ્થાનમાં** અનેક જનોને લાભ આપનાર સ્વરૂપવાન સારો સ્વભાવ સુશોભિત કીર્તિ અને સત્યમાં નિષ્ટા રાખનાર અને સર્વ ગુણથી વિભૂષિત થાય ઐશ્વર્ય ભાગ્ય વગેરેનું પ્રમાણ સારૂં ગણાય છે. ૧૧ **બારમાં સ્થાનમાં** શુક્ર હોય તો કોઈ કોઈ સમયે દ્રવ્ય સંબંધી લાભ મેળવવાના પ્રસંગો સારા આવે. પિત્તપ્રકોપથી પીડા નહિં ભોગવનાર, સત્કર્મોથી સુખ મેળવે ગુણો અને કીર્તિનો નાશ કરે મિત્રોથી વૈર અને પુરૂષોથી અણુગમો ઉપજાવે છે.

## શનિનું બારે ભાવનું ફળ.

**લગનમાં** શનિ હોય તો તૃષ્ણાઓવાળો ધનવાન, અંગમાં ખોડ ખાપણ ટુંકી નજરવાળો અને શત્રુઓને જીતનાર ગર્વવાળો અને દુઃખભોક્તા થાય છે ૧ **ધનભુવનમાં** શનિ હોય તો સુખને માટે લાલચુ કુટુંબથી હીન, પરદેશમાં જવાથી સર્વ વસ્તુ અને સુખ ભોગવનાર વિનાકારણ મિત્રો સાથે કટુ વચન બોલનાર અનેક ધાતુઓનો ઉપભોક્તા થાય છે. ૨ **ત્રીજા ભાવમાં** શનિ હોય તો તે

ભાઈઓ વગેરે કુટુંબીઓથી અશાંતિ ભોગવે ઐશ્વર્યધનાદિ પ્રાપ્તિ નહિ મેળવે અને ઘણા વિઘ્નોથી પરાભવ પામે યુક્તિપૂર્વક બોલનાર આશાવાળો અને ઘણી રીતે માન આપવામાં આવ્યુ હોય તો પણ કડુ વચન બોલે છે. ૩ **ચોથા ભુવનમાં** શનિ હોય તો પિતાનું મેળવેલ દ્રવ્ય નાશ પામે છે ભાઈઓમાં માન રહેતું નથી ઘર-વાહન વગેરે સુખ સ્થાનનો લાભ કરે પિતાને કષ્ટ કરે વાયુના રોગી થાય છે ૪ **પાંચમાં** ભાવમાં શની આવેલ હોય તો તે સંતાનથી દુ ખી થાય સંપત્તિનો નાશ થાય નઠારી બુદ્ધિવાળો દેવતાઓ, શાસ્ત્ર, પુરાણ-વેદ વગેરેમાં પ્રીતી નહિ રાખનાર મિત્રોથી કલેશ કરનાર અને ગુપ્ત ચિંતા ભોગવે છે ૫ **છઠ્ઠા ભાવમાં** શનિ હોય તો **શત્રુથી** ભય રાજા અને ચોરથી નુકશાન યુદ્ધમાં શ્રષ્ટ, ભેંસ, ગાય વગેરે જાનવરથી સુખી રહે મામાનો નાશ કરે અને સાહસ કરનાર થાય છે ૬ **સાતમા** ભાવમાં શનિ હોય તો સુંદર સ્ત્રી, મિત્ર અને ન્યાયપૂર્વક પેદા કરેલા ધનનુ સંપૂર્ણ સુખ ઘણો સમય સુધી ભોગવનાર થાય નહિ સ્ત્રી અને પુરૂષ બન્ને રોગી રહે છે ઉત્સાહ રહિત વિહ્વળ અને પરાક્રમ-હીન મનુષ્ય થાય છે ૭ **આઠમા** ભાવમાં શનિ હોય તો ઉપાધી-ઓથી ઘેરાએલો સારા પુરૂષોનો વિયોગી ધનનો નાશ કરે અને રોગા દિથી દુ ખ પામે છે, અને કોઇથી છેતરાતો નથી ૮ **નવમા** ભુવનમા શનિ હોય તો વિષયથી પ્રીતિરહિત બુદ્ધિવાળો સારા સ્વભાવનો યોગ્ય શાસ્ત્રોને શીખનાર રાજસ ગુણ મિત્ર વર્ગથી વારવાર દુખી બધાને સુખી કરનાર અને પોતાના ઉત્તમ વિચાર તેમજ આચાર હોય અથવા સન્યાસ ગ્રહણ કરનાર થય છે ૯ **દશમા** ભુવનમાં શનિ હોય તો માતાનુ સુખ ભોગવે નહિ અને પિતા પણ બાલ્ય-વસ્થામા જ નાશ થાય પિતાનુ દ્રવ્ય જમીન વગેરે નાશ પામે અને ચિંતાતુર જીવન હે, ૧૦ **અગીઆરમે** ભાવે શનિ હોય તે આયુ, ધન અને મનને સ્થિર કરે, રોગાદિથી નાશ પામે અને પ્રજા વધુ જીવે નહિ પ્રપંચમાં અધિક બુદ્ધિશાળી થાય છે. ૧૧ **બારમા** ભાવમાં

શનિ હોય તો શૂરવીરતાથીરહિત અને લજ્જાવાળો, મંદ દષ્ટિ અને વિદેશમાં આનંદયુક્ત રહેનાર થાય ઘરમાં અશાંત જીવન ભોગવે છે. લગ્નનો પતિ બારમો હોય અને શનિ પણ ૧૨ મે હોય તો શત્રુઓનો નાશ કરે છે, યજ્ઞ ફળ ભોગવનાર થાય છે. ૧૨.

## રાહુનું બારે ભાવનું ફળ.

લગ્ન સ્થાનમાં રાહુ આવે તો પોતાનું બોલેલું નહિં પાળનાર શત્રુઓનો નાશ કરનાર, બીજાની મદદથી પોતાનું અને બીજાનું કાર્ય સિદ્ધ કરનાર ઘણી સ્ત્રીઓ હોવા છતા વિષયમાં લંપટ થાય છે. ૧. **બીજા** ભૂવનમાં રાહુ હોવાથી કુટુંબનો નાશ, નિર્ભય, ધનવાન, જુઠું બોલનાર, શસ્ત્રથી ભય, દુષ્ટોને આધીન અને ભાઈઓનો નાશ થાય છે. ૨. **ત્રીજા** ભૂવનમાં રાહુ હોય તો પોતાના બાહુ બળથી પરાક્રમી થાય હાથી અને સિંહની માફક બળવાન દરેક જનો તેની મિત્રતા ઈચ્છે. આનંદી સ્વભાવ, ભાગ્યોદય અને મહેનતનું ફળ પરિશ્રમથી પણ મળે નહિં. ૩. **ચોથા** ભૂવનમાં આવેલ રાહુ માતાને અંગે રોગ કરે છે. મન સંતાપથી ઘેરાએલું રહે છે, અશાંત ચિત્ત રહે. જો રાહુ મેષ, વૃષ, કન્યા, અથવા કર્ક મિથુન રાશિનો હોય તો સારૂં ફળ આપે છે અને તે મનુષ્ય રાજા જેવા વૈભવ ભોગવે છે. ૪ **પાંચમાં** ભૂવનમાં રાહુ હોય તો પ્રજાનું સુખ સારૂં સ્ત્રી સુખ માટે ચિંતા દુઃખી ચિત્ત-વાળો વાયુના રોગથી મંદાગ્નિવાળો અને થોડું ખાનાર થાય છે અને સદાએ પ્રયત્ન શીલ રહેવાથી લાભ મેળવે છે. ૫. **છઠ્ઠા** સ્થાનમાં રાહુ હોય તો શત્રુઓના સમુદાયને જીતી શકે છે ધનવાન, બળવાન અને બુદ્ધિમાન થાય છે મન સ્થિર હોય અને વીર્યવાન બને છે અને સર્વથી શ્રેષ્ટ થાય છે. ૬. **સાતમા** સ્થાનમાં રાહુ હોવાથી, પાત્રમાં રહેલ અગ્નિની માફક ચિંતા યુક્ત રહે છે વાતપિત્ત લોકાપવાદથી અશાંત રહે છે. ૭ **આઠમા** સ્થાનમાં રહેલ રાહુ પરિશ્રમ જેટલું ફળ આપે નહિં. પિતાનો વારસો મેળવે નહિં. ઘણાં માણસોથી વૈર કરાવે રાજા અને

ડાહ્યા માણસોથી સન્માન પામે, પોતાના સ્વજનો તેની નિંદા ક
છે. ભાગ્યનો ઉદય એકવાર થાય હાનિ અનેકવાર થાય ૮. **નવમ**
સ્થાનમાં રાહુ હોય તો તે મનુષ્ય બુદ્ધિશાળી, પોતાના સદ્‌ગુણોથી પૂજ્ય
દયાળુ દેવ અને તીર્થમાં પ્રસન્ન ચિત્ત રાખનાર સભાને રંજન ક
નાર અને પોતાના કુટુંબ ભાઈઓ વગેરેનું પાલન કરનાર થાય છે

**દશમા** સ્થાનમાં રાહુ હોય તો ખર્ચ કરવામાં મદોન્મત થઈ
નઠારાં કામ કરનાર અને માણસોથી દુઃખી સુખથી નિંદા નહિ
કરનાર મ્લેચ્છોના સંસર્ગથી અભિમાનના અવગુણવાળો અને ઉત્ત
સ્ત્રીઓને ભોગવનાર થાય છે. ૧૦ **અગીઆરમા** ભાવમાં રાહુ હો
તો મ્લેચ્છથી પૈસાનો લાભ મેળવનાર અભિમાની નોકરવર્ગથી સુખ
પરદેશમાં નહિ જનાર ધૂર્તજનોની મૈત્રી કરનાર બીજાનું દ્રવ્ય લેવામ
ઇચ્છા કરનાર અને પુત્રાદિકનુ સુખ ભોગવે છે. ૧૧ **બારમા** ભાવમ
રાહુ હોય તો કુક્ષિમાં શૂળ વગેરે રોગથી વ્યથા ભોગવે લુચ્ચાઓથી
મૈત્રી કરે સજ્જનોની શત્રુતા સેવે શાંતચિત્ત અને પ્રિય, કામસિદ્ધ
કરનાર થાય છે

## કેતુનું બારે ભાવનું ફળ.

**પહેલા** સ્થાનમાં કેતુ હોય તો ભાઈઓને દુઃખ આપનાર
દુર્જનોથી ભય વ્યાકુલતા સ્ત્રીની ચિંતા હમેશાં ગભરાટ શરીરમાં
અનેક પ્રકારની વાયુની પીડા વગેરે ફળ થાય છે. ૧ **ધન** સ્થાનમાં
કેતુ હોય તો મુખરોગ ધન સબંધી હકીકત માટે નહિ ગભરાનાર
રાજાથી પણ નિડર અનાજનો નાશ કરનાર સગા અને કુટુંબથી
વિરોધ સત્કાર પૂર્વક વચન નહિ બોલનાર થાય છે પણ મેષ મિથુન
કે કન્યારાશિમાં કેતુ હોય તો અત્યંત સુખી થાય છે. ૨ **ત્રીજા** ભુવનમાં
કેતુ હોય તો વિવાદ કરવામાં મતિ દોરે ધન, ઐશ્વર્ય અને તેજ આપે
મિત્રોથી ફળ હાનિ કરે હાથમાં રોગ ભય ચિંતા અને ઉદ્વેગયુક્ત
સ્વભાવ હોય છે ૩ **ચોથા** સ્થાનમાં કેતુ હોય તો મિત્રવર્ગ માતાપક્ષ

અને પિતાધન સંબંધીમાં સુખ ન ભોગવે. પોતાને ઘેર લાંબો વખત નહિં રહે ઘરમાં પણ ઉદ્વેગયુકત ચિત્તથી રહેશે. ૪. **પાંચમા** સંતાન ભુવનમાં કેતુ આવેલ હોય તો વાયુરોગથી દુઃખી થોડી પ્રજાવાળો શૂરવીર હોવા છતાં દાસપણું કરે. ભાઇઓને હથિઆરથી પીડા કરે છે. ૫. છઠ્ઠા સ્થાનમાં કેતુ હોય તો માનપ્રતિષ્ટા વગરનો શત્રુઓનો નાશ ગાય ભેંસ વગેરે જાનવરોથી સુખી હલકાં મનવાળો અને આરોગ્ય શરીરવાળો થાય છે ૬ **સાતમા** સ્થાનમાં કેતુ હોય તો પ્રવાસની ચિંતા પાણીથી ઘાતી. ધનને માટે નુકશાની સ્ત્રી આદિને પીડા મનમાં અશાંતિ ખર્ચાળ થાય છે આ કેતુ વૃશ્ચિક રાશિનો હોય તો સદા શ્રેષ્ટ ફળને ઉપજાવે છે. ૭ **આઠમા** સ્થાનમાં કેતુ હોય તો હર્ષ વગેરે રોગોથી પીડા ગુદારોગ વાહનથી ભય ધનનું રોકાણ થાય છે. આ કેતુ વૃશ્ચિક કન્યા મિથુન મેષ અથવા વૃષભ રાશિનો હોય તો દ્રવ્ય આપે છે. ૮. **નવમા** સ્થાનમાં કેતુ હોય તો કલેશોનો નાશ કરે પ્રજા માટે રાહ જોવરાવે મ્લેચ્છજનોથી ભાગ્યનો ઉદય ઐશ્વર્યવૃદ્ધિ ભાઈઓને પીડા હાથમાં રોગ આનંદી સ્વભાવ તપ અને દાન કરવામાં બુદ્ધિ રહેશે. ૯ **દસમા** સ્થાનમાં કેતુ રહેવાથી કુરૂપ દુઃખી વાહનથી કષ્ટ વગેરે ફળ આપે છે આ કેતુ વૃષભ, મેષ, વૃશ્ચિક અને કન્યારાશિમાં હોય તો શત્રૂઓનો નાશ કરે છે. ૧૦ **લાભ** સ્થાનમાં કેતુ આવવાથી દરેક પ્રકારના લાભ મળે છે. ભાગ્યવાન મનુષ્ય થાય છે સ્વરૂપવાળો ઉત્તમ શણગાર ધારણ કરનાર અને તેજસ્વી હોય છે તેની પ્રજા નિરંતર ભયથી વ્યથા પામે છે. ૧૧ **વ્યય** સ્થાનમાં કેતુ હોય તો સમૃદ્ધિથી રાજા સમાન બનાવે છે. સત્કાર્યમાં ખર્ચ કરનાર થાય, પોતા શત્રૂઓને રણમાં જીતનાર ગુપ્તભાગમાં અથવા નેત્રમાં રોગોપદ્રવ અને મોસાળ પક્ષથી દુઃખી થાય છે.

**સૂચના**—આ ચલિત કુંડલીનું ફળ સાધારણ ફળ ગણાય છે. વધુ સૂક્ષ્મફળ માટે ગ્રહની દૃષ્ટિ યુતિ મૈત્રી વગેરેને આધારે ઓછા વધતા પ્રમાણમાં ફળ મળે છે. એક ગ્રહ સારૂં ફળ સૂચવતો હોય અને

બીજો ગ્રહ ખરાબ ફળ સૂચવતો હોય તો તે માટે શુ સમજવુ ? એ શંકા ઉપસ્થિત થાયજ તેવે સમયે નવે ગ્રહના ફળ તપાસવાં અને જે સારાં ફળને ઉપજાવનાર ગ્રહો અને ખરાબ ફળને ઉપજાવનાર ગ્રહોમાં વધુ મત હોય તે ફળ સમજવુ

વધુ **ખુલાસો**—એક ભાવમાં એક કરતાં વધારે ગ્રહો બેઠા હોય તો આ ફળમાં ફેરફાર થાય છે ચલીત કુંડલીમાં ગ્રહ સારૂં ફળ આપતો હોય અને નવમાંશ કુડલીમાં સારૂં ફળ આપતો ન હોય તો ચલીતકુંડલીનુ સારૂ ફળ મટાડીને નઠારૂ ફળ આપે છે તેમજ જે ગ્રહ ચલીતકુડલીમાં નઠારૂ ફળ આપતો હોય તે ગ્રહ નવમાંશ કુડલીમાં સારૂ ફળ આપતો હોય તો નઠારૂં ફળ મટાડી સારૂ ફળ આપે છે તેમજ જ જે યોગો દર્શાવવામાં આવે તે તે યોગમાંનો કોઈપણ યોગ કુડલીપરથી જે ગ્રહને આધારે થતો હોય તો તે ગ્રહનું તે યોગ પ્રમાણે ફળ મળે છે, જાતિવિચાર મુજબ પણ જે ગ્રહનુ જેવુ ફળ તેમા લખ્યુ હોય તે પ્રમાણે ફળ મળે છે એટલે ફળાદેશ જોવુ તે એક મોટી બુદ્ધિથી વિચારવાનું શેતરંજની બાજી જેવુ છે માટે સ્થળા યોગોનો વિચાર કરી સ્પષ્ટીકરણ કરવુ આ માટે ભૃગુસૂત્રમાં કેટલાક નિયમો નીચે મુજબ કે (૧) કોઈ ગ્રહ ખરાબ ફળ આપે તેમ હોય પણ તે સાથે શુભગ્રહો બેઠા હોય અથવા તે શુભગ્રહને શુભગ્રહો દેખતા હોય તો નઠારૂં ફળ અર્ધ આપે તેમજ પાપગ્રહો ભેગા બેઠા હોય અગર પાપગ્રહો દેખતા હોય તો બમણુ નઠારૂ ફળ આપે (૨) કોઈ ગ્રહનુ સારૂ ફળ નીકળે પણ તે ગ્રહ સાથે બીજા પાપગ્રહો બેઠેલા હોય અગર તેને પાપગ્રહો દેખતા હોય તો અર્ધ સારૂ ફળ આપે તેમજ કોઈ શુભગ્રહ ભેગા બેઠા હોય અથવા શુભગ્રહની દ્દષ્ટિ હોય તો બમણુ સારૂ ફળ આપે (૩) અસ્ત અગર સંધિમા રહેલો ગ્રહ બીલકુલ સારૂ અથવા નઠારૂ ફળ આપી શકતો નથી (૪) કોઈ ગ્રહે રાજયોગ કર્યો હોય અથવા સારૂ સૂચવ્યુ હોય પણ તેની સાથે છઠ્ઠા આઠમા કે બારમા ભાવનો સ્વામી બેઠેલો હોય તો તે રાજ્યયોગ અથવા સારા

ફળનો ઘટાડો કરે છે પછી તે શુભગ્રહ હોય કે પાપગ્રહ હોય તે જોવું નહિ. (૫) કોઈ ગ્રહે અમુક ભાવનું ફળ સારૂં આપેલ છે પણ તે ભાવનો સ્વામી છઠ્ઠે આઠમે કે બારમે હોય અગર અસ્તનો કે નીચનો કે નિર્બળ હોય તો તે સારૂં ફળ ખંડિત થાય છે. તેમજ કોઈ ગ્રહે અમુક ભાવનુ ફળ નઠારૂં આપેલ હોય પણ તે ભાવનો સ્વામી કેન્દ્રમાં હોય કે ત્રિકોણમાં બળવાન હોય તો નઠારૂં ફળ ખંડિત કરે છે તેમજ કોઈ ગ્રહે જે ભાવમાં બેસી સારૂં ફળ આપેલ હોય અને તે ભાવનો સ્વામી કેન્દ્રમાં કે ત્રિકોણમાં બેઠેલો હોય તો અથવા બળવાન હોય તો તે ફળમાં વધારો કરે છે. (૬) દરેક ભાવમાં બેઠેલા દરેક ગ્રહનું જે ફળ કહેલું છે તે ફળ તે ગ્રહની મહાદશા અંતર્દશામાં જાણવું પણ તે ગ્રહનો જો ઘણો બળવાન રાજયોગ કર્યો હોય તો તે ફળ હંમેશાં આપે છે. ઇતિ ભાવ ફળ.

## ગ્રહોની દ્રષ્ટિ બાબતનું ફળ.

ગ્રહોની દષ્ટિ સ્પષ્ટ લાવવાને રીત આપેલી છે એથી સૂક્ષ્મદષ્ટિ લાવી શકાશે અને સ્થૂલ દષ્ટિ માટેના સંકેત પૃષ્ટ ૧૦૩ માં જણાવેલ છે. એકપાદ દષ્ટિ હોય તો ફળ પણ ૧/૪ આપે. જ્યાં અર્ધપદિ દષ્ટિ કહી છે ત્યાં ફળ અર્ધ ત્રણપાદ દષ્ટિ હોય ત્યાં ફળ પણ ત્રણપાદ અને સંપૂર્ણ દષ્ટિએ ફળ પણ સંપૂર્ણ મળે છે. રાહુની દષ્ટિ બાબત ક્યાંય પ્રમાણ જોવામાં આવ્યું નથી કોઈક આચાર્યનો મત એમ સૂચવે છે કે બાર રાશિમાંથી કોઈ રાશિનો રાહુ અધિપતિ નથી તેમજ સાત વારમાંથી કોઈ વારનો પણ અધિપતિ રાહુ નથી. હોરાનો અધિપતિ તથા બળાબળ માટે રાહુની દષ્ટિનું ફળ લાગુ પડતું નથી. તો પણ કોઈ ગ્રંથોમાં વાંચવામાં આવ્યું છે કે રાહુ પાંચ-સાત નવ તથા બારમા ભાવે સંપૂર્ણ દષ્ટિથી જોય છે.

દષ્ટિના **મુખ્ય બે ભેદ**—ગ્રહોની દષ્ટિ લગ્નથી બારે ભાવ પર અને ગ્રહોની દષ્ટિ ગ્રહો પર તેમના ફળ અનુક્રમે નીચે મુજબ છે.

**સૂર્યની દૃષ્ટિ બાબત**—પહેલા ભાવને સૂર્ય જોતો હોય તો અનેક દેશમાં પરિભ્રમણ કરાવે. ભાગ્યમાં ફળ સારૂં જણાય. પુણ્યકાર્ય પર થોડી પ્રીતિ રહે શરીરે ગરમી વગેરે પ્રકૃતિ રહે અને ઓછું સુખ થોડું મેળવે (૨) બીજા ભાવને સૂર્ય જોતો હોય તો પિતાનું દ્રવ્ય નાશ પામે પોતાના બાહુબળથી નિર્વાહ ચલાવે જાનવરથી સુખી અને શરીરના ગુપ્તભાગમાં રોગાદિક રહે છે. (૩) ત્રીજા ભાવને સૂર્ય દેખતો હોય તો પોતાના વડિલ ભાઈ અથવા બ્હેનનો નાશ કરે. પોતે બળવાન અને પરાક્રમી હોય, પરાક્રમથી જ ભાગ્યોદય મેળવે (૪) ચોથા ભાવને સૂર્ય દેખતો હોય તો માતાને પીડાકારી હોય તેમજ ભાઈઓને પણ પીડા કરે યશ સુખ અને માન મેળવે (૫) પાંચમા ભાવપર સૂર્યની દૃષ્ટિ હોય તો પહેલા સતાનનો નાશ કરે, શરીરે વાયુ પીડા રહે, અને સ્ત્રીસુખ માટે પરિતાપ ભોગવે (૬) છઠ્ઠા ભાવને સૂર્ય જોતો હોય તો હમેશા શત્રુઓથી જીત મેળવનાર જમણા નેત્રમા રોગ માતાનુ સુખ ભોગવે અને દરેક મનુષ્યોથી લ્હેણાદેણી હોય છે (૭) સાતમા ભાવમાં સૂર્ય હોય તો શરીરે કમવાસના થોડી રહે સ્ત્રીઓનો નાશ થાય શત્રુઓદ્વારા ઘણી પીડાઓ ભોગવે પાંડુરોગ વગેરે રોગોથી વ્યથા ભોગવે (૮) સૂર્ય આઠમા ભાવને જોતો હોય તો ગુદાસ્થાને રોગ થાય પિતાની કીર્તિથી ઉજ્જ્વલીન ધધાને પોતે છોડી દે, અને તેથી કોઈ જુદી આજીવિકા ગોઠવે પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર એટલે વ્યભિચારી થાય (૯) સૂર્ય નવમા ભાવને જોય તો મોસાળપક્ષ તથા પિતાપક્ષ અને સસરાઓના પક્ષ વગરનો થાય પાપ કાર્યમાં પ્રીતિ કરે નિર્દય અને અત્યાવસ્થામા સુખી થય છે (૧૦) સૂર્ય દશામા ભાવને જુએ તો કાર્યની સિદ્ધિ થોડા પરિશ્રમે મેળવે બાલ્ય અવસ્થામાં માતાનો નાશ થાય, અને ઘણો પરાક્રમી થાય સૂર્ય સિંહ અથવા મેષ રાશિનો હોય તો માતાનું સુખ સારૂ રહેશે (૧૧) લાભ ભૂવનને સૂર્ય દેખતો હોય તો સારી વસ્તુને પ્રાપ્ત કરનાર થાય સારી બુદ્ધિવાળો અને સારી રીતે પોતાનુ ગુજરાન ચલાવનાર થાય અને પ્રથમ ગર્ભ જીવે નહિ (૧૨)

બારમા સ્થાનને સૂર્ય જોતા હોય તો સ્થાનભ્રષ્ટ કરે. વાહનથી કે પશુઓથી પીડા થાય અને બાર વર્ષ જેટલો સમય દુ:ખ ભોગવે છે.

**ચંદ્રની દૃષ્ટિ બાબત**—(૧) પહેલા ભાવને ચંદ્ર જોય તો વિકળ અને દુષ્ટબુદ્ધિવાળો મુસાફરી કરનાર અને તેથી સુખી શરીર અને કાંતિ સુંદર હોય (૨) બીજા ભાવને ચંદ્ર જોય તો કુટુંબના ઘણા સુખવાળો પોતાના વંશ વારસનો વધારો. આઠ વર્ષે પાણીથી અથવા પત્થર વાગવાથી પીડા ભોગવે છે (૩) ચંદ્ર ત્રીજાભાવે દેખતો હોય તો સારા ભાગ્યવાળો અને પરાક્રમી હોય અને પ્રથમાવસ્થામાં ઘણું ધન મેળવે તેમજ સુખી થાય. છેલ્લી અવસ્થામાં પણ તેથી વધુ સુખી થાય (૪) ચંદ્ર ચોથાભાવે દેખતો હોય તો શરીરે સુખી સ્ત્રી સાથે કામાદિકમાં અતૃપ્ત રહેવાથી શરીરમાં રોગોનો ઉપદ્રવ અને પિતાદિકથી સુખી થાય. (૫) પાંચમા ભાવને ચંદ્ર જોતા હોય તો પ્રથમાવસ્થાથામાં પુત્રીનો જન્મ થાય રાજા અથવા પ્રધાન જેવા થાય. પરદેશમાં રહી પોતાની જીવિકા બાંધનાર થાય (૬) ચંદ્ર છઠ્ઠા ભાવે જોતો હોય તો હમેશાં શત્રૂથી પરિતાપવાળો કફ ઉધરસ શરદી વગેરે પીડા ભોગવે ક્ષય વગેરે રોગનો ભય અને આરોગ્ય વગરનો રહે છે (૭) ચંદ્ર સાતમા ભાવે દેખતો હોય તો રૂપવાળી સ્ત્રી મેળવે, અતિકામી, પરસ્ત્રીમાં આસક્ત, પરસ્ત્રી સાથે વાદ કરનાર અને પોતાના વચનને પાળનાર જાણવો (૮) ચંદ્ર આઠમા ભાવે દેખતો હોય તો મૃત્યુ જેવા ઘાતમાંથી જીવે. શરીરે ઘણા રોગથી ઘેરાએલો રહે. ઠંડુ શરીર રહે અને આઠમા વર્ષની ઉમરમાં વધુ દુ:ખ ભોગવે. (૯) ચંદ્ર નવમાભાવે જોતો હોય તો પરદેશથી સુખ ભોગવે ભાઈઓથી સુખી, ધનનું પણ સુખ મેળવે અને ખર્ચાળ જાણવો (૧૦) ચંદ્ર દશમા ભાવે જોતો હોમ તો ચોપગાં જાનવરથી ગુજરાન ચલાવે છે. પુત્ર સ્ત્રી અને કુટુંબીઓથી સુખી અને ધર્મ માર્ગમાં થોડી બુદ્ધિ રાખનાર થાય છે. (૧૧) ચંદ્ર અગીઆરમા ભાવને દેખતો હોય તો ધન લાભ થાય તેમ મનોરથ સફળ થાય દરેક પીડાઓનો નાશ થાય પુત્ર સ્ત્રી વગેરેનું સુખ ભોગવે સોનાં સંપાદન

કાંતિ હોય અને દરેક સુખ ક્રમે ક્રમે મેળવે (૧૨) ચંદ્ર બારમે ભાવ જોતો હોય તો પિતાનું સુખ થોડુ ભોગવે રાજ્યથી યશ મેળવે ન્યાયપ્રિય હોય, હમેશા સારી વસ્તુને મેળવનાર સમજવો

**મંગળની દૃષ્ટિ બાબત**—પહેલા ભાવને મંગળ જોતો હોય તો પોતાની એક સ્ત્રી મૃત્યુ પામે, સ્ત્રીસુખ માટે પરિતાપ ભોગવે નેત્રમાં પણ રોગ રહે પગમા પીડા ભોગવે અને પ્રથમ ગર્ભનો નાશ થાય (૨) બીજા ભાવને મંગળ દેખતો હોય તો કુટુબનું સુખ થોડુ હોય પણ ધીમે ધીમે તે ધન નાશ પામે ગુપ્તસ્થાનનમાં રોગ અથવા હર્ષનો રોગી (૩) ત્રીજા ભાવને મંગળ જોતો હોય તો કુટુબથી દુ ખી પ્રદેશમાં રાજદ્વારથી માનભોગવે ભાઈભાંડુ નાં સુખનો નાશ કરે છે (૪) ચોથા સ્થાનમાં મંગળ જોતો હોય તો ચાર માસની ઉમરે માતાને એક સખ્ત પીડા કરે રાજ્યથી ભર રહે અને વાહનથી પરિતાપ ભોગવે (૫) મંગળ પાંચમા ભાવે જોતો હોય પ્રથમ સતાનનો નાશ કરે, પેટમાં જઠરાગ્નિ સતેજ હોય પોતાના થોડા માત્ર સ્વાર્થમાં પણ સ્વમાનનો ત્યાગ કરનાર થાય અતિશુભિક્ષિત હોય (૬) મંગળ છઠ્ઠાભાવને જોતો હોય તો બધા શત્રુઓનો નાશ કરે મોસાળપક્ષના સુખનો નાશ કરે અથવા લોહીની પીડાથી શરીરે પીડા ભોગવે (૭) મંગળ સાતમા ભાવે જોતો હોય તો સ્ત્રીને નાશ કરે કમરમાં દરદ રહે સ્ત્રીપુત્રાદિકનુ સુખ થોડુ ભોગવે (૮) આઠમા ભાવને મંગળ જોતો હોય તો હર્ષનો રોગ પીડા કરે પોતાના ઘરમાં કલેશ ભોગવે કમરની પીડા રહ્યા કરે ચિંતા વધુ ભોગવે. ધન, કુટુબનો દુ ખી રહે (૯) મંગળ નવમા ભાવને જોતો હોય તો ભાગ્યબળ સારૂ રહે સાળાથી સુખી અને સંતોષી રહે ભાઈના સુખનો નાશ કરે ધાર્મિક મતિવાળો જાણવો (૧૦) મંગળ દશમા ભાવે જોતો હોય તો દરેક પ્રકારની સિદ્ધિ મેળવે. સ્થાન, પરાક્રમ વગેરે સારૂં અને પોતાના ચોથા વર્ષમાં પિતાંગિ ઘાતી ઉપજાવે (૧૧) મંગળ લાભ સ્થાનને જોતો હોય તો આયુષ્ય લાંબુ હોય સ્ત્રીને ગર્ભ રહે પણ વારવાર ગર્ભપાત થાય, વૃદ્ધાવસ્થામાં

પુત્રનુ સુખ વગેરે અનેક સુખ ભોગવે (૧૨) મંગળ બારમા ભાવે દેખાતો હોય તો પિતાનું સુખ થોડું ભોગવે. માતાનું સુખ વધુ મેળવે. મનુષ્યો પ્રત્યેથી સુખ અને સંતોષ વધુ મેળવે અને દરેક શત્રુ પરાજય પામે છે.

**બુધની દૃષ્ટિ બાબત**—(૧) પહેલા ભાવને બુધ જોતો હોય તો વેપારમાં પ્રીતિવાળો વસ્ત્ર ઘરેણાં વગેરે મેળવનાર અને સંગ્રહ કરનાર દાતાર ઉદાર અને ગર્વ વગરનો થાય છે. (૨) બીજા ભાવને બુધ જોતો હોય તો ધનનું સુખ બહુ ભોગવે સારૂં ભાગ્ય અને સારી રીતે ગુજરાન ચલાવનાર થાય છે. (૩) ત્રીજા ભાવને બુધ જોતો હોય તો ભાઈ ભાંડુનાં સુખવાળો વેપારથી ગુજરાન ચલાવે ડાહ્યો, તીર્થ કરનાર અને બુદ્ધિશાળી જાણવો. (૪) ચોથા ભાવને બુધ જોતો હોય તો માતાના ઘણા સુખને ભોગવનાર દ્રવ્ય મેળવનાર અને દ્રવ્ય સબંધી સુખ ભોગવનાર રાજાનો માનીતો અને સારી કાંતિવાળો થાય છે. (૫) બુધ પાંચમા ભાવે દેખાતો હોય તો કન્યાપ્રજાવાળો યશવાળો થાય છે ચાર અથવા તેથી વધુ કન્યાઓ થઇ પુત્ર થાય છે. સમૃદ્ધિવાળો થાય છે. (૬) છઠ્ઠા ભાવને બુધ દેખાતો હોય તો મોસાળપક્ષના સુખવાળો બીજાઓ સાથે વિવાદ કરનાર અનેક શત્રુઓ ઉત્પન્ન કરનાર થાય છે. (૭) સાતમા ભાવને બુધ જોતો હોય તો સ્ત્રીઓના સાથે વિલાસ કરનાર શરીરનો સુખી લાંબુ આયુષ્ય ભોગવનાર અને દરેક ધાતુઓનો વેપાર કરનાર થાય છે. (૮) આઠમા ભાવને બુધ જોય તો રાજયથી અભ્યુદય પામનાર અને રાજ્યમાંથી ગુજરાન ચલાવનાર અને દરેક પ્રકારનાં રીષ્ટનો નાશ કરનાર થાય છે. (૯) નવમા ભાવને બુધ દેખતો હોય તો ઘણો સુખી ભાગ્યશાળી દેશાટન કરનાર અને વિદેશીઓથી માન પામનાર તેમજ પિતાના સુખને ભોગવનાર થાય છે. (૧૦) દશમા ભાવને બુધ દેખાતો હોય પિતાથી કમીં થાય રાજાથી માન પામે પોતાના ગામમાં સારી કીર્તિ મેળવે પિતાનું સુખ ઘણું ભોગવે અને પિતાએ મેળવેલા દ્રવ્યથી સુખ થાય છે. (૧૧) લાભ-

સ્થાનને શુક્ર દેખાતો હોય તો ભાગ્યશાળી ઘણો લાભ મેળવનાર સર્વ પ્રકારનાં સુખવાળો અને પરાક્રમી જાણવો (૧૨) બારમા સ્થાનને શુક્ર દેખાતો હોય તો માંગલિક કાર્યમાં ધન ખર્ચ કરનાર પોતાના હેતુ અને સગાં કુટુંબીઓથી વિરોધ કરનાર વાયુ પીડાથી ઉપદ્રવ ભોગવનાર અને ગુલ્મ રોગ છાતી વગેરેથી પીડા ભોગવનાર થાય છે

**ગુરૂની દૃષ્ટિ બાબત**—પહેલા ભાવને ગુરૂ જોય તો સ્ત્રીના સુખવાળો ભાગ્યશાળી ધનના સુખવાળો અને શુભ માર્ગે દ્રવ્ય ખર્ચ નાર થાય છે (૨) બીજા ભાવને ગુરૂ જોતો હોય તો પિતાનું દ્રવ્ય પોતે નાશ કરે, અને પિતાના ઉદ્યમનો ત્યાગ કરી પોતે બીજા ઉદ્યમથી પોતાનું પોષણ ચલાવે કુટુંબ તથા હેતુ માણસના ઘણા સુખવાળો જાણવો (૩) ત્રીજા ભાવને ગુરૂ દેખાતો હોય તો ભાઈભાંડુનાં ઘણાં સુખને ભોગવે ધન અને ભાગ્યનો ઉદય હમેશાં રહે અને સુવર્ણ તથા રૂપાના આભૂષણોથી સ પન્ન થાય (૪) ચોથા ભાવને ગુરૂ દેખાતો હોય તો માતા પિતાના સુખવાળો વાહન તથા દ્રવ્યનું સુખ ભોગવનાર ભાઈઓ અને સ્નેહીવર્ગથી યશ મેળવનાર થાય છે (૫) પાંચમા ભાવને ગુરૂ દેખાતો હોય તો પ્રજાના સુખથી ઘણો સુખી પાંચ પુત્રનો પિતા તેમજ ધન અને વિદ્યાથી સુખ થાય (૬) છઠ્ઠા ભાવને ગુરૂ દેખાતો હોય તો શત્રુનો વધારો થાય અને શત્રુથી પરાજય પામે પોતાના સ્થાનનો નાશ થાય અને ન ર પણ નાશ પામે માતા અંગે પીડા રક્ષા કરે અને રીસાળ પ્રકૃતિ રહે (૭) સાતમા ભાવને ગુરૂ દેખતો હોય તો સારી રૂપવાળી સ્ત્રીના સુખમાં આસક્ત રહે લોભી પ્રકૃતિ રહે અને પૂર્ણ ભાગ્યશાળી થાય કામવૃત્તિ બહુજ થોડી રહે (૮) ગુરૂ આઠમે ભાવે દેખતો હોય તો આઠ વર્ષની વયે એક ઘાત ભોગવે રાજા અને રાજદૂતોથી ભય ઉપજે ઓત્નતિના સમાગમથી દ્રવ્ય નાશ પામે અને બુદ્ધિ પણ નાશ પામે છે (૯) નવમા ભાવ પર ગુરૂની દૃષ્ટિ હોય તો ધર્મના વધારો કરનાર શરીર રાજા જેવા અતુલ સુખનો ભોક્તા અને શાસ્ત્રપર પ્રીતિને રાખનાર અને વદનાર અને

પિતાના ઘણા સુખને ભોગવનાર જાણવો. (૧૦) ગુરૂ દશમા ભાવને દેખતો હોય તો કર્મસિદ્ધિ મેળવે રાજાથી પ્રતિષ્ઠા મેળવે સ્ત્રી અને પુત્રના સુખને સારી રીતે ભોગવે વૈભવ ભોગવનાર જાણવો (૧૧) અગીઆરમા ભાવને ગુરૂ દેખતો હોય તો લાંબુ આયુષ્ય ભોગવે આરોગ્ય અને મિત્ર, પુત્ર, સ્ત્રી દ્રવ્ય એ સર્વ પ્રકારનાં સુખને ભોગવનાર થાય છે. (૧૨) બારમા ભાવને ગુરૂ દેખતો હોય તો શુભ માર્ગમાં ધન ખર્ચનાર અનેક બાબતની વ્યાધિથી સંતપ્ત રહે શત્રુઓનું બળ વધે. બુદ્ધિ તથા સર્વ મનોરથ નાશ પામે.

**શુક્રની દૃષ્ટિ બાબત**—પહેલા ભાવ પર શુક્રની દૃષ્ટિ હોય તો શરીરની સારી કાંતિ અને આરોગ્ય રહે પરાક્રમી અને વૈભવ ભોગવનાર ભાગ્યશાળી અને કીર્તિ મેળવનાર થાય છે. (૨) બીજા ભાવને શુક્ર જોતો હોય તો દ્રવ્યના સુખવાળો કુટુંબના સુખને વધારનાર પોતાના બાહુબળથી દ્રવ્ય મેળવે અને વૈભવ ભોગવનાર તેમજ સુખી જાણવો. (૩) ત્રીજા ભાવને શુક્ર જોતો હોવાથી ભાઈભાંડુનું સુખ સારૂં ભોગવે પોતાના ન્હાના બંધુઓને કાનનો રોગ કરે દેશવિદેશથી અને રાજાઓથી માન સારૂં મેળવે. (૪) ચોથા ભાવને શુક્ર જોતો હોય તો માતાનું સુખ સારૂં કર્મમાં અને ધર્મમાં પ્રવૃત્તિ રાખનાર જાનવરથી અને વાહનથી સારૂં સુખ ભોગવનાર થાય છે. (૫) પાંચમા ભાવને શુક્ર જોતો હોય તો થોડા પુત્ર અને વધુ પુત્રીઓ થાય ધન અને સ્ત્રીનું સુખ સારૂં તેમજ વિદ્વાન પણ થોડી બુદ્ધિવાળો જાણવો. (૬) છઠ્ઠા ભાવને જોતો હોય તો મોસાળપક્ષથી સુખ ભોગવનાર પોતાના પરાક્રમથી ભાગ્યોદય મેળવનાર કંઇક જીવનમાં દુઃખી અવસ્થા ભોગવી સુખ મેળવનાર તેમજ ઘણાનો શત્રુ થાય છે. (૭) સાતમા ભાવને શુક્ર જોતો હોય તો સુંદર સ્ત્રીવાળો પ્રથમ ગર્ભ પુત્ર જન્મ ધનનું સુખ મેળવનાર અને બીજાઓના આશ્રયથી જીવનાર થાય છે, (૮) આઠમા સ્થાનને શુક્ર દેખાતો હોય તો ઘણીજ મહેનતે દ્રવ્ય મેળવનાર સજ્જનોનો સમાગમ કરનાર અને હમેશાં વ્યાધીવાળો જીવનમાં

વધુ ભાગ સુખી જાણવો. (૯) નવમા ભાવને શુક્ર જોતો હોય તો દીર્ઘાયુ: ભાગ્યબળ સારૂં દ્રવ્ય પણ સારૂં મેળવે ઘણાઓનો અધિપતિ ગામ અથવા કુટુંબનો અગ્રેસર યશસ્વી શત્રુવર્ગને જીતનાર અને કુળ-ધર્મ પ્રમાણે વર્તનાર જાણવો. (૧૦) દશમા ભાવને શુક્ર જોતો હોય ભાગ્યશાળી ચઢતી કળાવાળો વિદેશવાસ કરવાથી વધુ ભાગ્યનો ઉદય અને પોતાના દેશમાં થોડા ભાગ્યવાળો અને પરદેશથી ધન મેળવનાર તેમજ રાજાથી યશવાળો શુભમાર્ગે ધન ખર્ચનાર તેમજ ઉદાર મનનો થાય છે. (૧૧) અગીઆરમા ભાવને શુક્ર જોતો હોય તો લાંબુ આયુષ્ય ભોગવનાર દ્રવ્યનો વધારો કરનાર ગામ કુટુંબ અને સમુદાયનો અગ્રેસર અને સદ્ગુણ તથા ધર્મરીતી મુજબ ચાલનાર થાય છે. (૧૨) શુક્ર બારમા ભાવે જોતો હોય તો માંગલિક કામમાં દ્રવ્યનો ખર્ચ થાય પિતાના કલ્યાણ અર્થે અનેક સત્કર્મ કરનાર અને પુત્રનું મૃત્યુ જોનાર અને જ્ઞાની પુરૂષ થાય છે.

**શનિની દૃષ્ટિ બાબત**—તનુ સ્થાનને શનિ દેખતો હોય તો તે ત્રણ વર્ષની વયે પીડા ભોગવે ધન અને મિત્રનો નાશ થાય તાવ અને પરમીઆ જેવા રોગ થયા કરે. (૨) ધન સ્થાનને શનિ દેખાતો હોય તો તેના ધનનો નાશ થાય કુટુંબીઓથી શત્રુતા રાખે. ૮ મે અથવા તેરમે વર્ષે પત્થર વગેરેથી શરીર પીડા ભોગવે. (૩) ત્રીજા સ્થાન પર શનિની દૃષ્ટિ હોય તો ઘણો પરાક્રમી અતિ બળવાન અને ભાઈ ભાંડુઓથી દુ:ખ ભોગવનાર અને લાભને સમયે નુકશાને ભોગવે છે. (૪) ચોથા સ્થાનને શનિ દેખતો હોય જન્મના પહેલા વર્ષે શરીરે પીડા ભોગવે ચોથા વર્ષની વયે માતા અને પિતા એ બંનેને પીડા કરે પોતાનું માન અને સ્થાન હલકું બનાવે અને અંતઃકરણમાં દાહ થયા કરે (૫) પાંચમા સ્થાનને શનિ જોતો હોય તો પુત્રાદિક સુખનો વિનાશ કરે ખોટા માર્ગમાં દ્રવ્યનું ખર્ચ થાય અને શરીરે પણ આરોગ્ય ન રહે (૬) છઠ્ઠા સ્થાનને શનિ જોતો હોય તો શત્રુઓને જીતી શત્રુ વગરનો રહે મોસાળ પક્ષમાં પણ હાનિ કરે નેત્ર, પગ અને હૃદયમાં પિડાઓ વારં-

વાર ભોગવે અને ગુપ્ત રોગ ધાતુ રોગ વગેરેથી શરીર જીર્ણ થાય (૭) સાતમા સ્થાનને શનિ દેખતો હોય તો સ્ત્રીના શરીરે પીડા રહે અને તેથી તે મરણ શરણ જેવું દુઃખ ભોગવે પોંડુરોગ વગેરે રોગથી દેહ પીડાય તાવ અતિસાર વગેરેથી પણ ક્ષીણ દેહ રહે (૮) આયુષ્ય ભૂવન પર શનિની દૃષ્ટિ હોય તો ચોર અને ધૂતારા માણસોથી દ્રવ્યનો ખર્ચ થાય તેમજ રાજાથી પણ ભય રહે પત્થરથી ભય રહે અને ઘણી જાતના પ્રસંગોથી પણ દ્રવ્ય નાશ પામે (૯) શનિ નવમા ભાવને દેખતો હોય તો મ્લેચ્છ જાતિથી હાનિ તેમજ પરાક્રમ નષ્ટ થાય (૧૦) દશમા સ્થાનને શનિ દેખતો હોય તો તે પિતાના સુખને નહિં ભોગવનાર માતાના સુખને સંપૂર્ણ ભોગવનાર તેમજ ભાગ્યશાળી સ્વપરાક્રમથી આજીવિકા ચલાવનાર થાય છે. (૧૧) લાભ સ્થાનને શનિ દેખતો હોય તો વૃદ્ધાવસ્થામાં પ્રજા ઉત્પન્ન થાય. ધન અને યશવાળો પોતાનો મેળવેલ લાભ ખોવરાવે. અનેક પ્રકારે સુખી થાય છે (૧૨) બારમા સ્થાનને શનિ જોતો હોય તો ધનની હાની ખોટે રસ્તે કરાવે અને હમેશાં ખર્ચ વધારે સ્ત્રી અને પુત્રથી નિરંતર ક્લેશ ભોગવે તેમજ ઘણો કામી પુરૂષ થાય છે.

**રાહુની દૃષ્ટિ બાબત**—પહેલા ભાવને રાહુ દેખતો હોય તો શરીરે થોડા સુખને ભોગવનાર વાયુ, શરદી અને કફથી પીડા ભોગવનાર રૂધિર વિકારથી પણ પીડા ભોગવે રીસાળ સ્વભાવ અને ક્રોધી થાય છે (૨) બીજા ભાવને રાહુ દેખે તો કુટુંબનો દુઃખી પાણીથી અને પત્થરથી ઘાત પીડા ભોગવનાર અને આઠ વર્ષની વયે ઘણી પીડા ભોગવનાર થાય છે (૩) ત્રીજા ભૂવનને રાહુ જોતો હોય તો પોતાના પરાક્રમથી સર્વ મનોરથ સિદ્ધ કરનાર ઘણો જ સુખી પુત્ર અને સ્ત્રીથી સુખી થાય છે (કોઈ ઋષિના મત પ્રમાણે તે જોડલાથી જન્મેલો હોય એમ લખ્યું છે) (૪) ચોથા ભૂવનને રાહુ દેખતો હોય તો માતાના સુખનો નાશ કરે છે મ્લેચ્છ જાતિથી ભાગ્યોદય પામે છે અને પેટમાં ગુપ્ત પીડા રહ્યા કરે છે (૫) પાંચમા ભૂવનને રાહુ દેખતો હોય તો

એક પુત્રથી ઘણું સુખ ભોગવે ભાગ્યશાળી અને રાજાથી યશ મેળવ નાર થાય પરિશ્રમ વગર કાર્યની સિદ્ધિ મેળવે (૬) છઠે ભાવે રાહુ દેખતો હોય તો શત્રૂ માત્ર નાશ પામે ધનની હાનિ ભોગવે આવક અર્ધ વધુ કરનાર થાય (૭) સાતમા ભાવે રાહુ દેખતો હોય તો વધારે કામી થાય, બોલવામાં ડાહ્યો અને રાહુ દશામાં સ્ત્રી વગરનો થાય છે (૮) આયુષ્ય ભુવન પર રાહુની દૃષ્ટિ હોય તો વંશ વૃદ્ધિમાં બહુ વૃદ્ધિ થાય નહિ વાયુની પીડાથી પીડાતો રહે અને નિંદિત કાર્યથી આજીવિકા ચલાવે (૯) નવમા ભાવને રાહુ દેખતો હોય તો નવ યૌવનાના વિલાસવાળો પોતાના સહોદરથી પીડા ભોગવનાર અને પુત્રથી ધનનો નાશ થાય અને શત્રૂનો અર્થ પુત્રથી સિદ્ધ થાય છે (૧૦) દશમા ભાવને રાહુ જોતો હોય તો પોતાની છેલી અવસ્થાએ ઘણો ભાગ્યશાળી થાય, માતા પિતાનું સુખ થોડુ ભોગવે છે (૧૧) લાભ સ્થાનને રાહુ જોયતો લાંબા આયુષ્યવાળો ધનવાન રાજાથી માનીતો બુદ્ધિથી હીન અને પરવશ રહેનારો થાય છે (૧૨) વ્યયસ્થાને રાહુ જોતો હોય તો આનંદી સ્વભાવ રોગ શત્રૂ વગરનો ખોટા માર્ગે ધનને ખર્ચનાર અને નેત્રનો વિકારી થાય છે (કેતુની દૃષ્ટિ માટે—રાહુ અને કેતુ બને એકજ સમજવા)

**ગ્રહોની ગ્રહો પર દૃષ્ટિ બાબત**—ગ્રહોની દૃષ્ટિ ગ્રહો પર હોવાથી કેવી અસર કરે છે તે માટે જાતકના ગ્રંથોમાં વિસ્તારવાળું ફળાદેશ છે મેષ રાશિના સૂર્ય ઉપર ચંદ્રની દૃષ્ટિનું ફળ, વૃષભ રાશિના સૂર્યપર ચંદ્રની દૃષ્ટિનું ફળ વગેરે રીતે બારે રાશી અને સાતે ગ્રહની દૃષ્ટિ જુદી જુદી જણાવેલ છે અને તેનું રહસ્ય સમજવુ આવશ્યક ધારી તે દરેકનો સાર નીચે મુજબ લખીએ છીએ

(૧) ઉચ્ચ રાશિનો કોઇ ગ્રહ હોય અને તેને ઉચ્ચનો અથવા સ્વગૃહી ગ્રહ જોતો હોય તો અથવા સ્વગૃહી ગ્રહને ઉચ્ચનો ગ્રહ જોતો હોય તો તે માણસ સારી રીતે ધન અને વૈભવ ભોગવે રાજસત્તાના આશ્રયવાળો પરાક્રમી હિંમતવાન સ્ત્રી પુત્રના સુખને ભોગવનાર અને

સ્વધર્મ પરાયણ થાય છે. (૨) ઉચ્ચમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો પણ શરીર સુખાકારી સારી રહે છે. કીર્તિ અને સુંદર દેહથી સુશોભિત હોય ઘણા ઉદ્યમ અને વેપારમાં બુદ્ધિશાળી યશ અને વિજય મેળવનાર લોકપ્રિય અને ઉમદા કામ કરનારો થાય છે (૩) ઉચ્ચ ગ્રહને તેનો સમગ્રહ જોતો હોય તો શરીરના દુઃખવાળો વિદ્યામાં નિપુણ આળસુ ધન અને વૈભવ માટે પ્રયત્નશીલ થાય છે. (૪) ઉચ્ચ ગ્રહને તેનો શત્રુ જોતો હોય તો શરીરે આરોગ્ય મિત્ર અને કુટુંબમાં વિરોધ કરનાર નિંદા પાત્ર અને ધન વગરનો માણસ થાય છે. (૫) સ્વગૃહી ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો રાજ્યના આશ્રયથી જીવન ચલાવનાર ઉદ્યમ ધન અને કીર્તિ મેળવનાર પરોપકારનાં કામ કરનાર શરીરે સુખી દાન, અને ધર્મ પર પ્રેમ રાખનાર થાય છે. (૬) પોતાની રાશિમાં રહેલા ગ્રહને સમગ્રહ જોતો હોય તો માનસિક ચિંતાને ભોગવનાર પોતાના જનોથી ઉદાસ અને પારકાઓથી સંતોષ પામનારો થાય (૭) સ્વગૃહી ગ્રહને શત્રૂ ગ્રહ જોતો હોય તો મિત્ર અને કુટુંબના માણસોથી વિરોધ રાખનાર થાય ધન સબંધી ચિંતાઓ ભોગવે, રોગી દેહ રહે અને પુત્ર અને સ્ત્રીથી પીડાઓ ભોગવનાર થાય શત્રૂથી ભય યુક્ત રહે. (૮) મિત્રગ્રહની રાશિના કોઈપણ ગ્રહને ઉચ્ચનો સ્વગૃહી ગ્રહ જોતો હોય તો શરીરની સારી કાંતિ અને દઢ અવયવોવાળો થાય ધર્મ ઉદ્યમ વૈભવ અને સારાં કામ કરનાર ચતુર માણસ થાય છે. (૯) મિત્ર ગ્રહની રાશિમાં રહેલ ગ્રહને તેનો મિત્રગ્રહ જોતો હોય તો રોગ શત્રૂનો નાશ કરે યશ અને કીર્તિ મેળવે વિદ્યા, કળા, અને બળથી માણસ સુખી થાય છે. (૧૦) મિત્રગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખે તો શરીરનું સુખ ભોગવે ધનનું સુખ મધ્યમ સર રહે વિદેશમાં રહેનાર માનસિક ઉપાલીને સહન કરનાર થાય છે. (૧૧) મિત્રગ્રહની રાશિમાં રહેલો ગ્રહ શત્રૂગ્રહથી દેખાતો હોય તો શરીરે રોગી તથા પોતાના ગૃહસ્થાશ્રમમાં દુઃખી લોકોમાં નિંદાનો પાત્ર શત્રૂના ભયથી સંતપ્ત તથા સ્ત્રીના દુઃખવાળો અને નિરૂદ્યમી થાય છે

એક પુત્રથી ઘણું સુખ ભોગવે ભાગ્યશાળી અને રાજાથી યશ મેળવ-નાર થાય પરિશ્રમ વગર કાર્યની સિદ્ધિ મેળવે (૬) છઠે ભાવે રાહુ દેખતો હોય તો શત્રૂ માત્ર નાશ પામે ધનની હાનિ ભોગવે આવક ખર્ચ વધુ કરનાર થાય (૭) સાતમા ભાવે રાહુ દેખતો હોય તો વધારે કામી થાય, બોલવામાં ડાહ્યો અને રાહુ દશામાં સ્ત્રી વગરનો થાય છે (૮) આયુષ્ય ભુવન પર રાહુની દૃષ્ટિ હોય તો વંશ વૃદ્ધિમાં બહુ વૃદ્ધિ થાય નહિ વાયુની પીડાથી પીડાતો રહે અને નિંદિત કાર્યથી આજીવિકા ચલાવે (૯) નવમા ભાવને રાહુ દેખતો હોય તો નવ યૌવનાના વિલાસવાળો પોતાના સહોદરથી પીડા ભોગવનાર અને પુત્રથી ધનનો નાશ થાય અને શત્રૂનો અર્થ પુત્રથી સિદ્ધ થાય છે. (૧૦) દશમા ભાવને રાહુ જોતો હોય તો પોતાની છેલ્લી અવસ્થાએ ઘણો ભાગ્યશાળી થાય, માતા પિતાનું સુખ થોડું ભોગવે છે. (૧૧) લાભ સ્થાનને રાહુ જોયતો લાંબા આયુષ્યવાળો ધનવાન રાજાથી માનીતો બુદ્ધિથી હીન અને પરવશ રહેનારો થાય છે (૧૨) વ્યયસ્થાને રાહુ જોતો હોય તો આનંદી સ્વભાવ રોગ શત્રૂ વગરનો ખોટા માર્ગે ધનને ખર્ચનાર અને નેત્રનો વિકારી થાય છે (કેતુની દૃષ્ટિ માટે—રાહુ અને કેતુ બંને એકજ સમજવા)

**ગ્રહોની ગ્રહો પર દૃષ્ટિ બાબત**—ગ્રહોની દૃષ્ટિ ગ્રહો પર હેવાથી કેવી અસર કરે છે તે માટે જાતકના ગ્રંથોમાં વિસ્તારવાળું ફળાદેશ છે. મેષ રાશિના સૂર્ય ઉપર ચંદ્રની દૃષ્ટિનું ફળ, વૃષભ રાશિના સૂર્યપર ચંદ્રની દૃષ્ટિનું ફળ વગેરે રીતે બારે રાશી અને સાતે ગ્રહની દૃષ્ટિ જુદી જુદી જણાવેલ છે અને તેનું રહસ્ય સમજવું આવશ્યક ધારી તે દરેકનો સાર નીચે મુજબ લખીએ છીએ.

(૧) ઉચ્ચ રાશિનો કોઇ ગ્રહ હોય અને તેને ઉચ્ચનો અથવા સ્વગૃહી ગ્રહ જોતો હોય તો અથવા સ્વગૃહી ગ્રહને ઉચ્ચનો ગ્રહ જોતો હોય તો તે માણસ સારી રીતે ધન અને વૈભવ ભોગવે રાજસત્તાના આશ્રયવાળો પરાક્રમી હિંમતવાન સ્ત્રી પુત્રના સુખને ભોગવનાર અને

સ્વધર્મ પરાયણ થાય છે. (૨) ઉચ્ચમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો પણ શરીર સુખાકારી સારી રહે છે. કીર્તિ અને સુંદર દેહથી સુશોભિત હોય ઘણા ઉદ્યમ અને વેપારમાં બુદ્ધિશાળી યશ અને વિજય મેળવનાર લોકપ્રિય અને ઉમદા કામ કરનારો થાય છે (૩) ઉચ્ચ ગ્રહને તેનો સમગ્રહ જોતો હોય તો શરીરના દુઃખવાળો વિદ્યામાં નિપુણ આળસુ ધન અને વૈભવ માટે પ્રયત્નશીલ થાય છે. (૪) ઉચ્ચ ગ્રહને તેનો શત્રુ જોતો હોય તો શરીરે આરોગ્ય મિત્ર અને કુટુંબમાં વિરોધ કરનાર નિંદા પાત્ર અને ધન વગરનો માણસ થાય છે. (૫) સ્વગૃહી ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો રાજ્યના આશ્રયથી જીવન ચલાવનાર ઉદ્યમ ધન અને કીર્તિ મેળવનાર પરોપકારનાં કામ કરનાર શરીરે સુખી દાન, અને ધર્મ પર પ્રેમ રાખનાર થાય છે. (૬) પોતાની રાશિમાં રહેલા ગ્રહને સમગ્રહ જોતો હોય તો માનસિક ચિંતાને ભોગવનાર પોતાના જનોથી ઉદાસ અને પારકાઓથી સંતોષ પામનારો થાય (૭) સ્વગૃહી ગ્રહને શત્રૂ ગ્રહ જોતો હોય તો મિત્ર અને કુટુંબના માણસોથી વિરોધ રાખનાર થાય ધન સબંધી ચિંતાઓ ભોગવે, રોગી દેહ રહે અને પુત્ર અને સ્ત્રીથી પીડાઓ ભોગવનાર થાય શત્રૂથી ભય યુક્ત રહે. (૮) મિત્રગ્રહની રાશિના કોઈપણ ગ્રહને ઉચ્ચનો સ્વગૃહી ગ્રહ જોતો હોય તો શરીરની સારી કાંતિ અને દૃઢ અવયવોવાળો થાય ધર્મ ઉદ્યમ વૈભવ અને સારાં કામ કરનાર ચતુર માણસ થાય છે. (૯) મિત્ર ગ્રહની રાશિમાં રહેલ ગ્રહને તેનો મિત્રગ્રહ જોતો હોય તો રોગ શત્રૂનો નાશ કરે યશ અને કીર્તિ મેળવે વિદ્યા, કળા, અને બળથી માણસ સુખી થાય છે. (૧૦) મિત્રગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખે તો શરીરનું સુખ ભોગવે ધનનું સુખ મધ્યમ સર રહે વિદેશમાં રહેનાર માનસિક ઉપાધીને સહન કરનાર થાય છે. (૧૧) મિત્રગ્રહની રાશિમાં રહેલો ગ્રહ શત્રૂગ્રહથી દેખાતો હોય તો શરીરે રોગી તથા પોતાના ગૃહસ્થાશ્રમમાં દુઃખી લોકોમાં નિંદાનો પાત્ર શત્રૂના ભયથી સંતપ્ત તથા સ્ત્રીના દુઃખવાળો અને નિરૂદ્યમી થાય છે

(૧૨) સમગ્રહની રાશિમાં રહેલ ગ્રહનો ઉચ્ચનો કે પોતાની રાશિનો ગ્રહ જોવતો શરીરે સાધારણ સુખી ધન અને વૈભવથી પૂર્ણ વેપારમાં નિપુણ અને રાજાનો માનીતો થાય છે (૧૩) સમગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો મિત્રગ્રહ દેખતો હોય તો પોતાના શત્રુને વશ કરી શકે, ઉદ્યમથી સંતોષ મેળવે, વેપારનાં કાર્યથી ધન મેળવે, રાજના આશ્રયવાળો અને સુખી માણસ થાય છે (૧૪) સમગ્રહની રાશિમાં રહેલ ગ્રહમાં સમગ્રહ જોતો હોય તો શરીર સુખાકારી મધ્યમ જાણવી કુટુંબના માણસોથી માનસિક ચિંતા ભોગવનાર અને ઘણા કષ્ટથી છવિકા ચલવનાર થાય છે (૧૫) સમગ્રહની રાશીમાં રહેલો ગ્રહ તેના શત્રુ ગ્રહથી દેખાતો હોય તો શરીર સુખાકારી સારી ન રહે ઉદ્યમમાં પણ ધન નાશ પામે શત્રુઓને જીતી શકે નહિ નઠારી સોબત અને વિચારવાળો થાય છે (૧૬) શત્રુ ગ્રહની રાશિમાં રહેલા ગ્રહને ઉચ્ચ રાશિનો કે સ્વગૃહી ગ્રહ જોતો હોય તો મહા કષ્ટથી ગુજરાન ચલાવનાર અને મનનો નિર્બળ ધરડા માણસો સાથે વસનાર અને અસ્થિર મનનો થાય છે (૧૭) શત્રુગ્રહની રાશિમાં જે ગ્રહ રહેલ હોય અને તેને તેના મિત્રગ્રહ જોતો હોય તો લડાઈમાં સંધી કરનાર વધુ મહેનતથી દ્રવ્ય મેળવનાર શુદ્ર જેવા નીચ વર્ણથી જીવન ચલાવનાર શરીરે સુખી અને દુઃખને ભોગવનાર થાય છે (૧૮) શત્રુગ્રહની રાશિમા રહેલ શત્રુગ્રહને તેનો સમગ્રહ જોતો હોય તો પોતાના કુટુંબમાં કલેશ કરનાર મહા મહેનતે ધંધો ચલાવનાર શત્રુની બીક ભોગવનાર થાય છે (૧૯) શત્રુગ્રહની રાશિમાં રહેલા ગ્રહને તેનો શત્રુગ્રહ દેખાતો હોય તો શરીરે દુઃખી ધનનો નાશ કરનાર હલકા વિચાર અને પરવશ રહેનાર અને રાજાનો દંડપાત્ર તથા જગતમાં નિંદાપુરૂષ થાય છે (૨૦) દૃષ્ટા અને દૃષ્ય (દૃષ્ટા–દેખનારો દૃષ્ય–દેખાનારો) એ બને શુભગ્રહ હોય તો તેનું દૃષ્ટિફળ સારૂં ગણાય છે બંને શુભગ્રહની રાશિના હોય તો દૃષ્ટિફળ ઘણુ ઉત્તમ ગણાય છે, તેમજ દૃષ્ટા અને દૃષ્ય એ બને પાપગ્રહ હોય તો તેનું દૃષ્ટિફળ ખરાબ સમજવું દૃષ્ટા પાપગ્રહ અને

શ્ય શુભગ્રહ હોય તો તેમનું દૃષ્ટિફળ મધ્યમ પ્રકારનું ગણાય છે, ષ્ટા શુભગ્રહ અને દશ્ય પાપગ્રહ હોય તો દૃષ્ટિફળ બરાબર મળતું માવશે એટલે દૃષ્ટિફળ દશ્ય ગ્રહના પર વધુ આધાર રાખે છે. (૨૧) ીચના ગ્રહને કોઈ ઉચ્ચનો કે પોતાની રાશિનો ગ્રહ દેખે તો ઘણી મહેનતે જીવન ચલાવે પણ કીર્તિ સારી હોય સ્ત્રી વગરનો રાજાનો આશ્રિત અને કીર્તિ મેળવનાર થાય છે (૨૨) નીચના ગ્રહને તેનો મિત્રગ્રહ જો દેખે તો શરીરે મધ્યમ સુખવાળો મહેનતથી થોડું ધન મેળવનાર શત્રૂથી રહીત અને થોડા યશવાળો થાય છે (૨૩) નીચ ગ્રહને તેનો સમગ્રહ જોય તો લોકોમાં નિંદા પામે ઉદ્યમમાં નિષ્ફળ જાય નિર્ધન અને રોગી દેહવાળો રહે; અને શત્રુથી પરાભવ પામે છે (૨૪) નીચના ગ્રહને તેનો શત્રૂગ્રહ જોતો હોય તો શરીરે રોગી રહે. નિર્ધન રહે છે પરદેશમાં મુશાફરી કરનાર લોકમાં નિંદાનો પાત્ર ક્રોધી અને કપટજાળવાળો તે થાય છે (૨૫) આ દૃષ્ટિફળ ભાવફળ કે ભાવ પરની દૃષ્ટિને બાધ કરતા નથી પણ દૃષ્ટા ગ્રહની અને દશ્ય ગ્રહની દશા અંતર્દશામાં અમલમાં આવે છે તેમાં પણ દરજ્જા પ્રમાણે ફળની ન્યૂનાધિકતા થાય છે; દૃષ્ટા અને દશ્યગ્રહ શુભગ્રહની રાશિમાં રહેલા હોય તો તે સાફ બંને પાપગ્રહની રાશિમાં હોય તો દૃષ્ટાગ્રહનો દરજ્જો શ્રેષ્ટ ગણાય પાપગ્રહની રાશિમાં રહેલ ગ્રહ કરતાં શુભ ગ્રહની રાશિમાં રહેલ ગ્રહ ખરાબ ફળને થોડા પ્રમાણમાં આપે છે; નીચ રાશિનો દૃષ્ટાગ્રહ હોય અને શત્રૂગ્રહની રાશિનો દૃષ્ટાગ્રહ મુજબ અધિકાર ગણાય છે; અસ્તના દૃષ્ટા અને દશ્યગ્રહને શત્રૂગ્રહ જેવો અધિકાર કહ્યો છે; મહાદશા અંતર્દશામાં દૃષ્ટિફળ મળે છે એમ ઘણા આચાર્યોનો મત છે.

**ષડ્વર્ગ ફળ વર્ણન**—જ્ઞાનભાસ્કર ગ્રંથમાં ષડ્વર્ગ કુંડલીઓનું ફળ જણાવેલ છે તે મુજબ લગ્નમાં દેહ બાબત જોવાનું કહ્યું છે; હોરા કુંડલીમાં સંપત્તિનું સુખ જોવામાં આવે છે; દ્રેષ્કાણ કુંડલીમાં ભાઈઓનું સુખ જોવાનું છે; સપ્તમાંશકુંડલીમાં સંતાન સંબંધી સુખ

દુઃખ જોવાય છે નવમાંશમાં સ્ત્રીસુખ અને દ્વાદશાંશમાં માતાપિતા સબંધી સુખ જોવુ ત્રિંશાશકુંડલી પરથી રીષ્ટ કષ્ટનું ફળ જોવુ એ પ્રમાણે લગ્ન અને ષડવર્ગના ફળ માટે જોવાના નિયમો છે

**હોરાકુંડલી વિષે**—સપત્તિ સુખ જાણવા માટે જોવાને હોરાકુંડલી ઉપયોગી છે આ કુંડલીમાં પહેલે-બીજે અથવા બારમે ભાવે ગ્રહો આવે છે દરેક ગ્રહ અને લગ્ન કર્ક અથવા સિંહરાશિનુંજ આવે છે પહેલા ભાવમાં અને બીજા ભાવમાં દરેક ગ્રહો રહેલા હોય તો ધનસુખ સારૂ મળે પહેલા અને બારમા ભાવે દરેક ગ્રહો રહેલા હોય તો ધનનુ સુખ મધ્યમ રહે અને બારમા ભાવમાં બધા ગ્રહો રહેલા હોય તો ધન વગરનો દરિદ્રી થાય છે, પહેલા ભાવમાં ગ્રહો હોય તેથી બીજા ભાવમાં ગ્રહો વધારે હોય તો ધનવાન થાય છે હોરાકુંડલીમાં સિંહ અથવા કર્ક લગ્ન આવે છે કર્કલગ્ન તે ચંદ્રની હોરા છે અને જે માણુસ ચંદ્રની હોરામાં જન્મવાળો હોય તે બાલ્યાવસ્થામા દુઃખ ભોગવે અને મોટી વયથી સપૂર્ણ જીદગી પર્યંત સુખી થાય છે સૂર્યની હોરા તે સિંહલગ્ન છે એટલે હોરાકુંડલીમાં સિંહલગ્ન આવેલ હોય તો બાલ્યાવસ્થામાં સુખી થાય છે અને મોટપણુમાં કુલજીદગી પર્યંત દુઃખી અને ક્રોધી અને દ્રવ્યહીન રહે છે

હોરાકુંડલીમાં જે લગ્ન હોય ( કર્ક-સિંહ ) તેનો સ્વામી ( ચંદ્ર-સૂર્ય ) જન્મ સમયની કુંડલીમાં સપૂર્ણ બળવાન થયો હોય તે મનુષ્ય સદ્‌ગુણવાળો જાણવો હોરાનો સ્વામી સ્વગૃહી હોય તો તે જે ભાવે આવેલ હોય તે ભાવનું સપૂર્ણ ફળ આપે છે, સૂર્યનીહોરામાં જન્મેલો મનુષ્ય ખોટી વૃત્તિવાળો ધૂર્ત પ્રપંચી પાપબુદ્ધિ અને કપટવાળા સ્વભાવનો હોય છે અને ધન વગરનો ક્રોધી અને નિર્દયસ્વભાવનો પરસ્ત્રીમાં આસક્ત અને દેવ બ્રાહ્મણની નિંદા કરવાવાળો થાય છે, તેમજ હોરાસ્વામી ચંદ્ર હોય તો શાંતપ્રકૃતિ સદ્‌ગુણવાળો સ્થિર અને નિડર હોય છે મિત્રથી માન મેળવે છે રત્ન અને ધનના સુખને ભોગવે છે સ્વરૂપવાળો તેમજ માન, યશ અને ધર્મ પર રૂચિ રાખનાર થાય

છે તેમજ ભાઇઓ સાથે સ્નેહ કરાવે છે. હોરાકુંડલીમાં સિં
આવેલ હોય તો દેશમાં રહેનાર થાય છે; કર્કલગ્ન આવેલ હોય
પરદેશમાં રહે છે. હોરાકુંડલીના સ્વામીને જન્મકુંડલીમાં શુભગ્ર
દૃષ્ટિ હોય તો દરેક પ્રકારનું શુભ ફળ કરે છે અને નેષ્ટ ગ્રહોની
હોય તો નેષ્ટ ફળ કરે છે; હોરાકુંડલીમાં જે લગ્ન આવેલ હોય
સ્વામી જન્મકુંડલીમાં કેન્દ્રસ્થાને હોય તેને શુભ ગ્રહો જોતા
અથવા તેના સાથે શુભગ્રહો હોય તો મોતી, રત્ન, આભુષણ
સંપત્તિને ભોગવનારો થાય છે; હોરાકુંડલીમાં દશમા ભાવનો ર
જે ગ્રહ હોય તે જો બળવાન હોય તો લક્ષ્મી કીર્તિ, સર્વલો
પ્રીતિ રાખનાર અને સર્વની તેના ઉપર પ્રીતિ રહે છે, અ
નિર્બળ હોય તો લક્ષ્મી અને કીર્તિ વગરનો અને લોકની પ્રી
રહિત થાય છે. વિશેષ સારાવળી ગ્રંથમાંથી ફળ જોવું.

**દ્રષકાણ કુંડલી વિષે**—ભાઈઓ સબંધી સુખ જોવ
કોણપણ રાશિના પહેલા દશ અંશ સુધીમાં જન્મ હોય તો તે
દ્રૃકાણ કહેવાય છે ૧૦ પછી અને ૨૦ અંશ સુધીમાં જન્મ
તો બીજા દ્રૃકાણમાં જન્મ ગણાય છે. અને જો ૨૦ થી ૩૦
સુધીમાં જન્મ હોય તો ત્રીજા દ્રૃકાણમાં જન્મ કહેવાય છે.

દ્રૃકાણકુંડલીમાં લગ્નનો સ્વામી જે રાશિનો હોય તે રા
આંકડા પ્રમાણે ભાઈઓની સંખ્યા ગણાય છે. જેમકે સિંહ રા
બેઠા હોય તો પાંચ ભાંડુ સંખ્યા વગેરે સમજી લેવું. દ્રૃકાણ
(દ્રૃકાણપતિ) ના સ્વામી સાથે જેટલા પાપગ્રહ દ્રૃકાણકું
ભેગા બેઠા હોય અથવા જોતા હોય તેટલા ભાંડુઓનો નાશ થ
અને જેટલા શુભગ્રહ સાથે હોય અથવા જોતા હોય તેટલા ભાં
આરોગ્ય રહે છે; દ્રૃકાણપતિ અને જન્મપતિ બંને મિત્રગ્રહ હ
તે પોતાના ભાઈભાંડુમાં સંપથી ચાલનાર થાય છે અને શત્રૃ હ
શત્રૃતા રાખે તેમજ સમ હોય તો સમાનતા રાખે છે; દ્રૃકા
બળવાન હોય તેમ તે સાથે જેટલા ગ્રહ બેઠા હોય તેઓ પણ બ

હોય તો તેના ભાઇઓ બળવાન અને પરાક્રમી જાણવા તેમજ દ્રેષ્કાણપતિ સાથે જેટલા પુરૂષ ગ્રહો હોય તો ભાઇઓથી સુખ અને સ્ત્રી ગ્રહો હોય તો બ્હેનોથી સુખ જાણવું તેમજ દ્રેષ્કાણપતિ પુરૂષ ગ્રહ હોય તોપણ ભાઈઓનું સુખ અને સ્ત્રીગ્રહ હોય તો બ્હેનનું સુખ જાણવું. જન્મકુંડળીમાં દ્રેષ્કાણપતિ ૬-૮-૧૨ માંના કોઈપણ સ્થાને હોય તો તે આત્મઘાતી થાય છે. દ્રેષ્કાણ પતિશત્રુના ઘરનો હોય તેના શત્રુ સાથે હોય તો તે શત્રુથી મૃત્યુ પામે છે. દ્રેષ્કાણપતિ ચંદ્રસાથે બેઠો હોય તો શરીરે રૂવાટાં વધુ હોય શ્યામવર્ણને મનુષ્ય હોય છે દ્રેષ્કાણપતિ પાપગ્રહ સાથે રહ્યો હોય તો કાનનો રોગી થાય છે તેમ બંધુઓ સાથે વૈર રાખનાર થાય અને ઘણાને દુશ્મન થાય છે દ્રેષ્કાણપતિ મંગળસાથે આડમેભાવે રહ્યો હોય તો ભાઈનું મૃત્યુ કરાવે અને તે પણ અકાળમૃત્યુ માર્ગમાં થાય. દ્રેષ્કાણપતિ ગુરૂ અને શનિની સાથે આઠમેભાવે હોય તો તે મનુષ્ય ઝેર અથવા ઝેરીજંતુઓથી મૃત્યુ પામે છે અથવા મિત્રથી તેનું મૃત્યુ થાય છે. અને જો દરેક ક્રૂરગ્રહો સાથે જન્મકુંડળીમાં આઠમે બેઠો હોય તો વિજળીથી કે કોઇ તેવા અકસ્માતથી મૃત્યુ કરે છે દ્રેષ્કાણપતિ છઠ્ઠા ભાવે હોય તો તેના ડાબા હાથમાં કંઇ ચિન્હ હોય છે.

સપ્તમાંશ કુંડળી બાબત—સંતાન સબંધી સુખના વિચારણ માટે સપ્તમાંશ કુંડળીને કહેલી છે એક રાશિના ૩૦ અંશ હોય તેના સાત ભાગ કરવાથી એટલે દરેક ભાગ ૪ અંશ અને ૧૭ કળાનો હોવાથી સપ્તમાંશ પહેલો ૮ અંશ ૩૪ કળા સુધી સપ્તમાંશ જાણો એ પ્રમાણે એક રાશિના સાત વિભાગ થાય છે સપ્તમાંશપતિ જન્મકુંડળીમાં જે રાશિનો હોય તે રાશિના અંક પ્રમાણે તેને ત્યાં પ્રજા થાય છે સપ્તમાંશપતિ અસ્તનો હોય તો સંતાન વગરનો થાય છે સપ્તમાંશપતિ નીચરાશિનો હોય તેના સંતાન દુર્બળ દેહવાળા અને ખરાબ હોય છે. સપ્તમાંશપતિ શત્રુગ્રહની રાશિનો હોય તો સારા સંતાનો ઉત્પન્ન થાય છે, પણ પરિણામે મૃત્યુ પામે છે અને ખરાબ સંતાન હયાતીમાં રહે

છે; સપ્તમાંશનોપતિ મિત્રગ્રહની રાશિનો હોય અથવા ઉચ્ચનો હોય તે માણસને રૂપવાન, ધૈર્યવાન અને ગુણવાન પ્રજા થાય છે. સપ્તમાંશપતિના મિત્રગ્રહો સાતમેભાવે બેઠા હોય તો પણ સારાં સંતાન થાય છે. સપ્તમાંશપતિ સૂર્ય સાથે હોય તો તેના સંતાન નેત્રના રોગી થાય તેમજ સપ્તમાંક્ષપતિથી ૧૨ મે ચંદ્ર અને શુક્રનો યોગ થયો હોય તો પણ નેત્ર રોગ કરે છે. સપ્તમાંશકુંડલીના લગ્નનો સ્વામી ગુરૂ અને શુક્ર સાથે હોય તો પુણ્યશાળી અને દીર્ઘાયુઃવાળી પ્રજાને પામે છે. સપ્તમાંશપતિ બુધ સાથે લગનમાં હોય તો કન્યાની પ્રજાવાળો થાય છે જે લગ્નમાં જે આંક હોય તેટલા સંતાનનું સુખ ગણાય છે. સપ્તમાંશપતિ પાપગ્રહની સાથે લગનમાં રહ્યો હોય તો તેના સંતાનોને માથાનાં રોગથી પીડા થાય છે. સપ્તમાંશપતિ પાપગ્રહ હોય અને તે લગનમાં આવેલ હોય તો તે મનુષ્ય સંતાનહીન થાય છે. સપ્તમાંશપતિ જો લાભસ્થાને હોય તો તેના માથામાં, ઢીંચણમાં, અને પગમાં પીડાઓ રહ્યા કરે છે, ક્રૂરગ્રહોનો સાથે સંયોગ થયો હોય તો તે ક્રૂર હૃદયનો થાય છે અને શુભગ્રહોનો સંયોગ થયો હોય તો સારોદ્રવ્યવાળો થાય છે, સપ્તમાંશપતિ સાતમેભાવે શનિ સાથે હોય તો સંતાનવૃદ્ધિ થોડી થાય છે અને શુભગ્રહ સાથે હોય તો પુત્ર સુખ સારૂં હોય છે.

**નવમાંશ કુંડલી બાબત**—એકરાશિના ૩૦ અંશને નવ ભાગ કરવાથી દરેક નવમાંશ થાય છે. ૩ અંશ અને ૨૦ કળા સુધી પહેલો નવમાંશ. ૬ અંશ ૪૦ કળા સુધી બીજો નવમાંશ એ પ્રમાણે નવમાંશ ગણાય છે. નવમાંશકુંડલી પરથી સ્ત્રી સબંધી મુખ્યત્વે જોવાય છે. તે સિવાય નવમાંશકુંડલીપર જોવાના ઘણા સંકેત છે તે તે સમયાનુસાર જણાવવામાં આવેલ છે.

નવમાંશકુંડલીમાં જે લગ્ન હોય તેનો સ્વામી (નવમાંશપતિ) લગ્ને આવેલ હોય તો થોડા પ્રયત્નથી અને નાની ઉંમરમાં લગ્ન પરંતુ સ્ત્રીને ફળ ઘાતીકારક કરે છે.

નવમાંશપતિ છઠ્ઠે આઠમે સ્થાને ગયો હોય તો તે પુરૂષનું લગ્ન થયા પછી તેની સ્ત્રી મૃત્યુ પામે અને ફરી લગ્ન થાય છે. નવમાંશપતિ દશમેભાવે બેઠેલ હોય તો સ્ત્રીથી ભાગ્યોદય થાય. અને ધનભાવે હોય તો તે માણસને સ્ત્રીથી વારસો મળે અથવા લગ્ન થયા પછી ભાગ્યનો ઉદય થાય અને જો બારમે ભાવે હોય તો દુષ્ટ સ્ત્રી મળે. વ્યભિચાર અને ચોરી કરનારી તેની સ્ત્રી હોય છે. નવમાંશપતિ બારમે ભાવે હોય અને સ્વગૃહી હોય તો તે પુરૂષને પતિ સેવા કરનારી અને ભાગ્યશાળી સ્ત્રી મળે છે, નવમાંશપતિ ત્રીજા પાંચમા સાતમા અથવા નવમા ભાવમાં હોય તો રૂપાળી સારાં નેત્રવાળી અને પતિવ્રતા સ્ત્રી મળે નવમાશપતિ ૧-૪-૭-૧૦ એમાંના કોઈપણ ભાવમાં હોય તો ઘણી નાની ઉમરે લગ્ન જોડાય છે. નવમાંશપતિ પાંચમા અથવા નવમાભાવમાં હોય તો પણ યૌવન અવસ્થા પહેલાં સ્ત્રી મળે છે; નવમાંશપતિ પાપગ્રહ હોય તે સાથે પાપગ્રહ આવેલ હોય તો ખોટું બોલનારી કઠોર અવયવવાળી અને કદરૂપી સ્ત્રી મળે છે નવમાંશપતિ શુભગ્રહ હોય અને તે બીજા કોઈ શુભગ્રહને જોતો હોય અથવા સાથે હોય તો તેને પતિ સાથે સ્નેહ રાખનારી અને સદ્‌ગુણવાળી સ્ત્રી મળે છે નવમાંશ લગ્નનો સ્વામી આઠમેભાવે બેઠો હોય તે સ્ત્રી પોતાના પતિને હાથે મૃત્યુ પામે છે. અને ચંદ્ર સાથે આઠમેભાવે હોય તો તેની સ્ત્રીને પાણીથી ઘાત કરે છે, નવમાંશકુંડલીના છઠ્ઠાભાવમાં સૂર્ય અને રાહુ બેઠેલા હોય તો તેની સ્ત્રી ઝેર ખાઈને મૃત્યુ પામે છે, અને શુક્ર અને સૂર્ય હોય તો દાઝવાના અકસ્માતથી સ્ત્રી મૃત્યુ પામે અને બુધ એકજ હોય તો કાષ્ટથી મૃત્યુ કરે છે, નવમાંશપતિને ચંદ્ર જોતો હોય તો અથવા ચંદ્ર સાથે હોય તો તેની સ્ત્રી વ્યભિચારિણી, ચંચળ, કપટી સ્વભાવની અને પતિસ્નેહ વગરની હોય છે, નવમાંશ પતિ પાપ ગ્રહ સાથે કેન્દ્રસ્થાન ૧-૪-૭-૧૦ માંથી કોઇ પણ સ્થાને હોય અને તેને પાપગ્રહ દેખાતા હોય તો તેની સ્ત્રી ઓછી બુદ્ધિની તેમ આખી જીંદગી સુખી દુ:ખી રહે અથવા હથીઆરથી મૃત્યુ પામે છે, નવમાંશ

પતિ સ્વગ્રહી અથવા ઉચ્ચનો હોય અથવા શુભગ્રહ હોય કે મિત્રના ઘરમાં બેઠો હોય તો તેને સ્ત્રી સારી બુદ્ધિવાળી અને ભાગ્યશાળી મળે છે.

**દ્વાદશાંશ કુંડલી બાબત**—માતા પિતાના સુખ માટે દ્વાદશાંશ કુંડલી જોવાય છે. એક રાશિના ત્રીશ અંશનો બારમો ભાગ અઢી અંશ તે એક દ્વાદશાંશ કહેવાય. રા પછી અને પાંચ અંશ સુધી બીજો દ્વાદશાંશ એ પ્રમાણે દ્વાદશાંશ કુંડલી ષડ્વર્ગમાં આપેલી છે તે પરથી માતાપિતાના સુખને જોવું.

દ્વાદશાંશ કુંડલીનો સ્વામી (દ્વાદશાંશ પતિ) લગ્નમાં હોય તો તે પુરૂષ પોતાના પિતા જેવા ગુણવાળો ન હોય અને પિતા જેટલું દ્રવ્ય પણ ન હોય દ્વાદશાંશ પતિ બીજે ભાવે બેઠો હોય તો તેનો પિતા ધનવાન હોય છે અને પોતે પણ પિતાથી અધિક દ્રવ્ય મેળવનાર થાય. દ્વાદશાંશ ત્રીજા ભાવે હોય તો પિતાથી પોતાની કીર્તિ ઘણી ઉત્તમ હોય. અને દરેક બાબતમાં પિતાથી શ્રેષ્ટ થાય છે. દ્વાદશાંશ પતિ ચોથે ભાવે બેઠો હોવ તો તે માણુસ ઘણોજ ભાગ્યશાળી થાય છે; દ્વાદશાંશ પતિ પાંચમા ભાવમાં હોય તો તે મનુષ્ય બુધ્ધિશાળી અને તેના ભાગ્યથી પિતાના પણ ભાગ્યનો ઉદય કરે છે. દ્વાદશાંશ પતિ છઠ્ઠે ભાવે આવેલ હોય તો ઘણા લોકોનો શત્રૂ થાય. પિતાના દુસ્મન પણ તેને ઘણી રીતે દુઃખ આપે છે. દ્વાદશાંશ પતિ સાતમા ભાવે હોય તો રાજા જેવો પરાક્રમી થાય છે. ભાગ્યશાળી અને રાજા તરફથી માન પામનાર થાય છે. દ્વાદશાંશ પતિ આઠમા સ્થાનમાં હોય તો તેનો પિતા શત્રૂથી મૃત્યુ પામે છે. હથીઆરથી, પાણીથી કે ઝેરથી આત્મઘાતથી કે પડવાથી પિતાનું મૃત્યુ થાય છે. દ્વાદશાંશ પતિ નવમા ભાવે હોય તો તીર્થયાત્રા કરનાર ધર્મ, દેવ અને બ્રાહ્મણ વગેરે પર આસ્થાવાળો અને પિતાદિકને યાત્રા કરાવનાર થાય છે. દ્વાદશાંશ પતિ દસમા ભાવે હોય તો બાપદાદાથી વધુ પ્રભાવશાળી પિતા સુખ અને પિતાની સમૃદ્ધિ અતુલ ભોગવે છે. જન્મ પછી તેના પિતાને ધન

લાભ કરે છે. દ્વાદશાંશ પતિ અગિઆરમે ભાવે બેઠો હોય તો શુભ ધન મેળવે છે. અને વડીલોએ સંગ્રહ કરેલો ગુપ્ત ભંડાર તેના હાથમાં આવે છે, દ્વાદશાંશ પતિ બારમે ભાવે હોય તો તે અનેક નઠારા કર્મનો કરનાર ખોટા ખર્ચમાં વડિલની મિલકત ઉડાવનાર અને નિર્ધન સ્થિતીવાળો અને કરજવાન રહે છે દ્વાદશાંશ પતિ સ્વગૃહી કે ઉચ્ચનો હોય તો તે માણુસ ઘણોજ ભાગ્યશાળી થાય દ્વાદશાંશ પતિ પાપગ્રહના ઘરનો હોય અથવા પાપગ્રહોથી યુક્ત કે દષ્ટ હોય તો અથવા નીચનો કે અસ્તનો હોય તો તે માણુસને ઘણાજ શત્રૂ થાય છે રોગ અને અજીર્ણથી ઘણી પીડા ભોગવનાર અને મનમાં પરિતાપને સેવવાવાળો થાય છે આ પ્રમાણે દ્વાદશાંશ કુંડલી પરથી ફળ જાણવું

**ત્રિશાંશ કુંડલી બાબત**—એક રાશિના ત્રિશઅંશ તે મુજબ દરેક રાશિ ત્રિશાંશ ગણાય છે. ત્રિશાંશ કુંડલીમાં સૂર્ય અથવા ચંદ્રની રાશિ આવતી નથી એટલે ત્રિશાંશ પતિ કદી પણ સૂર્ય કે ચંદ્ર થતોજ નથી. ત્રિશાંશ ચક્ર રીષ્ટ કષ્ટ વગેરે જોવા માટે ઉપયોગી છે. ત્રિશાંશ કુંડલીમાં જે લગ્ન હોય તેનો સ્વામી (ત્રિશાંશ પતિ) નીચનો હોય તો પોતાના કુટુંબ સાથે કલેશ કરનાર થાય છે તેમજ સ્વગૃહી કે ઉચ્ચ રાશિનો હોય તો પોતાના શરીરે સુખી અને સુરૂપ હોય છે, ત્રિશાંશ પતિ છઠ્ઠે ભાવે હોય તો રાજાથી બંધન પામે છે અને ત્રિશાંશ પતિ આઠમા ભાવે હોય તો તે રાજાથી શીક્ષાપાત્ર થઈ મૃત્યુ પામે છે ત્રિશાંશ પતિ ૧૨ મે ભાવે હોય તો તકરારમાં દુઃખ ભોગવે છે તે સાથે શુભ ગ્રહ હોય અને બારમે ભાવે હોય તો રાજ્યથી કષ્ટ પામે છે અને કોર્ટ કેશમાં પણ પરાજય વારંવાર પામે છે, જો તે શુભગ્રહથી યુક્ત હોય તો દરેકનું ફળ સારૂં મળે છે. ત્રિશાંશ પતિ સાતમે ભાવે હોવાથી તેને ઘણી સ્ત્રીઓ થાય છે અને સ્ત્રીઓથી વિલાસ વગેરે બહુ સુખ ભોગવે છે

સૂચના—ઉપર મુજબનું ષડવર્ગ ફળ માત્ર ષડવર્ગ સ્વામી અને જન્મકુંડલી આધારે જોવાનું છે જેમકે નવમાંશપતિ આઠમે બેઠો

હોય તો એટલે નવમાંસ પતિ જન્મકુંડલીમાં આઠમે બેઠો હોય તો સમજવું પણ નવમાંશ કુંડલીમાં નવમાંશ પતિ આઠમે બેઠો હોય તો ન સમજવુ. એ પ્રમાણે જે વર્ગ જોવાતો હોય તેનો સ્વામી કોણ ગ્રહ છે, જન્મકુંડલીમાં કયા ભાવે આવેલ છે. શુભગ્રહ પાપગ્રહ કે ઉચ્ચ-શત્રુ મિત્ર કે નીચ વગેરેથી કોના પક્ષનો છે વગેરે જાણવું.

**સપ્તક વર્ગ: બળ બાબત**—જન્મપત્રિ બનાવવાના પ્રકરણમાં સપ્તકવર્ગને ગણાવેલા છે અને તે ઉપર જણાવેલ ષડવર્ગ ઉપરાંત જન્મકુંડલી મળી સપ્તકવર્ગની ગણના થએલી છે. તેમજ તેનું બળાબળ પણ લખેલું છે તે બળાબળનો નિયમ એવો છે કે દરેક ગ્રહના જન્મ, હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ દ્વાદશાંશ, અને ત્રિંશાંશ એ પ્રમાણે સાતે વર્ગના બળનો સરવાળો કરવો તે સરવાળો ૧ અંશની અંદર આવે તો તે ગ્રહ નિર્બળ ગણાય છે. એકથી વધારે અને બે અંશ સુધી આવે તો તે ગ્રહ મધ્યમ બળનો કહેવાય છે; બેથી વધુ અને ત્રણ અંશ સુધીનો શ્રેષ્ટ બળવાની કહેવાય છે; અને તેથી વધુ બળ તો ક્યારેકજ આવે તો તે અતિશ્રેષ્ટ છે.

## યોગ પ્રકરણ

આ પ્રકરણમાં મુખ્ય મુખ્ય યોગોનું વર્ણન કરવામાં આવેલ છે જાતકશાસ્ત્રમાં યોગોનું ફળ બલવત્તર ગણાય છે. સારાનસ્રમાં દરેક ફળને યોગફળ અન્યથા કરી શકે છે. એ યોગો ભૃગુસંહિતા વગેરે ફળાદેશન ગ્રંથોમાં ઘણાજ વિસ્તૃત રીતે વર્ણવેલા છે. રાજયોગ, રાજયોગન ફળ મળવાનો કાળ, પ્રવ્રજ્યાયો (સંન્યસ્ત) ચાર પ્રકારના નાભસયોગ ચંદ્રયોગ વગેરે યોગો યથાક્રમ આ પ્રકરણમાં આપવામાં આવેલ છે યોગના પ્રકરણમાં બૃહજ્જાતકગ્રંથમાં પણ સારી રીતે વર્ણન કરેલું છે તે આધારે રાજયોગો અહીં ગ્રહણ કરેલા છે. પ્રથમ તેના ભેદ સમજવાને માટે પાંચ પ્રકાર ધ્યાનમાં રાખવા આવશ્યક છે (૧) રાશિ ગ્રહયોગ—જેમકે મેષ રાશિના મંગળ વગેરે (૨) ભાવ[illegible]

કોઈપણ ભાવે કોઇપણ ગ્રહ રહ્યો હોય તેથી થતો યોગ (૩) ભાવરાશિયોગ– અમુક ભાવે અમુક રાશિ આવવાથી થતો યોગ (૪) ભાવરાશિગ્રહ યોગ કોઈપણ ભાવે કોઇપણ રાશિનો કોઈપણ ગ્રહ આવવાથી થતો યોગ, ૫) એકથી વધુ ગ્રહો ભેગા બેઠા હોવાથી થતો યોગ આ પ્રમાણે પાંચ પ્રકારમાંજ દરેક યોગો સમાએલા છે.

**યોગ જોવા માટે પ્રમાણ જન્મકુંડલી કે ચલિત કુંડલી ?**
આ શકાના વિચારણમા કેટનીક બાબતમાં જન્મકુંડલીને અને કેટલીક બાબતમાં ભાવકુંડલીને (ચલીત) આધારે જોવાય છે. તેના મુખ્ય પાંચ ભેદ ધ્યાનમાં રાખવા જરૂર છે. (૧) કોઈ રાશિ અને ગ્રહ થકી એટલે ઉપર જણાવેલ નિયમ એક મુજબ ઉપ્તન્ન થતા યોગ માટે જન્મકુંડલી ઉપયોગી છે. ઉચ્ચનો ગ્રહ સ્વગૃહીગ્રહ, મૂળ ત્રિકોણનો ગ્રહ, મિત્ર, શત્રુ કે સમેની રાશિનો ગ્રહ આ દરેક જન્મકુંડલી પરથી જોવુ. (૨) ભાવ અને ગ્રહ થકી ઉત્પન્ન થએલા યોગો ઉપર મુજબ નિયમ બીજાથી થતા યોગો ચલીત કુંડલીને આધારે જોવાય છે. કેન્દ્ર ત્રિકોણ ઉપચય ત્રિક વગેરે સ્થાનમાં વિચારવાનું ચલિત કુડલી દર્શાવે છે, અને તે આધારે ફળ કહેવુ (૩) કોઇ સ્થાને એવુ આવે કે મેષ રાશિનો સૂર્ય છઠ્ઠાભાવે એટલે કોઇપણ રાશિનો ગ્રહ કોઈપણ ભાવે એવું બતાવે ત્યારે જન્મકુંડલીપર જોવુ આવશ્યક છે એટલે અમુક રાશિના અમુક ગ્રહો અમુક ભાવે આવવાથી થતો યોગ જન્મકુંડલી પર જોવો ઉપરના નિયમા તે નિયમ ચોથામાં તેનો સમાવેશ થાય છે, (૪) માત્ર રાશિનેજ આધારે થતા યોગો જેમકે અમુક ભાવે અમુક રાશિ હોય વગેરે આ નિયમ ઉપર જણાવેલ નિયમ ત્રીજામાં સમાવેશ થાય છે; (૫) એકથી વધુ ગ્રહો બે–ત્રણ કે તેથી પણ વધુ ગ્રહો એકઠા થવાથી થતો યોગ જન્મકુંડલીપરથી જોવો આનો સમાવેશ ઉપર જણાવેલ નમ્બર પાંચમાં થાય છ.

આનિયમોને વિચારવાથી જન્મકુંડલી અને ચલિત કુંડલીપર જોવની જે જે વસ્તુઓ છે તે ભાન થઇ શકશે અને તે સમજીને

જોવામાં આવે તો ફળાદેશ ઘણું સંતોષકારક કહી શકાય છે; યોગનું ફળ દરેક ફળથી સચોટ ગણાય છે.

યોગોમાં રાજયોગ પ્રકરણ મહત્ત્વવાળું છે અને આ યોગ તે રાજયોગ કહેવાનો હેતુ માત્ર એજ છે કે દરેક યોગોમાં તે યોગો જલદી ફળદાતા કહેલ છે. જેને રાજયોગ લાગુ થતો હોય તે રાજા હોય તો વધુ દેશ મેળવે છે અને રાજકુટુંબમાં જન્મેલ હોય તો રાજ્ય મેળવે છે. બ્રાહ્મણને રાજયોગનું ફળ આચાર્ય અથવા ધર્મ ધન અને બીજા કેટલાકનાં માનીતા થવા જેવું મળે છે; ક્ષત્રિયને રાજા થવા જેવું અને તેથી વિશેષ સુખી થવાનાં સાધનો મળવા જેવું રાજયોગનું ફળ મળે છે. વૈશ્યને રાજયોગ થયો હોય તો તે ધનાઢ્ય અને નામાંકિત થાય છે તેમજ શુદ્રને રાજયોગ થવાથી પણ શુભ ફળ આપે છે; રાજ યોગ પાપગ્રહથી ઉપજેલો હોય તો પાપ બુદ્ધિવાળો થાય સૌમ્ય ગ્રહોથી રાજયોગ થતો હોય તો સૌમ્ય બુદ્ધિવાળો થાય. બને પ્રકારનાં ગ્રહથી રાજયોગ થયો હોય તો મધ્યમ બુદ્ધિ થાય. પણ કોઈ આચાર્ય કહે છે કે પાપગ્રહથી રાજયોગ થયો હોય તો તે મનુષ્ય રાજા થાય નહિં. ધનવાન, ક્રોધી સ્વભાવ અને કજીઆખોર થાય છે. એટલે વૈભવ વગેરે અતુલ મેળવે પણ રાજપદને મેળવે નહિં, આ મતને મણીત્થાચાર્ય અને વરાહમિહિરાચાર્યે અનુમોદન આપેલું દેખાય છે.

ત્રણ અથવા ચાર ગ્રહો ઉચ્ચ રાશિના થઇ અથવા મૂળત્રિકોણુંના થઈ કે સ્વગૃહી થઈ જન્મકુંડલીમાં રહેલાં હોય તો રાજકુળમાં જન્મવાળો રાજ્ય ભોગવે અને અન્ય કુળમાં જન્મવાળો ધનવાન થાય. પાંચ અથવા તેથી વધુ ગ્રહો ઉચ્ચ રાશિના મૂળત્રિકોણી કે સ્વગૃહી થઈ જન્મકુંડલીમાં રહેલા હોય તો તે જરૂર સાર્વભૌમ રાજા થાય પણ આ ગ્રહો દરેક રીતે બળવાન હોય તોજ સંપૂર્ણ ફળ આપે. એટલે ઉચ્ચનો ગ્રહ તે પોતાના ઉચ્ચ રાશિના જે અંશો કહ્યા છે તેટલોજ હોય. મૂળત્રિકોણી ગ્રહ પણ તે મૂળત્રિકોણ રાશિના અંશો કહ્યા છે તેટલો હોય તેમજ કોઈ રીતે તે ગ્રહ અસ્ત કે નિર્બળ થવો

ન જોઈએ, સૂર્ય મંગળ ગુરૂ અને શનિ આ ગ્રહોમાંના કોઈપણ ત્રણ ગ્રહો પરમ ઉચ્ચના હોય અને તેમનો એક લગ્નમાં આવેલ હોય તો જરૂર રાજા થાય આ રાજયોગ ચાર પ્રકારે થાય છે (૧) લગ્નમાં પરમ ઉચ્ચ નો સૂર્ય હોય (૨) લગ્નમાં પરમ ઉચ્ચ નો મંગળ હોય (૩) લગ્નમાં પરમ ઉચ્ચનો ગુરૂ હોય (૪) લગ્નમાં પરમ ઉચ્ચનો શનિ હોય એ પ્રમાણે થએલા ચાર પ્રકારના બાર પ્રકાર ગણવા ને ત્રણ ઉચ્ચના ગ્રહમાંથી એકએકને લગ્નમાં રાખી ત્રણ ગ્રહોની પરસ્પર ફેરવણી કરતાં બાર પ્રકારના રાજયોગ થાય અને ઉપરના ચાર યોગ મળતાં તે મુજબ કુલ ૧૬ ભેદ થાય. સૂર્ય, મંગળ ગુરૂ અને શનિ એ ચાર ગ્રહોમાંથી બે અથવા એક ગ્રહ ઉચ્ચના હોય ચંદ્ર સ્વગૃહી હોય અને તેમાંથી એકાદ લગ્નમા બેઠો હોય તો પણ રાજયોગ થાય છે, કોઈપણ બે ગ્રહો ઉચ્ચના અને સ્વગૃહી ચંદ્ર એ રીતે ત્રણ ગ્રહોમાં એકને લગ્નમાં રાખી ફેરવણી કરતાં ૧૨ જાતના રાજયોગ ઉપજે છે સૂર્ય, મંગળ ગુરૂ અને શનિમાંથી કોઈપણ એક ગ્રહ ઉચ્ચનો લગ્ને રાખી ચંદ્રને સ્વગૃહી રાખી ફેરવણી કરતાં ચાર જાતના રાજયોગ થાય આ પ્રમાણે ૩૨ પ્રકારના કુલ રાજયોગ પ્રગટ કીધા છે, અને તેની સમજ માટે નીચે જણાવેલા ૩૨ ભેદ જોવાથી સમજી શકાશે.

રાજયોગ—૧ લગ્ન મેષ લગ્ને સૂર્ય, કર્કનો ગુરૂ ચોથેભાવે તુલાનો શનિ ૭ ભાવે, મકરનો મંગળ દશમે ભાવે (૨) કર્કનો ગુરૂ લગ્ને, તુલાનો શનિ ૪થે, મકરનો મંગળ ૭, મેષનો સૂર્ય ૧૦ મે (૩) તુલાનો શનિ લગ્ને મકરનો મંગળ ચોથે મેષનો સૂર્ય ૭ મે કર્કનો ગુરૂ ૧૦ મે (૪) મકરનો મંગળ લગ્ને (૫) મેષનો સૂર્ય લગ્ને, કર્કનો ગુરૂ ચોથે, તુલાનો શનિ ૭ મે (૬) કર્કનો ગુરૂ લગ્ને, તુલાનો શનિ ચોથે, મેષનો સૂર્ય દશમે (૭) તુલાનો શનિ લગ્ને, મેષનો સૂર્ય સાતમે કર્કનો ગુરૂ દશમે, (૮) મેષનો સૂર્ય લગ્ને, કર્કનો ગુરૂ ચોથે, મકરનો મંગળ દશમે (૯) કર્કનો ગુરૂ લગ્ને મકરનો મંગળ સાતમે મેષનો સૂર્ય

દશમે (૧૦) મકરનો મંગળલગ્ને, મેષે સૂર્ય ચોથે કર્કે ગુરૂ સાતમે (૧૧) મેષને સૂર્ય લગ્ને, તુલાનો શનિ સાતમે મકરનો મંગળ દશમે (૧૨) તુલાનો શનિ લગ્ને મકરનો મંગળ ચોથે, કર્કનો ગુરૂ દશમે (૧૩) મકરનો મંગળ લગ્ને. મેષનો સૂર્ય ચોથે, તુલાનો શનિ દશમે (૧૪) કર્કનો ગુરૂ લગ્ને તુલાનો શનિ ચોથે મકરનો મંગળ સાતમે (૧૫) તુલાનો શનિ લગ્ને મકરનો મંગળ ચોથે, કર્કનો ગુરૂ દશમે (૧૬) મકરનો મંગળ લગ્ને. મેષનો સૂર્ય ચોથે, તુલાનો શનિ દશમે. આ પ્રમાણે પ્રથમ બતાવેલ પ્રકાર મુજબ સોળ રાજયોગ થાય. હવે ચંદ્રના યોગવાળા રાજયોગ બીજા પ્રકારના સોળ નીચે મુજબ છે. (૧) મેષનો સૂર્ય લગ્ને. કર્કનો ચંદ્ર અને ગુરૂ ચોથે (૨) કર્કનો ચંદ્ર અને ગુરૂ લગ્ને. મેષનો સૂર્ય દશમે (૩) મેષનો સૂર્ય લગ્નમાં હોય કર્કનો ચંદ્ર ચોથે હોય અને તુલાનો શનિ સાતમે હોય તે (૪) તુલાનો શનિ લગ્ને હોય મેષનો સૂર્ય સાતમે હોય કર્કનો ચંદ્ર દશમે હોય (૫) મેષનો સૂર્ય લગ્નમાં હોય કર્કનો ચંદ્ર ચોથે હોય અને મકરનો મંગળ દશમે હોય તે (૬) મકરનો મંગળ લગ્ને હોય, મેષનો સૂર્ય ચોથે હોય અને કર્કનો ચંદ્ર સાતમે હોય તે (૭) ચંદ્ર અને ગુરૂ કર્કરાશિમાં લગ્ને હોય. તુલાનો શનિ ચોથે હોય તે (૮) તુલાનો શનિ લગ્નમાં હોય કર્કરાશિના ગુરૂ અને ચંદ્ર દશમે હોય તે (૯) કર્કરાશિના ગુરૂ અને ચંદ્ર લગ્નમાં હોય અને સાતમે મકરરાશિનો મંગળ હોય (૧૦) મકરરાશિનો મંગળ લગ્નમાં હોય અને કર્કરાશિના ગુરૂ અને ચંદ્ર સાતમે હોય (૧૧) તુલારાશિનો શનિ લગ્નમાં હોય, મકરરાશિનો મંગળ ચોથે હોય અને કર્કનો ચંદ્ર દશમે હોય તે (૧૨) મકરરાશિનો મંગળ લગ્નમાં હોય, કર્કરાશિનો ચંદ્ર સાતમે હોય અને તુલારાશિનો શનિ દશમેભાવે હોય તે (૧૩) મેષનો સૂર્ય લગ્નમાં હોય, કર્કરાશિનો ચંદ્ર ચોથે હોય તે (૧૪) કર્કરાશિના ગુરૂ અને ચંદ્ર લગ્ને હોય તે (૧૫) કર્કનો ચંદ્ર લગ્નમાં હોય તુલાનો શનિ ચોથે હોય તે (૧૬) મકરરાશિનો મંગળ લગ્નમાં હોય અને કર્કનો ચંદ્ર સાતમે હોય તેથી થતો રાજયોગ.

વર્ગોત્તમરાશિનું લગ્ન હોય તેને ચંદ્ર સિવાય કોઇપણ ચાર પાંચ કે ૭ ગ્રહો દેખતા હોય તો તે પણ ગજયોગ ગણાય છે, આ યોગમાં ચંદ્રની દૃષ્ટિ માટે આવશ્યકતા નથી, વળી આ યોગમાં લગ્નને બદલે ચંદ્રમા વર્ગોત્તમરાશિનો હોય અને તેને ચાર પાંચ અથવા ૭ ગ્રહો દેખતા હોય તો પણ રાજયોગ ગણી શકાય છે વર્ગોત્તમ લગ્નપર કોઇ પણ ચાર ગ્રહોની દૃષ્ટિ લેવામાં ૫દર રાજયોગ થાય છે અને પાંચ ગ્રહની દૃષ્ટિ લાવતાં બીજા ૭ રાજયોગ થાય છે તથા ૭ ગ્રહની દૃષ્ટિ લાવતાં એક પ્રકારનો રાજયોગ થાય છે તે મુજબ કુલ બાવીસ જાતના રાજયોગ થાય છે તે નીચે પ્રમાણે સમજવા

**બાવીસ રાજયોગના ભેદ**—(૧) મેષરાશિનો ચંદ્ર લગ્નમાં હોય, કન્યારાશિનો મંગળ છઠ્ઠેભાવ તુલારાશિનો સૂર્ય અને બુધ સાતમે ભાવે તથા ધનરાશિના ગુરૂ નવમે ભાવ હોય તેથી થતો યોગ (૨) વૃષભનો ચંદ્ર લગ્નમાં હોય વૃશ્ચિકનો બુધ-શુક્ર સૂર્ય સાતમે ભવે હોય અને કુંભરાશિનો મંગળ દશમે ભાવે હોય તે (૩) મિથુનરાશિનો ચંદ્ર લગ્નમાં હોય કન્યાનો શનિ ચોથે હોય સૂર્ય, શુક્ર ધનુ રાશિના સાતમે ભાવે હોય તેથી થતો યોગ (૪) કર્કરાશિનો ચંદ્ર લગ્નમાં હોય, વૃશ્ચિક રાશિનો ગુરૂ પાંચમે હોય મકરરાશિને બુધ અને સૂર્ય સાતમે હોય અને મેષરાશિનો મંગળ દશમે હોય તે (૫) સિંહરાશિનો ચંદ્ર લગ્નમાં હોય વૃશ્ચિકરાશિનો શનિ ચોથે હોય કુંભરાશિનો સૂર્ય સાતમે હોય અને વૃષભનો મંગળ દશમે હોય તેથી થતો યોગ (૬) કન્યારાશિનો ચંદ્ર લગ્નમાં હોય ધનુ રાશિનો શનિ ચોથે હોય, મિથુનરાશિનો મંગળ દશમે હોય અને સૂર્ય તથા શુક્ર મીનરાશિમાં સાતમે હોય તેથી થતો યોગ (૭) તુલારાશિનો ચંદ્ર લગ્ને હોય, સૂર્ય, શુક્ર અને બુધ મેષરાશિમાં સાતમે હોય અને મિથુનરાશિનો ગુરૂ નવમેભાવે હોય તેથી થતો યોગ (૮) વૃશ્ચિકરાશિનો ચંદ્ર લગ્નમાં હોય પાંચમેભાવે મીનરાશિનો ગુરૂ હોય, વૃષભરાશિમાં બુધ અને સૂર્ય સાતમેભાવે હોય અને કન્યારાશિનો શનિ લાભસ્થાને હોય (૯) ધનુ રાશિનો ચંદ્ર લગ્નમાં હોય અને મીનરાશિનો

શનિ ચોથે હોય બુધ, શુક્ર અને સૂર્ય મિથુનરાશિમાં સાતમે ભાવે હો
તેથી થતો યોગ (૧૦) મકરરાશિનો ચંદ્ર લગ્નમાં હોય, વૃષભ રાશિ
ગુરૂ પાંચમે ભાવે હોય કર્કરાશિમાં સૂર્ય અને શુક્ર સાતમે આવેલા હો
અને વૃશ્ચિક રાશિનો શનિ લાભસ્થાને હોય તેથી થતો યોગ (૧
કુંભરાશિનો ચંદ્ર લગ્નમાં હોય, મિથુનરાશિનો ગુરૂ પાંચમે સ્થાને હો
સિંહરાશિનો શુક્ર અને બુધ સાતમે હોય અને વૃશ્ચિકનો મંગળ દશ
હોય તેથી થતો યોય (૧૨) મીનરાશિનો ચંદ્ર લગ્નમાં હોય કર્કરાશિ
ગુરૂ પાંચમેભાવે હોય અને કન્યારાશિનો બુધ સાતમેભાવે હોય, ધ
રાશિનો મંગળ દશમે હોય ભાવે અને મકર રાશિનો શનિ લાભસ્થ
હોય તેથી થતો યોગ (૧૩) મેષરાશિનો ચંદ્ર લગ્નમાં હોય, કન્યા
મંગળ છટ્ઠે હોય, તુલારાશિનો બુધ અને સૂર્ય સાતમે હોય, અ
કુંભરાશિનો શનિ લાભસ્થાને હોય (૧૪) વૃષભનો ચંદ્ર લગ્ને હે
સિંહરાશિનો શનિ ચોથે હોય કન્યારાશિનો ગુરૂ પાંચમે હોય, વૃશ્
રાશિનો શુક્ર સાતમે હોય અને કુંભરાશિનો મંગળ દશમે હોય તે
યોગ. (૧૫) મિથુનરાશિનો ચંદ્ર લગ્નમાં હોય, તુલારાશિનો ગુરૂ પાં
હોય, ધનુઃરાશિના બુધ અને શુક્ર સાતમે હોય અને મેષનો શનિ લ
હોય તેથી થતો યોગ. (૧૬) સિંહરાશિનો ચંદ્ર લગ્નમાં હોય ધ
રાશિનો ગુરૂ પાંચમે હોય અને શુક્ર, બુધ, સૂર્ય, કુંભરાશિમાં સા
હોય વૃષભનો મંગળ દશમે હોય તે (૧૭) કન્યારાશિનો ચંદ્ર લગ્ન
હોય કુંભરાશિનો મંગળ છટ્ઠે હોય મીનરાશિના બુધ અને સૂર્ય સા
હોય વૃષભરાશિનો ગુરૂ નમમે હોય કર્કરાશિનો શનિ અગીઆરમે
તેવો યોગ. (૧૮) વૃશ્ચિકરાશિનો ચંદ્ર લગ્નમાં હોય વૃષભરાશિના
બુધ અને શુક્ર સાતમે હોય સિંહરાશિનો મંગળ દશમે હોય ક
રાશિનો શનિ છટ્ઠે હોય તેવો યોગ (૧૯) ધનુઃરાશિનો ચંદ્ર લગ્ને
મીનરાશિનો શનિ ચોથે હોય મિથુનરાશિના સૂર્ય અને શુક્ર સા
હોય સિંહરાશિનો ગુરૂ નવમે હોય અને કન્યારાશિનો મંગળ દ
હોય તેથી થતો યોગ. (૨૦) મકરરાશિનો ચંદ્ર લગ્ને હોય વૃષભરાશિ

ગુરૂ પાંચમે હોય કર્કરાશિના શુક્ર સૂર્ય, અને બુધ સાતમે હોય અને તુલાનો મગળ દશમે હોય વૃશ્ચિકનો શનિ અગીઆરમે હોય તેવો યોગ (૨૧) કુંભરાશિનો ચદ્ર લગ્નમાં હોય કર્કરાશિનો મગળ છઠે હોય સૂર્ય, શુક્ર અને બુધ સિંહરાશિના સાતમે આવેલા હોય અને તુલારાશિનો શુક્ર નવમેસ્થાન (૨૨) મીનરાશિનો ચદ્ર લગ્નમાં હોય મિથુન રાશિનો શનિ ચોથેભાવે હોય કર્કરાશિનો ગુરૂ પાંચમે સ્થાને હોય કન્યારાશિના સૂર્ય, શુક્ર અને બુધ સાતમેસ્થાને હોય અને ધનરાશિનો મગળ દશેમેભાવે હોય તો થતો યોગ. ઉપર મુજબ જેવી રીતે ચદ્ર પરથી રાજ્યોગ બતાવ્યા તેમજ લગ્ન અને વર્ગોત્તમના ચદ્રપરથી પણ રાજયોગો ઉત્પન્ન થાય છે, અને તેને ૫૨૮ જાતના રાજ્યોગો માંડવ્ય મહર્ષિએ બતાવેલા છે

કુંભરાશિનો શનિ મેષરાશિનો સૂર્ય અને વરષરાશિનો ચદ્રમા એ ત્રણ ગ્રહમાંથી એકને લગ્નમાં મૂકી બાકીના બે ગ્રહોની ફેરવણી કરવાથી ત્રણ જાતના રાજ્યોગ ઉપજે છે (૧) ઉપરાંત બુધ મિથુન રાશિનો, ગુરૂ સિંહરાશિનો અને મગળ વૃશ્ચિકરાશિનો હોય તો રાજ્યોગ થાય (૨) ચદ્ર અને શનિ આ બે ગ્રહો ઉચ્ચના હોય અને તેમનો એક લગ્નમાં આવે તેથી બે જાતના રાજયોગ થાય છે. બુધ અને સૂર્ય કન્યારાશિના હોય અને તુલારાશિનો શુક્ર હોય, મેષનો મગળ, કર્કનો ગુરૂ હોય તો આ રાજયોગ થાય છે (૪) આ મત માંડવ્ય ઋષિ અને બાદરાયણિના ગ્રથોથી જણાય છે, મકર લગ્નમાં શનિ મગળ સાથે હોય અને ધનરાશિના સૂર્ય ચદ્ર બારમે ભાવે હોય તો પણ રાજ્યોગ ગણાય છે (૫) મકર રાશિનો ચદ્ર અને મગળ લગ્ને હોય અને ધનરાશિનો સૂર્ય બારમે હોય તો રાજયોગ થાય છે, (૬) લગ્નમાં સૂર્ય મેષરાશિનો હોય સાતમે તુલા રાશિનો ચદ્ર હોય અને તે સાથે શનિ હોય અને નવમે ભાવે ધનુ રાશિનો ચદ્ર હોય તો પણ રાજયોગ થાય છે (૭) લગ્ને વૃષભ રાશિનો ચદ્ર સિંહનો સૂર્ય ચોથે, વૃશ્ચિકનો ગુરૂ સાતમે, અને કુંભનો શનિ દશમે

હોય તો પણ રાજયોગ થાય છે. (૮) મકર રાશિનો શનિ લગ્નમાં હોય મીનનો ચંદ્ર ત્રીજે ભાવે આવેલ હોય મિથુન રાશિનો મંગળ છઠ્ઠે હોય કન્યા રાશિનો બુધ નવમે હોય અને ધન રાશિનો ગુરૂ બારમે હોય તો પણ રાજયોગ થાય છે; (૯) મીનનો સૂર્ય લગ્નમાં હોય, ધનુ રાશિનો ચંદ્ર અને ગુરૂ દશમે ભાવે હોય, મકર રાશિનો મંગળ અગીઆરમે ભાવે ૧૫ અંશ સુધીનો હોય તો રાજયોગ થાય છે. (૧૦) કન્યા લગ્નનો બુધ પહેલે ભાવે હોય ચંદ્ર અને ગુરૂ, ધનુ રાશિનાં થઇ ચોથે ભાવે રહેલ હોય અને મકરના પંદર અંશ સુધીનો મંગળ પાંચમે ભાવે આવેલ હોય તેથી એક પ્રકારનો રાજયોગ થાય છે; (૧૧) કન્યા લગ્નમાં બુધ, ધનુઃ રાશિનો ચંદ્ર ચોથા ભાવે હોય અને તે સાથે ગુરૂ અને શુક્ર આવેલા હોય અને પાંચમે સ્થાને શનિ મંગળ મકર રાશિમાં હોય તેથી પણ રાજયોગ થાય છે (૧૨) મીન લગ્નમાં ચંદ્ર હોય સિંહનો સૂર્ય છઠ્ઠા ભાવે હોય મકરનો મંગળ અગીઆરમે ભાવે તથા કુંભનો શનિ બારમે થવાથી રાજયોગ થાય છે. (૧૩) મેષનો મંગળ લગ્ન અને કર્કનો ગુરૂ ચોથે આવે તેથી પણ રાજયોગ થાય (૧૪) કર્ક લગ્નમાં ગુરૂ લગ્ને અવેલ હોય તથા મેષ રાશિનો મંગળ દશમે આવે તેથી પણ રાજયોગ થાય છે (૧૫) કર્ક રાશિનો ગુરૂ લગ્ને રહી વૃષનો ચંદ્ર, બુધ અને શુક્ર એ ત્રણ ગ્રહ આવેલા હોય અને મેષે સૂર્ય રાજ્યસ્થાને આવવાથી ઘણો બલીષ્ટ રાજયોગ થાય છે; (૧૬) મીન રાશિનો ચંદ્ર લગ્નમાં રહે. સિહ રાશિનો સૂર્ય છઠ્ઠા ભાવે મકરનો મંગળ લાભ સ્થાને અને કુંભનો શનિ બારમા ભાવે આવે તેથી રાજયોગ થાય છે (૧૭) મકર લગ્નમાં શનિ તનુસ્થાને મેષે ભૌમ ચોથે, મિથુને બુધ છઠ્ઠે, કર્કે ચંદ્ર સાતમે, સિંહે સૂર્ય આઠમે તુલ ભૃગુ દશમે આટલા યોગથી એક રાજયોગ થાય છે (૧૮) કન્યાલગ્નમ બુધ તનુ ભાવે આવ્યો હોય, મકરનો મંગળ સંતાન ભૂવને રહ્યો હોય તે સાથે શનિ પણ હોય, મીન રાશિના ગુરૂ અને ચંદ્ર બંને સાતમ સ્થાને હોય, મિથુને શુક્ર દશમે રહેલ હોય તેથી પણ રાજયોગ થાય છે

આ સિવાય રાજ્યોગ અનેક પ્રકારના વિસ્તારભયથી અહીં લીધા નથી. આ રાજ્યોગ બળવાન સમજવા. ઉપરના યોગો ગમે તેવા માણસની જન્મકુંડલીપર આવેલા હોય તેને રાજયોગ રાજા થવાનું ફળ સૂચવે છે. મધ્યમ પ્રકારના રાજયોગો હવે કહેવામાં આવે છે તે યોગમાં રાજવંશીનો જન્મ હોય તોજ રાજા થાય પરંતુ તે સિવાયનો મનુષ્ય હોય તો ધનધાન્યાદિ સમૃદ્ધિયુક્ત સુખી થાય છે.

(૧) ઉચ્ચ મુળ ત્રિકોણુમાંનાં ત્રણ અથવા ચાર ગ્રહો જેની જન્મકુંડલીમાં હોય તેને રાજ્યોગ થાય છે પરંતુ ચાર અથવા ત્રણ ગ્રહો ઉચ્ચના હોય તો જરૂર રાજા થાય છે. ઉચ્ચનો ગ્રહ મુળ ત્રિકોણ ગ્રહથી બળવાન સમજવો.

(૨) એક અથવા બે ગ્રહો મૂળ ત્રિકોણ કે ઉચ્ચના હોય તે રાજકુળમાં જન્મેલો હોય તો પણ રાજસુખ પામે નહિં માત્ર ધન સંપત્તિ ભોગવે છે.

(૩) મેષ લગ્નમાં સુર્ય અને ચંદ્ર હોય મકરનો મંગળ દશમે હોય ધનનો ગુરૂ નવમે હોય તેવો યોગ રાજવંશીનો રાજ્ય આપે. તે સિવાયનાને ધન આપે. આ વિષયમાં કેટલાક મતથી જણાય છે કે મેષનો ચંદ્ર લગ્નમાં હોય સિંહનો સુર્ય પાંચમે, ધનેગુરૂ નવમે, મકરે ભૌમ દશમે, કુંભે શનિ લાભે રહેવાથી રાજ્યોગ થાય (૪) કુંભ અથવા કર્કલગ્નમાં જન્મ હોય ચોથે વૃષભ અથવા તુલારાશિનો શુક્ર હોય. નવમે ચંદ્ર હોય તે સિવાયના કુલ ગ્રહો ત્રીજે કે અગીઆરમે ભાવે આવેલા હોય તો રાજવંશી રાજા થાય. (૫) બળવાન બુધ લગ્નમાં હોય ગુરૂ તથા શુક્ર પણ બળવાન હોય અને નવમે અથવા ચોથે હોય સુર્ય ચંદ્ર મંગળ અને શનિ નવમે બીજે ત્રીજે છઠેભાવે બેગા કે નોખા ગમે તે રાશિના હોય તો તે રાજવંશી ધર્માત્મા રાજા થાય છે. (૬) વૃષભરાશિનો ચંદ્ર તનુસ્થાને હોય તૃતીયે મિથુનનો ગુરૂ તુલા શનિનો છઠે હોય અને સુર્ય, બુધ, શુક્ર અને મંગળ મીનરાશિના થઇ અગીઆરમે

ભાવે આવેલાને રાજયોગ ઉપજાવે છે. (૭) કોઈપણ રાશિનો શ
લગ્ને, ચોથે ગુરૂ દશમે ચંદ્ર, અને અગીઆરમે સુર્ય હોય તો રાજવં
રાજા થાય છે. (૮) લાભસ્થાને શનિ રાજ્યસ્થાને ચંદ્ર, લગ્ને :
ધને ભૌમ અને બુધ, ચોથે શુક્ર સુર્ય રાજવંશીને રાજા બનાવે
(૯) લગ્ને મંગળ શનિ ચોથે ચંદ્ર, અને સાતમે ગુરૂ નવમે શુક્ર દ:
સુર્ય લાભે બુધ રાજવંશીને રાજા બનાવે છે.

**રાજભંગ યોગ વિષે**—ઉપર જણાવેલ રીતે રાજયોગ ર
હોય પણ હવે રાજયોગભંગ વિષયમાં જણાવવામાં આવે તે રીતે
કોઇ યોગ લાગુ થાય તો રાજયોગનું ફળ મળતું નથી. (૧) દરેક
શત્રુક્ષેત્રના હોય તોતે યોગમાં બળવન્ત રાજયોગ પણ નાશ પામે
(૨) ઘણા ગ્રહો નીચ રાશિના હોય તો પણ રાજયોગ નાશ
છે. (૩) ચદ્ર અથવા લગ્ન પર કોઇ ગ્રહની દૃષ્ટિ ન હોય તો ત:
પ્રકારના રાજયોગ નાશ પામે છે. એમ પરાશર ઋષિનો મત
(૪) સુર્ય પોતાના નવમાંશમાં હોય અને ક્ષીણચંદ્રને પાપગ્રહો
હોય તો તે મનુષ્ય પદભ્રષ્ટ જેવો યોગ પામે છે (૫) તુલારાશિ
સુર્ય એ પોતાના પરમ નીચનો હોય તો દરેક રાજયોગ નાશ
(૬) મકર રાશિનો ગુરૂ પરમ નીચ અંશનો હોય તો રાજ
દરિદ્ર યોગ બનાવે છે. (૭) ગુરૂનો અસ્ત હોય ત્રણ ગ્રહ નીચ રા
હોય અને કુંભ લગ્નમાં જન્મ હોય તો પણ રાજયોગ નાશ
છે. (૮) કોઇ પણ ગ્રહ નીચ રાશિનો લગ્નમાં આવેલ હોય
પાપગ્રહ હોય તો રાજયોગ નાશ પામે (૯) શુક્ર પરમ
રાશિગત હોય તો પણ રાજયોગનો નાશ કરે છે, (૧૦) લ
રાહુ આવેલ હોય તેના પર ચંદ્રની દૃષ્ટિ હોય ૩-૬-૧૧ એ ભ
સુર્ય શનિ અને મંગળ આવેલા હોય અને કોઇ પણ શુભ ગ્રહ કે
ન હોય (સાતમે સ્થાને શુભ ગ્રહ હોય) તો રાજયોગનું ફળ બ
મળતું નથી (૧૧) કોઇ પણ શુભ ગ્રહ કેન્દ્રસ્થાનમાં (૧-૪-૭
ન આવેલ હોય તો (૧૨) કેન્દ્ર સ્થાને આવેલા ગ્રહો અસ્તના

(૧૩) કેન્દ્રસ્થાનમાં આવેલા ગ્રહો નીચ રાશિના હોય (૧૪) ચારે કેન્દ્રસ્થાનમાં શત્રુરાશિગત ગ્રહો રહેલા હોય તો રાજયોગ નાશ પામે છે. (૧૫) સર્વે પાપગ્રહ કેન્દ્રસ્થાને હોય અને નીચરાશિ અથવા શત્રુ ક્ષેત્રી હોય કોઇપણ શુભગ્રહની દૃષ્ટિ ન હોય અથવા નીચ કે શત્રુ રાશિગત બારમે હોય તો રાજયોગ નાશ પામે છે.

**રાજયોગનું ફળ ક્યારે મળશે?**—ઉપર જણાવેલ કોઇપણ અપવાદ ન હોય અને રાજયોગ કાયમ રહે તો તેનું ફળ ક્યારે મળશે તે માટે વિચાર કરવો. રાજયોગ થયો હોય તેની જન્મ કુંડલીમાં દશમે ભાવે જે ગ્રહ બેઠા હોય તેની મહાદશા અંતર્દશામાં ફળ મળે, દશમે સ્થાને કોઈજ ગ્રહ ન હોય તો લગ્નમાં જે ગ્રહ હોય તેની મહાદશા અંતર્દશામાં ફળ મળશે (૨) લગ્નમાં અને દશમ સ્થાને એમ બને ઠેકાણે ગ્રહ બેઠેલા હોય તો તેમાંથી જે ગ્રહ બળવાન હોય તેની દશા અંતર્દશામાં ફળ મળે છે. (૩) લગ્ન કે દશમે ભાવે કોઇપણ ગ્રહ ન હોય તો આખી કુંડલીમાં જે ગ્રહ વધારે બળવાન હોય તેની દશા અંતર્દશા ફળ આપશે (૪) કોઈ પ્રસંગ એવો આવે કે ફળ આપનાર ગ્રહની દશા અંતર્દશા આવવા સંભવ ન જ હોય તો તેના મિત્રની દશામાં તેની અંતર્દશામાં ફળ મળે છે, (૫) રાજયોગ થયો હોય, તેનું ફળ મળ્યું હોય પણ જો કોઇ ગ્રહ નીચનો હોય તો રાજયોગ નાશ પામવા જેવું ફળ તેની દશાંતર્દશામાં થાય છે! શત્રુ ક્ષેત્રી ગ્રહ હોય તો મોટી આપત્તિને ઉપજાવે છે (૬) લગ્નમાં બુધ અને શુક્રનો યોગ હોય શનિ સાતમે રહ્યો હોય દશમે સુર્ય હોય તો તે માણસ એકંદર વૈભવી અને સુખી થાય છે (૭) સુર્ય બુધ અથવા શુક્રની રાશિનું જન્મ લગ્ન હોય દશમ સ્થાને સુર્ય, બુધ સાથે બેઠા હોય અને લગ્ને ગુરુ, શુક્ર હોય તો પણ ફળ સારું ગણવું. પણ આ યોગમાં એક શંકા રહે છે કે સુર્ય ને શુક્ર સાથે ચાર રાશિનું અંતર કદી આવતું નથી. પરંતુ કાલાંતરે તેમ થતું હશે એમ ધારી આ યોગ લખાયેલ હોવા અનુમાન જણાય છે.

**ચોરનો રાજા**—શુભ ગ્રહની બળવાન રાશિએ કેન્દ્રમાં હોય પાપગ્રહની રાશિના પાપગ્રહો જન્મ કુંડલીમાં હોય તો ચોરનો રાજા થાય છે કે નીચ જાતીમાં ઉપરીપણું ભોગવે છે; કોઈ મતથી તો શુભ ગ્રહો કેન્દ્રમાં બળવાન થયા હોય તો આ યોગ થાય છે અને કોઇ મતભેદ છે કે પાપગ્રહો પાપગ્રહની રાશિના હોય અને શુભ-ગ્રહની રાશિઓ કેન્દ્રમાં બળવાન ન હોય તો ચોરનો અધિપતિ થાય. રાજયોગવાળાને આયુષ્ય થોડું હોય તેવી શંકા જવાનું પણ એક કારણ છે કે પુણ્યશાળી આમ હોય તેનેજ રાજયોગ થાય છે. કોઈ તેવો પુણ્યશાળી પોતાના પ્રારબ્ધવશાત્ જન્મેલ હોય અથવા યોગી હોય છે, યોગીને રાજયોગ સિદ્ધિ આપનાર થાય છે.

# પંચ મહાપુરૂષ યોગ

(૧) રૂચકયોગ—પોતાના પરમ ઉચ્ચનો મંગળ કેન્દ્ર સ્થાનમાં હોય તો આ યોગ થાય છે. તેનું ફળ—મોટી ઉમરવાળો 'સુંદર કાંતિવાળો સાહસ કર્મથી કાર્યથી સિદ્ધિ મેળવનાર[1] સમાન અવયવ, યશસ્વી, શૂરવીર, શત્રુનો નાશ કરનાર. શંખ સમાન કંઠવાળો મહાપરાક્રમી, ક્રૂર સ્વભાવ, બ્રાહ્મણોનો ભક્ત, ગુરૂથી' નમ્ર, હાથમાં સામુદ્રિક ઉત્તમ ચિહ્નો ધરાવનાર;"વજનદાર શરીરવાળો.સહ્યાચળ વિધ્યાચલ આજુબાજુના દેશમાં વિજય મેળવનાર થાય છે;"(૨) ભદ્રયોગ—પોતાના પરમ ઉચ્ચનો બુધ કેન્દ્ર સ્થાનમાં આવવાથી ભદ્રયોગ થાય છે તેનું ફળ—સિંહ સમાન પરાક્રમી મોટી જંઘાવાળો, પુષ્ટ છાતીવાળો, ઉંચો, કામી યોગશાસ્ત્રને જાણનાર, શંખ સમાન કંઠવાળો, હાથમાં તલવાર, હાથી, ગદા, કમળફુલ, બાણ, પતાકા અને ચક્ર, ચંદ્રમા, છત્ર વગેરે ચિન્હવાળો કેશર સમાન સુગંધી દેહવાળો, શ્રેષ્ટ અવાજ શ્રેષ્ટરૂપ બુદ્ધિમાન, ધર્મપરાયણ ધીરજવાન, સર્વ કાર્યમાં સ્વતંત્ર, મિત્રો પર દયા રાખનાર અતિથિનો સત્કાર કરનાર અને કાન્યકુબ્જ દેશનો અધિપતિ પુત્ર અને સ્ત્રીના સુખયુક્ત એંસી વર્ષના આયુષ્યવાળો થાય છે (૩) **હંસ મહાપુરૂષ**—પોતાના પરમોચ્ચનો બૃહસ્પતિ કેન્દ્ર સ્થાને આવવાથી આ યોગ થાય છે; તેનું ફળ—લાલમુખ ઉન્નત નાસિકા, પ્રસન્ન મન, પુષ્ટ ગાલ. હંસ સમાન શબ્દ, કફપ્રકૃતિ, શંખ, કમળ, અંકુશ મત્સ્ય, માલા, ખટ્વાંગ, કુંભ વગેરે ચિહ્નોવાળો, જલાશયમાં પ્રીતિ કરનાર, અત્યતકામી, સ્ત્રીઓથી અતૃપ્ત, છન્નુ વર્ષના આયુષ્યવાળો અને બાલ્હીક, શૂરસેન વગેરે દેશનો અધિપતિ ગાંધાર દેશ યમુના ગંગા મધ્ય પ્રદેશ વગેરે ભૂમિનું પાલન કરનાર અને વનમાં મૃત્યુ પામનાર થાય છે (૪) **માલવ્યપુરૂષ**—પોતાના પરમોચ્ચનો શુક્ર કેન્દ્ર સ્થાને હોવાથી આ યોગ થાય છે તેનું ફળ—પાતળા હોઠવાળો, મધ્યમ

શરીર, પાતળી કમર, સ્વરૂપવાન, લાંબી નાસિકા તથા ઢીંચણ સુધી બાહુવાળો, મોટા નેત્રવાળો અને સિત્તેર વર્ષનું આયુષ્ય ભોગવનાર થાય છે; લાટદેશ, માલવદેશ અને સિંધુ દેશ વગેરે દેશોનો ભોક્તા બને છે. (૫) **શશકપુરૂષ**—પોતાના પરમોચ્ચનો શનિ કેન્દ્ર સ્થાને આવવાથી આ યોગ થાય છે; તેનું ફળ નાના દાંતવાળો, ચાલવામાં ઉતાવળો, ક્રોધી, શઠ, શૂરવીર, અતિથિઓને સત્કાર કરનાર, ઘણી સેનાનો અધિપતિ માતાની સેવા કરનાર, કટિ ભાગમાં દુર્બળ, બીજાના દોષને શોધનાર, શય્યા, શંખ, બાણ, તલવાર, મૃદંગ અને વીણાના ચિન્હવાળો સિત્તેર વર્ષનું આયુષ્ય ભોગવનાર થાય છે.

# નાભસ યોગ

નાભસ યોગમાં ચાર ભેદ ગણેલા છે;૧ આશ્રય.૨ આકૃતિ. ૩ દલ.૪ સંખ્યા યોગ. આશ્રયયોગના ભેદ ત્રણ છે. દલયોગના ભેદ ૨ છે. આકૃતિયોગના ૨૦ ભેદ છે અને સંખ્યા યોગ સાત જાતના છે એ પ્રમાણે કુલ ૩૨ જાતના નાભસયોગો થાય છે; યવનાચાર્યના મતમાં તો લગભગ બે હજાર જાતના આ યોગો વર્ણવેલા છે. એ તમામ આ બત્રીસ યોગોના જ ભેદ છે. (૧) **રજ્જુયોગ**—તમામ ગ્રહો ચાર રાશિમાં હોય તેથી રજ્જુયોગ થાય છે, તેનું ફળ—ઈર્ષાવાળો સ્વભાવ અને જ્યાં ત્યાં ભટકનાર બનાવે છે. (૨) **મુસલયોગ**—સ્થિર રાશિમાં તમામ ગ્રહો રહેલા હોય તો મુસલયોગ થાય છે, તેનું ફળ—અહંકારી ધનવાન અને ઘણા કામમાં પ્રવૃત્તિ કરાવે છે. (૩) **નલયોગ**—દ્વિસ્વભાવ રાશિમાં તમામ ગ્રહો રહેવાથી નલયોગ થાય તેનું ફળ—શરીરમાં કંઇક ખોડ હોય, સ્થિર વિચારવાળો, હોંશીઆર અને ધનનો અધિપતિ થાય છે.

(૪) **માલાયોગ**—(ઉપર ત્રણ જાતના આશ્રય યોગ કહ્યા હવે દલ યોગ કહે છે) સર્વે શુભ ગ્રહો કેન્દ્રસ્થાનમાં રહેલા હોય તો માલાયોગ થાય છે; પરંતુ પાપગ્રહ કેન્દ્રમાં ન હોવો જોઇએ. ફળ વૈભવ અપાવે છે. (૫) **સર્પયોગ**—દરેક કેન્દ્રસ્થાનમાં પાપગ્રહો હોય અને શુભગ્રહ કોઇપણ કેન્દ્રસ્થાનને ન હોય તો સર્પયોગ થાય છે; ફળ—આ યોગમાં જન્મનાર ઘણું દુઃખ અનુભવે છે.

---

સૂચના—પાપગ્રહ અને શુભગ્રહ માટે કેટલાક ઋષિઓના મતમાં બુધ, ગુરૂ, શુક્ર અને પૂર્ણકળાનો ચંદ્ર એ ચાર ગ્રહોને શુભ ગણેલા છે. સુર્ય, મંગળ, શનિ અને ક્ષીણચંદ્ર પાપગ્રહ કહેવાય છે પણ સત્યાચાર્ય, ગાર્ગી, મણીત્થ, અને પારાશર તો કહે છે કે, ચંદ્રને પાપ અથવા શુભમાં ગણવો નહિ. બાકીના ત્રણ ગ્રહ પાપ અને શુભ ગણવા વળી કોઇ બુધને ક્રૂરગ્રહયુક્ત હોવાથી ક્રૂર અને સૌમ્યગ્રહયુક્ત હોવાથી સૌમ્ય આ પ્રમાણે ગણે છે.

(૬) **ગદાયોગ**—( હવે આકૃતિયોગ કહે છે ) પાસેપાસેના બે કેન્દ્રોમાં તમામ ગ્રહો આવવાથી ગદાયોગ થાય છે એટલે ચાર ભેદથી આ યોગ થાય. લગ્ન અને ચોથે ભાવે તમામ ગ્રહો હોય, ચોથે અને સાતમે ભાવે તમામ ગ્રહો હોય, સાતમે અને દશમે ભાવે તમામ ગ્રહો હોય. દશમે અને લગ્ને તમામ ગ્રહો હોય તો આ યોગ થાય છે, તેનું ફળ—ધનવાન, ઉદ્યમી, યજ્ઞયાગાદિ સત્કર્મ કરનાર થાય છે; (૭) **શકટયોગ**—લગ્ન અને સાતમા ભાવે તમામ ગ્રહો હોવાથી આ યોગ થાય છે; તેનું ફળ—ખરાબ સ્ત્રીનો સંગી, રોગી અને ગાડી ચલાવનાર થાય છે, (૮) **વિહુગયોગ**-ચોથે ભાવે અને દશમે ભાવે દરેક ગ્રહો હોવાથી આ યોગ થાય તેનું ફળ—ક્લેશ કરનારો, દૂતકાર્ય કરનાર અનેક સ્થાને ભટકનાર થાય છે. (૯) **શૃંગાટકયોગ**—-૫-૯ એ ત્રણે ભાવે દરેક ગ્રહો હોવાથી આ યોગ થાય છે. તેનું ફળ—આ યોગવાળો વૃદ્ધાવસ્થમાં સુખી થાય છે (૧૦) **હુળયોગ**-લગ્ન સિવાય કોઈપણ ભાવે સર્વ ગ્રહો હોય એકબીજાથો નવમે પાંચમે રહેલા હોય તો આ યોગ થાય છે. જેમકે (૧) બીજે છઠે અને દશમે ભાવે તમામ ગ્રહો હોય. (૨) ત્રીજે સાતમે અને અગીઆરમે તમામ ગ્રહો હોય (૩) ચોથે આઠમે અને બારમે તમામ ગ્રહો હોય તેથી આ યોગ થાયછે. તેનું ફળ—ખેતીનાં કાર્યોમાં ભાગ્યોદય થાય છે. **વજ્રયોગ**—લગ્ન અને સ્ત્રીભુવને સર્વ શુભ ગ્રહો અને ચોથે અને દશમે સર્વ પાપગ્રહો હોય તો વજ્રયોગ થાય છે; તેનું ફળ બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં સુખ ભોગવે, દરેકને પ્રિય, શૂરવીર અને યુવાવસ્થામાં દુઃખી થાય છે (૧૨) **યવયોગ**—લગ્ન અને સાતમા ભાવે સર્વ પાપગ્રહો અને ચોથે તથા દશમે ભાવે સર્વ શુભ ગ્રહો રહેવાથી થતો યોગ. તેનું ફળ—પરાક્રમી યુવાવસ્થામાં અતિ સુખી અને મધ્યમ કાંતિવાળો થાય છે. (૧૩) **કમળયોગ**—ચાર કેન્દ્રમાં કોઇપણ ઠેકાણે શુભ અને પાપગ્રહો બેઠેલા હોય તેથી આ યોગ થાય છે. તેનું ફળ સદ્ભાગી અને કીર્તિવાળો તથા સુખી થાય છે.

(૧૪) વાપીયોગ—૨-૫-૮-૧૧ એ સ્થાનોમાં અથવા ૩-૬-૯-૧૨ એ સ્થાનમાં સર્વગ્રહો બેઠેલા હોય તો તે વાપીયોગ કહેવાય છે, તેનું ફળ-ઘણું સુખ ભોગવે લોભી, કૃપણ અને જમીનમાં ધન દાટનાર થાય છે (૧૫) યુપયોગ—૧-૨-૩-૪ એ ભાવે દરેક ગ્રહો બેઠેલા હોવાથી આ યોગ છે. તેનુ ફળ—ઉદાર, દાતાર અને યજ્ઞાદિ કર્મ કરનાર અને આગમુ થાય છે (૧૬) શરયોગ—૪-૫-૬-૭ એ ભાવે દરેક ગ્રહો બેઠેલા હોવાથી આ યોગ થાય છે તેનું ફળ—કેદખાનાનો ઉપરી (જેલર) હિંસા કરનાર, ધનુષબાણમાં પ્રવીણ થાય છે (૧૭) શક્તિયોગ—૭-૮-૯-૧૦ એ ભાવે શુભ ગ્રહો હોવાથી આ યોગ થાય છે, તેનું ફળ આળસુ, સુખ અને ધન વગરનો અને નિંદિત કાર્ય કરનાર થાય છે. (૧૮) દંડયોગ ૧૦-૧૧-૧૨-૧ એ ભાવમાં દરેક ગ્રહ હોવાથી આ યોગ થાય છે. તેનું ફળ સેવાવૃત્તિથી જીવનાર, સ્ત્રી-પુત્ર વગેરેથી હીન અને અનિશ્ચિત મનનો થાય છે. (૧૯) નૌયોગ—૧-૨-૩-૪-૫-૬-૭ એ પ્રમાણે સાતે ભાવમાં દરેક ગ્રહો રહેવાથી આ યોગ થાય છે તેનું ફળ કૃપણ બનાવે છે. સુખી અને દુઃખી એમ બે પ્રકારની અવસ્થા રખાવે છે. (૨૦) કૂટયોગ—૪-૫-૬-૭ ૮-૯-૧૦ એ ભાવમાં સર્વગ્રહો આવવાથી આ યોગ થાય છે તેનું ફળ—મિથ્યાભિમાની, જુઠ્ઠુ બોલનાર અને કેદીઓનો રક્ષક થાય છે. (૨૧) છત્રયોગ—૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧ એ સાત સ્થાનમાં સર્વે ગ્રહો આવવાથી છત્રયોગ થાય છે. તેનું ફળ-વૃદ્ધાવસ્થામાં બહુ સુખી થાય. પોતાના સબંધીઓને સુખ આપનાર થાય છે (૨૨) ચાપયોગ—૧૦-૧૧-૧૨-૧-૨-૩-૪ એ સાત ભાવમાં દરેક ગ્રહ આવવાથી આ યોગ થાય છેઃ તેનું ફળ—શરીર, બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં સુખ ભોગવનાર થાય છે (૨૩) અર્ધચંદ્રયોગ—કેન્દ્ર સિવાય સાત ભાવમાં સર્વ ગ્રહો આવે તો આ યોગ થાય છે. આ યોગ આઠ પ્રકારે થાય છે (૧) ૨-૩-૫-૬-૮ ભાવે સર્વ ગ્રહ હોય (૨) ૩-૫-૬-૮-૯ ભાવે સર્વ ગ્રહ હોય. (૩)

૫-૬-૮-૯-૧૧ ભાવે સર્વ ગ્રહો (૪) ૬-૮-૯-૧૧-૧૨ ભાવે સર્વ ગ્રહો (૫) ૮-૯-૧૧-૧૨-૨ ભાવે સર્વ ગ્રહો. (૬) ૯-૧૧-૧૨-૨-૩ ભાવે સર્વ ગ્રહો (૭) ૧૧-૧૨-૨-૩-૫ ભાવે સર્વ ગ્રહો (૮) ૧૨-૨-૩-૫-૬ ભાવે સર્વ ગ્રહો હોય તો ચંદ્રયોગ થાય છે તેનું ફળ—સુંદર કાંતિવાળો અને ઘણાઓથી માન મેળવનાર થાય છે; **સમુદ્રયોગ**—૨-૪-૬-૮-૧૦ અને ૧૨ એ ભાવમાં સર્વ ગ્રહો આવવાથી થતો યોગ સમુદ્રયોગ કહેવાય છે તેનું ફળ-રાજા થાય, વૈભવ ભોગવે અને સમુદ્રપર્યંત કીર્તિ ફેલાય છે. (૨૫) **ચક્રયોગ**—૧-૩-૫-૭-૯-૧૧ એટલા ભાવોમાં સર્વ ગ્રહો હોય તો ચક્રયોગ થાય તેનું ફળ—રાજામહારાજાઓ પણ તેને પ્રણામ કરે છે એટલે ચક્રવર્તી રાજા અથવા તપસ્વી કે મહાજ્ઞાની થાય છે. એટલે મહારાજા અથવા યોગીરાજા થાય છે, (૨૬) **વીણાયોગ**—(હવે સંખ્યાયોગો કહે છે) ગમે તે સાત સ્થાને સર્વ ગ્રહો રહેવાથી આ યોગ થાય છે. આ યોગને વલ્લકી પણ કહેવામાં આવે છે. ફળ-સંગીતપ્રિય, નાટયપ્રિય ચતુર અને શ્રૃંગારી થાય છે. (૨૭) **દામીનીયોગ**—કોઈપણ ૭ સ્થાનોમાં દરેક ગ્રહો આવેલા હોય તેથી આ યોગ ગણાય છે. તેનું ફળ-ઉદાર, પરોપકારી અને પશુનો પાલક અને અધિકાર ભોગવનાર થાય છે. (૨૮) **પાસયોગ**—કોઇપણ પાંચ સ્થાનમાં દરેક ગ્રહો આવવાથી આ યોગ થાય છે. તેનું ફળ-ઉદ્યમથી ધન મેળવે, બંધુઓ તથા નોકરોને પણ સારે રસ્તે દોરનાર થાય છે. (૨૯) **કેદારયોગ**—હરકોઇ ચાર સ્થાનમાં સર્વ ગ્રહો રહેવાથી આ યોગ થાય છે. તેનું ફળ-ખેતિમાં અભ્યુદય અને પરોપકારી થાય છે. (૩૦) **શુળયોગ**—કોઈપણ ત્રણ ભાવમાં સર્વે ગ્રહો હોવાથી શળયોગ થાય છે. તેનું ફળ-હથિઆરના ઘાવાળો ધનમાં અતિ આસક્ત અને નિર્ધન અવસ્થાને ભોગવનાર થાય છે. (૩૧) **યુગયોગ**—કોઈપણ બે સ્થાનમાં સર્વ ગ્રહો આવવાથી આ યોગ થાય છે; તેનું ફળ-ધન વગરનો પાખંડી અને ઘણા પ્રપંચને રચનાર થાય છે. (૩૨) **ગોળયોગ**—

કોઇપણ એકજ ભાવમાં સર્વ ગ્રહો રહેવાથી આ યોગ થાય છે તેનું ફળ ઘણું ભયંકર ફળ છે. ધન વગરનો ગરીબ, મુર્ખ, આળસુ અને નિંદિત કામ કરનાર તથા રખડતો સમજવો

**વધુ ખુલાસો**—દલયોગ અને આકૃતિ યોગ એકી વખતે થતા નથી. દલયોગ અને આશ્રયયોગ પણ એકી વખતે થતા નથી. પરંતુ દલયોગ અને સખ્યાયોગ એકી વખતે થઈ આવે છે, તેવે પ્રસંગે દલયોગનું વધુ પ્રામાણ્ય ગણાય. સખ્યાયોગનું બળ નિર્બળ ગણવા કારણ દલયોગ પ્રમાણે ફળ મળે, વળી આકૃતિ યોગ અને આશ્રયયોગ કોઈ સમયે એકી વખતે થાય તેવે પ્રસગે આકૃતિ યોગનું ફળ મળે છે; આકૃતિ યોગ અને સખ્યા યોગ કોઈ સમયે એકી વખતે આવે તો આકૃતિ યોગનુ ફળ કહેવુ, સખ્યા યોગ અને આશ્રય યોગ આકૃતિ યોગની સાથે એકી વખતે બને, તેમજ આશ્રય યોગ અને સંખ્યાયોગ પણ એકી વખતે બની આવે છે, આવે પ્રસગે સંખ્યા યોગ સાથેના યોગ માટે ફળ ન કહેવુ. એકથી વધુ નાભસયોગ ઉપજે તેમાં જે સબળ હોય તે ફળ આપી શકે છે યોગનુ ફળ મળવાનો સમય જણાવેલો જ છે અને જે માટે સમય ન જણાવ્યો હોય તે માટે તે ગ્રહની દશામાં ફળ મળે છે એમ જાણવુ, મૂળ જન્મકુડલીમાંના ગ્રહો ચલીત કુંડલીમાં ચળી ગયા હોય તો એ યોગમાં ભંગ થયો જાણવો; જેથી બરાબર ફળ મળે નહિ

**ચંદ્રયોગ બાબત**—(બૃહજ્જાતક) મનુષ્યમાં વિનય, વિજ્ઞાન, જ્ઞાન બુદ્ધિ એ સર્વ ચદ્રયોગથી જાણી શકાય છે, ચંદ્ર કેન્દ્ર સ્થાનમાં હોય તો તેના વિનય વગેરે ઉત્તમ પ્રકારનાં હોય છે, પણફર (૨-૫-૮-૧૧) સ્થાનમાં હોય તો મધ્યમ પ્રકારના વિનયાદિ હોય છે. અને આપોક્લિમ સ્થાનમાં હોય તો ઉપરોક્ત વિનયાદિ ઉતરતા પ્રકારનાં હોય છે; (૨) ચંદ્ર પર ગુરુની દૃષ્ટિ હોય અને દિવસનો જન્મ હોય તો તે મનુષ્ય પૈસાદાર અને સુખી થાય છે. પણ તે ચંદ્ર પોતાના

અધિમિત્રના અથવા પોતાના નવમાંશનો હોવો જોઇએ. (૩) ચંદ્ર પર શુક્રની દૃષ્ટિ હોય અને રાત્રિનો જન્મ હોય તો તે માણુસ પૈસાદાર અને સુખી થાય છે; પણુ તે ચંદ્ર પોતાના અધિમિત્ર અથવા પોતાના નવમાંશનો હોવો જોઇએ. (૪) **ચંદ્ર અધિયોગ**—બુધ, ગુરૂ અને શુક્ર એ સૌમ્ય ગ્રહોમાંથી કોઇપણુ ગ્રહ ચંદ્રથી છઠ્ઠા, સાતમા અને આઠમા ભાવમાં હોય તો આ યોગ થાય છે. તેનું ફળ—સેનાપતિ, રાજા અથવા પ્રધાન બનાવે છે; વૈભવ યુક્ત અને શત્રુને જીતનાર થાય છે; આ અધિયોગ માટે સારાવલિમાં લખ્યું છે કે, બુધ, ગુરૂ અને શુક્ર અસ્તંગત ન હોય અને તેઓ પર ક્રૂરગ્રહની દૃષ્ટિ ન હોય તો રાજયોગ તરીકે ગણાય છે. (૫ **સુનફા યોગ**—સૂર્ય સિવાય કોઇપણુ ગ્રહ ચંદ્રથી બીજે અને બારમે હોવાથી આ યોગ થાય છે. આ રીતે ૩૦ પ્રકારના સુનફા યોગ થઇ શકે છે; તેનું ફળ–સ્વોપાર્જીત દ્રવ્યવાળો, રાજા અથવા રાજતુલ્ય સુખવાળો બુદ્ધિશાળી અને ધનાઢય થાય છે; (૬) **અનફા યોગ**—સૂર્ય વિના કોઇપણુ ગ્રહ ચંદ્રથી બારમે સ્થાને આવેલ હોય તો અનફાયોગ થાય છે, આ રીતે ૩૦ પ્રકારના અનફાયોગ થઈ શકે છે; તેનું ફળ—સત્તાધીશ, નિરોગી, શિલવાન્ જગતમાં વિખ્યાત્, સર્વભોગ ભોગવનાર સુંદર વસ્ત્ર ધારણુ કરનાર થાય છે; (૭) **દુર્ધરાયોગ**—સૂર્ય સિવાય કોઇપણુ ગ્રહ ચંદ્રથી બીજા અને બારમા સ્થાનમાં રહેલા હોય તો દુર્ધરા યોગ થાય છે. એ રીતે ૧૮૦ પ્રકારના આ યોગો છે; તેનું ફળ—અનેક જાતના ભોગ ભોગવનાર, ધન તથા વાહનના સુખવાળો ઉદાર અને સારા ચાકરવાળો થાય છે. (૮) **કેમદ્રુમયોગ** જેને સુનફા, અનફા, કે દુર્ધરા યોગ ન થતો હોય તેનેકેમદ્રુમ યોગ થયો સમજવો. કેટલાક આચાર્યોના મત પ્રમાણે કેમદ્રુમ યોગ માટે નીચે મુજબ અપવાદ છે. લગ્નથી ચંદ્ર કેન્દ્ર સ્થાનમાં રહેલ હોય તો અથવા તો ચંદ્ર સાથે કોઇ ગ્રહ હોય તો કેમ દ્રુમ યોગ થતો નથી; ( સુનફા, અનફા કે દુર્ધરા એ ત્રણમાંનો કોઇ યોગ ન હોય તો ) આ મત ગર્ગ અને પરાશરનો છે.

શ્રુત કીર્તિ અને બીજા કેટલાક આચાર્યો સુનફા, અનફા અને દુર્ધરા યોગ માટે કેન્દ્ર સ્થાન સૂચવે છે એટલે ચંદ્રથી ચોથે રહેલ ગ્રહ સુનફા, દશમા સ્થાનમાં હોય તો અનફા અને ચોથા અને દશમા એ બન્ને સ્થાનમાં ગ્રહ હોય તો દુર્ધરા યોગ કહે છે, એ કેન્દ્રમા કોઈપણ ગ્રહ ન હોય તો કેમદ્રુમ થાય છે, કેમદ્રુમયોગનું ફળ—રાજાના વંશમા પ્રગટ થયો હોય તો પણ મલીન, નીચ કર્મો કરનાર, દરિદ્રી, ચાકરી કરનાર અને પાપી થાય છે, વિશેષ—(જાતકાભરણ) સૂર્યથી ચંદ્રમા કેન્દ્રમા હોય તો ગાન, માન, ઉન્નતિ, નિપુણતા વગેરે હોય નહિ, સૂર્યથી પણફર સ્થાને ચંદ્ર હોય તો પૂર્વોક્ત ફળ મધ્યમ જાણવું અને આપોક્લિમ સ્થાનમાં હોય તો ફળ ઉત્તમ સમજવું વળી પણ ચંદ્રમાને દરેક ગ્રહ જોતા હોય તો તે દીર્ઘાયુ થાય રાજા સમાન સુખી થાય અને કેમદ્રુમ યોગ થયો હોય તો પણ તે યોગનો ભંગ સમજવો, ચંદ્રે કેન્દ્રમાં ગ્રહે આવેલ હોય તો પણ કેમદ્રુમ યોગનો ભંગ કરે છે, મંગળ સહિત બૃહસ્પતિ તુલા રાશિમાં હોય અને સૂર્ય કન્યા રાશિમા હોય મેષ રાશિગત ચંદ્રમા હોય અને બાકીનો ગ્રહ જોતો ન હોય તો કેમદ્રુમનો ભંગ થાય છે અને રાજ્ય સમૃદ્ધિ વગેરે મેળવે છે

સુનફાદિ યોગ કરનાર મંગળ હોય તો તે માણસ ઉત્સાહથી કામ કરનાર શૂરવીર, ધનવાન અને સાહસિક થાય છે સુનફાદિ યોગ કરનાર બુધ હોય તો તે ચતુર સદ્ગુણવાળો, સારાં વચન બોલનાર, ગાયન નૃત્ય અને ચિત્રકળામાં નિપુણ થાય છે ગુરૂ હોવાથી ધનવાળો ધર્માત્મા સુખ ભોગવનાર અને રાજ માન્ય થાય શુક્ર હોય તો કામી, ધનવાળો, અને મોજીલો થાય છે, શનિ હોય તો પારકી સમૃદ્ધિને ભોગવનાર થાય છે સ્થાવર વસ્તુવાળો અને નોકરોનો ઉપરી થાય છે, બે અથવા વધુ ગ્રહો સાથે યોગ કરતા હોય તેને પ્રસંગે યોગ કરનારા ગ્રહનું ફળ એકઠું ભોગવે છે, રાત્રિએ જન્મ

હોય અને ચંદ્ર અદશ્ય ચક્રાર્ધમાં હોય તો નેષ્ટ સમજવો દશ્ય ચંદ્ર હોય તો શ્રેષ્ટ ગણાય છે; લગ્નથી ઉપચય સ્થાનમાં શુભ ગ્રહો આવેલા હોય તો તે ધનવાન થાય, ચંદ્ર થકી સર્વે શુભગ્રહો ઉપચય સ્થાનમાં હોય તો પણ ધનવાન થાય. ચંદ્ર અથવા લગ્નથી એકાદ ગ્રહ પણ ઉપચય સ્થાનમાં હોય તો તે પ્રમાણમાં દ્રવ્ય લાભ કરાવે છે; પરંતુ લગ્ન અથવા ચંદ્રથી ઉપચય સ્થાનમાં કોઈપણ શુભગ્રહ ન હોય તો કેમદ્રુમ યોગ જેવું જ ફળ મળે છે; ઉપચય સ્થાનથી થતો યોગ બલીષ્ટ હોય અને કેમદ્રુમ વગેરે નઠારા યોગો થયા હોય તો દરેક ખરાબ ફળનો નાશ કરે છે, અને ઘણું ઉત્તમ ફળ આપે છે એમ સત્યાચાર્યનો મત છે.

ચંદ્રયોગ કરનાર ગ્રહો ચંદ્રમાની મહાદશામાં પોતાની અંતર્દશાઓ જ્યારે આવે ત્યારે ફળ આપે છે અને સૂર્ય યોગ કરનાર ગ્રહ સુર્યની મહાદશામાં યોગ કરનારની અંતર્દશા આવે ત્યારે ફળ આપે છે; ચંદ્ર યોગ બીજા યોગો કરતાં વધુ બળવાન હોવાથી બરાબર તપાસવા આચાર્યોની આજ્ઞા છે; જન્મ કુંડલીમાં લગ્ન અને ચંદ્ર બળવાન હોય તો જ તે માણસ દરેક રીતે સુખી રહે છે.

**સૂર્યયોગ વિષે**—જેમ ઉપર ચંદ્ર યોગ જણાવ્યા તેમજ સુર્ય યોગ પણ જણાવે છે. (૧) **વોશિયોગ**—સુર્યથી ચંદ્ર સિવાય કોઈ પણ ગ્રહ બારમે સ્થાને હોવાથી વોશિયોગ થાય છે; તેનું ફળ જે મનુષ્યના જન્મકાલમાં વોશી યોગ હોય તે મનુષ્ય મંદ દૃષ્ટિ, ઘણાં કાર્ય કરનાર, નીચે જોઈને ચાલનાર, ઉંચા દેહવાળો અને જુઠાબોલો થાય છે. (૨) **વેશિયોગ**—સુર્યથી ચંદ્ર સિવાય કોઈપણ ગ્રહ બીજે સ્થાને આવેલા હોય તો આ યોગ થાય છે; તેનું ફળ—દયાળુ મોટી દેહવાળો અને બોલવામાં ચતુર, આળસુ તેમજ વક્રદષ્ટિથી જોનાર થાય છે. (૩) **ઉભયચરીયોગ**—સુર્યથી ચંદ્ર સિવાય કોઈપણ ગ્રહ બીજે અને બારમે સ્થાને રહેલા હોય તો ઉભયચરીયોગ થાય છે.

તેનુ ફળ-મદનશાપ સ્વભાવ અત્યંત સમૃદ્ધિશી મુક્ત, બળવાન લક્ષ્મીવાન થાય છે, સૂર્યઅંશ અને બળાબળ મુજબ વિચાર કરવો એ મુજબ ન્યુનાધિક ફળ મળે છે.

**પ્રવ્રજ્યાયોગ વિષે**—પ્રવ્રજ્યા એટલે દીક્ષા વૈરાગ્ય ભીખ કે સંન્યાસી, સાધુ વગેરે થવાની આન્હી મુચવે તેવા યોગો કહેવાય છે. અને જે જે પ્રકારના આ યોગ થાય છે તેનું ફળ અને યોગ નીચે મુજબ છે (૧) સુર્ય અધિપતિ હોય એવો પ્રવ્રજ્યાયોગ. જેને થયો હોય તે મનુષ્ય કદમૂળ અને ફળ ખાઈને જીવનાર થાય છે, (૨) ચંદ્ર અધિપતિ હોય એવો પ્રવ્રજ્યા યોગ થતો હોય તો, શ્રાવક, કાપાલિક અથવા ખપ્પર લઈ માગનાર થાય છે, (૩) મંગળ અધિપતિ હોય એવો પ્રવ્રજ્યા યોગ થયો હોય તો તે શક્તિ ઉપાસક લાલ કપડાં ધારણ કરનાર અને દેવિભક્ત થાય છે, (૪) બુધ અધિપતિ થાય તેવા પ્રવ્રજ્યાયે થવાળો મનુષ્ય, આજીવિક દીક્ષાનો સ્વીકાર કરે છે, (૫) ગુરૂ અધિપતિ હોય તો યતિ સન્યાસી અથવા ભીક્ષા માગનાર થાય છે (૬) શુક્ર અધિપતિ હોય તો શરીરપર ચક્ર ત્રિશૂળ આદિ ધાતુઓની નિશાનીઓને ધારણ કરે છે એટલે ચરક નામની દીક્ષા સ્વીકારે છે. (૭) શનિ અધિપતિ હોય તો દીગમ્બરી દીક્ષાને સ્વીકારનાર થાય છે

**પ્રવ્રજ્યા કરનાર યોગો**—એક રાશિમા ચારથી વધુ ગ્રહો જેને હોય તે બળવાન થઈ બેઠા હોય તો તે સંસારનો ત્યાગ કરનાર થાય છે, નિર્બળ ગ્રહો હોવાથી પ્રવ્રજ્યા હોય ને ઉપજાવે નહિ. જન્મ કુંડળીમાં ચાર અથવા ચારથી વધુ ગ્રહો એક રાશિમા હોય તો પ્રવ્રજ્યા યોગ થાય છે તેમાથી જેટલા ગ્રહે બળવાન હોય તેટલા પ્રકારની તે દીક્ષા ધારણ કરનાર થાય છે. એક દીક્ષા લઈ તેનો ત્યાગ કરે ફરી બીજી દીક્ષા લઈ તેનો ત્યાગ કરે અને અનુક્રમે બળવાન ગ્રહો મુજબ દીક્ષાઓ લે છે બળવાન ગ્રહ હોય તેની પહેલી દીક્ષા તેથી નિર્બળની તે પછી વગેરે સમજવુ પ્રવ્રજ્યાયોગ

કરનાર ગ્રહ બળવાન હોય પણ તે પરાજય પામેલ હોય તો તે લીધેલ દીક્ષાને છોડાવી દે છે, એક રાશિમાં વધુ ગ્રહો હોવાથી ગ્રહ યુદ્ધનો પ્રસંગ હોય છે. અને છેવટના યુદ્ધમાં જીતેલો ગ્રહ જે હોય તે ગ્રહની દીક્ષામાં પોતાની જીંદગી પૂરી કરશે એમ સમજવું. યોગ કરનાર ગ્રહ પોતાની મહાદશા, અંતર્દશામાં દીક્ષા લેવડાવશે એમ સમજવું. પ્રવ્રજ્યાયોગમાં ગ્રહ બળવાન હોય પણ તેમાંનો ગ્રહ અસ્તનો હોય તો તે નિર્બળ ગણવો, તે દીક્ષાવાળાની ભક્તિ કરાવે છે પણ દીક્ષા લેવડાવતો નથી, પ્રવ્રજ્યા યોગ કરનાર ગ્રહ બળવાન હોય પણ પરાજય પામ્યો હોય તો દીક્ષા લેવડાવીને દીક્ષાનો ત્યાગ કરાવે છે.

જન્મકુંડલીમાં ચંદ્રની જે રાશિ હોય તેનો સ્વામી એટલે જન્મપતિને શનિ દેખતો હોય અને બીજા કોઈ ગ્રહો તેને દેખાતા ન હોય તો દીક્ષા લેવરાવે; બળવાન શનિ નિર્બળ જન્મપતિને જોતો હોય તો શનિએ પ્રવ્રજ્યા યોગ કર્યો એમ સમજવું. જન્મકુંડલીમાં ચંદ્રમા કોઇપણ રાશિનો હોય પણ દ્રષકાણમાં શનિ ક્ષેત્રનો આવ્યો હોય, નવમાંશમાં મંગળના ક્ષેત્રનો થયો હોય કે શનિક્ષેત્રનો થયો હોય એવા ચંદ્રને જન્મકુંડલીમાં બીજા ગ્રહો દેખાતા ન હોય અને શનિ દેખેતો પ્રવ્રજ્યા યોગ શનિ કરે છે એમ સત્યાચાર્યનો મત છે; રાજયોગ પ્રકરણમાં કહેલ રાજયોગ કોઇ પ્રકારે થતો હોય તેવી જન્મકુંડલીમાં ગુરૂ નવમે હોય, અને ગુરૂ, ચંદ્ર તથા લગ્ન એ સર્વને શનિ જોતો હોય તો તે તીર્થયાત્રામાં ફરનાર થાય છે; અને ઘણા ગ્રંથોને લખનાર થાય છે; કોઇપણ જાતનો રાજયોગ થયો હોય તેવી કુંડલીમાં નવમે ભાવે શનિ બેઠો હોય અને શનિને બીજા ગ્રહો જોતા હોય તો તે માણસ રાજા હોવા છતાં પણ દીક્ષા ગ્રહણ કરનાર થાય છે; આ યોગ રાજયોગ સિવાય થતો હોય તો પણ પ્રવ્રજ્યા યોગ સૂચવે છે.

**દ્વિગ્રહયોગ**—બે ગ્રહ સાથે રહેવાથી થતા યોગ અને ફળ.

(૧) સૂર્ય અને ચંદ્રનો યોગ હોય તો તે મનુષ્ય દુષ્ટકાર્યમાં નિપુણ, અભિમાની, પત્થરનો વેપાર કરનાર અને નિરંતર વિષયમાં આસક્ત રહે છે (૨) સૂર્ય અને મંગળનો યોગ હોય તો શ્રેષ્ટ કર્મ કરનાર ધર્મ અને ધન વગરનો હમેશા કલેશવાળો સ્વભાવ અને ક્રોધી સ્વભાવનો રહે છે (૩) સૂર્ય બુધ યોગ—મધુર વચન બોલનાર મંત્રી રાજાઓની સેવા, વાદ્ય અને કાવ્યકલામાં નિપુણ હોય છે (૪) સૂર્ય ગુરૂ યોગ—પૌરાહિત્યકર્મમાં નિપુણ થાય, રાજાઓનો મંત્રી સારા મિત્રવાળો અને ધનથી સમૃદ્ધિવાળો ચતુર અને પરોપકારી થાય છે (૫) સૂર્ય શુક્ર યોગ—શ્રેષ્ટ બુદ્ધિવાળો સંગીત-વાદ્ય અને આયુધમાં કુશળ, નેત્ર રોગવાળો વીર્યહીન સ્ત્રી સુખમાં લુબ્ધ અને મિત્રના સમુદાયવાળો થાય છે (૬) સૂર્ય શનિ યોગ—ધર્મમાં પ્રતિવાળો શ્રેષ્ટબુદ્ધિવાળો ગુણગ્રાહી સ્ત્રી પુત્ર વગેરે સમુદાય યુક્ત સમૃદ્ધિવાળો ધાતુઓ સંબંધી કામ કરનાર થાય છે (૭) ચંદ્ર મંગળ યોગ—વેપારથી જીવન ચલવનાર, કુટિલ, પ્રતાપી, પોતાના આચારથી ભ્રષ્ટ, કલહ કરનાર, રોગથી પીડાઓ ભોગવનાર દુઃખી અને માતાને દુઃખ દેનાર થાય છે (૮) ચંદ્ર બુધ યોગ સુંદર સ્વરૂપવાળો, ધર્મ પાળનાર ધનવાન, સ્ત્રીઓ સાથે શ્રેષ્ટ પ્રીતિ કરનાર ઘણું બોલનાર મધુરવાણી દયાળુ ચિતવાળો થાય છે (૯) ચંદ્ર ગુરૂ યોગ—નમ્રતાવાળો ગુપ્તમંત્ર, પરોપકાર અને ધર્મ કર્મ સહિત વર્તનાર થાય છે. (૧૦) ચંદ્ર શુક્ર યોગ—સુંદર, સુગંધી પદાર્થમાં પ્રીતિ ધરાવનાર અનેક વસ્તુઓનો ક્રયવિક્રય કરનાર અને ચતુર ઘણા વ્યસનોથી દુષ્ટ અને વિધર્મને જાણનાર થાય છે (૧૧) ચંદ્ર શનિ યોગ—સ્ત્રીમાં પ્રીતિ ધરાવનાર, વૈશ્ય વૃત્તિથી જીવન ચલવનાર આચારહીન, પુરૂષાર્થ અને પ્રજાથીહીન થાય છે (૧૨) મંગળ બુધ યોગ—બાહુયુદ્ધમાં કુશળ, ઘણી સ્ત્રીઓની ઇચ્છા કરનાર, ઔષધોસહ રહેનાર, પુણ્યાત્મા સુવર્ણ અને લોઢી સંબંધી કાર્યમ બુદ્ધિવાળો થાય છે (૧૩) મંગળ

ગુરૂ યોગ—મંત્ર જાણનાર શસ્ત્રકળામાં કુશળ-શાસ્ત્રનો અર્થ જાણનાર દ્રવ્ય કમાવામાં બુદ્ધિવાળો, ચતુરતાવાળો સ્વભાવ, સેનાનો અધિપતિ અથવા રાજા કે ગામનો સ્વામી થઇ સુખ ભોગવે છે. (૧૪) **મંગળ શુક્ર યોગ**—પ્રપંચી, ખોટું, બોલનાર જુગારી, અનેક સ્ત્રીઓના ભોગમાં લુબ્ધ રહેનાર અભિમાની તથા દરેક સાથે વૈર કરનાર થાય છે. (૧૫) **મંગળ શનિ યોગ**—શાસ્ત્રમાં નિપુણ, શસ્ત્રવિદ્યા જાણ-સંગ્રામ કાર્યમાં પરાજય અન્યાથી થોડા ધનનો સ્વામી મિત્રતાવગરનો સુખહીન તથા નીંદ્ય થાય છે. (૧૬) **બુધ ગુરૂ યોગ** -સંગીત શાસ્ત્ર જાણનાર, વિનયવાળો, નીતિમાં ચતુર ઘણા સુખવાળો ઘણા શ્રેષ્ઠ ગુણને ધારણ કરનાર, ધૈર્યવાળો અને સુગંધી પદાર્થપર પ્રીતિ ધરવનાર થાય છે. (૧૭) **બુધશુક્ર યોગ**—શ્રેષ્ટવાણી બોલનાર ગુણવાન ચતુર સદાએ આનંદમાં રહેનાર પોતાના કુળમાં પ્રતાપી, સ્વરૂપવાન અને ઘણા મનુષ્યોનો પાલક થાય છે. (૧૮) **બુધ શનિ યોગ**—કલહ પ્રિય સ્વભાવ, ચંચળચિત્ત વૃત્તિ ઘણી કલા ગાન કાવ્ય વગેરેમ કુશળ ઘણા મનુષ્યોનો અધિપતિ અને શ્રેષ્ટ સ્વભાવવાળો થાય છે (૧૯) **ગુરૂ શુક્ર યોગ**—સ્ત્રી ધન મિત્ર પુત્ર વગેરેથી યુક્ત સુખવાળે વિદ્યાવાળો અને શાસ્ત્રાર્થ કરનાર થાય છે; (૨૦) **ગુરૂ શનિ યોગ**—અધિક યશસ્વી ગામ અથવા નગરનો સ્વામી સ્ત્રી સુખ માટે મન ધાયુ સુખ મેળવનાર શૂરવીર, ધનવાન અને દરેક કળાઓમાં કુશળ થાય છે (૨૧) **શુક્ર શનિ યોગ**—શીલ્પ કળાનાં કુશળ ચિત્ર કામ કરના આનંદી પત્થરની વસ્તુઓનો વેપારી દારૂણ સંગ્રામ કરનાર થાય છે—

**ત્રિગ્રહયોગ**—ત્રણ ગ્રહ સાથે રહેવાથી થતા યોગ—**સૂ. ચં. મ** યોગ—પત્થરનાં યંત્ર બનાવવામાં ચતુર, સ્ત્રી વગરનો દયા વગરનો અ શૂરવીર બનાવે છે. (૨) **સૂ. ચં. બુ.** યોગ—રાજાનાં ઘણાં સા કામો કરનાર એટલે રાજભક્ત અથવા રાજા. વાત સલાહ અને મં જાણનાર અનેક શાસ્ત્રો અને કલાને જાણનાર થાય છે; (૩) **સૂ. ચ ગુ.** યોગ—પંડિત ધૂર્ત, ચપલ સ્વભાવ, ચતુર, સેવા વગેરેથી પ્રસ

કરનાર અને દેશદેશાંતર મુસાફરી કરનાર થાય છે (૪) સૂ ચં. શુ. યોગ—સારાં કાર્ય અને ધર્મમાં પ્રીતિ કરનાર થાય નહિં બીજાનું ધન હરવાની ઇચ્છા રાખનાર અને ઘણાં વ્યસનોમાં આસક્ત થાય છે (૫) સૂ. ચં. શ. યોગ—વેશ્યા વગેરે નીચ જાતિની સ્ત્રીઓમાં આસક્ત બ્રાહ્મણ અને દેવતાઓનો ભક્ત, ધ તુ ક્રિયામાં નિપુણ, ધૂર્ત તથા વૃથા મહેનત કરનાર થાય છે (૬) સૂ. મં. બુ યોગ—લજ્જાવાળો પુત્ર ધન સ્ત્રી અને મિત્રજનોવાળો ક્રોધ ચિત્તવૃત્તિવાળો, અને પર ક્રમથી વિખ્યાત તથા સનાદ કરવામાં ચતુર થાય છે (૭) સૂ. મં. ગુ યોગ—વક્તા ધનવાન, રાજાઓનો મ ત્રી સેનાપતિ, નીતિ શાસ્ત્રમાં કુશળ ઉદાર ચિત્ત તથા સત્ય વચન બોલનાર થાય છે (૮) સૂ મં શુ યોગ—ભાગ્યોદયના યોગો નિરંતર રહે છે વિદ્વાન, ધનવાન, નમ્રતાવાળો, પોતાના વંશમાં શ્રેષ્ટ ગુણવાળો થાય છે, (૯) સૂ. મં. શ. યોગ—વિવેક વગરનો બંધુઓ પિતા અને ધન વગેરેથી હીન કલહમાં પ્રીતિવાળો ઝાઝાં રૂવાટાંવાળા દેહને ધારણ કરનાર થાય છે (૧૦) સૂ. બુ. ગુ. યોગ—નેત્રમાં રોગવાળો, શાસ્ત્ર કલામાં નિપુણ અને ઘણી વસ્તુઓનો સંગ્રહ કરનાર થાય છે, (૧૧) સૂ બુ. શુ. યોગ—સ્ત્રી વિષયમાં નિરંતર આતુરતાવાળો આચાર વગરનો પરદેશમાં રહેનાર હર વખત વૈર કરનાર અને ખોટી બુદ્ધિવાળો થાય છે, (૧૨) સૂ બુ શ. યોગ—નપુંશક જેવી આકૃતિવાળો બંધુઓથી હીન સંસારમાં ઘણાઓનો દુશ્મન મહાદુષ્ટ તથા નીચ મનુષ્યનો સંગ કરનાર થાય છે (૧૩) સૂ. શુ શુ યોગ—પરોપકારી બીજાનું કામ કરનાર અતિ આતુર જરૂર પૂરતુ જ બોલનાર દ્રવ્ય હીન રાજાનો આશ્રય ધારણ કરનાર દુષ્ટ સ્વભાવવાળો અને નિર્દય થાય છે સૂ. શુ શ. યોગ—રાજાનો માનીતો, મિત્ર-સ્ત્રી અને પુત્રથી સુખી, સુંદર કાંતિવાળો, ઘણા સ્નેહથી દ્ર વ્ય ખર્ચનાર તથા શાણો બુદ્ધિશાળી થાય છે (૧૫) સૂ. શુ શ. યોગ—ધન, કા ર્ય કળા વગેરે દરેકમાં પાછો પડે છે ભાઈઓના સુખ વગરનો, નઠારાં કામમાં પ્રીતિ કરનાર ભયયુક્ત અને

ખરજવાનાં રોગવાળો થાય છે; (૧૬) **ચં. મં. બુ. યોગ**—અતિદીન કુટુંબીઓથી અપમાન ભોગવનાર, અન્ન અને ધનથી રહિત અને નીચજનોનો પરીચય વધુ રખાવે છે; (૧૭) **ચં. મં. ગુ. યોગ**—ગુણથી અંકિત દેહવાળો, કોપયુક્ત, સ્ત્રીમાં આસક્ત, ક્રોધી અને શોભાયમાન દેહવાળો થાય છે; (૧૮) **મં. ચં. શુ. યોગ**—અસ્થિર સ્વભાવવાળી સ્ત્રીનો પતિ થાય પોતે પણ અસ્થિર સ્વભાવનો હોય અને અપવિત્ર થાય છે પરંતુ તેનો પુત્ર ઘણો ઉત્તમ શીલવાન થાય થાય છે. (૧૯) **ચં. મં. શ. યોગ**—બાલ્યાવસ્થામાં જ માતા મૃત્યુ પામે છે અને હમેશા તે મનુષ્ય દુઃખ યુક્ત રહે છે; (૨૦) **ચં. બુ. ગુ. યોગ**—બુદ્ધિમાનૂ, રાજા તુલ્ય, અને ભાગ્યશાળી બનાવે છે ઘણી સારી વૃત્તિનો પ્રકાશક વિચિત્ર કીર્તિ અને સંસારમાં આશક્ત મનવાળો થાય છે. (૨૧) **ચં. બુ. શુ. યોગ**—શ્રાદ્ધાદિ પિતૃ કાર્યમાં આસ્થા વાળો, સારી વિદ્યાઓ જાણનાર અને નીચ વૃત્તિથી પોતાનું જીવન ચલાવનાર થાય છે; (૨૨) **ચં. બુ શ. યોગ**—જગતમાં પૂર્ણ પ્રસિદ્ધિ મેળવનાર નમ્રતાવાળો, રાજાનો માનીતો, ગામ અથવા શહેરનો હોદ્દો ભોગવનાર કળાઓમાં કુશળ અને બુદ્ધિશાળી થાય છે; (૨૩) **ચં. શુ. ગુ. યોગ**—સારા ભાગ્યવાળો સદ્‌ગુણયુક્ત અને કીર્તિથી વિભૂષિત, શ્રેષ્ટબુદ્ધિ અને વિદ્યાવાળો થાય છે; (૨૪) **ચં. ગુ. શ. યોગ**—ઉત્તમ મંત્ર અને શાસ્ત્રને પ્રસિદ્ધ કરનાર સ્વરૂપવાળો રાજા પ્રિય તથા અતિ ચતુર થાય છે. (૨૫) **ચં. શુ. શ. યોગ**—ઘણાં પુસ્તકો વાંચનાર, ધન, ધર્મ, અને રૂપવાળો વેદ જાણનારમાં શ્રેષ્ઠ થાય છે (૨૬) **મં. બુ. ગુ. યોગ**—પોતાનાં કુળમાં રાજા સમાન શ્રેષ્ટ કાવ્ય જાણનાર ગીત વાજીંત્રમાં ચતુર થાય અને પારકા રાજ્ય સાધવામાં મન રાખનાર થાય. (૨૭) **શુ. મં. બુ. યોગ**—બોલવામાં વાચાળ, દુર્બળ દેહ, સદા ઉત્સાહયુક્ત ધનવાન અત્યંત તેજસ્વી થાય છે. (૨૮) **મં. બુ. શ યોગ**—બીકણુ સ્વભાવ દુર્બળ દેહ વન ફરવાની ઈચ્છાઓ ધરાવનાર. પરદેશમાં વસનાર, ખરાબ નેત્રવાળો ચ

કલેશ કરનાર થાય છે, (૨૯) અને સજ્જનની સેવન કરનાર થય છે (૩૦) **મં. ગુ શુ યોગ**—રાજાથી માનીતો, નિર્દય દુર્બળ અંગવાળો ખોટી ઇચ્છાઓ કરનાર અને મિત્રસુખ વગરનો થાય છે, (૩૧) **મં ગુ શ યોગ**-પરદેશમાં વસનાર અનાર્ય સ્ત્રીથી જેનું સુખ નાશ પામેલું છે તેવો બનાવે છે, (૩૨) **બુ. ગુ શુ. યોગ**—સ્ત્રીથી-સહિત વર્તનવાળો દેશદેશાંતરમાં જેના ગુણોનું ગાન થાય તેવો રાજાની સહાયતાથી શત્રુઓને જીતનાર અને પ્રસન્ન મનનો થાય છે. (૩૩) **બુ. શુ શ યોગ** - ધન વાહન અને સ્વભાવ સારો હોય, સુંદર વસ્ત્રાભરણ ધારણ કરનાર, સુંદર ભાગ્યવાળો અને ઉત્તમ નોકરોવાળો થાય છે (૩૪) **બુ. શુ શ. યોગ**—જુઠાં વચન બોલનાર ઘણી સ્ત્રીઓમાં ગમન કરનાર ધૂર્ત હમેશાં અપવિત્ર દૂર મુસાફરી કરવાને ઉમેદ ધરાવનાર તથા ઘણી કળાઓ જાણનાર થાય છે (૩૫) **ગુ. શુ. શ. યોગ**—ગમે તેવા હીન કુળમાં જન્મેલો હોય તોપણ ઘણી કીર્તિ મેળવે છે પૃથ્વીપતિ થાય, નિર્મળ મનોવૃત્તિ અને કાર્યદક્ષતા વિશેષ હોય છે

**સૂચના**—પાપગ્રહ સહિત ચંદ્ર હોય તો માતા સુખ નાશ પામે અને પાપગ્રહ શુભગ્રહ એમ બે પ્રકારના ગ્રહ યુક્ત હોય તો મધ્યમસર જાણવું, શુભગ્રહ યુક્ત ચંદ્ર હોય તો ભૂમિ વસ્ત્ર ધન વગેરે ભોગવનાર થાય છે મોટાઇથી ઘણા મનુષ્યોનો માનીતો અને ઉત્તમ થાય છે, એક સ્થાનમાં ત્રણ પાપગ્રહનો યોગ હોય તો રૂપ વગરનો બનાવે છે, દરિદ્ર અને દુ:ખથી પરિતપ્ત બનાવે છે અને કદી સુખ શાંતિ મેળવી શકે નહિ

**ચતુર્ગ્રહ યોગ**—ચાર ગ્રહ જન્મકુંડલીમાં સાથે આવવાથી થતા યોગ કહે છે (૧) **સૂ. ચં મ. બુ યોગ**—લેખક, સુખ રોગથી પીડા ભોગવનાર, ચોરી કરનાર અને ઘણી ભાષાઓ જાણનાર થાય છે, (૨) **સૂ. ચ મં ગુ. યોગ**—શીલ્પ શાસ્ત્રમાં નિપુણ મોટાં નેત્રવાળો સોના સમાન કાંતિવાળો તથા બળવાન થાય છે (૩)

સૂ. ચં. મં. શુ. યોગ—શાસ્ત્રના અર્થને જાણનાર પુત્ર અને સ્ત્રીથી ઘણાં સુખને ભોગવનાર અને બોલવામાં ચતુર થાય છે (૪) **સૂ. ચં. મં. શ. યોગ**—આ યોગ દારિદ્ર આપનાર છે; વિદ્યા માટે પણ મુર્ખતા સુચવે છે શરીર કાંતિ ક્ષીણ અને દુર્બળ રહે છે (૫) **સૂ. ચં. બુ. ગુ. યોગ**—ઘણો ધનવાન શોક રહિત તેજસ્વી અને નીતિશાસ્ત્રમાં કુશળ થાય છે. (૬) **સૂ. ચં. બુ. શુ યોગ**—સુંદર કાંતિવાળો, લઘુ દેહ, રાજાનો માનીતો, વાચાલ અને અકલિત સ્વભાવનો થાય છે; (૭) **સૂ. ચં. બુ. શ.**—ધન વગરનો ભીક્ષાથી ભોજન વૃત્તિને કરનાર નેત્ર રોગવાળો અને કુટુંબથી હીન મનુષ્ય થાય છે (૮) **સૂ. ચં. ગુ. શુ યોગ**—રાજા વગેરેથી સત્કાર પામનાર જલક્રીડા. મૃગયા અને વન ક્રીડામાં ઇચ્છાવાળો. ગુણ વગરનો પણ સુખી મનુષ્ય થાય છે; (૯) **સૂ. ચં. ગુ. શ. યોગ**—ધન અને પુત્ર સહિત સુખ ભોગવનાર સારી દૃષ્ટિવાળો સંસારમાં માન યુક્ત, સ્ત્રીથી પ્રીતિ કરનાર તથા પ્રતાપી મનુષ્ય થાય છે; (૧૦) **સૂ. ચં. શુ. શ. યોગ**—અતિશય અશક્ત શરીરવાળો સ્ત્રીઓ સમાન આચરણવાળો અને બીકણ સ્વભાવનો થાય છે; (૧૧) **સૂ. બુ. ગુ. મં. યોગ**—વિજય મેળવનાર, પર સ્ત્રીમાં અશક્ત હમેશાં દેવ અને બ્રાહ્મણની સેવા કરનાર અને મનસ્વી થાય છે; (૧૨) **સૂ. ચં. મં. શુ. યોગ**—ધનવાન થાય નહિં. ખોટા વિચાર, ચોરી અને સ્ત્રીઓથી પ્રીતિ માટે નિરંતર આતુર રહે લજ્જા વગરનો તથા નિંદા પાત્ર થાય છે; (૧૩) **સૂ. મં. બુ. શ. યોગ**—નીચ મનુષ્યોની મિત્રતા કરનાર, મંત્રી અથવા સેનાપતિ શૂરવીર, કાવ્ય. શસ્ત્રઅસ્ત્ર વગેરેમાં નિપુણ થાય છે; (૧૪) **સૂ. મં. ગુ. શુ. યોગ**—શોભાયમાન કાંતિવાળો રાજાનો માનીતો ધનવાન નીતિજ્ઞ અનેક મનુષ્યોનું પાલન કરનાર થાય છે; (૧૫) **સૂ. મં. ગુ. શ. યોગ**—લશ્કરનો અધિપતિ મંત્ર વિદ્યામાં પણ નિપુણ રાજાનો માનીતો તથા ધન ધાન્ય અને દયાવાળો થાય છે; (૧૬)

સૂ. મં શુ શ યોગ—નીચ જાતિના મનુષ્યોનો મોજન થાય, ઘણું વેર કરનાર, આચાર હીન, મુર્ખ તથા અસત્ય ભાષણ કરનાર થાય છે, (૧૭) સૂ બુ ગુ શુ યોગ—વિનયવાળો, ધનવાળો માની, રાજા સમાન અને સ્ત્રી પુત્રના સુખ રહિત થાય છે; (૧૮) સૂ. બુ ગુ. શ યોગ—પુત્રપાતનથી રહિત ખોટા કામને કરનાર તથા ઉદ્યમ વગરનો થાય છે. (૧૯) સૂ બુ શુ શ યોગ—ભાગ્યશાળી, પવિત્ર વિચારવાળો બંધુઓમાં માન પામેલો મોટો જ્ઞાની, પુત્ર અને સ્ત્રી સુખવાળો એકંદર સુખી જીવન ગાળનાર થાય છે, (૨૦) સૂ. ગુ શુ ગ યોગ—લોભી પ્રકૃતિમાં રહેનાર તથા કરૂણા યુક્ત માનસિક વિચારણાવાળો થાય છે, (૨૧) ચ. મ. બુ. શુ યોગ—કજીયાખોર ભાઈઓથી વેર રાખનાર નીચ જનોમાં પ્રીતિવાળો, વેદ અને શાસ્ત્રીની નિંદા કરનાર થાય છે, (૨૨) ચં. મ. બુ ગુ યોગ—રાજાની દયાનો પાત્ર અનેક શાસ્ત્રમાં નિપુણ સત્ય વક્તા તથા સુખી જીવન ગાળે છે, (૨૩) ચં. મં. શ. ગુ યોગ—કુલને છેતરનારો, ઘણાનો દુશ્મન દરિદ્રી, શરીર કુળમાં જન્મનાર પણ બીકણ થાય છે, (૨૪) ચં. મં. ગુ. શુ. યોગ—વિકલ, ધનપુત્ર યુક્ત, માની, નીતિજ્ઞ, અને સાહસ કર્મ કરનાર થાય છે, (૨૫) ચં મં. ગુ. શ. યોગ—રાજાથી સત્કાર પામેલો સત્ય વચન બોલનાર આનંદવાળો સ્વભાવ નીચ જનોનો સેવક અને દયાળુ થાય છે, (૨૬) ચં મ. શુ. શ યોગ—વ્યભિચારિણી સ્ત્રીનો સ્વામી, જુગારી, મદિરા વગેરેના નિશામાં રહેનાર અને માસને ખાનાર પાપી મનુષ્ય થાય છે, (૨૭) ચં. બુ. ગુ શુ. યોગ—દયાળુ, બુદ્ધિશાળી દાતાર ધનવાન વિદ્યામાં વિવાદ કરનાર અને સદ્ગુણ સંપન્ન થાય છે, (૨૮) ચ. બુ ગુ શ યોગ—લોકપ્રિય, યશસ્વી જ્ઞાનસંપન્ન તેજસ્વી, જીતેન્દ્રિય, અને વ્યવહારદક્ષ મનુષ્ય થાય છે, (૨૯) ચં બુ શુ શ યોગ—રાજપૂજિત, નેત્રરોગ, ઘણી સ્ત્રીઓવાળો, ધનવાન અને ગામધણી થાય છે, (૩૦) ચં. ગુ.

શુ. શ. યોગ—સ્ત્રીઓને અતિ વ્હાલો, ધર્મને જાણનાર, ધનહીન
પંડિત, સ્થૂળ શરીરને ધારણ કરનાર અને ચતુર થાય છે. (૩
મં. ગુ. બુ. શુ. યોગ—કજીઆ કરનાર, ધનવાન, રાજમાન
દયાળુ અને સુશીલ થાય છે. (૩૨) મં. ગુ. શુ. શ. યોગ—
સુંદર મુખાકૃતિ, ધનવાન, વિદ્યા અને નમ્રતાવાળો, સાહસ કર
કરનાર અને ઘણા મનુષ્યોને વ્હાલો થાય છે. (૩૩) મં. બુ. ગુ
શ. યોગ—નિર્ધન છતાં પવિત્ર આચારવિચારવાળો, સત્ય વચ
બોલનાર, શૂરવીર તથા નમ્રતાવાળો મનુષ્ય થાય છે. (૩૪) મં. બુ
શુ. શ. યોગ—ધનરહિત, પુષ્ટ શરીરવાળો, મીઠું વચન બોલનાર
અને મલ્લવિદ્યામાં વિશારદ થાય છે. (૩૫) બુ. ગુ. શુ. શ. યોગ—
અતિશય કામાતુર, શસ્ત્રવિદ્યામાં પ્રીતિ કરનાર, વેદ અને વેદન
અંગોને જાણનાર અને ધાર્મિક વિચારવાળો થાય છે.

**પંચગ્રહ યોગ**—એક રાશિમાં પાંચ ગ્રહો એકી સાથે
રહેવાથી થતું ફળ હવે સૂચવે છે. સૂ. ચં. મં. બુ. ગુ.
યોગ—સ્ત્રી વગરનો, નિરંતર દુઃખી, ક્રોધી અને છલકપટ કરનાર
મનુષ્ય થાય છે. (૨) સૂ. ચં. મં. બુ. શુ. યોગ—જુઠાં વચન
બોલનાર, ભાઈઓથી રહિત, દયાળુ, બીજાની આજ્ઞા ઉઠાવનાર
નપુંસક જેવી આકૃતિવાળો થાય છે. (૩) સૂ. ચં. મં. બુ. શ.
યોગ—થોડા આયુષ્યવાળો, સ્ત્રી અને પુત્ર વગરનો, અનેક જાતનાં
દુઃખ દેખનાર મનુષ્ય થાય છે. (૪) સૂ. ચં. મં. ગુ. શુ. યોગ—
માતપિતાના સુખ વગરનો, નેત્રમાં રોગ, અનેક વ્યાધિવાળો,
ગાનવિદ્યામાં પ્રીતિવાળો અને એકંદર વિલાસી જીવન ગાળનાર
થાય છે. (૫) સૂ. ચં. મં. ગુ. શ. યોગ—બીજાનું દ્રવ્ય હરવાની
મતિવાળો, અનેક વ્યસનોથી પરાભવ પામેલો, સાધુજનોનો દ્વેષ કરનાર,
અતિ આતુર, જડપ્રકૃતિવાળો થાય છે. (૬) સૂ. ચં. મં. શુ. શ.
યોગ—પરસ્ત્રીમાં રમણ કરનાર, ઘણાઓથી કલેશ કરનાર, દ્રવ્ય અને
ધર્મ વગરનો મનુષ્ય થાય છે. (૭) સૂ. ચં. બુ. ગુ. શુ. યોગ—

રાજાથી સત્કાર પામેલો, ધન માન અને ઐશ્વર્યવાળો, ન્યાયાધીશ અથવા હાકિમ, સત્યવક્તા અને મહા ચતુર પુરૂષ થાય છે. (૮) સૂ ચં. બુ ગુ શ. યોગ—વેસ્યા સાથે પ્રીતિ બાંધનાર, કરજથી ત્રાસ પામેલો, દુષ્ટ કર્મ કરનાર, ભયભીત, ધાર્મિકજનોનો દ્વેષ કરનાર મનુષ્ય થાય છે. (૯) સૂ ચં. બુ શુ શ. યોગ—દેહમાં અનેક પ્રકારના રોગનો પરિતાપ, ધનહીન, પુત્ર અને મિત્ર વગરનો, શરીરમાં ઘણાં રૂવાટાંવાળો મનુષ્ય થાય છે. (૧૦) સૂ ચં. ગુ શુ શ. યોગ—મોસવાની જાળમાં બીજાને ફસાવનાર, પાપી, અસ્થિર ચિત્તવાળો, સ્ત્રીઓને વ્હાલો અને શત્રુઓથી તાપ ભોગવનાર થાય છે. (૧૧) સૂ મં. બુ ગુ શુ યોગ—સેનાપતિ, કામી, બળવાન્ અને ઘણા નોકર સહિત તથા રાજપૂજિત થાય છે. (૧૨) સૂ. મં. બુ ગુ શ. યોગ—ભિક્ષ થી નિર્વાહ ચલાવનાર, રોગી, થોડા દ્રવ્યવાળો, પુત્ર વગેરેની સમૃદ્ધિવાળો, વૃદ્ધ અને જડ જેવો મનુષ્ય થાય છે (૧૩) સૂ મં. બુ શુ. શ યોગ —એક સ્થાનથી બીજે સ્થાન વાર વાર જનાર, વ્યાધિયુક્ત અને શત્રુઓથી પકડાએલો, ભૂખ તૃષા અધિક વેઠનાર, અને વિકળ ચિત્તવાળો રહે છે (૧૪) સૂ ગુ મં. શુ. શ. યોગ—પંડિત ધનવાન, ભાઇઓથી સુખી, ધાતુ અને લોહના યંત્રોને બનાવનાર તથા તપસ્વી થાય છે. (૧૫) ચં મં. બુ ગુ. શુ યોગ—સારા સ્વભાવવાળો, પાપ વગરનો, મિત્ર અને ધન સબંધી સુખવાળો, ઘણી વિદ્યાથી યુક્ત થાય છે (૧૬) ચં. મં. ગુ શુ શ. યોગ—બીજાનું અન્ન ધન ખાનાર, મલીન, સેવાવૃત્તિથી જીવન ગાળનાર અને જ્ઞાની થાય છે. (૧૭) સૂ. બુ ગુ શુ. શ. યોગ—દયાળુ, ધર્માત્મા, વક્તા, મિત્રોના સ્નેહવાળો, ધનવાન અને સેનાનો માલિક અથવા અમુક માણસોનો નેતા થાય છે (૧૮) ચં. મં. બુ શુ. શ યોગ—મિત્રોથી અણુબનાવ કરનાર, ખોટા કામમાં પ્રીતિવાળો, કઠોર હૃદય અને બીજાની નિંદા કરવામાં ઉત્સાહવાળો થાય છે (૧૯) ચં. બુ. ગુ શુ. શ. યોગ—રાજા સમાન સુખને ભોગવનાર અથવા સંસારમાં ઘણાં મનુ-

ઓએ વખાણેલો અને સમુદાયનો નેતા થાય છે અથવા રાજમાન્ય થાય છે. (૨૦) મં. બુ. ગુ. શુ. શ. યોગ—ધનવાન, રાજમંત્રી દીર્ઘાયુઃ અને સ્વજનોમાં માનપ્રતિષ્ઠા વગેરે ફળ આપે છે.

**૭ ગ્રહોનો યોગ**—એક રાશિમાં ૭ ગ્રહો એકી સાથે રહેવાથી થતા યોગનું ફળ જણાવે છે. (૧) **સૂ. ચં. મં. બુ. ગુ. શુ. યોગ**—થોડું બોલનાર, ધનવાન, વિદ્યાવાળો, ધર્મ અને સુખયુક્ત થાય છે. (૨) **સૂ. ચં. મં. બુ. ગુ. શ. યોગ**—બીજાને માટે દુઃખ સહન કરનાર, શુદ્ધ અંતઃકરણવાળો, દયાળુ, ચંચળ અને વિચારવાન થાય છે. (૩) **સૂ. ચં. મં. બુ. શુ. શ. યોગ**—નિરંતર ચિંતાતુર રહેનાર, માની, સંગ્રામમાં જય મેળવનાર, વન અને પર્વતોમાં વિચરનાર તથા હિંસક થાય છે. (૪) **સૂ. ચં. મં. ગુ. શુ. શ. યોગ**—ક્રોધી, કંજુસ, ધનવાન, ગામમાં મોટાઈવાળો તથા રાજા અને રાજમંત્રીનો કૃપાપાત્ર થાય છે. (૫) **સૂ. ચં. બુ. ગુ. શુ. શ. યોગ**—સ્ત્રી પુત્ર અને ધન વગરનો, ધર્મ જાણનાર અને ઉપદેશક, વેદનો પાર પામેલ, રાજાનો માનીતો, દયાળુ અને સ્વજનોએ સત્કાર કરેલો થાય છે. (૬) **સૂ. મં. બુ. ગુ. શુ. શ. યોગ**—ધન વગરનો, ભીક્ષા માંગી ઉદરપોષણ કરનાર અને બ્રહ્મવિદ્યામાં તત્પર વેદાંત અને આત્મજ્ઞાનનાં પ્રકરણો લખનાર જ્ઞાની થાય. (૭) **ચં. મં. બુ. ગુ. શુ. શ. યોગ**—સારા વિચારવાળો, રાજમાન્ય, ધનવાન, સંસારમાં વિખ્યાત, ઘણી સ્ત્રીનો પતિ અને ગુણવાન્ પ્રેમાસક્ત મનુષ્ય થાય છે.

**સપ્તગ્રહયોગ**—સૂ. ચં. મં. બુ. ગુ. શુ. શ. એ સાત ગ્રહો એક જ રાશિમાં જેની જન્મકુંડલીમાં હોય તે મનુષ્ય સૂર્ય સમાન્ તેજસ્વી, રાજાનો માનીતો, શિવભક્ત, દાનેશ્વર, ધનવાન તથા અતિ દયાળુ થાય છે. આ યોગ કોઈક જ સમયે ઉત્પન્ન થાય છે.

---

# મિશ્ર યોગ.

(૧) નિરપત્ય યોગ—( ઘણા ગ્રંથોમાંથી ) (૧) પાંચમા ભુવનનો સ્વામી ૬-૮-૧૨ સ્થાને હોય (૨) પાંચમા ભુવનનો સ્વામી કોઈ પણ સ્થાનમાં અસ્તંગત હોય (૩) પાંચમા ભુવનમાં પાપગ્રહ સૂ. મં. શ રા. માંના બેત્રણ અથવા ચાર ગ્રહનો યોગ થયો હોય (૪) પાંચમા ભુવનમાં બુધ શનિ સાથે હોય (૫) ચંદ્ર અને રાહુ પાંચમે સ્થાને હોય (૭) આઠ અથવા ત્રીજે સ્થાને શનિ હોય (૮) ત્રીજા ભુવનનો સ્વામી ત્રીજા અથવા વૃદ્ધ ચંદ્ર ૧-૨-૫ સ્થાને હોય (૯) પાંચમા ભુવનનો સ્વામી સ્ત્રીગ્રહ હોય, કેન્દ્રસ્થાનમાં ચંદ્ર, બુધ, શનિ અને રાહુ યુક્ત બેઠો હોય; આ યોગોમાંથી જેટલે અંશે મળતાપણું હોય તો તેટલે અંશે નિરપત્ય યોગ કહેવાય છે. શાંતિ વિધાન પૂજા વગેરે કરાવવાથી પ્રજા થાય છે; (૧૦) ચોથા સ્થાનમાં રાહુ પંચમ સ્થાનનો સ્વામી તે સાથે શનિ હોય તો પ્રથમ ત્રણ કન્યા તેને ત્યાં ઉત્પન્ન થાય અને તે પછી પુત્ર થાય. (૧૧) બૃહસ્પતિના ઘરનો સૂર્ય હોય અને સૂર્યના ઘરનો શુક્ર હોય શનિ, મંગળ, ચંદ્રમા મેષ રાશિના થઈને છઠ્ઠે કે આઠમે રહેલા હોય તો આ યોગ મનુષ્યને દુઃખી કરે છે અને સંતાનહીન પણ રાખે છે, આ યોગને **વિપરીતયોગ** કહે છે.

(૨) મૃત પ્રજા યોગ—(૧) પાંચમા સ્થાનમાં *શુ-શ-રા-કે* બેઠા હોય (૨) રાહુ મંગળ સહિત પાંચમે સ્થાને બેઠો હોય તો ચએેલી પ્રજા વિનાશ પામે છે.

(૩) મહાસાગર યોગ—૧-૪-૭-૧૦ સ્થાને બુધ-ગુરૂ-શુક્ર અથવા ચંદ્ર બેઠા હોય; ત્રીજે રાહુ, છઠ્ઠે મંગળ, અગીઆરમે શનિ હોય તો મહાસાગર યોગ થાય છે. આ યોગવાળો મનુષ્ય રાજા અથવા રાજાનો મંત્રી થાય છે. આ યોગવાળાને ક્ષય રોગનો પણ ભય રહે છે. દેવ, ધર્મ અને બ્રાહ્મણ ઉપર પ્રીતિ રાખનાર થાય છે.

(૪) **યમાકૃતિ યોગ**—મેષ અથવા વૃશ્ચિક રાશિમાં રાહુ જન્મ લગ્નમાં હોય. ત્રીજે સૂર્ય હોય, બુધ શુક્ર સાથે હોય અને શનિ, મંગળ આઠમે ભાવે બેઠા હોય, તો આ યોગ થાય છે. આ યોગ સંતાન વગરનો બનાવનાર ગણાય છે.

(૫) **મહિષાકૃતિયોગ**—શનિ, રાહુ ચોથે બેઠા હોય, દશમે મંગળ હોય, છઠ્ઠા સ્થાનમાં ચંદ્ર, શુક્ર અને સૂર્ય હોય, તો આ યોગ થાય છે. આ યોગવાળાના મોટા ભાઇની પ્રજાનો નાશ થાય છે. પોતે રોગી રહે છે, અને માતાનું શરીર કષ્ટયુક્ત રહે છે.

(૬) **માતૃઘાત યોગ**—લગ્ને ગુરૂ હોય, ધન સ્થાને શનિ, અને ત્રીજે રાહુ હોવાથી આ યોગ થાય છે (૨) આઠમે બૃહસ્પતિ, દશમેં મંગળ અને સિંહમાં શનિ કોઈ પણ સ્થાને હોય તો આ યોગ થાય છે.

(૭) **દરિદ્ર યોગ**—ચારે કેન્દ્ર સ્થાનમાં પાપગ્રહ આવેલા હોય તો આ યોગ થાય છે; (૨) ધન સ્થાનમાં પાપગ્રહ બેઠા હોય તો આ યોગ થાય છે.

(૮) **વિઘાતક યોગ**—(૧) જન્મ લગ્ન અથવા અગીઆરમે ભાવે શનિ હોય, છઠ્ઠે ચંદ્ર હોય, મંગળ સાતમે હોય, તો મનુષ્યનાં માતા પિતા જીવે નહિ. (૨) જન્મ લગ્નમાં જો પાપગ્રહ હોય અને સાતમે ભાવે પણ પાપગ્રહ હોય તો માતા પિતા જીવે નહિ. (૩) જન્મ લગ્નથી ૬-૮-૧૨ ભાવે દરેક ગ્રહો બેઠા હોય તો સંતાન જીવે નહિ. તથા મનુષ્ય રાજમાન્ય અને દુબળા શરીરવાળો થાય છે; (૪) મેષનો ચંદ્ર હોય અને તેને શનિ અને મંગળ દેખતા હોય તો પણ (કોઈ ઋષિના મતથી) ધનહીન થવાનો યોગ છે.

(૯) **ત્રિપુઘાતી યોગ**—રવિ, રાહુ, મંગળ અને શનિ લગ્નમા અથવા પાંચમા ઘરમાં હોય તે માતા પિતા સહિત નાશ પામે છે; આ યોગવાળો સંતાનહીન પણ થાય છે; (૨) સિંહ રાશિનો શનિ

હોય, મેષ અથવા વૃશ્ચિક રાશિનો રાહુ હોય, રાહુ ક્ષેત્ર (કન્યારાશિ) નો સૂર્ય હોય, અને શનિના ઘરનો ( મકર અથવા કુંભ રાશિનો ) મંગળ હોય તો આ યોગ થાય છે; (૨) પાંચમા ભાવે, લગ્ને અને ચોથે ભાવે શનિ, રાહુ, મંગળ આવેલા હોય તો પણ આ યોગ થાય છે; (૩) ત્રીજે ભાવે, છટ્ઠે ભાવે અને અગીઆરમે ભાવે શનિ, રાહુ, મંગળ હોય તો પણ આ યોગ ગણાય છે.

(૧૦) શક્ર યોગ—મેષ રાશિનો સૂર્ય અગીઆરમે ભાવે હોય, કર્ક રાશિનો ગુરૂ ધન ભુવનમાં હોય અને દશમા સ્થાનમાં શુક્ર હોય તો ભૃગુઋષિના મત મુજબ શક્ર યોગ થાય છે. ફળ—ઉત્તમ પરાક્રમી, દેવ બ્રાહ્મણના પૂજનમાં પ્રીતિવાળો, કીર્તિવાન, મોટા યશવાળો તથા મોટા લલાટવાળો થાય છે. દ્રવ્ય સ્થિતિ ઘણી થોડી હોય પણ તેનું મન અમીરી ભાવનાવાળું હોય છે.

(૧૧) વિલાસ હાનિ યોગ—સાતમા ઘરનો સ્વામી પાપગ્રહથી યુક્ત હોય, શીર્ષોદય રાશિમાં હોય ( મિથુન, સિંહ, કન્યા, વૃશ્ચિક, તુલા, કુંભ ) તો આ યોગ થાય છે. (૨) મંગળ, રાહુ સાતમે ભાવે બેઠા હોય, શનિ ઉપર સૂર્યની દૃષ્ટિ હોય તો પણ આ યોગ થાય છે. (૩) સાતમે ભાવે મંગળ હોય તો પણ આ યોગ ગણી શકાય છે. (૪) સાતમે રાહુ અને શનિ સાથે આવેલા હોય. (૫) સાતમા ભાવના સ્વામી પાપગ્રહ સાથે છટ્ઠે, આઠમે, અથવા બારમે સ્થાને હોવાથી પણ આ યોગ થાય છે. આ યોગનું ફળ—વિલાસ હાનિ છે. સ્ત્રીથી દુ:ખી રહે છે અને પરસ્ત્રીઓમાં ભટકાવનાર બનાવે છે.

(૧૨) શૂન્ય યોગ—લગ્નનો સ્વામી પાપગ્રહ યુક્ત છટ્ઠે, આઠમે અથવા બારમા ભાવે આવેલો હોય, મંગળથી રાહુ ત્રીજે સ્થાને આવેલો હોય, તો શૂન્ય યોગ થાય છે તેનું ફળ—બુદ્ધિ શૂન્ય રહે, ભ્રમ, ચિંતા અને રોગથી ભરેલો રહે. રાત્રિને સમયે વારવાર

નિઃશ્વાસ મૂકતો માનસિક નબળાઇ અનુભવે. વીસથી ત્રીશ વર્ષ સુધીની ઉંમરમાં કોઇ રોગનો ભોગ બને.

**(૧૩) ઈલા નામનો સર્પ યોગ**—ત્રણ કેન્દ્રમાં પાપગ્રહ આવવાથી આ યોગ થાય છે. આ યોગમાં ખાસ કરીને પરદારા પ્રીતિ સૂચવે છે. દુષ્ટાત્મા પાપી અને દેવ તથા બ્રાહ્મણની નિંદા કરનાર થાય છે.

**(૧૪) વિફળ યોગ**—ચારે કેન્દ્રમાં પાપગ્રહ આવેલા હોય, છઠ્ઠે અથવા આઠમે ચંદ્ર હોય તો આ યોગ થાય છે, તેનું ફળ—પાછલી અવસ્થામાં નિર્ધન રહે, અનેક દુઃખ ભોગવનાર થાય એમ ભૃગુ ઋષિ કહે છે.

**(૧૫) આમ યોગ**—લગ્નમાં શનિ હોય, આઠમા સ્થાનમાં રાહુ હોય, ચોથે સૂર્ય મંગળ હોય તો આમ નામનો યોગ થાય છે. આ યોગમાં જન્મેલો કોઢ વગેરે ભયંકર રોગવાળો હોઈ ધનહીન અને અતિ દુઃખી થાય છે. આ યોગવાળાને ૩૬ મું વર્ષ બહુ જ ખરાબ આવે છે.

**(૧૬) દારૂણ યોગ**—લગ્ન સ્થાને અથવા આઠમે સ્થાને સૂર્ય હોય, છઠે અને બારમે પાપગ્રહ આવેલા હોય, શુભ ગ્રહ કેન્દ્ર કે ત્રિકોણ સ્થાને રહેલા હોય તો આ યોગ ગણાય છે તેનું ફળ હંમેશાં ધર્મ કર્મ પરાયણ, શાસ્ત્ર જાણનાર, ઘણા નોકરવાળો, અન્ન-ધન સહિત, અને ગુણવાન તથા સભ્ય થાય છે. પ્રથમ સોળ વર્ષની ઉંમર સુધી પીડાઓ ભોગવે અને ૩૬ વર્ષે પણ ઘણો દુઃખી થાય છે.

**(૧૭) ચંદ્ર યોગ**—લગ્નથી પાંચમા ભાગ સુધીમાં દરેક ગ્રહો આવી જતા હોય તો ચંદ્ર યોગ ગણાય છે. તેનું ફળ—ભોગી, ધનવાન છતાં પુત્ર ચિંતાવાળો, વાત-કફનો રોગી થાય છે.

**(૧૮) અદ્‌ભૂત સાગર યોગ**—ચારે કેન્દ્રમાં શુભ ગ્રહ હોય, ૩-૬-૧૨ એ સ્થાનમાં પાપગ્રહ આવેલા હોય, તો અદ્‌ભૂત સાગર યોગ થાય છે. આ યોગવાળો અન્ન ધન અને ભૂમિનો અધિપતિ થાય

છે. ૨૪ વર્ષની ઉમર સુધી ઘણાં દુઃખ અનુભવે છે. ધીરે પુત્રોમાં અપયશી થાય છે અને કુળમાં દીપક સમાન થાય છે. સ્વભાવ સારો પણ ફળ ભજનાર અને ગજ સમાન વિલાસ ભોગવે છે.

(૧૯) અર્ધાદ્ભુત સાગર યોગ—જન્મ લગ્નમાં ગ્રહ હોય અને બાકીના કેન્દ્ર સ્થાનમાં શુભ ગ્રહ હોય તેથી આ યોગ બનાય છે આ યોગનું ફળ સારું છે રોગદાર, સેનાપતિ અથવા દોહદાર થાય છે

(૨૦) સાગર યોગ—મંગળથી શનિ સુધીના પાંચ ગ્રહમાંથી એક પણ ગ્રહ કેન્દ્રસ્થાને હોય તો સાગર યોગ થાય છે. પણ આ ગ્રહ પોતાના ઉચ્ચનો અથવા સ્વગ્રહી થયો હોય તો આ યોગ બનાય છે. તેનું ફળ—ચાલીસ વર્ષની ઉમર સુધી સુખી રહે શાંતિ પૂજા કરવાથી પુનઃ સુખી જીવન મેળવે છે

(૨૧) વિપાક યોગ—ચારે કેન્દ્રસ્થાનમાં કોઈ પણ ગ્રહ આવેલો ન હોય, નવમે, પાંચમે અને આઠમે એ સ્થાને સર્વે પાપગ્રહો રહેલા હોય તો આ યોગ થાય છે તેનું ફળ—મહારાજા પાસે પ્રસિદ્ધ પણ મ્લેચ્છ બુદ્ધિવાળો થાય. ભાઈ અને પુત્ર સુખ માટે હીન રહે છે

(૨૨) ઘાત યોગ—લગ્નમાં આઠમે, છઠે, શનિ, રાહુ, મંગળ હોવાથી ઘાતનામે યોગ થાય છે તેથી અન્ન અને ધનનો વિનાશ થાય છે.

(૨૩) નંદ યોગ—બબ્બે ગ્રહનું જોડકું ત્રણ સ્થાનમાં આવેલું હોય અને ત્રણ ગ્રહ એક સ્થાનમાં હોવાથી આ યોગ થાય છે. તેનું ફળ—મોટી ઉમરવાળો અને રાજમાન્ય અને પ્રતિષ્ઠિત થાય છે.

(૨૪) ઐન્દ્રયોગ—જન્મલગ્નથી ચોથા ભાવ સુધીમાં દરેક ગ્રહો આવી જતા હોય તો આ યોગ થાય છે. તેનુ ફળ—ધનવાન, પરાક્રમી અને માન મેળવનાર થાય છે.

(૨૫) શ્રીનંદયોગ—મીનરાશિમાં ચંદ્રમા તથા શુક્ર હોય, કર્ક રાશિમાં ગુરૂ હોય, ત્રીજે અને અગીઆરમે પાપગ્રહ હોય, તો શ્રીનંદ

યોગ થાય છે. તેનું ફળ—આ યોગમાં જન્મેલો યશ ધરાવનાર, ધન, માન, સુખનો ભોગી, મંત્રોપાસનામાં પ્રીતિવાળો, શાંત સ્વભાવ, તથા ગુણવાળો થાય છે.

(૨૬) **વિપત્તિયોગ**—અગીઆરમા સ્થાનમાં રાહુ, પાંચમે સ્થાને શનિ, દશમે સ્થાને મંગળ હોય અને લગ્ન ઉપર સૂર્ય, શુક્ર બંનેની દૃષ્ટિ હોય તો આ યોગ થાય છે. આ યોગનું ફળ ખરાબ છે, શાંતિપૂજા કરાવવી એમ ભૃગુ ઋષિનો મત છે.

(૨૭) **ચક્ર દામિનીયોગ**—બુધના ઘરનો (મિથુન, અથવ કન્યા) ગુરૂ હોય, ગુરૂના ઘરનો (ધન અથવા મીન) શુક્ર હોય શુક્રના ઘરનો (વૃષ અથવા તુલા) ચંદ્ર હોય, તો ચક્રદામિની યોગ કહે છે. તેનું ફળ-આ યોગમાં જન્મેલા મનુષ્ય ચતુર, નિપુણ, કમળ સમાન નેત્રવાળા, ભૂમિપતિ અને પ્રતાપી થાય છે.

(૨૮) **કૂટયોગ**—સંતાન ભાવનો સ્વામી મંગળ થયો હોય અને છઠ્ઠે હોય, અથવા સંતાનપતિ અને મંગળ બને છઠ્ઠે હોય અથવા આઠમે બારમે હોય, શનિના ઘરમાં ચંદ્રમા હોય, તો આ યોગ થાય છે. તેનું ફળ-ખરાબ ગણેલું છે. તેની શાંતિ કરવી.

(૨૯) **રાજાયોગ**—કર્કરાશિનો ગુરૂ હોય, નવમે ભાવે શુ હોય અને સાતમે ભાવે મંગળ શનિ હોય તેથી આ યોગ થાય છે આ યોગમાં જન્મેલ રાજા મહારાજા થાય છે

(૩૦) **અનુભવયોગ**—અગીઆરમા ભાવમાં રાહુ, પાંચ શનિ, દશમે મંગળ, આઠમે ચંદ્ર, છઠ્ઠે સૂર્ય બુધ હોવાથી આ યો થાય છે. આ યોગમાં જન્મનાર પ્રજાહીન હોય છે. તેની સ્ત્રી ગર્ભપાત વારંવાર થાય છે; પૂજા શાંતિ કરાવવી.

(૩૧) **શ્રીમુખયોગ**—જન્મલગ્નમાં બૃહસ્પતિ હોય, નવ શુક્ર અને દશમે સૂર્ય હોય તેથી આ યોગ થાય છે. તેનું ફળ—

દશકા સુધી રાજાથી માન અને ધન વગેરે મેળવી શકે છે. ઈંદ્ર સમાન સુખી અને પરાક્રમી થાય છે.

(૩૨) કપાલયોગ—પાંચમા ભાવનો સ્વામી ચોથે ભાવે આવેલો હોય, છઠ્ઠા ભાવનો સ્વામી લગ્નેશ સાથે છઠ્ઠે આઠમે અથવા બારમે આવેલો હોય, તેમજ પાંચમા ઘરને શનિ, મંગળ, સુર્ય જોતા હોય તેથી આ યોગ થાય છે, તેનું ફળ—આ યોગમાં જન્મનાર પુત્ર વગેરેથી હીન થાય છે ગ્રહાર્ચન દાન વગેરે કરવાથી કુટુંબમાં વૃદ્ધિ ભોગવે છે

(૩૩) પિશાચયોગ—(૧) સુર્યના ઘરનો બૃહસ્પતિ હોય, ગુરૂના ઘરનો સુર્ય હોય, પાંચમા ભુવનમાં શુક્ર અને મંગળનો યોગ થયો હોય, તો પિશાચ નામનો યોગ છે. તેનું ફળ—ધન અને પુત્રનો નાશ કરનાર છે આ યોગની શાંતિ કરવી (૨) રાહુસહ ચંદ્રમા લગ્નમા હોય, નવમે પાંચમે સ્થાને શનિ અથવા મંગળ હોય તો તે મનુષ્ય પિશાચની આરાધના કરનાર તથા પોતે પણ પિશાચ જેવો થાય છે.

(૩૪) વિનાશયોગ—ત્રીજા ભુવનનો સ્વામી ત્રીજા ભુવન માંજ હોય અને પાપગ્રહથી યુક્ત અથવા દષ્ટ હોય અને શનિની રાશિમાં બૃહસ્પતિ હોવાથી આ યોગ થાય છે આ યોગનું ફળ પણ ખરાબ ગણેલું છે શાંતિપૂજા કરવાથી સારૂ થાય.

(૩૫) વાગ્ભવયોગ—ચોથે, પાંચમે, બારમે, અગીઆરમે, નવમે એટલા ભુવનમાં દરેક ગ્રહ આવેલા હોય તો વાગ્ભવયોગ થાય છે. તેનુ ફળ–રાજાનો માનનીય, ધનવાન, સુખી તથા પંડિત થાય છે.

(૩૬) આનંદયોગ—શનિક્ષેત્રમાં ગુરૂ, અને ગુરૂ ક્ષેત્રમાં શનિ રહેલો હોય અને તે સિવાયના ગ્રહો લાભસ્થાનમાં રહેલા હોય તેથી આનંદ નામનો યોગ થાય છે. તેનું ફળ–બાલ્યાવસ્થામાં અનેક જાતનાં

દુઃખ વેઠે, યુવાવસ્થામાં સુખી થાય અને ચુમાલીસ વર્ષની ઉમર સુધી આનંદ ભોગવે છે.

(૩૭) **અનુજ્ઞાતયોગ**—મંગળના ક્ષેત્રનો શુક્ર હોય અને શુક્રના ક્ષેત્રનો મંગળ હોય, ચોથા સ્થાનમાં ચંદ્રમા હોય અને મેષ રાશિમાં બુધ અને બૃહસ્પતિ હોય, તેથી અનુજ્ઞાતનામનો યોગ થાય છે. તેનું ફળ—સોળ વર્ષની ઉંમર સુધી અન્ન, ધન વગેરે વસ્તુથી પૂર્ણ રહે છે. ૧૬ થી ૩૦ વર્ષ સુધી દુઃખી અને ૩૦ વર્ષની ઉમર પછી ફરી અતિશય સુખી થાય છે. રૂપવાન, બુદ્ધિમાન અને દેવબ્રાહ્મણ પર પ્રીતિ રાખનાર થાય છે. પુત્રપૌત્રાદિક ઉત્તમ સુખ ભોગવે છે.

(૩૮) **રાજમાન્યયોગ**—વૃષભલગ્નમાં જન્મ હોય અને લગ્નમાં ચંદ્ર હોય, ૭ ગ્રહ ઉચ્ચ રાશિના કોઈપણ ભાવે અથવા જુદે જુદે ભાવે આવેલા હોય, તો આ યોગ થાય છે. (૨) વૃષભ લગ્ન હોય, લગ્ને ચંદ્રમા હોય, ચંદ્ર સિવાયના દરેક ગ્રહ સ્વગૃહી હોય, તો પણ આ યોગ થાય છે, (૩) દરેક ગ્રહ મૂલ ત્રિકોણ રાશિમાં હોય અથવા પોતાના મિત્રની રાશિમાં હોય, પરંતુ નવમાંશમાં નીચગત ન હોય, તોપણ આ યોગ થાય છે; તેનું ફળ-ઘણું જ સારૂં કહેલું છે. દરેક પ્રકારનાં સુખ અને યશ, ધન, સ્ત્રી–પુત્રનો માલીક થઈ ધર્મ પરાયણ રહે છે.

(૩૯) **પોતાના બાહુબળથી ધન મેળવનાર**—મેષનો ચંદ્ર કુંભનો શનિ, મકરનો શુક્ર, ધનનો સૂર્ય આ યોગ જન્મ કુંડલીમ હોવાથી પિતાનું દ્રવ્ય ભોગવતો નથી, પોતાના બાહુબળથી ધન તેમજ કીર્તિ મેળવનાર થાય છે.

(૪૦) **પતિત અને દરિદ્રી**—સૂર્યના નવમાંશમાં ચંદ્ર હોય ચંદ્રના નવમાંશનો સૂર્ય હોય અને સૂર્ય ચંદ્ર બંને એક રાશિમાં હોય તો તે મનુષ્ય દરિદ્રી અને પતિત થાય છે. (૨) છઠ્ઠે, આઠમે, બારે પાપગ્રહ હોય તો તે મનુષ્ય પોતાની જાતિથી પતિત થાય છે. આ

પાપગ્રહ કેન્દ્રમાં બેઠા હોય તો તે અતિદુખી, દરિદ્રી અને જ્ઞાતિથી પતિત થાય છે

(૪૧) **સ્ત્રી મરણ થાય તેવો યોગ**—પાપગ્રહ શુક્રથી ચોથે આઠમે હોય, તો તે મનુષ્યની સ્ત્રી અગ્નિના અકસ્માતથી મરે છે પાપગ્રહની મધ્યમાં શુક્ર આવેલ હોય તો તેની સ્ત્રી ઉંચેથી પડવાથી મૃત્યુ પામે છે શુક્રને કોઈ શુભ ગ્રહ ન જોતા હોય અથવા શુક્ર સાથે કોઈ શુભ ગ્રહ ન હોય તો તેની સ્ત્રી ફાંસો ખાઈ મૃત્યુ પામે છે

(૪૨) **સ્ત્રી સહિત અંગહીન યોગ**—જન્મલગ્નથી બારમે, છઠ્ઠે ચંદ્ર હોય તો તે અને તેની સ્ત્રી બને એક એક આંખે કાણાં હોય છે, સૂર્ય શુક્ર એ બે ગ્રહો લગ્નથી સાતમે, નવમે કે પાંચમે આવેલા હોય તો તે પુરૂષ અંગહીન (ખોડ ખાંપણવાળો) ઓવાળો થાય છે

(૪૩) **જીતેન્દ્રિય યોગ**—લગ્નસ્થાનમાં કે પાંચમા સ્થાનમાં ગુરુ આવેલો હોય અને દશમસ્થાને ચંદ્ર હોય તે મનુષ્ય જીતેન્દ્રિય થાય છે સત્ય બોલનાર રાજલક્ષણ સહિત અને શોભાયમાન થાય છે

(૪૪) **પોતાના કુળમાં શ્રેષ્ઠ થવાનો યોગ**—બૃહસ્પતિ તુલા રાશિમાં હોય કન્યા રાશિમાં શુક્ર હોય વૃષભ રાશિમાં બુધ દશમ સ્થાને હોય તો તે મનુષ્ય પોતાના કુળમાં શ્રેષ્ઠ, ઉદાર બુદ્ધિમાન, ગુણજ્ઞ આનંદયુક્ત ધનવાન, ચતુર અને યશસ્વી થાય છે

(૪૫) **વાંઝણી સ્ત્રીનો પતિ થવાનો યોગ**—લગ્નમાં શનિ હોય, કર્ક, મીન અથવા વૃશ્ચિક રાશિના અંતિમ નવમાંશનો શુક્ર હોય વળી તે સાતમે ભાવે રહેલો હોય અને પાંચમા સ્થાનમાં કોઈ શુભ ગ્રહની દૃષ્ટિ કે યુતિ ન હોય તો આ યોગ થાય છે આ યોગ મકર, વૃષ અથવા કન્યા લગ્નમાં જન્મવાળાને જ આવે છે

(૪૬) **સ્ત્રી અને પુત્ર વગરનો કરનાર યોગ**—જેને પાપગ્રહ

બારમે, સાતમે અને લગ્નમાં હોય, ક્ષીણચંદ્ર પંચમસ્થાનમાં હોય તે મનુષ્ય સ્ત્રી-પુત્ર-હીન થાય છે. (૨) જન્મ લગ્નમાં શુક્ર અથવા ચંદ્રથી સાતમે શનિ મંગળ હોય હોય તો તે પણ સ્ત્રી પુત્રથી રહિત થાય છે.

**(૪૭) તીર્થયાત્રા કરનાર**—અષ્ટમ સ્થાનમાં શુભ ગ્રહ હોય અને તેને શુભ ગ્રહ જોતા હોય તો મનુષ્ય અનેક તીર્થ કરનાર થાય છે.

**(૪૮) જલયોગ**—કેન્દ્ર સ્થાનમાં સૂર્ય, ચંદ્ર, શનિ બેઠા હોય, અથવા નવમા સ્થાનમાં હોય તેમજ તે સિવાયના ગ્રહો તદ્દન નિર્બળ થયા હોય તો જલ નામનો યોગ થાય છે. તેનું ફળ-ઐશ્વર્ય વગરનો, મૂર્ખ, ધનહીન, ચપલ સ્વભાવ, અતિ દુઃખી અને માનહીન થઈ કંઈ મેળવી શકતો નથી.

**(૪૯) ચોર અને ચોરથી અવયવો કપાવાનો યોગ**—છઠ્ઠા ભાવમાં બળવાન મંગળ બુધ આવેલા હોય, તો ચોરી કરનાર થાય છે અને ચોરીમાં ઘણો જ નિપુણ હોય છે. તેને તેના સોબતી ચોર બંધુઓ હાથ પગ કે કોઇ અવયવથી હીન કરે છે. (૨) કર્ક રાશિનો શનિ, અને મકર રાશિનો મંગળ હોય તેને પણ ચોર લોકોથી વારંવાર કષ્ટ થાય છે. (૩) લગ્ન અને ત્રીજા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય અને લાભ સ્થાનમાં પણ ક્રૂર ગ્રહ હોય, કે એ ત્રણે ભુવનને નીચ રાશિના ગ્રહો જોતા હોય, કે યુક્ત હોય તો તે મનુષ્ય ચોર થાય છે. (૪) ત્રીજા ભુવનનો સ્વામી નીચ રાશિનો હોય, પાપગ્રહ સહિત લગ્ન પતિ નીચ રાશિમાં હોય, તો તે મનુષ્ય જરૂર ચોર થાય છે. (૫) ત્રીજા સ્થાનમાં પાપગ્રહ હોય અને તેમાં વધુ ભાગે શનિ આવેલ હોય, નીચ રાશિના ગ્રહોની દૃષ્ટિ હોય તો પણ ચોરી કરનાર થાય છે. (૬) ત્રીજા સ્થાનમાં જો નીચ રાશિનો ગ્રહ હોય તેમજ મંગળ, રાહુ અને શનિ સહિત લગ્નેશ પણ નીચનો હોય, તો પણ ચોર થાય છે. (૭) બીજે અને બારમે સ્થાને પાપગ્રહ

હોય, ત્રીજે સ્થાને પણ પાપગ્રહ હોય તેમજ તે તે ભાવના સ્વામી પણ નીચ રાશિના હોય, તો તે મનુષ્યને પરંપરાથી ચોરીના ધંધાનો વારસો મેળવનાર કહેવો. (૮) લગ્નપતિ પાપગ્રહ સાથે રહેલો હોય અને નીચ રાશિનો ગ્રહ લગ્નમાં હોય, ત્રીજા ઘરનો સ્વામી નીચ રાશિનો હોય, તો તે ઘણા ચોરોને ચોરીમાં દોરનાર અને ચોરી કરનાર થાય છે, એટલે ચોરનો રાજા થાય છે. (૯) લગ્નપતિ અને અગીઆરમા ભાવનો સ્વામી નીચ રાશિના થઈ પાપગ્રહ સાથે હોય તો તે મનુષ્ય પણ મોટો ચોર થાય છે.

**(૫૦) ભિક્ષા માંગનાર**—દરેક ગ્રહ શત્રુના નવમાંશમાં અને છઠ્ઠા સ્થાનમાં નીચ રાશિનો કોઈ ગ્રહ હોય તો આ યોગ થાય છે. આ યોગવાળાને કોઈ પણ શુભ યોગ થાય, કે રાજ્યોગ થાય તો પણ સારૂ ફળ મળતું નથી. ભીખ માંગનાર અને નીચ મનુષ્યો સાથે રહેનાર થાય છે. (૨) દરેક ગ્રહો સપ્તમાંશ કુંડલીમાં નીચ રાશિના હોય અથવા દશમ સ્થાને હોય તો તે ભિક્ષા માગનાર થાય છે. (૩) લગ્નનો સ્વામી બારમે સ્થાને હોય અને દશમ સ્થાનમાં પાપગ્રહ સહિત ચંદ્ર બેઠો હોય તો પણ ભીક્ષા માંગનાર થાય છે. (૪) કેન્દ્ર સ્થાનમાં શનિશ્ચર હોય, લગ્નમાં ચંદ્ર હોય બારમે ગુરુ હોય તો તે મનુષ્ય જરૂર ભિખારી, ઘર વગરનો, ગુણ વગરનો અને જડ જેવો થાય છે. (૫) મેષ રાશિનો ચંદ્ર હોય અને તેને શનિ જોતો હોય તો પણ ભીક્ષાટન કરનાર થાય છે.

**(૫ ) અતિશય લોભી**—મેષ રાશિનો ચંદ્ર લગ્ન સ્થાનમાં હોય અને શનિની તે પર દૃષ્ટિ હોય તો તે અતિ લોભી થાય છે.

**(૫૨) નીચ કામ કરનાર**—કેન્દ્ર સ્થાન પર ચંદ્રની દૃષ્ટિ હોય, દ્રેષ્કાણે પૂર્વ (લગ્ન) માં શનિશ્ચર હોય તે મનુષ્ય ઉત્તમ કુલમાં જન્મેલો હોય તો પણ નીચ કામ કરનાર થાય છે. (૨) નવમા સ્થાનનો સ્વામી અને શનિશ્ચર ધન ભાવમાં આવેલ હોય

અથવા પંચમ ભાવમાં હોય, તેમજ તેમના પર પાપગ્રહની દૃષ્ટિ હોય, પાપગ્રહની યુતિ હોય અથવા પાપગ્રહ સહિત છઠ્ઠે ભાવે હોય તો તે નીચ કામ કરનાર થાય છે, (૩) ચંદ્રમા દશમ સ્થાને હોય, લગ્નથી પાંચ-નવ અને બીજા સ્થાનમાં શનિ હોય અને આઠમા ઘરમાં પાપગ્રહ હોય, તો પણ નીચ વૃત્તિથી જીવન ચલાવનાર થાય છે. (૩) લગ્નથી સાતમે સૂર્ય અને ચંદ્ર બને બેઠા હોય અને શનિની દૃષ્ટિ હોય તો તે મનુષ્ય નીચ કર્મ કરનાર થાય છે.

(૫૩) **સ્ત્રી પુરૂષ બંને જણ વ્યભિચારી યોગ**—શનિ મંગળના ષડ્વર્ગમાં આવેલો હોય, શુક્ર સાતમે ભાવે હોય, શનિ અથવા મંગળ એ બેમાંથી કોઇ દેખતો હોય તો મનુષ્ય પરદારગામી થાય છે. (૨) શનિ, મંગળ અને ચંદ્ર એક રાશિમાં હોય, શનિ અથવા મંગળના વર્ગનો શુક્ર સાતમે સ્થાને હોય, અને શનિ મંગળ એ બે અથવા એ બેમાંથી એક દેખતો હોય તો પણ પરદારગામી થાય છે. તેવા યોગોવાળાની સ્ત્રી પણ પરપુરૂષગામિની થાય છે.

(૫૪) **વૃદ્ધા સ્ત્રી અને વૃદ્ધ પુરૂષ**—એકજ રાશિમાં સ્ત્રીગ્રહ પુરૂષગ્રહ બેઠા હોય અને તેથી સાતમે સ્થાને શુભગ્રહથી દૃષ્ટ શનિ મંગળ હોય, તો તે વૃદ્ધાવસ્થામાં વૃદ્ધ સ્ત્રીને મેળવનાર થાય. સ્ત્રીની જન્મકુંડલીમાં આવો યોગ હોય, તો તે મોટી ઉમરે લગ્ન કરશે એમ સમજવું.

(૫૫) **દુઃખ ભોગવનાર**—શુક્લ પક્ષનો બળવાન ચંદ્ર લગ્નપતિને દેખાતો હોય, તો તે મનુષ્ય દુર્બળ, તપસ્વી, દુઃખી અને શોક સંતપ્ત તથા પોતાના સ્વજનોથી હીન થાય છે. (૨) બુધના નવમાંશનો ચંદ્ર હોય અને બળવાન હોય, બાકીના ગ્રહો ઉચ્ચરાશિમાં હોય ચંદ્રમાને બલ રહિત શનિ જોતો હોય તોપણ દુઃખ ભોગવનાર થાય છે.

(૫૬) **વંશ છેદક યોગ**—નવમા ભાવનો સ્વામી બારમેભાવે

આવેલો હોય, જન્મલગ્નનો સ્વામી પાપગ્રહ હોય અને અસ્તનો હોય તો મનુષ્યના વંશનો નાશ થાય છે અને સ્ત્રી પુત્ર વગરનું જીવન ભોગવે છે

(૫૭) શિલ્પશાસ્ત્ર જાણનાર—ત્રિંશાંશમાં બુધ જે રાશિનો હોય તે રાશિ જન્મકુંડલીમાં કેન્દ્રસ્થાનમાં આવેલી હોય અને શનિશ્ચરથી દૃષ્ટ હોય તો તે શિલ્પશાસ્ત્ર, ચિત્રકળા, મકાનના પ્લાન બનાવનાર મીસ્ત્રી અથવા ઈજનેર થાય છે

(૫૮) દાસીથી જન્મેલો—શનિશ્ચરના નવમાંશમાં શુક્ર હોય અને તે લગ્નથી બારમા સ્થાનમાં હોય તો તે મનુષ્ય રખાત સ્ત્રીથી અથવા દાસીથી જન્મેલો જાણવો

(૫૯) ચાંડાલ થવાનો યોગ—બુધ અને શુક્ર બંને એક રાશિના થઈ કેન્દ્રસ્થાને હોય અને ચંદ્રમા રાહુ સહિત લગ્નમાં આવેલો હોય, તો તે મનુષ્ય પોતાના કર્મનો ત્યાગ કરી ચાંડાલ થઈ એમાં શંકા નહિ (૨) ગુરૂ સાથે રાહુ અથવા કેતુ હોય અને તેવા ગુરૂ ઉપર પાપગ્રહોની દૃષ્ટિ અધિક હોય તોપણ ચાંડાલ યોગ થાય છે, વળી જો તે બૃહસ્પતિ નીચ રાશિ અથવા નીચ નવમાંશમા પાપગ્રહ સહિત હોય તો તે મનુષ્ય બ્રાહ્મણવંશમાં જન્મેલો હોય તો પણ ચાંડાલ થાય છે

(૬૦) કુલપાંસુ યોગ—લગ્નનો પતિ દશમે સ્થાને હોય અને ચંદ્રની દૃષ્ટ ન હોય અથવા ધન રાશિના નવમાંશમાં શુભ ગ્રહ હોય તો કુલપાંસુ યોગ થાય છે, તેનું ફળ વિદેશમા રહેનાર, પોતાના ઘરથી પતિત દરિદ્રી પુત્રસ્ત્રી રહિત અને દોષના સમૂહવાળો થાય છે

(૬૧) અંધ થવાનો યોગ—રાહુથી ગ્રસિત સુર્ય લગ્નમાં હોય અને ૧૧મે પાંચમે શનિશ્ચર અથવા મંગળ સ્થિત હોય તો તે મનુષ્ય અંધ થાય છે

**(૬૨) મ્લેચ્છ થવાનો યોગ**—લગ્નમાં શનિ અને સાતમે સૂર્ય હોય, અથવા નવમા સ્થાનમાં એક રાશિમાં શનિ સૂર્ય સ્થિત હોય તો તે મનુષ્ય ઉત્તમ કુળનો હોય તોપણ નીચ સ્ત્રીઓના સંગથી મ્લેચ્છ થાય છે. (૨) સૂર્ય અને શનિશ્ચર દ્રેષ્કાણ, નવમાંશ અથવા ત્રિશાંશમાં પૂર્વોક્ત સ્થાનમાં એક રાશિમાં સ્થિત હોય તો તે માણસ નીચ સ્ત્રીઓનો સંગ અને વ્યસન કરવાથી મ્લેચ્છ થાય છે.

**(૬૩) નીચ જાતિને પણ ઉચ્ચ જેવો યોગ**—મકર રાશિનો ગુરૂ હોય, અને શુક્ર અથવા બુધથી યુક્ત હોય તો તે મનુષ્ય શૂદ્ર જાતિ હોય તોપણ બ્રાહ્મણ જેવો ધર્મ પાળનાર થાય છે; અનેક વિદ્યાને જાણનાર અને શાસ્ત્રાર્થમાં તત્પર થાય છે.

**(૬૪) બ્રહ્મહત્યા કરનારો**—નીચ રાશિનો શુક્ર નવમાસ્થાનમાં પાપગ્રહ સહિત હોય અને પાપગ્રહ જોતો હોય તો બ્રહ્મહત્યા કરનાર યોગ થાય છે.

**(૬૫) બાલહત્યા કરનારો**—સૂર્ય, રાહુ અને મંગળ દશમે સ્થાને હોય તો આ યોગ થાય છે. (૨) નીચ રાશિનો ગુરૂ સૂર્ય તેમજ બીજા પાપગ્રહો સાથે કેન્દ્ર સ્થાનમાં હોય તોપણ આ યોગ થાય છે.

**(૬૬) પશુ હિંસક**—કેન્દ્રસ્થાનમાં પાપગ્રહ આવેલા હોય અને શુભ ગ્રહ જોતા હોય, આઠમા સ્થાનમાં શુક્ર હોય તો તે મનુષ્ય અવશ્ય શિકારી થાય છે.

**(૬૭) પક્ષી હિંસક**—ચંદ્ર અને બુધ દશમ સ્થાનમાં રહેલા હોય, પાપગ્રહોથી દૃષ્ટ હોય અને પાપગ્રહ સહિત હોય, નીચના નવમાંશમાં સ્થિત હોય અને કોઇ શુભ ગ્રહ જોતા ન હોય તો તે મનુષ્ય પક્ષિઓનો ઘાત કરનાર થાય છે.

(૬૮) **નોકર**—જન્મ કાલમાં ચંદ્રમા જેના નવમાંશનો હોય તે રાશિનો સ્વામી અને સૂર્ય, ચંદ્ર, મંગળ, ગુરૂ પોતાની નીચ રાશિના નવમાંશમાં અથવા પોતાના શત્રુના નવમાંશમાં સ્થિત હોય, તો તે મનુષ્ય નોકર થાય છે; પરંતુ આ યોગમાં નીચે મુજબ ભેદ રહેલા છે. (૧) ઉપર કહેલા ચાર ગ્રહોમાંથી એક ગ્રહ આ યોગ કરતો હોય તો પોતાની આજીવિકા માટે નોકરી કરે છે. (૨) બે ગ્રહો આ યોગને ઉપજાવતા હોય તો તે મનુષ્ય વેચાએલો દાસ થાય છે. (૩) ત્રણ અથવા ચાર ગ્રહોથી આ યોગ થતો હોય તો તે મનુષ્ય દાસી પુત્ર એટલે માતા સહિત દાસ હોય છે. (૪) સૂર્ય શનિ અને મંગળ લગ્નથી દશમા સ્થાનમાં હોય અને કોઈ શુભ ગ્રહ જોતો ન હોય તો તે મનુષ્ય દાસ થાય છે. (૫) પૂર્વોક્ત ત્રણ ગ્રહોમાંથી એક ગ્રહ હોય તે શ્રેષ્ઠ પ્રકારની નોકરી કરનાર થાય છે. (૬) બે ગ્રહો આ યોગને ઉપજાવતા હોય તો મધ્યમ પ્રકારની નોકરી કરનાર જાણવો, (૭) ત્રણ ગ્રહો આ યોગ કરનાર હોય તો અધમ દાસ જાણવો.

(૬૯) **ધનવાન યોગ એક હજારનો માલિક**—લગ્નેશ જે નવમાંશમાં હોય એ નવમાંશનો સ્વામી ગોપુરાંશનો હોય અને દશમપતિની દૃષ્ટિ હોય તો માણસ એક હજારની રકમવાળો (મૂડીવાળો) થાય છે. **બે હજારનો અધિપતિ**—જન્મ કુંડળીમાં દશમા ભુવનનો સ્વામી, નવમાંશપતિ અને સપ્તમાંશપતિ ત્રણે એકત્ર હોય અને બળવાન હોય, ગુરૂ અને શુક્રની દૃષ્ટિ હોય તો બે હજાર મુદ્રાનો અધિપતિ થાય છે. **ત્રણ હજારનો અધિપતિ**—બુધના ષષ્ઠાંશમાં બીજે અને અગીયારમે શુભ ગ્રહ હોય અને એ સ્થાનનો સ્વામી પણ એ સ્થાનમાં હોય તો ત્રણ હજાર મુદ્રા મેળવે છે. **આઠ હજારનો અધિપતિ**—બીજા ભાવનો સ્વામી. દ્રેષ્કાણનો સ્વામી અને સપ્તમાંશનો સ્વામી એકત્ર હોય અને સંપૂર્ણ બળવાન હોય તો આઠ હજાર મુદ્રાને મેળવનાર ગૃહસ્થ થાય છે. **દશ હજારનો અધિપતિ**—લગ્નપતિ

દ્રેષ્કાણનો પતિ અને સપ્તમાંશપતિ એકત્ર હોય અને વૈશેષિકાંશમાં પ્રાપ્ત થયા હોય તો એ મનુષ્ય દશ હજાર મુદ્રા મેળવનાર થાય છે.

(૭૦) **લક્ષાધિપતિ યોગ**—કર્મેશ દ્રેષ્કાણેશ અને સપ્તમાંશપતિ ત્રણે ઐરાવતાંશમાં બેઠા હોય તો લક્ષાધિપતિ થાય છે.

(૭૧) **બે લાખનો અધિપતિ**—ચારે કેન્દ્રમાં શુભગ્રહ સિંહાસનાંશ અથવા પારાવતાંશમાં હોય તો તે પુરૂષ બે લાખનો અધિપતિ થાય છે.

(૭૨) **ત્રણ લાખનો સ્વામી**—જન્મલગ્ન, લાભસ્થાન અને ધનભુવન ત્રણેનો સ્વામી વૈશેષિકાંશમાં હોય તો મનુષ્થ બુદ્ધિમાન અને ત્રણ લાખ મુદ્રાને મેળવનાર થાય છે.

(૭૩) **વધુ ધનવાન**—બીજા અને અગીઆરમા ભાવનો સ્વામી કેન્દ્રમાં હોય અને નવમભુવનનો સ્વામી બળવાન હોય, તો તે મનુષ્ય ત્રણ લાખથી વધુ મુદ્રાનો અધિપતિ થાય છે.

(૭૪) **કોટયાધિપતિ યોગ**—લગ્નપતિ, નવમાંશપતિ અને ભાગ્યપતિ પરમોચ્ચાંશના હોય, અગીઆરમા ભાવનો સ્વામી વૈશેષિકાંશમાં આવેલો હોય તો તે કોટયાધિપતિ થાય છે.

(૭૫) **કરજ ભરનાર યોગ**—લગ્નનો સ્વામી અને નવમાંશનો સ્વામી એ બંને કેન્દ્ર અથવા ત્રિકોણમાં હોય અને ગુરૂની દષ્ટિ હોય તો તે મનુષ્ય કરજ ચૂકવનાર છે. (૨) બીજા અને અગીઆરમાં ઘરના સ્વામી સાથે ત્રિશાંશ અને નવમાંશપતિ બંને કેન્દ્ર ત્રિકોણમાં વૈશેષિકાંશમાં હોય તોપણ આ યોગ થાય છે.

(૭૬) **કરજથી ગ્રસ્ત રહે તેવો યોગ**—ધન સ્થાનમાં પાપગ્રહ આવેલા હોય, લગ્નેશ બારમે ભાવે હોય, કર્મેશ અને લાભેશ સાથે હોય અથવા દષ્ટ હોય, તો મનુષ્ય કરજમાં દબાએલો રહે છે. (૨) ધનસ્થાનનો સ્વામી નીચરાશિમાં હોય અને પાપગ્રહના ષષ્ઠાંશમાં હોય અને

લાભસ્થાનપતિ પણ તેમજ હોય તો પણ મનુષ્ય કરજમાં દબાએલો રહે છે. (૩) જન્મ સમયે સૂર્ય અસ્ત થયેલો હોય, ધન સ્થાનનો સ્વામી નીચરાશિમાં પાપગ્રહ સાથે બીજે કે આઠમે હોય તોપણ આ યોગ થાય છે.

(૭૭) જ્યોતિષ્ જાણનાર—કેન્દ્રસ્થાનમાં બુધ હોય, ગુરૂ બળવાન હોય, શુક્ર ધન સ્થાનમાં હોય, ત્રીજા ઘરમાં શુભગ્રહ હોય, અથવા ધનસ્થાનમાં ઉચ્ચરાશિનો શુક્ર હોય તો તે મનુષ્ય શ્રેષ્ઠ જ્યોતિષ જાણનાર થાય છે (૨) પાંચમા ઘરમાં મંગળ હોય અને તેને ચંદ્રસહ બુધ જોતો હોય, અથવા બુધ કેન્દ્ર સ્થાનમાં હોય તો મનુષ્ય ગણિત શાસ્ત્ર જાણનાર થાય છે (૩) પાંચમા ઘરનો સ્વામી અને બુધ એ ઉચ્ચ રાશિના હોય અને લગ્નમાં બૃહસ્પતિ હોય, આઠમે સ્થાને શનિ હોય તો મનુષ્ય ગણિત શાસ્ત્ર જાણનાર થાય છે. (૪) કેન્દ્ર અથવા ત્રિકોણમાં ગુરૂ હોય અને શુક્ર ઉચ્ચરાશિનો પૂર્વોક્તસ્થાનમાં હોય અથવા પાંચમા ઘરનો સ્વામી અને બુધ એ બને પૂર્વોક્તસ્થાનમાં હોય તો પણ ગણિતશાસ્ત્ર જાણનાર થાય છે.

(૭૮) ન્યાય શાસ્ત્ર જાણનાર—ગુરૂ શુક્ર અને ધનભાવનો સ્વામી મૂળ ત્રિકોણ, ઉચ્ચરાશિમાં હોય અથવા કેન્દ્ર ત્રિકોણવર્તી હોય અને રવિ મંગળ તેને જોતા હોય તો મનુષ્ય ન્યાયશાસ્ત્રને જાણનાર થાય છે.

(૭૯) શબ્દશાસ્ત્ર જાણનાર—બળવાન ગુરૂ અને પંચમભાવનો સ્વામી ને સૂર્ય-શુક્ર જોતા હોય તો વ્યાકરણ શાસ્ત્રને જાણનાર થાય છે.

(૮૦) વેદાંત જાણનાર—કેન્દ્ર અથવા ત્રિકોણમાં બૃહસ્પતિ હોય તો વેદાંત જાણનાર થઇ શકે છે.

(૮૧) કવિ અથવા કાવ્યરસિક—પાંચમા ભાવમાં શુક્ર હોય,

પંચમભાવનો સ્વામી કેન્દ્ર અથવા ત્રિકોણમાં રહેલો હોય, ચંદ્ર અને ગુરૂ તેને જોતા હોય, તો કાવ્યરસિક અથવા કવિ થાય છે.

(૮૨) **ષટ્શાસ્ત્ર જાણનાર**—કેન્દ્રમાં સંપૂર્ણ બલવાન ગુરૂ અથવા શુક્ર હોય. તો ષટ્શાસ્ત્ર જાણનાર થાય છે.

(૮૩) **વૈદ્ય વિદ્યા જાણનાર**—પાંચમાસ્થાનમાં સૂર્ય મંગળ સાથે આવેલા હોય તો મનુષ્ય વૈદ્ય વિદ્યાને જાણનાર અને તે દ્વારા દ્રવ્ય મેળવનાર થાય છે.

(૮૪) **મંત્રશાસ્ત્ર જાણનાર**—પાપગ્રહ સહિત ગુરૂ કેન્દ્ર અથવા ત્રિકોણસ્થાનમાં આવેલો હોય, તો મંત્રશાસ્ત્ર જાણનાર થાય છે. (૨) મંગળ પાપગ્રહ સાથે કેન્દ્ર અથવા ત્રિકોણસ્થાનમાં હોય તો અતિઉગ્ર તંત્ર શાસ્ત્ર જાણનાર થાય છે.

(૮૫) **ઘણી ભાષાઓ જાણનાર**—લગ્નમાં ચંદ્રમા હોય, પંચમેશ પાપગ્રહો સહિત હોય અને પાંચમા ભાવમાં પાપગ્રહ આવેલા હોય, તો મનુષ્ય ઘણી વિદેશી અને મ્લેચ્છોની ભાષા જાણનાર થાય છે.

(૮૬) **ગોરૂંડવિદ્યા**—પંચમભાવમાં સૂર્ય અને મંગળ અથવા શનિ, રાહુ, શુક્રમાંથી કોઇ એક આવેલો હોય અને પાપગ્રહોની દૃષ્ટિ હોય તો તામ્રમુખી ( અંગ્રેજી ? ) વિદ્યા જાણનાર થાય છે.

(૮૭) **જૈનશાસ્ત્ર જાણનાર**—સૂર્ય અને શુક્ર ત્રિકોણસ્થાનમાં આવેલા હોય, રાહુ અથવા કેતુ શનિ સાથે આવેલા હોય, શુભગ્રહોની દૃષ્ટિ હોય તો જૈનવિદ્યામાં પ્રવીણ થાય છે.

(૮૮) **જાદુગર**—લગ્નસ્થાને શનિ મંગળનો યોગ થયો હોય, અને ગુરૂ, ચંદ્રના નવમાંશમાં આવેલો હોય, સાથે રાહુ અથવા કેતુનો યોગ થયો હોય, તો મનુષ્ય કપટ-જાદુ અને ધૂર્તકળામાં પ્રવીણ થાય છે.

**(૮૯) ધર્માધ્યક્ષ થવાનો યોગ**—ગુરૂ અને શુક્ર પોતાની ઉચ્ચરાશિમાં હોય અને શુભગ્રહ પોતાના મિત્રના નવમાંશમાં હોય, તથા નવમભાવનો સ્વામી બળવાન હોય તો મનુષ્ય ધર્માધિકારી થાય છે

**(૯૦) દાતાર થવાનો યોગ**—નવમભાવનો સ્વામી કેન્દ્રસ્થાનમાં રહેલા ગુરૂ અને શુક્રને જોતો હોય તો દાતાર થાય છે (૨) નવમભાવનો સ્વામી લગ્નમાં હોય, ગુરૂ અથવા શુક્ર કેન્દ્ર કે ત્રિકોણસ્થાને હોય તો મનુષ્ય દાનાધ્યક્ષ થાય છે (૩) રાજયોગ સાથે દાન યોગ થયો હોય અને ભાગ્યભુવન બળવાન હોય તો મહાદાની થાય છે (૪) નવમાભાવનો સ્વામી ચોથા સ્થાનમાં હોય અને દશમભાવનો સ્વામી કેન્દ્રસ્થાનમાં હોય, તે સાથે બારમાભાવ પર ગુરૂની દૃષ્ટિ હોય તોપણ મહાન્ દાતાર યોગ થાય છે (૫) ઉચ્ચરાશિમાં રહેલા બુધને ભાગ્યભુવનનો સ્વામી જોતો હોય અને લાભ ભુવનનો સ્વામી કેન્દ્રસ્થાનમા આવેલો હોય તો પણ મહાન્ દાતાર બનાવે છે

**(૯૧) ગુરૂભક્તિ કરનાર**—નવમ ભાવનો સ્વામી નવમાંશ લગ્ન સાથે ગુરૂ શુક્રથી દૃષ્ટ હોય તો ગુરૂભક્ત થાય છે, (૨) નવમા ભાવમા શુભ ગ્રહ હોય અને તેનો બૃહસ્પતિ સાથે દૃષ્ટિ યુતિ કે કોઈ પણ રીતે સબંધ હોય અને નવમેશ લગ્નમાં હોય તો પણ મનુષ્ય ગુરૂ ભક્ત થાય છે

**(૯૨) ગુરૂદારગામી**—નવમાસ્થાનમાં પાપગ્રહ સહિત ચદ્ર અથવા શુક્ર હોય તો આ યોગ થાય છે (૨) નવમા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે હોય તો પણ થોડે અંશે આ યોગ થાય છે (૩) નવમાંશ પતિ અને નવમભાવપતિ બને પાપગ્રહ હોય તો પણ આ યોગ થાય છે (૪) શુક્ર સાથે ક્ષીણ ચદ્રમા રહેલો હોય અથવા ચદ્રના નવમાંશનો શુક્ર હોય તોપણ ગુરૂદારગામી થાય છે (૫) નવમા ભાવનો સ્વામી નીચ રાશિનો હોય અને તેના નવમાંશમાં શુક્ર હોય તોપણ ગુરૂદારગામી થાય છે

# શરીરમાં દોષ કરનાર યોગો.

## જ્યોતિષ શ્યામ સંગ્રહમાંથી.

(૧) **કાણો થવાનો યોગ**—બીજા ભાવમાં પાપગ્રહ : શુક્ર હોય તો કાણો થાય છે; અથવા મંદ દૃષ્ટિ થાય છે. (૨) પુરૂષનાં બે નેત્ર બીજા અને બારમા ભાવને કહેલાં છે, એ સ: ઉપરથી કાણો અથવા આંધળો જાણી શકાય છે. જમણા ને સ્થાન બીજો ભાવ છે, ડાબા નેત્રનું સ્થાન બારમે ભાવ છે. તે જે ભાવમાં ક્રૂર ગ્રહોની દૃષ્ટિ યુતિ વગેરે હોય તે તે ભાવના નેત્રમાં પીડ છે. ધન સ્થાનમાં સૂર્ય, રાહુ કે શનિ હોય, ધન ભાવનો સ્વામી અસ્ત તથા પાપગ્રહ સહિત હોય અને ધન ભાવને જોતો ન હોય તે જરૂર કાણો થાય છે. તેમજ બારમા ભાવમાં સૂર્ય રાહુનો યોગ અને સ્થાન પતિ અસ્તનો હોય અથવા શનિ સાથે હોય તો તે મનુષ્ય કાણો થાય છે. (૩) સૂર્ય ચંદ્ર બંને બારમા ભાવમાં હોય, તો મનુષ્ય ડાબી આંખે કાણો થાય છે. (૪) નવમે પ એ બે ભાવમાંથી કોઈ ભાવે સૂર્ય રહેલો હોય અને તેની પાપગ્રહોની દૃષ્ટિ અધિક હોય તો તેને મંદ દૃષ્ટિ થવાનો યોગ ગ

(૨) **મૂંગો થવાનો યોગ**—બીજા સ્થાને પાપગ્રહ સાથે રહેલો હોય અને તે શુક્ર નવમાંશમાં બીજે હોય તો મનુષ્ય ‹ હીન ( અર્થાત્ મૂગો અથવા અસ્પષ્ટ બોલનાર, બોલતાં જીભ ઝલા અથવા નાકમાંથી બોલનાર ) થાય. (૨) ઉપરોક્ત શુક્ર પા સાથે ત્રીજા ભાવમાં અને ત્રીજા નવમાંશમાં હોય તોપણ આ થાય છે; પરંતુ પહેલાં જણાવેલા યોગ કરતાં આ યોગ કંઇક ન્યૂ

(૩) **આંધળો થવાનો યોગ**—સિંહ લગ્નમાં જન્મ સૂર્ય ચંદ્ર લગ્નમાં રહેલા હોય, અને તે ઉપર શનિ મંગળની હોય તો અંધ થાય. શુભ અને અશુભ એવા બે જાતના ગ્રહ

હોય તો મંદ દષ્ટિ અને નેત્ર રોગી થાય છે (૨) બીજા, છઠ્ઠા, આઠમા અને બારમા એ ભાવોમાં સૂર્ય, મંગળ, શનિ અને ચંદ્ર આવેલા હોય, તોપણ અંધ થાય છે આ યોગમાં પણ ગ્રહોના બલાબલ મુજબ નેત્ર દોષ ગણવો (૩) સૂર્ય અને ચંદ્ર ત્રીજા ભાવમાં રહેલા હોય અથવા કેન્દ્રમાં હોય, તથા પાપગ્રહની રાશિનો મંગળ પણ કેન્દ્ર સ્થાને હોય અને તેની પર પાપગ્રહની દષ્ટિ હોય, ૬-૮-૧૨ સ્થાનમાં શુભગ્રહ હોય અને દશમા સ્થાનમાં સૂર્ય હોય તો જન્માંધ થાય છે (૪) પાંચમા કે ચોથા ભાવમાં પાપગ્રહ આવેલા હોય અને ચંદ્ર ૬-૮-૧૨ સ્થાનમાંથી કોઈપણ સ્થાને રહેલો હોય, તો પણ અંધ થાય છે

(૪) રતાંધળો—શુક્ર, બુધ સાથે ૬-૮-૧૨ સ્થાનમાં રહેલો હોય તો તે મનુષ્ય નિશાંધ થાય છે

(૫) **જન્માંધ યોગ**—સૂર્ય અને લગ્નેશ સાથે શુક્ર, બુધ ત્રિક (૬-૮-૧૨) સ્થાનમા આવવાથી મનુષ્ય જન્મથી જ આંધળો અવતરે છે

(૬) **નેત્ર રોગી**—છઠ્ઠા ભુવનનો સ્વામી મેષ અથવા વૃશ્ચિક રાશિનો અથવા મગળ સાથે હોય તો નેત્રનો રોગી થાય છે.

(૭) **કફનો રોગી**—છઠ્ઠા સ્થાનનો સ્વામી લગ્નમાં હોય અને તેના ઉપર શનિની દષ્ટિ હોય તો મનુષ્યને કફનો રોગ થાય છે

(૮) **કામાંધ થવાનો યોગ**—ચંદ્રમા સહિત મગળ ગુરૂ અને શુક્ર લગ્નમાં આવેલા હોય, તો મનુષ્ય કામાંધ થાય છે

(૯) **કાનનો રોગી**—બીજે અને બારમે સ્થાને શુક્ર મંગળ હોય તો કાનનો રોગી થાય (૨) સાતમા સ્થાનના સ્વામી સાથે બુધ આવેલો હોય અને તે બુધ મેષ અથવા વૃશ્ચિક રાશિનો હોય, શનિ એક પાદ દષ્ટિથી જોતો હોય, આ શનિ છઠ્ઠા ઘરમાં હોય અથવા છઠ્ઠા ભવને

જોતો હોય તો મનુષ્ય બહેરો થાય છે. (૩) ત્રીજે, નવમે, પાંચમે, અગીઆરમે સ્થાને પાપગ્રહ આવેલા હોય, તેમના ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો કાનના રોગથી પીડા થઇ પરિણામે બહેરો થાય છે. (૪) પાપગ્રહ ધન સ્થાનમાં આવેલા હોય અને લગ્નના નવમાંશમાં હોય તો મનુષ્યને કાનમાં વ્રણ થાય છે, અને તે સાથે નેત્ર રોગ પણ રહ્યા કરે છે;

(૧૦) **હીનાંગ થવાનો યોગ**—નવમા પાંચમા ભાવે મંગળ રહેલો હોય અને તે પર પાપગ્રહ દૃષ્ટિ હોય તો મનુષ્ય હીનાંગ થાય છે.

(૧૧) **અનેક વ્યાધિવાળો**—પાપગ્રહથી દ્દષ્ટ શનિ નવમા પાંચમા ભાવે રહેલો હોય, તો અનેક રોગોથી પીડા રહેશે એમ સમજવું.

(૧૨) **બંધન યોગ**—(૧) બારમે, નવમે, પાંચમે તથા બીજે ભાવે પાપગ્રહ રહેલા હોય તો મનુષ્ય કેદી થાય છે. (૨) રજ્જુબંધન યોગ—મેષ, વૃષ, ધન એ રાશિમાં જો પૂર્વોક્ત ગ્રહો આવેલા હોય તો બંધાએલો કાચો કેદી થવાનો યોગ જાણવો. (૩) નિગડ બંધન—મિથુન, કન્યા, તુલા, કુંભ એ રાશિમાં પાપગ્રહ આવેલો હોય તો બેડી વગેરેનું બંધન અનુભવે છે. (૪) દુર્ગબંધન—સિંહ, મીન અને કર્ક આ રાશિમાં પાપગ્રહ આવેલા હોય તો મનુષ્ય કિલ્લામાં બંધન ભોગવે છે. (૫) ભૂમિ બંધન યોગ—વૃશ્ચિક લગ્નમાં પાપગ્રહ આવેલા હોય તો તે મનુષ્ય ભૂમિ ( ભોંયરામાં કે ગુફામાં ) બંધન સહન કરનાર થશે.

(૧૩) **સોજાનો રોગી**—ગુરૂ અને શુક્ર છઠ્ઠા સ્થાનમાં આવેલા હોય અને પાપગ્રહથી દૃષ્ટ હોય તો તેને શોથ રોગ એટલે સોજાઓનો રોગ થાય છે.

(૧૪) ગુપ્તરોગ—ગુરૂ અને શુક્ર છઠ્ઠે ભાવે હોય અને શનિ બારમે ભાવે હોય તો તે મનુષ્ય ગુપ્તરોગી થાય છે.

(૧૫) ગંડમાળા ( કંઠમાળ ) નો રોગ—છઠ્ઠે અથવા બારમે ભાવે શનિ અને મંગળ સાથે બેઠા હોય તો તેને કંઠમાળનો રોગ થાય છે.

(૧૬) પાંડુકુષ્ટ ( પિત્ત-કોઢ ) નો રોગ—ચર રાશિમાં આવેલા શુક્ર અને ચદ્રમા ચોથા ભાવમાં હોય અને તે પર પાપગ્રહની દષ્ટિ હોય તો આ રોગ થાય.

(૧૭) ખર્જુરકુષ્ઠ—પાપગ્રહ સાથે ચદ્રમા ચોથા ઘરમાં હોય અને શનિ જોતો હોય તો આ રોગ થાય છે

(૧૮) કુષ્ટરોગ—ચંદ્રમા પાપગ્રહોની વચમાં મેષ, મકર, કર્ક એ નવમાંશમાં આવેલો હોય અને શનિ મંગળની દષ્ટિ હોય તો મનુષ્ય કુષ્ટરોગનો ભોગ થાય છે

(૧૯) લુતકુષ્ટ—ચંદ્રમા મંગળ, શનિ સાથે બીજા અથવા બારમા સ્થાનમાં હોવાથી આ યોગ થાય છે. (૨) ચંદ્ર અને શુક્ર બીજે અથવા બારમે સ્થાને રહેલા હોય અને પાપગ્રહોની દષ્ટિ હોય તો લુતકુષ્ટ થાય છે. (૩) ધનરાશિના પાંચમા નવમાંશનો ચદ્રમા હોય, શનિ મંગળની દષ્ટિ કે યુતિ હોય તો કુષ્ટરોગ થાય છે.

(૨૦) દાદર, ખરજવું અને કુષ્ટ થાય તેવો યોગ—લગ્નનો સ્વામી આઠમેભાવે હોય, પાપગ્રહોની યુતિ કે દષ્ટિ હોય તો દાદર, ખરજવુ અથવા કુષ્ટથી પીડા થાય છે.

(૨૧) અપસ્માર રોગ—ચદ્રમા સૂર્ય અને મંગળ એ ત્રણ ગ્રહો આઠમા સ્થાનમાં આવેલા હોય અને પાપગ્રહોથી દષ્ટ હોય તો અપસ્માર રોગની પીડા અનુભવે છે. (૨) કેન્દ્રસ્થાને ચદ્ર અને બુધ આવેલા હોય, પાપગ્રહથી દષ્ટ હોય તથા પંચમ અથવા અષ્ટમ સ્થાને પાપગ્રહ રહેલા હોય તો અપસ્માર રોગ થાય છે. (૩) મંગળ અને

શનિ છઠ્ઠે અથવા આઠમે આવેલા હોય, ૧-૯-૫ એ સ્થાનમ
કોઇપણ સ્થાને ગુરૂ ન હોય તો અપસ્માર રોગ થાય છે. (૪) ચ
સ્થાનમાં સંપૂર્ણ પાપગ્રહ આવી ગયા હોય અને ચંદ્ર બુધ :
કોઈપણ કેન્દ્રસ્થાનમાં રહેલો હોય, તો પણ અપસ્માર રોગ થાય

**(૨૨) સંગ્રહણી રોગ**—રાહુ અને શનિ બંને ગ્રહો ધનસ્થા
હોય અથવા લગ્નના નવમાંશમાં હોય તો સંગ્રહણીનો રોગ થાય

**(૨૩) શ્વાસ, ક્ષય વગેરે અનેક રોગ**—શનિ મંગળની
ચંદ્ર આવેલો હોય અને મકર રાશિનો સૂર્ય હોય અથવા બે પા
વચ્ચે ચંદ્ર આવેલો હોય અને શનિ સાતમેભાવે હોય તો શ્વાસ,
વગેરે અનેક રોગનો ભોગ થાય છે.

**(૨૪) ક્ષયરોગ**—મંગળ સહિત ચંદ્રમા છઠ્ઠે આઠમે હોય
લગ્નપર પાપગ્રહોની દૃષ્ટિ હોય, તેને ક્ષય રોગનો ભય રહે છે.
અગીઆરમે ભાવે સૂર્ય હોય, શનિશ્ચર પાંચમા સ્થાનમાં હોય
પાપગ્રહ અષ્ટમભાવે હોય તો ક્ષયરોગી થાય છે.

**(૨૫) કોઢ, ભગંદર વગેરે થવાનો યોગ**—મંગળ સાથે
આઠમે હોય તો આ રોગ થાય છે. (૨) સપ્તમસ્થાનમાં સૂર્ય, મં
શનિ હોય તો પણ આ રોગનો ભય રહે છે.

**(૨૬) પ્રમેહનો રોગ**—સૂર્ય પાંચમાભાવે અને શુક્ર,
સાથે કોઈ પણ ભાવે હોય તો પ્રમેહનો રોગ થાય છે. (૨) લગ
સૂર્ય હોય, તેમજ મંગળ સાતમે અથવા દશમે શનિની દૃષ્ટિ
હોય તો પ્રમેહ રોગ થાય છે.

**(૨૭) મૂત્રકૃચ્છ્ર થવાનો રોગ**—પાપગ્રહથી યુક્ત અથવ
મંગળ સાતમે હોય તો મૂત્ર કૃચ્છ્રનો રોગ થાય છે.

**(૨૮) વાયુના રોગ**—સપ્તમ સ્થાનમાં સૂર્ય પાપગ્રહ
હોય તો વાયુ રોગથી પીડા ભોગવે છે (૨) નવમ પંચમ સ્થા
મંગળ હોય અથવા લગ્નમાં શનિ અને ક્ષીણ ચંદ્રમા હોય, ચ
શનિ બારમે ભાવે હોય તો મનુષ્ય વાત રોગી થાય છે.

**(૨૯) દેહ શોષણ યોગ**—સૂર્ય ચંદ્ર બંને સિંહ રાશિમાં કે કર્ક રાશિમાં હોય તો તેનો દેહ સુકાતો જાય છે. (૨) આઠમે સૂર્ય, છઠે ચંદ્ર, બીજે મંગળ, બારમે શનિ આવેલા હોય તો પણ દેહ શોષણ થયા કરે છે.

**(૩૦) કુલનો નાશ કરનાર યોગ**—લગ્નેશ નીચ રાશિમાં હોય અથવા નવમાંશમાં નીચનો હોય, ૬-૮સ્થાને પાપગ્રહ હોય, શનિ લગ્ન સ્થાને આવેલ હોય તો તે કુલનો નાશ કરનાર થાય છે. (૨) રાહુ ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય નહિં તો મનુષ્ય થોડી આયુષ્યવાળો અને કુલનો નાશ કરનાર થાય છે એમ કોઈક ઋષિનો મત છે. (૩) દશમે અથવા બીજે સ્થાને પાપગ્રહ હોય, તેમજ ગુરૂ નિર્બળ હોય, નવમા સ્થાનનો સ્વામી બારમા સ્થાનમાં પાપગ્રહ સાથે હોય, લગ્નેશ અને સૂર્ય બારમે હોય, તો પણ કુલઘાતી યોગ થાય છે. (૪) શુભ અને અશુભ બન્ને પ્રકારના ગ્રહો કેન્દ્રસ્થાનમાં હોય, ચંદ્ર લગ્નપતિથી જોવાતો હોય અથવા શનિના નવમાંશમાં હોય તોપણુ કુલનાશક યોગ થાય છે.

**(૩૧) વાહનથી ભય**—મંગળ, ચંદ્ર સાથે કેન્દ્રસ્થાને આવેલો હોય અથવા આઠમા સ્થાનમા હોય તો વાહનથી ભય રહે છે. (૨) ક્ષીણુ ચંદ્રમા ચોથા સ્થાનમાં હોય તોપણુ વાહનનો ભય સમજવો

**(૩૨) બદરોગ**—પાપગ્રહથી જોવાતા શુક્ર મંગળ લગ્નથી સાતમા સ્થાનમાં હોય તો મનુષ્યને બદરોગ થાય છે

**(૩૩) ગુંગો અને જીભ કપાવાનો યોગ**—ચંદ્ર અને મંગળ લગ્નમાં આવેલા હોય તો નાકમાંથી બોલનાર ગુંગો થાય. અને જો છઠ્ઠાભાવનો સ્વામી અને બુધ લગ્નમાં હોય તો તેની જીભ કપાવાનો યોગ થાય છે.

**(૩૪) ગુંગસ્વર**—પાંચમા સ્થાનમાં કર્ક મીન અથવા વૃશ્ચિક

રાશિમાં બુધ રહેલો હોય, સૂર્ય ત્રિક સ્થાનમાં હોય તેને ચંદ્ર અને સપ્તમેશસહ પાપગ્રહ પણ જોતા હોય તો ગુંગસ્વર થાય છે.

**(૩૫) દાંતમાં રોગ કરનાર યોગ**—ધન સ્થાનમાં રાહુ આવેલો હોય તો મોટા દાંતવાળો અને દાંતનો રોગી થાય છે. (૨) વૃષભ, મેષ, ધન એ લગ્નમાં પાપગ્રહ હોય તોપણ તેના દાંત આડા-દોઢા અને રોગથી નાશ પામેલા હોય.

**(૩૬) માથામાં ટાલ**—ધન રાશિ પાપગ્રહથી યુક્ત હોય અથવા દૃષ્ટ હોય તો માથાપર બાલ હોતા નથી. (૨) સિંહ, ધન, વૃશ્ચિક કન્યા અથવા કર્ક એમાંથી કોઇપણ લગ્ન હોય, ચંદ્ર તેમાં આવેલો હોય અને મંગળથી દૃષ્ટ હોય તો પણ માથામાં ટાલ કરે છે.

**(૩૭) કુરૂપ કરનાર યોગ**— લગ્નેશ વ્યયેશ એ બંને ત્રીજા સ્થાનમાં આવેલા હોય અને પાપગ્રહથી દૃષ્ટ હોય તો કુરૂપ થાય છે. (૨) ચોથે સ્થાને શનિ હોય, લગ્નેશ અને મંગળ મેષ, વૃષભ, મીન કે કુંભ રાશિમાં રહ્યા હોય તો પણ મનુષ્ય કુરૂપ થાય.

**(૩૮) ઉન્માદ યોગ**—૧-૯-૫ એ ભાવમાંથી કોઈપણ ભાવે સૂર્ય ચંદ્ર સાથે હોય, શનિ અને ગુરૂ કેન્દ્રસ્થાનમાં હોય તો અસ્થિર ચિત્ત અર્થાત્ ગાંડો થાય. (૨) શનિ અથવા મંગળ લગ્ન સ્થાનમાં હોય, કેન્દ્રસ્થાને ચંદ્ર બુધ હોય અને પાપગ્રહન નવમાંશમાં હોય તો પણ ચિત્તભ્રમ થાય છે. (૩) ચંદ્ર પાપગ્રહ તથા રાહુ સાથે બારમે ભાવે બેઠો હોય અને શુભ ગ્રહ આઠમે ભાવે હોય, તો પણ ક્રોધી, કલહ કરનાર અને ચિત્તભ્રમ વાળો થાય છે. (૪) ૧-૫-૯ સ્થાનમાં સૂર્ય અને ચંદ્ર આવેલા હોય ત્રીજે ગુરૂ, શનિ અને મંગળ આવેલા હોય અને દિવસનો જન્મ હોય તો પણ ગાંડો થાય છે, (૫) લગ્નમાં ગુરૂ અને સાતમે મંગળ આવવાથી પણ આ યોગ થાય છે. (૬) લગ્નમાં શનિ હોય અને ૭-૯-૫ એ સ્થાનોમાંથી કોઇપણ સ્થાને

મંગળ હોય તો પણ ગાંડો થાય છે. (૭) ક્ષીણચંદ્રમા શનિ સાથે બારમે ભાવે હોય, અથવા ગુરૂ સહિત બારમે હોય તો પણ ગાંડો થાય.

(૩૯) **નપુંસક ( હીજડો ) થવાનો યોગ**—શુક્ર અને શનિ દશમે અથવા આઠમે હોય અને તેની ઉપર શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો નપુંસક થાય. (૨) છઠે અથવા બારમે સ્થાને નીચ રાશિમાં શનિ રહેલો હોય તો પણ નપુંસક થાય.

(૪૦) **કામાતુર થવાનો યોગ**—મિથુન રાશિના ઉત્તરાર્ધમાં શુક્ર પોતાના જ નવમાંશનો થતો હોય, તો તે અતિ કામાતુર થાય છે. (૨) સિંહ રાશિના પૂર્વાર્ધમાં મંગળના નવમાંસમાં શુક્ર હોય તો પણ કામાતુર ( વિષયી ) થાય છે.

(૪૧) **વૃષણ વૃદ્ધિનો યોગ**—ચંદ્ર, મંગળ, શુક્ર વૃશ્ચિક રાશિ પર આઠમે સ્થાને આવેલા હોય તો પણ આ રોગ થાય છે.

(૪૨) **ઠીંગણો થવાનો યોગ**—લગ્ન અથવા બારમા સ્થાનમાં સૂર્ય અને ચદ્ર સાથે આવેલા હોય અને પાદ દૃષ્ટિથી શનિ જોતો હોય, તથા કોઇ શુભગ્રહની દૃષ્ટિ ન હોય અને લગ્નેશ મેષ-રાશિમાં હોય તો તે મનુષ્ય ઠીંગણો થાય છે.

(૪૩) **પાતળો દેહ થવાનો યોગ**—મેષનો ચંદ્ર શનિ સાથે હોય, લગ્ન અથવા બારમે સ્થાને સૂર્ય મિથુન અથવા વૃશ્ચિક રાશિમાં હોય, કેન્દ્ર સિવાયના સ્થાને મગળ હોય તો શરીર દુર્બળ બનાવે છે.

# પ્રકરણ ૬

## ભાવ વિચાર.

જન્મ લગ્ન પહેલો ભાવ કહેવાય છે, તે પછીનું સ્થાન ધન-ભુવન, તે પછી અનુક્રમે સહજભુવન, સુખભુવન, સંતાનભુવન, શત્રુભુવન, સ્ત્રીભુવન, આયુષ્યભુવન, ભાગ્યભુવન, પિતૃભુવન, આય-ભુવન અને વ્યયભુવન આ પ્રમાણે બાર ભુવનો હોય છે. જે ભુવનમાં જે રાશિ આવેલી હોય તે રાશિનો સ્વામિ તે ભાવનો સ્વામી ગણાય છે. તેના ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો શુભ ફળ સમ-જવું. ભાવનો સ્વામી ભાવમાંજ હોય તો તે ભાવ બલીષ્ટ કહેવાય છે. પોતાના સ્વામી સિવાયના પાપગ્રહનો સમાગમ થતો હોય અથવા પાપગ્રહની દૃષ્ટિ હોય તો ભાવ નિર્બળ થાય. થોડા પાપગ્ર-હોનો સમાગમ કે દૃષ્ટિ હોય તો તે ભાવ મધ્યમબલી કહેવાય છે. બધા જ શુભ ગ્રહોની યુતિ કે દૃષ્ટિ હોય તો ભાવ બલીષ્ટ કહેવાય. જ્યાં નિર્બળભાવ હોય ત્યાં નેષ્ઠ, મધ્યમ ભાવ થાય ત્યાં મધ્યમ અને બલીષ્ટ હોય ત્યાં શુભ ફળ સમજવું. ભાવ સબંધી શુભફળ એટલે ભાવનું સુખ, ભાવમાં વર્ણવેલી નઠારી વસ્તુનો નાશ અને સારી વસ્તુનો વધારો સમજવો. ભાવના સ્વામીઓ જે જે રાશિના હોય તે રાશિના સ્વામીઓ શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળા હોય તો ઉપરનું ફળ વધારે સારૂં આપે છે. તેમજ ભાવપતિ જે રાશિમાં બેઠો હોય તે રાશિના સ્વામીને શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય અને પાપગ્રહની દૃષ્ટિ કે યુતિ હોય તો અશુભ ફળ જાણવું. જે ભાવથી છઠ્ઠા સ્થાનમાં, ૮મા સ્થાનમાં કે ૧૨મા સ્થાનમાં જે જે ભાવના સ્વામી આવે તેભાવનું ફળ બરાબર મળતું નથી. લગ્નથી ૬–૮–૧૨ સ્થાને ગ્રહ આવેલા હોય, તે જે જે ભાવના સ્વામી થતા હોય તે તે ભાવના સુખનો નાશ સમજવો. પણ તે ભાવ પર શુભ

ગ્રહોની દૃષ્ટિ કે સમાગમ હોય તો તે સબંધી થોડું સુખ જાણવુ જે ભાવનો સ્વામી પોતાના ભાવથી ૨–૫–૭–૯–૧૦ સ્થાનમાં હોય અને ત્યાં શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય અને પાપગ્રહની દૃષ્ટિ કે યુતિ ન હોય, તો તે ભાવ સમ્બંધી સુખનો વધારો થાય જે ભાવનો સ્વામી અસ્તનો હોય અથવા અસ્ત થવાની તૈયારીનો હોય, નીચ રાશિનો હોય, પોતાના શત્રુગ્રહની રાશિનો હોય, શુભ ગ્રહની દૃષ્ટિ કે યુતિ વગરનો હોય, પાપગ્રહની યુતિ કે દૃષ્ટિવાળો હોય, કોઈ ગ્રહની સાથે યુદ્ધમાં હારેલો હોય અને નેષ્ટ સ્થાને ( ૬–૮–૧૨ ) હોય અથવા નેષ્ટ સ્થાનના સ્વામી સાથે રહેલો હોય તેને નિર્બળ ગ્રહ જાણવો. અને તે પોતાની રાશિવાળા ભાવના સુખનો નાશ કરનારો જાણવો જન્મકુંડલી અને નવમાંશકુંડલીમાં પોતાની રાશિનો ઉચ્ચ રાશિનો, મિત્રની રાશિનો મૂળત્રિકોણ રાશિનો ગ્રહ હોય, શુભસ્થાનમાં બેઠો હોય, અશુભ સ્થાનનો સ્વામી ન હોય કે અશુભ સ્થાનના સ્વામી સાથે બેઠો ન હોય, શુભગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય ઉદયનો હોય અને યુદ્ધમાં કોઈ ગ્રહથી હારેલો ન હોય તો તે ગ્રહને બળવાન જાણવો એ ગ્રહ પોતાની રાશિવાળા ભાવનું સુખ સારું આપે છે. જન્મકુંડલી પરથી ગ્રહનું ફળ તેની દશામા ગણે છે

## પહેલો ભાવ

તનુભાવમાં શરીર, વર્ણ, રૂપ, લક્ષણ, યશ, ગુણ સુખ દુઃખ, પરદેશમાં રહેવુ, તેજ–બળ, દુર્બળતા વગેરે જોવા મુનિઓએ કહ્યુ છે. તનુભુવનમાં કયુ લગ્ન છે ? તેનો સ્વામી કોણ છે ? સૌમ્યગ્રહથી યુક્ત છે કે અયુક્ત છે ? શુભાશુભ ગ્રહોમાં કોની દૃષ્ટિ મુખ્ય છે તે જાણવુ ત્યારપછી લગ્નપતિ અને નવમાંશ પતિ એ બેમાં જે બળવાન હોય તેના સમાન વર્ણ કહેવો નવમાંશ કુંડલીમાં જે રાશિમાં ચન્દ્ર હોય, તે રાશિના સ્વામી સમાન વર્ણ કહેવો જે નવમાંશનો ઉદય હોય તે નવમાંશપતિ મુજબ શરીરનો

વર્ણ સમજવો. વિશેષ માટે કુલ જાતિ અને દેશનો વિચાર કરવ
સૂર્ય જે ત્રિશાંશમાં આવેલો હોય તે રાશિના સ્વામી મુજબ તે મનુ
ગુણ ધારણ કરે છે. ચંદ્ર, સૂર્ય અને ગુરૂ એ ગ્રહો સત્વગુણી
શનિ, મંગળ તમોગુણી છે. બુધ, શુક્ર રજોગુણી છે. તે મુજબ
જન્મનારનો ગુણ જાણવો.

**શરીરમાં જન્મથી કંઈ ચિન્હ હશે કે કેમ?**—તે જાણ
માટે લગ્ન પહેલા દ્રેષ્કાણમાં હોય, તો શિર, આંખ, કાન, નાસિ
ગાલ, દાઢી, મુખ એ સ્થાનમાં ચિન્હ હોવા સંભવ રહે છે. બી
દ્રેષ્કાણ એટલે ૧૦ થી ૨૦ અંશ સુધીનું લગ્ન હોય તો શરીર
મધ્ય ભાગ એટલે કંઠ, સ્કંધ, બાહુ, પાર્શ્વ, વક્ષ:સ્થલ, પેટ, નાભિ,
સ્થાનમાં ચિન્હ હોવા સંભવ રહે છે; ત્રીજા દ્રેષ્કાણમાં ૨૦ થી ૩
અંશ સુધીમાં જન્મ હોય તો પેડું, લીંગ, ગુદા, ઉરૂ, જંઘા, ચરણ
ભાગમાંથી કોઈ ભાગે ચિન્હ હોવા સંભવ રહે છે. આ પ્રમાણે સંભ
કહ્યો, પણ ગ્રહના બળ મુજબ કઈ પ્રકારનું ચિન્હ હોય તે જાણ
શકાય છે. તિલ મસક, અથવા લાખું એ દરેક ગ્રહના બળાબળ મુજ
કહી શકાય છે; શુભગ્રહ ચિન્હમાત્ર કરે છે અને પાપગ્રહ વ્રણ ઉ
જાવે છે. જે ગ્રહ પોતાના નવમાંશ અને દ્રેષ્કાણમાં સ્થિર રાશિ
હોય તે પૂર્વોક્ત ચિન્હ સ્થિર કરે છે. જે ગ્રહ શુભ ગ્રહોથી યુક્ત અથ
દૃષ્ટ હોય તે મત્સ્ય, તિલ અથવા લાખું ઉપજાવે છે. પાપગ્રહ છ
સ્થાનમાં હોય તો વ્રણનું ચિન્હ થાય છે. શુભગ્રહ છઠ્ઠા સ્થાનમાં હો
તો લાખું અથવા તિલ જેવું ચિહ્ન ઉપજાવે છે, અથવા છઠ્ઠે પાપગ્ર
હોય અને તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તોપણ પૂર્વોક્ત ફ
ઉપજાવે છે. ત્રણ ગ્રહ બુધ સહિત હોય તો જરૂર રાશિસંખ્યાતુલ
અવયવ ઉપર ચિહ્ન હોય છે.

લગ્ન પહેલા દ્રેષ્કાણમાં હોય તો શરીરના ભાગો ડાબ
જમણા સમજવા. અનુક્રમ નીચે મુજબ જાણવો. ૧ માથુ

૨ જમણું નેત્ર ૩ જમણો કાન ૪ જમણી બાજુ નાક ૫ જમણી બાજુ જડબુ ૬ જમણી બાજુ દાઢી ૭ મુખ ૮ ડાબી બાજુ દાઢી ૯ ડાબી બાજુ જડબુ ૧૦ ડાબી બાજુ નાક ૧૧ ડાબી બાજુનો કાન ૧૨ ડાબી બાજુ નેત્ર

લગ્ન બીજા દ્રેષ્કાણમા હોય તો શરીર વિભાગ નીચે મુજબ સમજવા ૧ કઠ ૨ જમણો ખભો ૩ હાથ ૪ પડખા ૫ હૃદય ૬ ઉદર ૭ નાભિ ૮ ડાબી બાજુ ઉદર ૯ ડાબી બાજુ હૃદય ૧૦ ડાબી બાજુ પડખા ૧૧ ડાબી બાજુ હાથ ૧૨ ડાબી બાજુ ખભો

લગ્ન ત્રીજા દ્રેષ્કાણમાં હોય તો શરીર વિભાગ નીચે મુજબ સમજવા ૧ પેડુ ૨ જમણી બાજુ લીંગ અને ગુદા ૩ જમણી બાજુ વૃષણ ૪ જમણી બાજુ સાથળ ૫ ઢીચણ ૬ પગના પજા ૭ પગ ૮ ડાબી બાજુ પગના પજા ૯ ડાબી બાજુ ઢીચણ ૧૦ ડાબી બાજુ સાથળ ૧૧ ડાબી બાજુ વૃષણ ૧૨ ડાબી બાજુ લીંગ અને ગુદા

જે ભાવમાં ગ્રહ બેઠો હોય તે ભાગમાં ગડગુમડાંથી ચાઠુ થાય અથવા મસો થાય નિશાની કરનારો ગ્રહ જન્મકુડલીમાં કે નવમાશ કુડલીમા પોતાની રાશિનો હોય અથવા સ્થિર રાશિનો હોય તો જન્મથી જ નિશાની કરે છે, જો તેમ ન હોય તો જન્મ પછી નિશાની કરે છે એમ સમજવુ નિશાની કરનાર ગ્રહ પોતાની મહા દશામાં કે અતર્દશામાં નિશાની કરશે એમ જાણવુ શનિ પથ્થર લાગવાથી કે વાયુના રોગથી, મગળ અગ્નિથી, શસ્ત્રથી, વિષથી અથવા ઝેરી પ્રાણીથી, બુધ પછડાવાથી કે કોઈ પ્રકારનું વજન માથે આવવાથી નિશાની કરે સૂર્ય લાકડી વગેરે કાષ્ટથી અથવા જાન વરના મારથી ચદ્ર જનાવરના શીંગડાના મારથી અથવા જળચર પ્રાણીથી નિશાની કરે છે પાપગ્રહો જન્મથી કે તે પછી ખાસ કરીને નિશાની કરનારા હોય છે શુભ ગ્રહો આવી નિશાની કરતા નથી તે યાદ રાખવુ

જન્મ કાલે ચંદ્ર જે નવમાંશમાં હોય તે રાશિ તુલ્ય સ્વરૂપ અને સ્વભાવ થાય છે. **મેષ** રાશિ હોય તો ક્રૂર સ્વભાવ, અંગે પિત્ત પ્રકૃતિ, મોટો અવાજ કરનાર, પૂર્વ દિશામાં સુખી, પીતવર્ણ, અલ્પ સ્ત્રીસંગ, અલ્પપ્રજા, રૂક્ષ કાંતિવાળો થાય. **વૃષભ** રાશિ હોય તો સ્થિરારંભ, શીતલ સ્વભાવ, કાંતિ રહિત, દક્ષિણ દિશામાં સુખી, વાત પ્રકૃતિ, શ્વેતરંગથી લાભ, મોટો અવાજ, મધ્ય અવસ્થામાં પ્રજા માટે સુખી. **મિથુન** રાશિ હોય તો પશ્ચિમ દિશામાં સુખી, વાતાધિક પ્રકૃતિ, હરિતવર્ણ, પુરૂષ સ્વભાવ, પોતાના કાર્યમાં આળસુ, બીજાનાં કાર્ય કરનાર, મધ્યમાવસ્થામાં પુત્ર–સ્ત્રી વગેરેથી સુખી. મહાન શબ્દવાળો થાય છે. **કર્ક** રાશિ હોય તો ઘણાં સંતાન, કાર્યારંભમાં ઉતાવળો સ્વભાવ, સ્ત્રીના જેવો સ્વભાવ, શ્વેત વસ્તુથી સ્નેહ, યોગ્ય બોલનાર, કફ પ્રકૃતિ, જલપ્રિય, ઉત્તર દિશામાં સુખી, શીથલાંગી થાય છે. **સિંહ** રાશિ હોય તો પુરૂષ સ્વભાવ, સ્થિરારંભ, દઢાંગ, મોટો અવાજ, અલ્પ સ્ત્રી સંગ, થોડી પ્રજા, ઉગ્ર થાય છે. **કન્યા** રાશિ હોય તો પાંડુવર્ણ, સ્ત્રી સ્વભાવ, પોતાનું અને બીજાનું એમ દરેકનું કાર્ય કરનાર, દક્ષિણ દિશામાં સુખી, વાતપ્રકૃતિ, શીતલ સ્વભાવ, ખંડિત શબ્દ બોલનાર, રૂક્ષકાંતિ, અલ્પસંગ, અલ્પપ્રજા, શીથલાંગી. **તુલા** રાશિ હોય તો પુરૂષ સ્વભાવ, અનેક જાતના રંગ પ્રિય, ગરમ પ્રકૃતિ, પશ્ચિમ દિશામાં સુખી, થોડી પ્રજા, થોડો સ્ત્રી સંગ, વાતાધિક, પ્રકૃતિ, યોગ્ય બોલનાર ક્રૂર સ્વભાવ. **વૃશ્ચિક** રાશિ હોય તો સ્થિર આરંભવાળો, શ્વેતવર્ણથી રૂચિ, સ્ત્રી સ્વભાવ, ઉત્તર દિશામાં સુખી, મિતભાષી, કફપ્રકૃતિ, જલપ્રિય, બહુ સંતતિ, બહુ સ્ત્રી સંગ, સૌમ્ય સ્વભાવ અને શીથલાંગી થાય છે. **ધન** રાશિ હોય તો પુરૂષ સ્વભાવ, સુવર્ણ સમાન કાંતિ, મોટો અવાજ, ઉષ્ણ પ્રકૃતિ, અલ્પ સ્ત્રી સંગ, અલ્પ પ્રજા, પરોપકારી, પોતાના કામમાં પણ આળસુ, અને ગરમ સ્વભાવવાળો થાય છે. **મકર** રાશિ હોય તો, આરંભ કરવામાં શૂરવીર, થોડું બોલનાર, દક્ષિણ દિશામાં

સુખી, સ્રી સ્વભાવ, પિંગળવર્ણ, કાંતિરહિત, સૌમ્ય અલ્પ પ્રજા, અલ્પ સંગ, વાત પ્રકૃતિ, શિથિલ અંગવાળો થાય છે. **કુંભ** રાશિ હોય તો પુરૂષ સ્વભાવ, મધ્યમ સ્રી સંગ, મધ્યમસર પ્રજા, સ્થિર આરંભી, કાબરચિત્રા રંગથી લાભ, પિત્ત વાત અને કફ પ્રકૃતિ, પશ્ચિમ દિશામાં સુખી, ઉગ્ર સ્વભાવ, શિથિલ અંગવાળો થાય છે. **મીન** રાશિ હોય તો સ્રી સ્વભાવ, કફ પ્રકૃતિ, જલપ્રિય, અતિ સ્રી સંગ, અતિ પ્રસવ, સૌમ્ય સ્વભાવ, ઉત્તર દિશામાં સુખી, શિથિલાંગી થાય છે.

**સત્વાદિ ગુણનું ફળ**—સત્વ ગુણવાળો દયાળુ, ધીરજવાળો સત્ય વચન બોલનાર, દેવ બ્રાહ્મણમાં પ્રીતિવાળો, પરોપકારી, તીર્થયાત્રા માટે સ્નેહ ધરનાર, સન્માર્ગે દાન કરનાર, યશસ્વી અને ઘણો જ બુદ્ધિ અને સમૃદ્ધિવાળો, તેમજ અકલિત વિચારવાળો થાય છે. **રજો ગુણવાળો** શૂરવીર, અભિમાની, ઉગ્રમતિ, યશસ્વી, મનસ્વી, ન્યાયપ્રિય, રાજ્યદ્વારે માન્ય કામી, વસ્ત્ર-આભરણ-તાંબુલ વગેરે માટે પ્રીતિવાળો, શય્યા આદિલન (હીંચકા) વગેરે ઉપર સ્નેહવાળો, ધનવાન અને પોતાના જનોને વહાલો થાય છે અતિ ભોગનો ભોકતા હોય છે ઘણી કલ્પના શક્તિવાળો તેમજ સ્તુતિ કરનારને મન કામનાઓ પૂર્ણ કરનાર હોય છે, તેમજ સંગીત પ્રિય અને વાતોમા રસિક થાય છે. **તમો ગુણવાળો** ક્રોધી, આળસુ, ચોર જનોનો સોબતી, શઠ, અતિ કલહ કરનાર, કરેના ઉપકારને ભૂલી જનાર કૃતઘ્ની અતિનિદ્રા કરનાર, છળ-ભેદ-જાદુ-કપટ જાણનાર, નિંદાયુક્ત, લુબ્ધ, બુદ્ધિ, વગેરે ગુણ ધરાવે છે

કર્ક, ધન, સિંહ, વૃશ્ચિક, કન્યા, તુલા આ ૭ રાશિઓ દીર્ઘ રાશિ કહેવાય છે અને મંગળ ગુરૂ અને શનિ એ દીર્ઘ ગ્રહો કહેવાય છે તે સિવાયના ગ્રહો અને રાશિઓ લઘુ રાશિ અને લઘુગ્રહ કહેવાય છે. દીર્ઘ રાશિ દીર્ઘગ્રહોથી યુક્ત કે દૃષ્ટ હોય તો મનુષ્ય દીર્ઘાંગ થાય

છે. અને જો વક્રરાશિમાં લઘુગ્રહો યુક્ત દૃષ્ટ હોય તો હ્રસ્વ થાય છે. તેમ ન હોય તો મધ્યમાંગ એટલે દીર્ઘ નહિં તેમ હ્રસ્વ પણ નહિં એમ સમજવું.

જન્મકાલે સૂર્ય બળવાન હોય તો તીખી વસ્તુ જેને પ્રિય તેવો થાય છે. ચંદ્ર બળવાન હોય તો ક્ષારાન્ન ભોક્તા થાય. મં બળવાન હોય તો કટુ, કષાય રસપર પ્રિતીવાળો સમજવો. બુ બળવાન હોય તો મિશ્ર રસપર પ્રીતિ રાખનાર, અને ગુરૂ બળવ હોય તો મિષ્ટાન્નપ્રિય સમજવો. શુક્ર બળવાન હોય તો ખાટા રસ ભોક્તા વધુ થાય છે. શનિ બળવાન હોય તો કષાયરસપર પ્ર ધરાવનાર થાય છે. લગ્નમાં સૌમ્યગ્રહ રહેલા હોય તો મીઠાં વગ બોલનાર. અને પાપગ્રહ હોય તો કટુ ભાષણ બોલનાર થાય સૌમ્યગ્રહથી યુક્ત દૃષ્ટ હોય તો સરલતા, અન્યથા અસરલ સ્વભાવ હ છે. નવમપંચમભાવે સૌમ્યગ્રહો રહેલા હોય તો શાસ્ત્રજ્ઞ થાય રાજનીતિ અને મુત્સદ્દી વર્ગમાં માન્ય ગણાય છે. ધર્મપર પ્રીતિવા અને ઉદારચિત્ત હોય છે. અનેક જાતના પ્રપંચમાં પણ નિપુણ હ છે નિરંતર ઉદ્યમ કરનાર, વાચાળ અને થોડી નિદ્રાવાળો થાય ગીતગાન તથા હાસ્ય તેમજ વાર્તાદિકનો રસિક હોય છે. નવમપંચ ભાવે પાપગ્રહો હોવાના કારણે હઠીલો સ્વભાવ, ઇચ્છા મુજબ વર્તન અને દૂધના ઉભરાની માફક ક્રોધી થાય છે. આળસુ, અતિ ( કરનાર તેમજ સદ્ગુણોથી રહિત બને છે. સૂર્ય અને મંગળ બ હોય તો પૂર્વ અવસ્થા સુખ ભોગવે છે. ગુરૂ શુક્ર બલીષ્ટ હોય મધ્યમાવસ્થામાં સુખ ભોગવે છે. શનિ ચંદ્ર બળવાન હોય અંત્યાવસ્થામાં સુખ થાય છે. એજ પ્રમાણે તેઓ નિર્બળ હોય તે અવસ્થામાં દુઃખ ભોગવે છે. છઠ્ઠે, આઠમે અથવા બારમે પાપ આવતો હોય તો તાવ અતિસાર વગેરે પીડાઓ ભોગવે. તે સિવાય સ્થાનમાં પાપગ્રહ હોય તો તેની દશા–અંતર્દશામાં તે તે ભાવ હાની સમજવી.

(જાતકાલંકાર) (૧) લગ્નનો સ્વામી પાપ ગ્રહ સહિત બારમે છઠ્ઠે અથવા આઠમે હોય તો તે દેહસુખ થોડું ભોગવે. (૨) બારમ ભુવનનો સ્વામી બારમે, છઠ્ઠા ભુવનનો સ્વામી છઠ્ઠે, આઠમા ભુવનનો સ્વામી આઠમે હોય, તોપણ શરીરસુખ થોડુ સમજવુ (૩) લગ્ન પાપગ્રહ હોય અને લગ્નનો સ્વામી બળહીન હોય તો મનુષ્ય અને પ્રકારના રોગોથી ગ્રસ્ત રહે તથા મન અને શરીરે નિર્બળ રહે છે (૪) લગ્નનો સ્વામી લગ્નમાં હોય તો સારૂં દેહસુખ ભોગવે છે (૫) લગ્નનો સ્વામી બુધ ગુરૂ અને શુક્ર યુક્ત કેન્દ્રસ્થાનમાં હોય તો સારૂ દેહસુખ ભોગવે છે (૬) લગ્નનો સ્વામી પોતાના ઉચ્ચનો થઈ નવમાસ્થાનમાં હોય, પોતાના મિત્રગ્રહોથી જોવાએલો હોય તો સારૂં દેહસુખ મળે છે (૭) ક્રૂરલગ્ન (મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ) હોય અને લગ્નનો સ્વામી પાપગ્રહના ઘર વિષે હોય તો નેષ્ટ ફળ કરે (૮) સૂર્ય અને ચંદ્ર ક્રૂર ગ્રહોના મધ્યમાં આવેલા હોય તોપણ નેષ્ટ ફળ કરે છે (૯) સૂર્ય અને ચંદ્રથી સાતમા સ્થાનમાં મંગળ હોય અને બુધ પૃષ્ટોદય રાશિ (મેષ, વૃષભ, કર્ક, ધન અને મકર) માં રહ્યો હોય તોપણ અશુભ યોગ ગણાય. (૧૦) લગ્નનો સ્વામી નવમાંશ કુંડળીમાં પોતાની રાશિનો, ઉચ્ચરાશિનો કે પોતાના મિત્રગ્રહની રાશિનો હોય અને શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો દેહ સબંધી સુખ સારૂં ભોગવે (૧૧) જન્મપતિ બળવાન હોય અને ષડ્ વર્ગ કુંડળીઓમાં શુભગ્રહોની રાશિનો હોય અને જન્મકુંડલીમાં સ્વગૃહી હોય, ઉચ્ચ હોય, કે પોતાના મિત્રના ઘરનો હોય કે નવમાંશ કુંડળીમાં સ્વગૃહી થયો હોય કેન્દ્રસ્થાને હોય તો તે સારો દેખાવડો કીર્તિવાળો, ધન, ધાન્ય અને લાંબી આવરદાવાળો થાય છે (૧૨) જન્મલગ્નના સ્વામી પાપગ્રહથી યુક્ત હોય અથવા માત્ર આઠમે ભાવ રહ્યો હોય તો તે શરીરે રોગાદિથી પીડાયા કરે છે (૧૩) ૬–૮–૧૨ ભાવના સ્વામી સાથે લગ્નનો સ્વામી લગ્નમાં બેઠો હોય તો તે હમેશાં રોગી રહે છે લગ્નનો સ્વામી નિર્બળ હોય અને કેન્દ્ર કે ત્રિકોણ સ્થાનમાં

બેઠો હોય તો શરીરે આરોગ્ય ભોગવે છે. (૧૪) લગ્નનો સ્વામી જે રાશિનો હોય તે રાશિનો સ્વામી ત્રિક (૬-૮-૧૨) સ્થાનમાં બેઠો હોય, તો તે માણસ દુર્બળ થાય છે. એ પ્રમાણે ભાઈ, પુત્ર, સ્ત્રી, માતા અને પિતા ભુવનના સ્વામીઓ જે રાશિના હોય તે રાશિના સ્વામી પોતપોતાના ભાવથી ત્રિકસ્થાને બેઠા હોય તો તે ભાવના ફળને હીન કરે છે. (૧૫) જન્મ લગ્નમાં શનિ હોય અથવા લગ્નને જોતો હોય તો ઠગારા, ચોર અને રાજા તરફથી નુકશાન સહન કરવું પડે છે. (૧૬) લગ્નમાં રાહુ આવેલો હોય અથવા મંગળ શનિ કે રાહુ સાથે હોય તો પરાક્રમી બનાવે છે (૧૭) લગ્નનો સ્વામી થઈ મંગળ લગ્ને પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોવાથી પત્થરથી માથામાં ઘાવ લાગે છે અથવા શસ્ત્રનો ભય રહે છે. (૧૮) લગ્નનો સ્વામી શનિ થયો હોય અને તે પાપગ્રહના સમાગમ કે દૃષ્ટિવાળો હોય તો વાયુથી ચક્રી આવ્યા કરે, અગ્નિ કે શસ્ત્રથી કંઈ નિશાની થાય, અથવા કોઈ સ્થાનથી પડી જવાનો ભય રહે છે. (૧૯) જન્મ લગ્ન દીર્ઘ રાશિનું હોય તો તે મનુષ્યનું માથું મોટું હોય છે. (૨૦) જલરાશિનું લગ્ન હોય અને ત્યાં શુભગ્રહ રહેલા હોય તો તેનું શરીર પુષ્ટ હોય છે. (૨૧) લગ્નનો પતિ જલ તત્ત્વનો હોય અને તેના સાથે શુભગ્રહ હોય તો પુષ્ટ શરીરવાળો થાય. (૨૨) લગ્નપતિ કોઈપણ જલરાશિમાં બેઠો હોય અને શુભ ગ્રહથી યુક્ત હોય, લગ્ન ઉપર શુભગ્રહની દૃષ્ટિએ હોય, તથા જન્મલગ્ન શુભ ગ્રહની રાશિનું હોય તો સર્વાંગ પુષ્ટ થાય છે (૨૩) જે લગ્નમાં જન્મ હોય તેનો સ્વામી નવમાંશ કુંડલીમાં જે રાશિનો થયો હોય તે રાશિનો સ્વામી જન્મકુંડલીમાં જળરાશિનો હોય અને તેને પાપગ્રહની યુતિ કે દૃષ્ટિ ન હોય તથા જન્મલગ્ન શુભ ગ્રહની રાશિનું હોય તોપણ પુષ્ટાંગ થાય છે; (૨૪) જન્મ લગ્નમાં ગુરૂ હોય થવા જળરાશિમાં રહેલો ગુરૂ લગ્નને જોતો હોય તોપણ પુષ્ટાંગ કરે છે; (૨૫) જલરાશિના લગ્નમાં શુભ ગ્રહનો

સમાગમ દષ્ટિ વગેરે શરીરે આરોગ્ય આપે છે (૨૬) લગ્નમાં રાહુ અથવા શનિ હોય તો પિશાચબાધા ભૂતબાધા વગેરે ભોગવે છે પણ સ્વગૃહી અથવા ઉચ્ચનો શનિ ખાસ તેવું ફળ સૂચવતો નથી (૨૭) જન્મલગ્નમાં સૂર્ય હોય અને તેના પર મંગળની દષ્ટિ હોય, તો માણસને શ્વાસ ક્ષય અને મુંઝારાનો રોગ થાય છે, ૨૮) જન્મલગ્નમાં મંગળ હોય અને તેના પર શનિ અને સૂર્ય બન્નેની દષ્ટિ હોય તો શસ્ત્રપીડાનો યોગ કરે (૨૯) ચર રાશિનું લગ્ન હોય, લગ્નનો સ્વામી પણ ચર રાશિનો હોય તો તે અનેક મુસાફરી કરનાર થાય છે પણ લગ્ન તથા લગ્નપતિ સ્થિર રાશિના હોય તો પોતાના જ દેશમાં સ્થિર રહે છે (૩૦) જન્મલગ્ન અને નવમાંશ લગ્ન બન્ને ચરરાશિના હોય તો તે ઘણા જ વિહાર માટે ઉપવન વગેરેમાં ફરે છે એટલે ફરવાનો શોખીન થાય છે, (૩૧) ચરરાશિનું લગ્ન, ચરરાશિનો લગ્નપતિ અને તે પર ચર ગ્રહ જોતા હોય તો તેનો પરદેશમાં ભાગ્યોદય થાય છે, તેથી વિપરીત હોય તો પોતાના દેશમાં ભાગ્યોદય થાય છે (૩૨) જન્મલગ્નનો સ્વામી નિર્બળ હોય તો તે માણસ જડ પ્રકૃતિનો થાય છે અને ઉચ્ચ રાશિનો હોય તો તે ગંભીર થાય છે (૩૩) શુભ ગ્રહની રાશિ લગ્નમાં આવેલી હોય અને તેના પર શુભગ્રહની દષ્ટિ હોય તો તે માણસ બાલ્યાવસ્થાથી જ સુખી હોય તથી વિપરીત હોય તો તે બાલ્યાવસ્થાથી જ દુઃખી હોય છે અને જો લગ્નપર ઘણા પાપગ્રહોની દષ્ટિ હોય તો તે બાલ્યાવસ્થામાં મૃત્યુયોગ સૂચવે છે (૩૪) જન્મલગ્નનો સ્વામી નવમાંશમાં વર્ગોત્તમી અથવા ઉચ્ચ રાશિનો હોય અને દ્રેષ્કાણમાં મિત્રરાશિનો થયો હોય અને લગ્નપતિ પર શુભ ગ્રહોની દષ્ટિ હોય તો આખી જીંદગી સુખી રહે છે (૩૫) ૧-૧૨-૧૧ એ સ્થાને શુભ ગ્રહો આવેલા હોય અને લગ્નનો સ્વામી બળવાન થઈને કેન્દ્રમાં રહ્યો હોય તથા ગુરુ સિંહાસનાંશવર્ગમાં રહ્યો હોય, તો આદિ અને મધ્ય એમ બે અવસ્થામાં સુખી જાણવો (૩૬)

લગ્નમાં બે અથવા ત્રણ શુભ ગ્રહો આવેલા હોય અથવા જોતા હોય તથા લગ્નપતિ શુભગ્રહ હોય અને શુક્ર પારાવતાંશવર્ગમાં હોય તો આદિ અને મધ્ય અવસ્થામાં સુખી જાણવો. (૩૭) કેન્દ્રસ્થાને ગુરૂ આવેલો હોય, લગનપતિ બળવાન હોય કે પારાવતાંશમાં હોય તો તેને ધન, પુત્ર, સ્ત્રી વગેરે અનેક પ્રકારનું સુખ મળે છે; (૩૮) લગ્ને શુભ ગ્રહ, ધનભુવને પાપગ્રહ, કેન્દ્રસ્થાને પાપગ્રહ અને લગનનો સ્વામી ઉત્તમાંશવર્ગમાં હોય તો આદિ અવસ્થામાં દુઃખ ભોગવે, પરંતુ મધ્યમ અને અંત્યાવસ્થામાં ઘણો સુખી સમજવો. (૩૯) લગનનો પતિ દશમભાવે હોય, સૂર્ય જન્મલગ્નમાં હોય, લગનપતિ ઉચ્ચ રાશિનો હોય અને શુભ ગ્રહની દૃષ્ટિ કે યુતિ લગ્નપતિ સાથે હોય તો તે સારી કીર્તિ મેળવે છે. (૪૦) પાપગ્રહની રાશિનું લગ્ન પોતાના પતિ સાથે હોય અને નવમાંશ કુંડલીમાં જે લગ્ન હોય, તેનો સ્વામી રાહુ સાથે જન્મ કુંડલીમાં કેન્દ્રમાં આવેલ હોય, જન્મ કુંડલીમાં દશમ સ્થાને પાપગ્રહ હોય અને કોઈ પણ નીચ રાશિનો ગ્રહ જન્મકુંડલીમાં કોઇપણ ભાવે બેઠો હોય તો તે અપકીર્તિને પાત્ર કરે છે (૪૧) જન્મલગ્નમાં શુક્ર આવેલો હોય અને તે શુક્ર પંદર અંશની અંદર હોય તો પ્રથમ અવસ્થામાં સુખ આપે, પંદરથી ત્રીશ અંશ સુધીમાં શુક્ર હોય તો દુઃખ સમજવું. (૪૨) ચોથે પાંચમે ભાવે રહેલા પાપગ્રહો પ્રથમ અવસ્થામાં દુઃખ આપે છે. (૪૩) લગનનો સ્વામી નવમાંશ કુંડલીમાં ઉચ્ચ રાશિનો હોય, જન્મકુંડલીમાં કેન્દ્ર સ્થાને આવેલો હોય અથવા ત્રિકોણ ભુવનમાં હોય, સૌમ્યગ્રહની યુતિ કે દૃષ્ટિવાળો હોય અને દશમા ભાવના સ્વામી સાથે બેઠો હોય તો ઘણું સારૂં ફળ આપે છે. ભાગ્ય, કીર્તિ, ધન, ધાન્ય અને વૈભવયુક્ત આખું જીવન ગાળે છે. ઉપરનો યોગ જેટલે અંશે લાગુ હોય તેટલું સુખ સમજવું. (૪૪) ૧-૪-૭-૧૦-૯-૯-૫ એ ભાવમાં પાપગ્રહો ન હોય, લગ્નપતિ અને ગુરૂ એ બે ગ્રહો કેન્દ્રસ્થાને આવેલા હોય, તો તે મનુષ્ય ઘણો સુખી, પુણ્યકાર્ય કરનાર અને આરોગ્ય દેહવાળો થાય છે.

(૪૫) લગ્નપતિ અને આઠમા ભાવનો સ્વામી એ બને બળવ
હોય, ૧-૪-૭-૧૦-૮-૧૨ એ સ્થાનોમાં પાપગ્રહ આવેલા હોય
મધ્યમ આયુષ્ય સમજાય. અને વધુ આયુષ્ય ભોગવે તો દુઃખપૂર્ણ
છે. (૪૬) નવમાંશકુંડલીમાં ગુરુ શુક્ર અને શનિ કોઈપણ રાશિ
એકી સાથે બેઠા હોય, અને જન્મકુંડલીમાં એ ગ્રહો નવમભાવે અથ
લગ્ને આવેલા હોય, ચંદ્ર છઠ્ઠે આઠમે હોય તો તેને લાંબા આયુ
વાળો જાણવો. (૪૭) ધન રાશિ અને મીન રાશિ એટલે ગુરુક્ષેત્ર
બધા ગ્રહો નવમાંશમાં આવેલા હોય અને તે સર્વ ગ્રહો જન્મકું
ડલીમાં ૧-૨-૪-૭-૯-૧૦ સ્થાને રહેલા હોય તો તે ઘણા લાં
આયુષ્યવાળો અને યોગી થાય છે. (૪૮) નવમાંશકુંડલીમાં શનિ
ગમાં સૂર્ય, મંગળ, ગુરુ હોય અને જન્મકુંડલીમાં આ ગ્રહો નવ
કે દશમે બળવાન થઈને બેઠા હોય અને ૨૫ થી ૩૦ અંશ લગ
ભગનો ચંદ્ર લગ્નમાં હોય તો તેને લક્ષ્મી, વૈભવ, આયુઃ વગેરે સા
સુખ મળે છે. (૪૯) ભાગ્યભુવનનો સ્વામી ભાગ્યસ્થાને આવેલ
હોય, તેને ચંદ્ર જોતો હોય અને તે ચંદ્ર પોતાની રાશિનો નવમાં
કુંડલીમાં થયેલો હોય તો તે પુણ્યાત્મા જાણવો. તે કોઈ મહામુનિ
હોય અને દીર્ઘાયુ ભોગવે છે (૫૦) લગ્નપતિ ધનભુવનમાં હોય
અથવા નવમાંશ કુંડલીમાં જે રાશિનો હોય તેનો પતિ ધનભાવમ
હોય કે લાભ ભુવનનો પતિ ધનભુવનમાં હોય તો તે ૨૦ વર્ષ પછી
સુખ ભોગવનાર થાય છે (૫૧) જન્મપતિ નવમાંશમાં જે રાશિનો
થયો હોય, તેનો સ્વામી જન્મકુંડલીમાં કેન્દ્ર-ત્રિકોણ સ્થાને અથવા
પોતાની ઉચ્ચ રાશિનો હોય અથવા લગ્નપતિ કેન્દ્ર, ત્રિકોણ કે
ઉચ્ચનો હોય તેથી ૩૦ વર્ષ સુધી સુખી રાખે છે. (૫૨) જન્મપતિ
શુભ ગ્રહની રાશિનો હોય અને તેને શુભ ગ્રહો જોતા હોય અથવા
લગ્નપતિ ગોપુરાંશવર્ગમાં હોય, તો ૧૬ વર્ષ પછી ઘણો સુખી
થાય છે.

# બીજો ભાવ

ધન, આંખો, મુખ, વાણી, કુટુંબ, ભોજન વગેરેનું ફળ ધન ભાવમાં જોવાય છે. (જાતક પારિજાત) બીજા ધનભુવનમાં કયું લગ્ન છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્ય ગ્રહોથી યુક્ત છે કે અયુક્ત? શુભ ગ્રહમાં કોની અધિક દૃષ્ટિ છે? તેનો સ્વામી તેને જુએ છે કે નહિં? પાપગ્રહથી અધિક દૃષ્ટ છે કે સૌમ્યથી? એ જાણવું. (જાતકાભરણ)—(૧) સૂર્ય મંગળ અને શનિ ધન ભાવમાં હોય અથવા ધન ભાવને જોતા હોય તો ધન નાશ કરે, તેમજ ક્ષીણચંદ્ર જોતો હોય કે યુક્ત હોય તોપણ તે ધનહીન થાય. (૨) ધનભાવમાં સૂર્ય હોય, શનિશ્ચર જોતો હોય તો અતિ ધનવાન યોગ થાય. (૩) બૃહસ્પતિ ધનસ્થાનમાં હોય અને શુભ ગ્રહો જોતા હોય તો ધનવાન કરે છે. જો ધનભાવમાં બુધ હોય અને તેને ચંદ્ર જોતો હોય તો ધનહાનિ કરે છે. (૪) ધનભાવમાં ક્ષીણચંદ્ર રહેલો હોય અને તેના પર બુધની દૃષ્ટિ હોય તો એકત્ર કરેલું ધન નાશ પામે અને ફરી ધન મળવામાં પ્રતિબંધક યોગ જાણવો. (૪) ધનભાવમાં શુક્ર હોય અને તેને બુધ જોતા હોય તો ધનયોગ ગણાય છે. અને શુક્ર પર દરેક શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તે ઘણું દ્રવ્ય મેળવનાર થાય છે.

(જાતકાલંકાર) (૧) ધનભુવનનો સ્વામી ગુરૂ સહિત પોતાની રાશિમાં કે કેન્દ્રમાં હોય તો અનેક પ્રકારના ધનનું સુખ આપે છે. (૨) ધનભાવનો સ્વામી ગુરૂ સહિત ૬–૮–૧૨ ભાવે હોય તો દુઃખી અને ધનહીન બનાવે. (૩) ૨ અને ૧૨ ભાવના સ્વામીઓ શુક્ર અને લગ્નપતિ ૬–૮–૧૨ સ્થાને આવવાથી તેને આંધળો બનાવે છે. (૪) પાપગ્રહ અને શુક્ર સહિત ચંદ્રમા ધનભવનમાં હોય તો પણ તે માણસ આંધળો થાય છે. (૫) ચંદ્ર અને શુક્ર ૬–૮–૧૨ ભવનમાં સાથે હોય તોપણ અંધયોગ ઉપજાવે પણ રતાંધળો થાય એવો ખાસ મત છે. (૬) સૂર્ય અને શુક્ર તથા લગ્નેશ એ ત્રણે ગ્રહો ૬–૮–૧૨ સ્થાને

હોય તો જન્માંધ થ ય. (૭) ૧૦-૩-૪-૫ ૭ એટલા ભાવના સ્વામી
ત્રિકસ્થાનમાં હોય તો તે ભાવના સંબંધીઓ આંધળા થાય એટલે ૧૦
ભાવનો સબંધી પિતા, ત્રીજા ભાવનો સબંધી ભાઈ વગેરે માટે સમજ
(સર્વાર્થ ચિંતામણિ)—લગ્નેશ અને ધનેશ બને ૬-૮-૧૨ સ્થા
આવેલા હોય તો નેત્રરોગ કરે, શુક્ર-ચંદ્ર અને ધનપતિ લગ્નમાં હો
તો રતાંધળો થાય, આ યોગમાં ધનપતિ ઉચ્ચ રાશિમાં કે શુભ ગ્રહન
રાશિમાં ન હોવો જોઈએ સૂર્ય, ચંદ્ર, લગ્નેશ અને ધનેશ એ સાથે રહે
વાથી જન્મથીજ આંધળો બનાવે છે, માત્ર ધનેશ પણ ૬-૮-૧૨ સ્થાનમ
હોય તો અંધ થાય છે (૨) ૧૨ મે જન્મ મંગળ હોય તે
ડાબી આંખે કાણો થાય. (૩) સિંહે સૂર્ય અને ચંદ્ર હોય તે પ
શનિ મંગળની દૃષ્ટિ હોય તો પણ અંધ થાય પરંતુ સૂર્ય-ચં
અને શુભ ગ્રહોનો સમાગમ કે દૃષ્ટિ હોય તો હરકત ન આવે આ
યોગ મિશ્ર હોય તો આંખો રોગી રહેશે એમ સમજવું. (૪) બીજા
ભાવમાં પાપગ્રહ હોય અને ધનેશ સૌમ્યગ્રહથી સમાગમ કે દૃષ્ટિવાળો
હોય તો આંખો મીચાએલા જેવી રહે (૫) લગ્નેશ પાપગ્રહની રાશિનો
હોય અને તેને શનિ જોતો હોય તો નેત્રરોગ થાય છે (૬) બીજા
ભાવના સ્વામી સાથે પાપગ્રહો રહેલા હોય અને તેને શનિ દેખતો હોય
તો નેત્રરોગી થાય છે (૭) ધનેશ નવમાંશ કુંડળીમાં જે રાશિમાં
આવ્યો હોય તે રાશિનો સ્વામી જન્મ કુંડળીમાં પાપગ્રહની રાશિમાં
રહેલો હોય અને પાપગ્રહ યુક્ત હોય તો નેત્રરોગી થાય છે (૮) સૂર્ય
અથવા મંગળ ધનેશ હોય અથવા ગુલિકની સાથે રહેલો સૂર્ય ધનેશને
જોતો હોય તો ગરમી પિત્ત કે કફના રોગથી નેત્ર ખરાબ કરે
ભાઈ, પુત્ર, શત્રુ, સ્ત્રી, મિત્ર, પિતા વગેરે સબંધીઓની આંખો માટે
પણ સૌના ભાવથી ઉપર મુજબ જાણવું (૯) ધનેશ સૂર્ય તથા
મંગળના સમાગમમાં હોય અથવા દૃષ્ટ હોય તો તે મનુષ્ય રક્ત
નેત્ર થાય. (૧૦) ધનેશ શુભ ગ્રહયુક્ત કેન્દ્ર સ્થાને હોય અથવા
પોતાની રાશિનો, ઉચ્ચનો, મિત્ર ગ્રહની રાશિનો કે શુભ ગ્રહની

રાશિનો હોય તો તે પુણ્ય કામ કરનાર. કુટુંબનો પાલક, વાચાળ અને સુખી થાય છે. (૧૧) કોઈ પણ શુભ ગ્રહ સ્વગૃહી કે ઉચ્ચ રાશિનો હોય અથવા ધન ભાવ ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય અને લગ્નેશ બળવાન હોય કે પોતાના ઉચ્ચનો હોય તો તે પુણ્યાત્મા સમજવો. (૧૨) ધનેશ, ગુરુ, શુક્ર કે બુધ થયો હોય અને ધન ભાવમાં આવેલો હોય અથવા ઉચ્ચ કે સ્વગૃહી હોય અથવા મિત્રના ક્ષેત્રનો હોય તો તે ભાઈઓ અને મિત્રોના પર ઉપકાર કરનાર થાય છે. (૧૩) ધનેશ પાપગ્રહ હોય, પાપગ્રહથી સમાગમ કે દૃષ્ટિવાળો હોય અથવા ઉચ્ચ રાશિનો હોય અને લગ્નેશ નિર્બળ હોય કે પાપ-યુક્ત હોય તો કોઈની મદદ મેળવી શકે નહિં અને કષ્ટથી ગુજરાન ચલાવનાર થશે એમ સમજવું. (૧૪) બીજા ભાવનો સ્વામી પાપગ્રહથી જોવાતો હોય, નિર્બળ હોય, ધન ભુવનમાં ઘણા પાપગ્રહો રહેલા હોય, લગ્નેશ પણ પાપગ્રહ યુક્ત અને ત્રિક સ્થાનમાં આવેલો હોય તો કષ્ટથી ગુજરાન ચલાવે. (૧૫) ધનેશ મિથુન રાશિ પર હોય, તેને શુભ પુરુષ ગ્રહ જોતો હોય, નવમા ભાવે ઉચ્ચ રાશિનો સૂર્ય હોય તો તે ધનવાન થવાનો યોગ કરે છે. (૧૬) ધન ભાવનો સ્વામી પોતાની રાશિનો કે ઉચ્ચનો હોય, લગ્નપતિ બળવાન હોય, ધન ભાવની રાશિનો સ્વામી કેન્દ્રમાં હોય તો પણ રાજા જેવો ધનવાન યોગ કરે છે. (૧૭) ધન ભાવમાં પાપગ્રહોનું ઐક્ય હોય, ધનેશ પણ પાપગ્રહ સાથે હોય અથવા ધન ભાવ અને ધનેશ પર પાપગ્રહની દૃષ્ટિ અધિક હોય તો ધન હીન થાય છે. (૧૮) ધનેશ ઉચ્ચનો હોય, તેના પર ગુરુની દૃષ્ટિ હોય અને ધન ભાવ પર પણ ગુરુની દૃષ્ટિ હોય તો તે એકહજાર માણસનું પાલન કરનાર સમજવો. (૧૯) ધનેશ નીચ રાશિનો હોય તે સાથે બીજા ભાવ પર પાપગ્રહોની દૃષ્ટિ વધારે હોય અથવા સાથે પાપગ્રહયુક્ત હોય તો તે દરેક રીતે નઠારું જ પરિણામ લાવે છે. (૨૦) ધનેશ સૌમ્યગ્રહ યુક્ત અને કેન્દ્ર સ્થાને આવેલો હોય કે ત્રિકોણમાં હોય, ઉચ્ચનો હોય,

શુભ પુરૂષ ગ્રહની દૃષ્ટિ હોય તો તે માણુસ વાચાળ અને યુક્તિબાજ જાણુવો (૨૧) ધનેશ ગુરૂ સાથે આઠમે ભાવે હોય તો તે માણુસ મૂગો થાય છે (૨૨) ધનેશ નવમાંશમાં જે રાશિનો હોય તેનો સ્વામી શુભ ગ્રહ હોય અને પોતાના અંશમાં શુભ ગ્રહની સાથે રહેલો હોય, તો ડાહ્યો અને વાચાળ થાય છે (૨૩) ધનેશ પાપગ્રહ સાથે હોય અને દશમે ભાવે નીચ રાશિના સૂર્ય સાથે રહેલો હોય તો તે સમુદાયમાં બોલી શકે નહિ તેવો જડ રહે છે (૨૪) બુધ કેન્દ્ર સ્થાને હોય, ધનેશ બળવાન હોય, ધને અને પરાક્રમે શુભ ગ્રહ સાથે શુક્ર રહેલો હોય અથવા ધન ભાવે ઉચ્ચનો શુક્ર હોય તો જ્યોતિષ શાસ્ત્ર જાણુનાર થાય છે (૨૫) બીજા ભાવમાં ચદ્ર સાથે મગળ હોય અને તેને બુધ જોતો હોય કે બુધ કેન્દ્રમાં હોય તો પણુ ગણિત વિદ્યા જાણુનારો થાય છે (૨૬) કેન્દ્ર અથવા ત્રિકોણુમાં ગુરૂ રહેલો હોય, શુક્ર ઉચ્ચનો હોય કે બીજા ભાવનો સ્વામી બુધ હોય તો પણુ ગણિત વિદ્યાને જાણુનાર થાય છે (૨૭) બીજા ભાવનો સ્વામી ગુરૂ કે શુક્ર હોય અને તેના પર મગળની દૃષ્ટિ હોય અને તે મૂળ ત્રિકોણ કે ઉચ્ચનો હોય તો તર્કશાસ્ત્ર જાણુનાર થાય છે (૨૮) ધનેશ બળવાન ગુરૂ હોય, સૂર્ય અથવા શુક્રની દૃષ્ટિ તેના પર હોય તો વ્યાકરણુ વિદ્યામાં નિપુણુ થાય છે (૨૯ ધનેશ જે રાશિનો હોય તે રાશિનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં હોય, તેનો સ્વામી શનિ થતો હોય અથવા પાપગ્રહની સાથે મગળ કેન્દ્ર અથવા ત્રિકોણુમાં હોય તો બીજાના છિદ્ર જાણુવામાં કુશળ થાય (૩૦) બળવાન ગુરૂ ધન ભાવમા હોય અને ધન ભાવના નવમાંશનો સ્વામી કેન્દ્રમાં કે ત્રિકોણુમાં શુભ ગ્રહથી જોવાતો હોય તો શાસ્ત્રના રહસ્યને જાણુકાર થાય છે (૩૧) લગ્નેશ ધન ભાવમાં અથવા લગ્નમાં રહેલો હોય શુભ ગ્રહ સાથે અથવા ઉચ્ચનો હોય શુક્ર બારમે હોય તો વેદ જાણુનાર થય છે. (૩૨) ધનેશ બળવાન થઇ ધનસ્થાનમાં હોય અને છઠ્ઠા ભાવનો સ્વામી અથવા શત્રુકારક ગ્રહની યુતિ કે દૃષ્ટિ હોય તો તે માણુસ

શત્રુથી ધન મેળવનાર થાય છે. (૩૩) ધનેશ અને સંબંધીના ભાવ પતિ સાથેનો જેટલો જેટલો શુભ ગોગ થયો હોય તેટલા અંશે તે માણસ તે તે સંબંધી દ્વારા ધન મેળવે છે અને જે જે સાથે અશુભ યોગ થયો હોય તો તે સંબંધી દ્વારા ધનનો નાશ થાય છે. (૩૪) લગ્નેશ નિર્બળ થઈ પાપગ્રહ સાથે હોય, ધનેશ સૂર્ય સાથે બારમે હોય અથવા ધનેશ નીચનો કે પાપગ્રહની દૃષ્ટિવાળો હોય તો તેનું ધન રાજા લઈ લેશે એમ જાણવું. (૩૫) વ્યયેશ ધનમાં આવેલો હોય અને લાભેશ બારમે હોય અને ધનેશ ૬-૮-૧૨ માંથી કોઈ સ્થાને હોય તો રાજદંડથી ધન નાશ થાય એમ સમજવું. (૩૬) ધનેશ આઠમે પાપગ્રહ સાથે નીચનો હોય અને ત્યાં દશમેશથી યુતિ પામ્યો હોય તો પણ રાજદંડથી દ્રવ્ય નાશ સમજી લેવો. (૩૭) ધનેશ વ્યયસ્થાને અને વ્યયેશ ધનસ્થાને હોય અને તે બંનેને લગ્નેશ જોતો હોય તો પણ રાજકોપથી દ્રવ્ય નાશ થાય. (૩૮) ધનેશ અને લાભેશ મંગળની યુતિ દૃષ્ટિ ધરાવતા હોય; નિર્બળ હોય અને નવમાંશમાં પાપ ગ્રહની રાશિના થયા હોય, જન્મકુંડલીમાં પાપગ્રહ સાથે પડયા હોય, છઠ્ઠા ભાવના સ્વામીથી યુતિ કે દૃષ્ટિ હોય તો ચોર, અગ્નિ અને રાજાથી તેને ધનનું મોટું ખર્ચ થાય. (૩૯) દશમેશ પાપગ્રહ સાથે મૃત્યુસ્થાને આવેલો હોય, ધનેશ અને લાભેશથી સમાગમ કે દૃષ્ટિવાળો હોય તેનું ધન લોકાપવાદથી નાશ પામે છે. (૪૦) ધનેશ નવમાંશ કુંડલીમાં જે રાશિનો થયો હોય, તેનો સ્વામી પાપગ્રહ સાથે ૬-૮-૧૨ સ્થાને રહ્યો હોય અને તેને લગ્નેશથી યુતિ કે દૃષ્ટિ હોય તો ચોર અગ્નિ અને રાજાથી ધન સંબંધી ઘણી નુકશાની ભોગવશે. (૪૧) ધનેશનો નવમાંશપતિ ૬-૮-૧૨ મે પાપગ્રહ સાથે હોય તો નિર્ધન થાય. (૪૨) ધનભાવ, ધનેશ, લાભભાવ લાભેશ આ ચાર ગ્રહોને ત્રણ પાપગ્રહનો સમાગમ અથવા દૃષ્ટિ હોય તો ધન વગરનો થાય છે. (૪૩) વ્યયેશનો નવમાંશપતિ ધનેશના સમાગમ કે દૃષ્ટિવાળો હોય અથવા નીચ રાશિનો હોય, અસ્તનો હોય, નિર્બળ હોય, પાપગ્રહ

શુભ પુરૂષ ગ્રહની દૃષ્ટિ હોય તો તે માણસ વાચાળ અને યુક્તિબાજ જાણવો (૨૧) ધનેશ ગુરૂ સાથે આઠમે ભાવે હોય તો તે માણસ મૂંગો થાય છે (૨૨) ધનેશ નવમાંશમાં જે રાશિનો હોય તેનો સ્વામી શુભ ગ્રહ હોય અને પોતાના અંશમાં શુભ ગ્રહની સાથે રહેતો હોય, તો ડાહ્યો અને વાચાળ થાય છે (૨૩) ધનેશ પાપગ્રહ સાથે હોય અને દશમે ભાવે નીચ રાશિના સૂર્ય સાથે રહેતો હોય તો તે સમુદાયમાં બોલી શકે નહિ તેનો જડ રહે છે (૨૪) બુધ કેન્દ્ર સ્થાને હોય, ધનેશ બળવાન હોય, ધને અને પરાક્રમે શુભ ગ્રહ સાથે શુક્ર રહેતો હોય અથવા ધન ભાવે ઉચ્ચનો શુક્ર હોય તો જ્યોતિષ શાસ્ત્ર જાણનાર થાય છે (૨૫) બીજા ભાવમાં ચંદ્ર સાથે મંગળ હોય અને તેને બુધ જોતો હોય કે બુધ કેન્દ્રમાં હોય તો પણ ગણિત વિદ્યા જાણનારો થાય છે (૨૬ કેન્દ્ર અથવા ત્રિકોણમાં ગુરૂ રહેલો હોય, શુક્ર ઉચ્ચનો હોય કે બીજા ભાવનો સ્વામી બુધ હોય તો પણ ગણિત વિદ્યાને જાણનાર થાય છે (૨૭) બીજા ભાવનો સ્વામી ગુરૂ કે શુક્ર હોય અને તેના પર મંગળની દૃષ્ટિ હોય અને તે મૂળ ત્રિકોણ કે ઉચ્ચનો હોય તો તર્કશાસ્ત્ર જાણનાર થાય છે (૨૮) ધનેશ બળવાન ગુરૂ હોય, સૂર્ય અથવા શુક્રની દૃષ્ટિ તેના પર હોય તો વ્યાકરણ વિદ્યામાં નિપુણ થાય છે (૨૯ ધનેશ જે રાશિનો હોય તે રાશિનો સ્વામી નવમાંશમાં જે રાશિમાં હોય તેનો સ્વામી શનિ થતો હોય અથવા પાપગ્રહની સાથે મંગળ કેન્દ્ર અથવા ત્રિકોણમાં હોય તો બીજાના છિદ્ર જાણવામાં કુશળ થાય (૩૦) બળવાન ગુરૂ ધન ભાવમાં હોય અને ધન ભાવના નવમાંશનો સ્વામી કેન્દ્રમાં કે ત્રિકોણમાં શુભ ગ્રહથી જોવાતો હોય તો શાસ્ત્રના રહસ્યને જાણનાર થાય છે (૩૧) લગ્નેશ ધન ભાવમાં અથવા લગ્નમાં રહેતો હોય શુભ ગ્રહ સાથે અથવા ઉચ્ચનો હોય શુક્ર બારમે હોય તો વે૦ જાણનાર થાય છે. (૩૨) ધનેશ બળવાન થઇ ધનસ્થાનમાં હોય અને છઠ્ઠા ભાવનો સ્વામી અથવા શત્રુકારક ગ્રહની યુતિ કે દૃષ્ટિ હોય તો તે માણસ

કાનને હરકત કરે છે. (૫૭) ષષ્ઠેશ અને ધનેશ એ બંને
હોય અને શનિ મંગળ એ-બે આઠમે હોય તોપણ તે
કાનનો રોગી થાય. (૫૮) ધનેશ શુભ ગ્રહ હોય અને ચંદ્ર
કેન્દ્રમાં હોય તો રૂપાના દાગીના પાત્ર વગેરે વધુ સમૃદ્ધિ
(૫૯) ધનેશ શુભ ગ્રહ હોય અને ચંદ્ર સાથે કેન્દ્રમાં હોય તો
પાત્ર આભૂષણાદિ, સમૃદ્ધિનો સંગ્રહ થાય. (૬૦) ઉચ્ચ
ચંદ્ર અને ગુરૂ શુક્ર બુધ એ ગ્રહો પોતાના નવમાંશમાં હોય
ગ્રહો પોતાની ધાતુઓની વધુ સમૃદ્ધિ આપનાર થાય. (૬૧)
બળવાન થઈને પોતાના નવમાંશમાં હોય તો પણ સુવર્ણ
વગેરેના ઉપભોગ કર્તા થાય છે. (૬૨) ધનેશ બળવાન હોય
વિચિત્ર જાતનાં પાત્રો વગેરેનો ઉપભોગ કરનાર થાય. (૬૩)
નવમાંશપતિ જે નવમાંશમાં હોય તે રાશિનો પતિ શુભ ગ્રહ
તો કાંસ્ય પાત્રનો ઉપભોગ કરનાર જાણવો. (૬૪) ધનેશ બળવ
કેન્દ્ર અથવા ઉપચય સ્થાનમાં આવેલો હોય અને તેને બળવ
ગ્રહ જોતા હોય તો તે અન્નદાન દેનાર, અનેક મનુષ્યોને ભોજન
અને સુખી થાય છે. (૬૫) ધન ભાવનો સ્વામી શુભ ગ્રહ
બળવાન હોય અથવા બીજે ભાવે શુભ ગ્રહની રાશિ શુભ
હોય તો તે ઉતાવળો જમનાર થાય. (૬૬) ૧-૭-૯ અથવ
ભાવમાં સૂર્ય હોય, તેને મંગળ જોતો હોય અથવા તે ભાવ
આવેલો હોય, તે પર સૂર્યની દૃષ્ટિ હોય તો તે અગ્નિથી,
અને નીચ માણસથી પીડા ભોગવનાર થાય છે. (૬૭) લગ્નને
શુભ ગ્રહ ધન ભાવમાં હોય તો તે માણસને જમીનમાં
દ્રવ્ય મળવાનો યોગ કહેવો. (૬૮) ધનભાવમાં નિર્બળ બુધ
અને તેને પાપગ્રહ દેખતા હોય તો અને માણસ એકવચની
આ પ્રમાણે બીજા ભાવનું ફળ વિશેષ જાણવા માટે
બળાબળ તથા ઉચ્ચ, સ્વગૃહ, મૂળ ત્રિકોણ, મિત્રગૃહ, રાશિનાં
વગેરેનો વિચાર કરી કહેવું.

સાથે કેન્દ્રમાં હોય તો પણ નિર્ધન થાય છે. (૪૪) ધનેશ અને દશમેશ સાથે હોય અથવા દશમેશના નવમાંશપતિ સાથે લાભેશ હોય તો તે ધનવાન થાય છે (૪૫) લગ્નેશ ધનભાવે હોય, લાભેશ દશમા ભાવે હોય અને ધનેશનો નવમાંશપતિ શુભગ્રહ હોય તો તે કીર્તિથી ધનવાન હોય છે. (૪૬) લગ્નેશનો નવમાંશપતિ કે ધનેશનો નવમાંશ પતિ શુભ ગ્રહ હોય અને તેઓને ગુરૂ જોતો હોય તો તે એક હજારની રકમ મેળવનાર થાય. (૪૭) લગ્નેશ ધને હોય, લાભેશ દશમે હોય અથવા લગ્નેશને લાભેશ જોતો હોય અથવા ગુરૂ લગ્નેશને જોતો હોય તો એક હજારની રકમ મેળવે. (૪૮) દશમેશના નવમાંશપતિનો સપ્તમાંશપતિ બળવાન હોય તેને ગુરુ તથા શુક્ર દેખતા હોય તો બે હજારની રકમ મેળવે. (૪૯) ધનેશ અને લગ્ન નવમાંશપતિ અને ભાગ્યેશ એ ગ્રહો પરમ ઉચ્ચ સ્થાને હોય તો પણ ઘણો ધનવાન થાય (૫૦) ધનભાવે પાપગ્રહો હોય, લગ્નેશ બારમે હોય દશમેશને લાભે શથી યુતિ કે દૃષ્ટિ હોય તો તે દેવાદાર થાય છે (૫૧) ધનેશ અસ્તનો અને નીચ રાશિનો હોય અને બીજે તથા આઠમે ભાવે પાપ ગ્રહો આવેલા હોય તો તે દેવાદાર થાય છે (૫૨) ધનેશ રાહુ સાથે છઠ્ઠે હોય અથવા રાહુની રાશિનો સ્વામી ધનેશ સાથે હોય તો તેમની દશામા એ માણસને દાંતનો રોગ થાય છે. (૫૩) ધનેશ ષષ્ઠેશ સાથે હોય, ધનેશના નવમાંશપતિની રાશિનો સ્વામી છઠ્ઠા ભાવના પતિ સાથે હોય તો તેઓ પોતાની દશામા દાંતનો નાશ કરે છે (૫૪) ધનેશ અને શનિ સાથે હોય કે ધનેશ પાપગ્રહ સાથે હોય તો વાયુ, પ્રમાદ, આળસ, ઘેલછા વગેરે થાય છે અને તેમાં ઘણું ખર્ચ ભોગવે છે. ઉપર પ્રમાણે સૂર્ય સાથે હોય તો રાજકોપથી કષ્ટ થાય મંગળ સાથે હોય તો ગરમીથી કષ્ટ થાય. (૫૫) ધનેશ અને બુધ સાથે હોય, છઠે ભાવે રાહુ કે કેતુ હોય અગર રાહુ જે રાશિનો હોય તેના સ્વામી સાથે ધનેશ હોય તો તેની દશામાં તાળવામાં રોગ ભોગવે (૫૬) ધનેશ શનિ મંગળ સાથે લગ્નમાં બેઠો હોય તો તેના

કાનને હરકત કરે છે. (૫૭) ષષ્ઠેશ અને ધનેશ એ બંને લગ્નમાં હોય અને શનિ મંગળ એ-બે આઠમે હોય તોપણુ તે માણુસ કાનનો રોગી થાય. (૫૮) ધનેશ શુભ ગ્રહ હોય અને ચંદ્ર સાથે કેન્દ્રમાં હોય તો રૂપાના દાગીના પાત્ર વગેરે વધુ સમૃદ્ધિ ભોગવે. (૫૯) ધનેશ શુભ ગ્રહ હોય અને ચંદ્ર સાથે કેન્દ્રમાં હોય તો સોનાનાં પાત્ર આભૂષણાદિ, સમૃદ્ધિનો સંગ્રહ થાય. (૬૦) ઉચ્ચ રાશિમાં ચંદ્ર અને ગુરૂ શુક્ર બુધ એ ગ્રહો પોતાના નવમાંશમાં હોય તો તે ગ્રહો પોતાની ધાતુઓની વધુ સમૃદ્ધિ આપનાર થાય. (૬૧) ધનેશ બળવાન થઈને પોતાના નવમાંશમાં હોય તો પણુ સુવર્ણ પાત્ર વગેરેના ઉપભોગ કર્તા થાય છે. (૬૨) ધનેશ બળવાન હોય તો તે વિચિત્ર જાતનાં પાત્રો વગેરેનો ઉપભોગ કરનાર થાય. (૬૩) ધનેશનો નવમાંશપતિ જે નવમાંશમાં હોય તે રાશિનો પતિ શુભ ગ્રહ ભેગો હોય તો કાંસ્ય પાત્રનો ઉપભોગ કરનાર જાણુવો. (૬૪) ધનેશ બળવાન હોય, કેન્દ્ર અથવા ઉપચય સ્થાનમાં આવેલો હોય અને તેને બળવાન શુભ ગ્રહ જોતા હોય તો તે અન્નદાન દેનાર, અનેક મનુષ્યોને ભોજન કરાવનાર અને સુખી થાય છે. (૬૫) ધન ભાવનો સ્વામી શુભ ગ્રહની સાથે બળવાન હોય અથવા બીજે ભાવે શુભ ગ્રહની રાશિ શુભ ગ્રહ સાથે હોય તો તે ઉતાવળો જમનાર થાય. (૬૬) ૧-૭-૯ અથવા ૨ એ ભાવમાં સૂર્ય હોય, તેને મંગળ જોતા હોય અથવા તે ભાવમાં મંગળ આવેલો હોય, તે પર સૂર્યની દૃષ્ટિ હોય તો તે અગ્નિથી, ગરમીથી અને નીચ માણુસથી પીડા ભોગવનાર થાય છે. (૬૭) લગ્નનો સ્વામી શુભ ગ્રહ ધન ભાવમાં હોય તો તે માણુસને જમીનમાંથી દાટેલું દ્રવ્ય મળવાનો યોગ કહેવો. (૬૮) ધનભાવમાં નિર્બળ બુધ રહેલો હોય અને તેને પાપગ્રહ દેખતા હોય તો અને માણુસ એકવચની ન હોય. આ પ્રમાણે બીજા ભાવનું ફળ વિશેષ જાણુવા માટે કારકગ્રહના બળાબળ તથા ઉચ્ચ, સ્વગૃહ, મૂળ ત્રિકોણુ, મિત્રગૃહ, રાશિનાં બળાબળ વગેરેનો વિચાર કરી કહેવું.

## ત્રીજો ભાવ

ભાઇ, સ્થિતિ, પરાક્રમ, સાહસ, કંઠનો સ્વર કાન, સારાં ભૂષણ, વસ્ત્ર, ધીરજ, બળ, પરાક્રમ, મૂળકંદ ભક્ષણ આ દરેક ત્રીજા ભાવમાં જોવાય છે. (જાતક પારિજાત) સહજ ભુવનમાં કયું લગ્ન આવેલું છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્ય ગ્રહોથી યુક્ત છે કે અયુક્ત? શુભ ગ્રહમાંથી કોની અધિક દૃષ્ટિ છે? પોતાના સ્વામીની તેના પર દૃષ્ટિ છે કે કેમ? વગેરે જાણવું.

(જાતકાલંકાર) તૃતીયેશ અને મંગળ ત્રિકસ્થાનમાં આવેલ હોય તો તે બંધુથી રહિત થાય છે (૨) તૃતીયેશ શુભ ગ્રહ યુક્ત અથવા દૃષ્ટ પોતાના ઘરમાં હોય તો બંધુસુખ સારૂં જાણવું. (૩) તૃતીયેશ શુભગ્રહો સાથે કેન્દ્રસ્થાનમાં હોય તો તે માણસને બંધુઓથી સુખ મળે. (૪) તૃતીયેશ કેન્દ્રસ્થાનમાં હોય પણ પાપગ્રહથી યુતિદૃષ્ટિ ધરાવતો હોય તો બંધુ સુખ નહિં મળે. (જાતકાભરણ)—સૂર્ય ત્રીજા સ્થાનમાં આવેલો હોય તો પોતાના (મોટાભાઇને) ખરાબ નાશકારક ફળ જાણવું ત્રીજા સ્થાનમાં શનિ હોય તો પોતાના ન્હાનાભાઇ માટે નાશકારક ફળ જાણવું, અને મંગળ હોય તો બંને પ્રકારના ભાઇઓ માટે ખરાબ ફળ સૂચવે છે. (૨) જન્મ લગ્ન જેટલામા નવમાંશમાં હોય અને ચંદ્ર ઉપર મંગળની દૃષ્ટિ હોય તો તેટલી સંખ્યા મુજબ બ્હેનભાઈની સંખ્યા કહેવી. (૩) ત્રીજા ભાવમા શનિ હોય અને તેના પર મંગળની દૃષ્ટિ હોય તો જન્મ થએલા ભાઈઓનો નાશ કરે અને જો શુક્ર ગુરૂ જોતા હોય તો ભાઈનું સુખ નિરંતર રહે છે. (૪) શનિ ત્રીજા સ્થાનમાં હોય અને તે પર મંગળ અને બુધની દૃષ્ટિ હોય તો ભાઈઓનો નાશ કરે છે પણ ચંદ્રની રાશિ (કર્ક) પર રહેલા શનિને મંગળ બુધ જોતા હોય તો ભાઈઓમાં રોગ કરે છે. (૫) સૂર્ય નવમાભાવમા રહેલો હોય અને તે સિંહ રાશિપર હોય તો ભાઈઓના જીવનમા સંદેહ કરે છે,

અને કદાચિત એકાદ ભાઇ જીવે તો રાજા સમાન પરાક્રમી હોય. (૬) ચંદ્રમા પાપગ્રહથી જોવાતો હોય તો ભાઈઓનો નાશ કરે છે, પણ જો કોઈ શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તોજ. (સર્વાર્થ ચિંતામણિ) તૃતીયેશ અને મંગળ આઠમે હોય અને તેમના પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો સહોદરનો નાશ કરનાર યોગ થાય છે. આ બંને ગ્રહો પાપગ્રહની રાશિમાં હરકોઈ ભાવે બેઠા હોય અને તે સાથે પાપગ્રહ આવેલા હોય તો ભાઈઓ થઈ થઈને નાશ પામે છે. (૨) ત્રીજાનો સ્વામી અને કારકગ્રહ જન્મ અથવા નવમાંશમાં નીચ રાશિના થઈ કોઈપણ ભાવે આવેલા હોય અથવા તે સાથે પાપગ્રહ હોય તો પણ ભાઈઓ થઈને નાશ પામતા જાય એમ જાણવું. (૩) ત્રીજે પાપગ્રહો રહ્યા હોય કે જોતા હોય અથવા તૃતીયેશ પાપગ્રહની કર્તરીમાં હોય તો ભાંડુઓનો નાશ થઈ જાય છે. (૪) ત્રીજે ભાવે પાપગ્રહની કર્તરી હોય અથવા પાપગ્રહની ત્રીજા ભાવપર દૃષ્ટિ હોય કે યુતિ હોય અથવા કોઈપણ નીચ રાશિનો ગ્રહ ત્રીજે આવ્યો હોય અને કોઈપણ શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો ભાંડુઓનો નાશ કરનાર યોગ જાણવો. (૫) તૃતીયેશનો નવમાંશપતિ જન્મકુંડલીમાં આઠમે હોય અથવા કોઈપણ ભાવે નીચ રાશિનો હોય અથવા શત્રુક્ષેત્રનો હોય કે અસ્તનો હોય તો પોતાના ભાંડુનો નાશ થાય. (૬) તૃતીયેશ શનિ અને કેતુ એ ત્રણ ગ્રહો સાથે હોય તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય તેમજ નીચ રાશિમાં રહ્યો હોય તો સહોદરનો નાશ કરે છે. (૭) તૃતીયેશ પાપગ્રહની કર્તરીમાં હોય અથવા કારક-ગ્રહો પણ પાપગ્રહની કર્તરીમાં હોય તો સહોદરનો નાશ થાય. (૮) તૃતીયેશ ત્રીજા ભાવમાં જ હોય અને તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય તોપણ ભાંડુનો નાશ કરે છે. (૯) તૃતીયેશનો નવમાંશપતિ જે રાશિમાં હોય, તેનો સ્વામી નવમાંશકુંડલીમાં જે રાશિનો થયો હોય, તે રાશિનો સ્વામી આઠમે ભાવે આવવાથી સહોદર નાશક યોગ થાય છે; તૃતીયેશ જે રાશિમાં હોય તે ગ્રહ નવમાંશકુંડલીમાં જે

ઘરમાં બેઠો હોય તે ગદ અસ્ત નીચ કે છઠ્ઠા ભાવે હોય તોપણ સહોદરનો નાશ થાય. (૧૦) તૃતીયેશ ૬-૮-૧૨ માંથી કોઈપણ સ્થાનમાં રહેલ હોય અને તેના ઉપર પાપગ્રહની દષ્ટિ યુતિ હોય તો સર્વથા ત્રીજા ભાવ માટે અશુભ ફળ કરે છે તૃતીયેશ ઉચ્ચનો હોય તો પણ તેનું સારૂં ફળ મળતુ નથી (૧૧) તૃતીયેશ બળવાન હોય, શુભગ્રહથી યુક્ત હોય અને ત્રીજા ભાવપર શુભ ગ્રહોની દષ્ટિ હોય તો તેને ભાઈઓ તરફથી સંપૂર્ણ સુખ મળે છે. એને ભાઈઓથી સપ સારો રહે છે. (૧૨) તૃતીયેશ, તૃતીયભાવ અથવા તેનો કારકગ્રહ શુભગ્રહ યુક્ત હોય, નવમાંશ કુંડલીમાં શુભગ્રહની રાશિમાં અથવા મિત્રક્ષેત્રનો કે સ્વગૃહી કે પોતાના ઉચ્ચનો થયો હોય તો સહોદરનો વધારો કરે છે. (૧૩) લગ્નેશ અને તૃતીયેશ પરસ્પર મૈત્રી ધરાવતા હોય તો તે પોતાના ભાઈઓ સાથે મિત્રતાથી વર્તનારો થાય છે, બંને શત્રુ હોય તો પરસ્પર અણબનાવ રહે છે અને સમ હોય તો પરસ્પર સમાનતા ધારણ કરે છે (૧૪) કારકગ્રહ અને ત્રીજા ભાવનો સ્વામી એ બંને એકી રાશિપર નવમાંશ કુંડલીમાં આવેલા હોય અને તે ગ્રહોને જન્મ કુંડલીમાં સૂર્ય, મંગળ ગુરૂ જોતા હોય, ત્રીજા ભાવે જન્મકુંડલીમા ૧-૩-૫-૭-૯-૧૧ એ પ્રમાણે એકી રાશિનો કોઈપણ અંક હોય તો તે પોતાના તમામ ભાઈઓથી સ્નેહથી વર્તનાર કહેવો (૧૫) જન્મકુંડલીમાં ત્રીજા ભાવનો સ્વામી અને કારકગ્રહ નવમાંશ કુંડલીમા બેકી રાશિનો થયો હોય, ત્રીજા ભાવે જન્મકુંડલીમાં બેકી રાશિ હોય તો તેને બ્હેનોથી સુખ જાણવુ. (૧૬) જન્મકુંડલીમા તૃતીયેશ અને કારકગ્રહ, બુધ અથવા શનિની રાશિનો હોય તેમજ બીજે ભાવે મિથુન, કન્યા, મકર અથવા કુંભરાશિ હોય તો નપુંસક સહોદર થાય છે (૧૭) જન્મકુંડલીમાં ત્રીજાભાવનો સ્વામી અને કારકગ્રહ જેટલે નવમાંશે આવેલા હોય તે સંખ્યા મુજબ ભાઈ સંખ્યા જાણવી કેટલાક કહે છે કે ત્રીજેભાવ જેટલે નવમાંશે આવેલો હોય તે પ્રમાણે ભાઈ સંખ્યા

જાણવી. (૧૮) તૃતીયેશ નવમાંશ કુંડલીમાં જે અંકની રાશિમાં હોય તેટલી ભાંડુ સંખ્યા જાણવી. તૃતીયેશ જે રાશિનો હોય અને કારકગ્રહની રાશિનો સ્વામી નવમાંશમાં જે અંકની રાશિનો થયો હોય તે બંનેની રાશિ મળીને જે સંખ્યા થાય તેટલી સંખ્યા મુજબ ભાંડુ સંખ્યા જાણવી. આ યોગોમાં તૃતીયેશ, તૃતીયભાવ અને કારકગ્રહ એ ત્રણમાંથી જે વધુ બળવાન હોય તે મુજબ ભાંડુ સંખ્યા કહેવી. બળવાન ગ્રહ અથવા ભાવના આધારથી ભાંડુ સંખ્યા જાણવી, પછી બીજા ગ્રહો વિષે જોવાનું આવશ્યક નથી. (૧૯) મનુષ્ય ધીરજવાન થશે કે કેમ? તે જાણવા માટે તૃતીયેશ ઉચ્ચનો હોય અથવા બળવાન હોય, કેન્દ્ર અથવા ત્રિકોણમાં બેઠો હોય, તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય અથવા તૃતીયેશ મૂળત્રિકોણ રાશિનો હોય કે પોતાના ક્ષેત્રનોજ હોય કે મિત્ર ક્ષેત્રનો હોય તો તે ધીરજવાળો ડાહ્યો અને બુદ્ધિશાળી થાય છે. (૨૦) તૃતીયેશ શુભગ્રહની રાશિનો હોય અને શુભગ્રહથી યુતિ ધરાવતો હોય તોપણ તે ધીરજવાળો જાણવો અને કારકગ્રહ જો આ પ્રમાણે હોય તો તે શૂરવીર અને પરાક્રમી જાણવો. (૨૧) તૃતીયેશ જે રાશિનો હોય તે રાશિપતિ નવમાંશ કુંડલીમાં જે રાશિપર આવેલો હોય તેનો રાશિપતિ સ્વગૃહી અથવા ઉચ્ચનો હોય તો તે સમયસૂચક, યુદ્ધમાં ઉત્સાહવાળો અને વ્યુહરચનામાં પ્રવીણ થાય છે. (૨૨) તૃતીયેશ ઉચ્ચરાશિનો અથવા સ્વગૃહી થઈને આઠમા ભાવમાં હોય અને પાપગ્રહથી યુતિ ધરાવતો હોય તથા આઠમે ભાવે ચરરાશિ હોય અથવા નવમાંશ કુંડલીમાં આઠમા ભાવમાં ચરરાશિ હોય તો તે યુદ્ધમાં ઉત્સાહવાળો જાણવો. (૨૩) ત્રીજા ભાવમાં પાપગ્રહની રાશિ હોય, તથા ત્રીજે ભાવે પાપગ્રહ બેઠા હોય અથવા તૃતીયેશ પાપગ્રહની રાશિનો હોય તથા તે પાપગ્રહથી યુક્ત હોય તો તે દૃઢ થાય છે. (૨૪) ત્રીજા ભાવનો સ્વામી શુભગ્રહની સાથે રહેલો હોય કે સ્વગૃહી અથવા ઉચ્ચનો હોય તો તે યુદ્ધમાં ઉત્સાહવાળો થાય અને રણસંગ્રામમાં

પ્રવીણ થાય છે. (૨૫) તૃતીયેશ સૂર્ય સાથે રહેલો હોય તો તે માણસ ધીરો થાય છે ચંદ્ર સાથે હોય અને ચંદ્ર શુકલપક્ષનો હોય તોપણ તે ધીરો થાય છે અને કૃષ્ણપક્ષના ચંદ્ર સાથે હોય તો જડ બુદ્ધિનો થાય છે. મંગળ સાથે તૃતીયેશ હોય તો તે ક્રોધી થાય છે બુધ સાથે હોય તો તે સાત્વિકબુદ્ધિવાળો થાય છે. ગુરૂ સાથે જો આવેલો હોય તો ધીરજવાળો થાય છે અને સર્વ શાસ્ત્રના અર્થને જાણવામાં નિપુણ નિવડે છે. શુક્ર સાથે હોય તો અતિ કામાતુર થાય છે અને કજીયાખોર થાય છે શનિ સાથે હોય તો જડ થાય છે અને રાહુ સાથે હોય તો બહારમાં મજબુત અને હૃદયમાં જડ થાય કેતુ પણ રાહુ સમાન જ ફળ સૂચવે છે. (૨૬) તૃતીયેશ ગુરૂ સાથે લગ્નમાં બેઠો હોય તો તેને ચોપગાપશુથી ભય સમજવો. જળરાશિપર આ યોગ થયો હોય તો તેને પાણીથી ભય થાય (૨૭) રાહુ જે રાશિનો હોય તે રાશિનો સ્વામી અને તૃતીયેશ એકી સાથે હોય અને રાહુ લગ્નમાં બેઠો હોય તો તેને સર્પદંશનો ભય સમજવો. તૃતીય સાથે બુધ હોય તેને ગળામાં રોગ કરે છે. (૨૮) તૃતીયભાવે નીચરાશિમાં કોઈપણ ગ્રહ આવેલ હોય તથા છઠ્ઠે અસ્તનો ગ્રહ બેઠો હોય, તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો ઝેરી પદાર્થનો ભય ઉપજે એમ જાણવું (૨૯) શુક્ર અથવા ચંદ્ર બળવાન હોય, તેને શુભગ્રહની દૃષ્ટિ હોય કે યુતિ હોય, અથવા ચંદ્ર કે શુક્ર ત્રીજેભાવે આવેલો હોય અને તે સ્વગૃહી અથવા ઉચ્ચનો હોય, નવમાંશ કુંડલીમાં મિત્ર ક્ષેત્રનો થયો હોય તો તે મનુષ્ય ધનાઢ્ય થાય સોનારૂપાંદીનાં પાત્રનો ઉપભોગ કરનાર અને ઘણા પ્રકારના સુખને ભોગવનાર થાય છે (૩૦) કોઈપણ પાપગ્રહ તૃતીયભાવે આવવાથી ગળાનો રોગ કરે છે. ત્રીજે ભાવે મંગળ કાનનોરોગ કરે છે. (૩૧) ત્રીજાભાવમાં શુભગ્રહ જોતો હોય તથા તૃતીયેશ શુભગ્રહની દૃષ્ટિ કે યુતિ ધરાવતો હોય તો તે આભૂષણોથી અલંકૃત રહે છે આ યોગમાં તૃતીયેશ સાથે શુક્ર હોય તો તે સારાંજાતીનો શણગાર પહેરનાર થાય ગુરૂ હોય તો સુવર્ણ અને મીનાકારી આભૂષણો

પહેરે. સૂર્ય હોય તો રત્નાદિકથી તે વિભૂષિત રહે. શનિ હોય તો નીલમણીથી જડીત ધરેણાં પહેરનાર થાય અને ચંદ્ર હોય તો તે ઘણી જાતનાં આભરણો પહેરનાર થાય. બુધ હોય તો નીલમણી પહેરનાર થાય. મંગળ હોવાથી ચિત્રવિચિત્ર આભરણ પહેરનાર જાણવો. આ પ્રમાણે યોગનું ફળ છે, પરંતુ તે તે ગ્રહોને પાપગ્રહ જોતો હોય તો તે પોતપોતાના જણાવેલા ઘરેણાનો નાશ કરે છે. અથવા ચોર વગેરેથી હાનિ ભોગવે છે એમ જાણવું.

આ પ્રમાણે ત્રીજાભાવનું ફળ મુખ્યત્વે કહ્યું છે. વિશેષતાથી તે જાણવા માટે કારકગ્રહના બળ વગેરે પરથી જાણવું.

## ચોથા ભાવ

( જાતકપારિજાત ) માતા, ગાય વગેરે પશુઓથી સુખ, મન, ગુણ, વાહન, હાથી, ઘોડા, પાલખી, જમીન, મકાન, સુગંધીપદાર્થ વગેરેનો વિચાર ચોથા ભાવમાં કરવો. સુખભવનમાં કયું લગ્ન આવેલ છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્યગ્રહથી યુતિ કે દૃષ્ટિ છે કે કેમ? સૌમ્યગ્રહથી અધિષ્ટદષ્ટ છે કે પાપગ્રહથી? પોતાનો સ્વામી જુએ છે કે કેમ? વગેરે વગેરે જાણવું.

( જાતકાલંકાર ) ચોથાભાવનો સ્વામી પોતાની રાશિમાં શુભગ્રહો અને નવમાભાવના સ્વામી સાથે રહ્યો હોય તો તે માંડલીક રાજા થાય. (૨) ચોથાભાવનો સ્વામી લગ્નમાં આવેલો હોય અને તેના પર ગુરૂની દૃષ્ટિ હોય તો તે રાજાઓનો માનીતો થાય છે. (૩) ચતુર્થેશ પર ગુરુની પૂર્ણ દૃષ્ટિ હોય અને લાભસ્થાને આવેલો હોય તો અનેક પ્રકારના વાહનોનો સમૂહ મેળવે. (૪) ચતુર્થેશ ગુરૂની સંપૂર્ણ દૃષ્ટિવાળો હોય અને તે ચોથા ભાવને જોતો હોય તો ઇચ્છીત વાહનોનું સુખ ભોગવનાર થાય છે. (૫) ચતુર્થેશ લગ્નેશ સાથે અને ચોથા ભાવેજ હોય તો અકસ્માત ઘર પ્રાપ્તિ કરનાર યોગ થાય છે; મિત્રાદિકથી લાભપ્રદ મૈત્રી કરાવે છે અને સ્થાવર વસ્તુથી

મળતા અનેક લાભ મેળવે છે (૬) ચતુર્થેશ લગ્નેશ સાથે ચોથા ભાવ સિવાય કોઈ પણ ભાવમાં આવેલો હોય તો ઘર સબંધી યોગ થતો નથી તેમ જ સ્થાવર મિલ્કતથી લાભ મળતો નથી (૭) જેટલા પાપગ્રહ ૨-૧૦-૪-૧૨ ભવનના સ્વામીઓ સહિત ત્રિકસ્થાનમાં પડેલા હોય તેટની વખત ઘર માટે નુકશાન થાય ખર્ચ અને નુકશાની કરાવે (૮) પાપગ્રહો કે જેના પર શુભગ્રહની દૃષ્ટિ ન હોય તેટલા શ્રેષ્ઠ ગુણવાળા વાહનો નાશ પામે છે (૯) ૮ અથવા ૧૨મા ભાવમા રહેના જેટના પાપગ્રહો ચોથા ભવનને દેખાતા હોય તેટની ઉત્તમ વાહનોની હાનિ થાયછે (જાતક ભરણ) (૧) લગ્નમા ગુરુ, ધન ભાવે શનિ અને સાતમે ભાવે કોઈ પણ પાપગ્રહ હોય તો તેના પરિવારનો નાશ થાય છે (૨) ચદ્રમા પર ત્રણ પાપગ્રહની દૃષ્ટિ હોય તો માનહાનિ કરનાર યોગ થાય આ યોગમા કોઇ પણ શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો યોગ નષ્ટ થાય છે (૩) ૧-૭-૧૨ એ ભાવમાં પાપગ્રહ હોય તો પરિવારનો નાશ કરનાર યોગ થય છે (૪) શનિ ધન ભાવમાં આવેનો હોય બૃહસ્પતિ લગ્નમાં આવેનો હોય સાતમા સ્થાનમાં રાહુ હોય તો માતાનો નાશ થાય છે (સર્વાર્થ ચિંતામણિ) (૧) લગ્નેશ ચતુર્થેશ સાથે લગ્નમાં હોય કે ચોથે ભાવ હોય તો મકાન સમધી લાભ મ્હેવો તે ગ્રહોને સૌમ્ય ગ્રહો જોતા હોય અથવા સાથે હોય તો થોડા યત્ને મકાન સુખ મેળવે લગ્નેશ અને ચતુર્થેશ ઉચ્ચરાશિના કે મિત્રક્ષેત્રના હોય કે બળવાન હોય તો પણ યત્ન કર્યા વિના ઘરનો લાભ કરે છે (૨) ચતુર્થેશ કેન્દ્રમાં આવેનો હોય અને બળવાન હોય તથા શુભગ્રહની દૃષ્ટિ ધરાવતો હોય તો પણ ઘર સમધી લાભ કરે છે (૩) ચતુર્થેશ જેના નવમાશમાં હોય તે ગ્રહ જે રાશિનો હોય તે રાશિનો સ્વામી જન્મકુંડલીમાં કેન્દ્ર ભુવનમાં આવેનો હોય તો ઘરનો લાભ થાય (૪) નવમાભાવનો સ્વામી-૧-૭-૪-૧૦ માંના કોઈ પણ ભાવે આવેલો હોય અને ચોથા ભાવનો સ્વામી સ્વગૃહી અથવા ઉચ્ચનો અથવા મિત્રના ઘરમાં હોય અને કોઈ પણ ગ્રહ

ચોથે ભાવે સ્વગૃહી કે ઉચ્ચનો થઈ બેઠો હોય તો તેને સુંદર મકાન મળે. (૫) જન્મકુંડલીમાં તૃતીયસ્થાને શુભગ્રહ આવેલો હોય, ચતુર્થેશ સ્વગૃહી હોય અને સંપૂર્ણ બળ પામ્યો હોય તો તે મનુષ્ય મજબુત બાંધકામવાળું મકાન મેળવે છે. (૬) ચતુર્થેશ, દશમેશ તથા શનિ એ ત્રણ ગ્રહો કેન્દ્ર સ્થાનમાં એકી સાથે આવેલો હોય તો તે મજબુત મકાનનો માલિક થાય છે. (૭) ચતુર્થેશ આઠમે આવેલો હોય અને તેને પાપગ્રહ જોતા હોય તો તેના ઘરનો નાશ થાય. ચતુર્થેશ નવમાંશ કુંડલીમાં જે રાશિનો થયો હોય તેનો સ્વામી જન્મ કુંડળીમાં આઠમે ભાવ રહેલો હોય તોપણ તેનું ઘર નાશ પામે છે. (૮) ચોથા ભાવનો સ્વામી શુભગ્રહ હોય, તેના પર શુભગ્રહની દૃષ્ટિ હોય કે ચોથા ભાવનો કારક બળવાન હોય તો ભાઈઓમાં પૂજ્ય માન્ય થાય છે. (૯) ચોથા ભાવમાં ગુરૂ આવેલો હોય, ચતુર્થેશ સાથે શુભગ્રહ હોય અને તે પર ગુરૂની દૃષ્ટિ હોય, તોપણ ભાઈઓમાં માન્ય થાય છે. (૧૦) ચતુર્થેશ પાપગ્રહ સાથે હોય અથવા ચતુર્થેશ નીચ રાશિનો કે શત્રુક્ષેત્રનો હોય તો ભાઈઓથી જુદો પડનાર થાય છે. (૧૧) ચતુર્થેશ ચતુર્થ ભાવમાં કારક ગ્રહની સાથે હોય અને ઘણા પાપગ્રહોની યુતિ ધરાવતો હોય તોપણ તે નઠારા ગુણવાળો અને બંધુઓથી ત્યજાએલો થાય છે. (૧૨) ચતુર્થેશ અથવા કારકગ્રહ નવમાંશ કુંડલીમાં જે રાશિના થયા હોય તે રાશિનો સ્વામી જન્મકુંડલીમાં નીચ રાશિનો થયો હોય કે અસ્તનો હોય તો તેની બ્હીક દરેક ભાંડુઓમાં રહેશે એમ જાણવું. (૧૩) ચતુર્થેશ બીજે, અગીઆરમે નવમે અથવા પાંચમે હોય, તેના પર શુભગ્રહની દૃષ્ટિ હોય અથવા નવમાંશ કુંડલીમાં જે રાશિમાં ચોથા ભાવનો સ્વામી હોય તે રાશિ શુભગ્રહની રાશિ હોય અને તે પર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો તે ભાઈઓ માટે ઉદાર થાય છે. પોતાની સમૃદ્ધિ ભાઈઓના સુખ માટે ખર્ચનાર થાય છે. (૧૪) ચોથા ભાવમાં પાપગ્રહ હોય તેમજ ત્રીજે તથા પાંચમે ભાવે પણ પાપગ્રહ હોય, ચોથાભાવે નીચનો, અસ્તનો

કે શત્રુક્ષેત્રનો ગ્રહ હોય અને શુભ ગ્રહની દષ્ટિ કે યુતિ ન હોય તો તે ભાઈઓ સાથે વૈર રાખનાર, અનેક રીતે ઇર્ષા કરનાર દ્વેષી થાય છે. (૧૫) ચોથાભાવે કોઈપણ ગ્રહ સ્વગૃહી અથવા ઉચ્ચનો હોય કે મિત્ર ક્ષેત્રનો હોય, તેના ઉપર ગુરુની દષ્ટિ હોય તો તે ભાઇઓ પ્રત્યે માન સ્નેહ અને પવિત્ર લાગણીવાળો થાય છે. (૧૬) ચતુર્થેશ ચર રાશિમાં હોય તથા ચોથા ભાવે પણ ચર રાશિ હોય, અને કારકગ્રહ પણ તેજ પ્રમાણે ચર રાશિમાં હોય તો તે ઘણા મકાનોનો માલિક થાય છે. (૧૭) ચોથા ભાવનો સ્વામી સ્થિર રાશિમાં હોય, ચોથે ભાવે સ્થિર રાશિ હોય અને કારકગ્રહ પણ સ્થિર રાશિમાં આવ્યો હોય તો તેને સ્થિર સુખ આપનાર સ્થાવર મિલ્કત સમજવી. (૧૮) ધનેશ, વ્યયેશ અને ચતુર્થેશ એ ત્રણે ગ્રહ સાથે જેટલા પાપગ્રહ આવેલા હોય તેટલા મકાનનો નાશ કરે છે એમ સમજવું. શુભ ગ્રહની દષ્ટિ હોય તો નાશ ન થાય. (૧૯) ધનેશ, વ્યયેશ અને ચતુર્થેશ એ ત્રણે ગ્રહો કેન્દ્રમાં હોય કે ત્રિકોણમાં હોય તો તેને ત્રણ મકાન થાય, એ પ્રમાણે બે ગ્રહ હોય તો બે મકાન થાય અને એક હોય તો એક મકાન થાય છે. (૨૦) ચતુર્થેશ દશમે અને દશમેશ ચતુર્થ સ્થાને આવેલો હોય અને મંગળ બળવાન હોય તો તેને અનેક ઠેકાણે મકાન થવાના યોગ જાણવા (૨૧) દશમેશ અને ચતુર્થેશ બલવાન હોય અને તે બન્ને પરસ્પર મિત્ર અથવા અતિ મિત્ર થયા હોય તો પણ ઘણે સ્થાને મકાન બાંધવા યોગ જાણવો (૨૨) ચોથા ભાવે શુભ ગ્રહ આવેલા હોય, ચતુર્થેશ પણ શુભગ્રહ સાથે હોય અને ચોથા ભાવનો કારક શુભ ગ્રહ સાથે હોય તો તે માણસ ઘણા પૈસાવાળો અને ઘણે ઠેકાણે મકાન બાંધનારો થાય છે. (૨૩) તૃતીયેશ ભ્રાતૃકારક સાથે હોય કે ચતુર્થેશ પોતાના ભાવમાં જ હોય તો તે બંધુઓની સ્થાવર મિલ્કત વારસામાં મેળવશે એમ જાણવું. (૨૪) ચતુર્થેશ અને નવમાંશ કુંડલીના લગ્નનો સ્વામી એ બને જો કેન્દ્રસ્થાનમાં

હોય અને તેને તેના મિત્ર ગ્રહો જોતા હોય કે મંગળ સાથે યુતિ ધરાવતા હોય તો તેને ભાઈઓનું દ્રવ્ય મળશે. (૨૫) લગ્નેશ બળવાન થઈ ચોથે ભાવે હોય અને ચતુર્થેશ બળવાન થઈ લગ્ને આવેલો હોય અને તે બંને પર શુભગ્રહોની દૃષ્ટિ હોય તો તે પોતાના બાહુબળથી દ્રવ્ય મેળવનાર અને મકાન બાંધનાર થાય છે (૨૬) સ્ત્રીકારક ગ્રહ ચોથા ભાવમાં આવેલો હોય અને સ્ત્રીભુવનમાં ચતુર્થેશ હોય તથા તે બંને પરસ્પર મૈત્રીવાળા હોય તો તેને પોતાના સ્ત્રીપક્ષથી વારસો મળે એવો યોગ જાણવો. (૨૭) છઠ્ઠાભાવનો સ્વામી ચોથા ભાવમાં રહેલો હોય, બળવાન હોય ચતુર્થેશ બળવાન થઈને છઠ્ઠે હોય અને ષષ્ઠેશથી ચતુર્થેશ વધારે બળવાન હોય તો તે શત્રુઓને જીતી સ્થાવર વસ્તુ મેળવનાર થાય છે. (૨૮) ચતુર્થેશ નીચરાશિનો હોય, અસ્તનો હોય કે પાપગ્રહોની મધ્યમાં આવેલ હોય અને તેના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય અથવા ચોથે સ્થાને પાપગ્રહ હોય, છઠ્ઠાભાવે પણ પાપગ્રહો હોય તો તેની સ્થાવર વસ્તુઓ જરૂર નાશ પામશે. (૨૯) કોઈપણ ભાવે રહેલો મંગળ પાપ ગ્રહની કર્તરીમાં હોય કે પાપગ્રહથી યુતિ કે દૃષ્ટિ ધરાવતો હોય અને ચોથે પાપગ્રહની રાશિ હોય તો અથવા નવમાંશ કુંડલીના ચોથા ભાવે પાપગ્રહની રાશિ હોય તો તેને જમીન મકાન વગેરે નાશ પામવાનો યોગ છે. (૩૦) ચતુર્થેશ પાપગ્રહ સાથે ધનભાવે આવેલો હોય વળી તે નીચ રાશિનો કે શત્રુક્ષેત્રનો હોય તોપણ તેના ઘર તેમજ ખેતરનો નાશ સમજવો. ચતુર્થેશ ઉચ્ચનો હોય પણ પાપગ્રહ સાથે હોય તો તેનું ઘર જમીન વગેરે આર્થિક અવનતિને કારણ નાશ પામે. (૩૧) ચતુર્થેશપર ગુરુની દૃષ્ટિ હોય તે ગુરૂ શુભ ગ્રહની યુતિવાળો હોય તથા ચોથા ભાવમાં શુભગ્રહ આવેલ હોય તો તે નેતા કે મુખ્ય થઈ ઘણાનું પાલન કરે અથવા સુખ ભોગવ-નાર થાય છે. (૩૨) ચોથાસ્થાનમાં ગુરૂ હોય કે શુભગ્રહ તેની આજુ-

બાજુ એટલે પાંચમે અને ત્રીજે ભાવે રહેલા હોય અને તે લગ્નેશ કરતાં વધારે બળવાન હોય તો તે સુખી જીવન ગાળનાર અનેક મનુષ્યોનો સુખી થાય છે (૩૩) નિર્બળ ગુરૂ પાપગ્રહના સંગવાળો થઈ ચોથે ભાવ બેઠો હોય અને ચતુર્થેશ પાપગ્રહ સાથે કોઈપણ ભાવે હોય તો તે મનુષ્ય દ્રવ્યવાળો હોય પણ સુખ ભોગવી શકે નહિ (૩૪) ચતુર્થેશ પાપગ્રહ સાથે કોઈપણ ભવે આવેલ હોય અને નીચ રાશિનો હોય તો તે પુત્ર બંધુ દ્રવ્ય વગેર વાળો હોય છતાં પણ દુઃખ ભોગવે છે પંચમેશ પાપગ્રહ સાથે નવમાંશ કુંડલીમાં પાપગ્રહની રાશિનો થયો હોય તો થોડું સુખ ભોગવે છે (૩૫) ચોથાભાવમાં ચન્દ્ર, બુધ, ગુરૂ અથવ શુક્રની રાશિ હોય તથા સંપૂર્ણબળ પામી શુભગ્રહ ચોથે ભાવે બેઠા હોય તો અથવા શુભગ્રહની દૃષ્ટિ હોય તો તે જમીન સબંધી સુખને ભોગવનાર થાય છે (૩૬) કોઈપણ ગ્રહ નીચરાશિનો અસ્તનો કે શત્રુક્ષેત્રનો થઈ ચોથેભાવે બેઠો હોય અને ચોથાભાવમાં જળચળ રાશિ હોય, ચતુર્થેશ બળહીન હોય તો તેને જળાશયથી ભય રહેશે (૩૭) લગ્નેશ નિર્બળ હોય અને તે ચોથે ભાવે આવેન હોય અને તુનારાશિમાં સૂર્ય સાથે હોય કે કોઈ જળતત્વના ગ્રહ સાથે હોય તથા નિર્બળ થયેલ ચતુર્થેશ કુંડલીમાં કોઈપણ ભાવે હોય તો તેને જળની ઘાત થાય છે (૩૮) લગ્નેશ અને ચતુર્થેશ બને ચોથાભાવે હોય તેમના પર દશમેશની દૃષ્ટિ હોય તો તેને નદી વગેરે જળ સ્થાનથી ડુબવાનો ભય થવાનો યોગ જાણવો (૩૯) ચતુર્થેશની રાશિનો સ્વામી ચતુર્થેશથી જોવાતો હોય કે ચતુર્થેશથી યુક્ત હોય તો તેને પણ પાણીની ઘાત જાણવી (૪૦) સૂર્ય મંગળનો યોગ ચોથાભાવ પર હોય તે પર ચોથા અથવા દશમાભાવેશની દૃષ્ટિ હોય તો તેને પત્થરથી પીડા થવાનો યોગ થાય છે (૪૧) ચતુર્થેશ સાથે શનિ રાહુ આવેન હોય અને તે પર મંગળની દૃષ્ટિ હોય અને શુભ ગ્રહો જોતા ન હોય તો તેને પત્થરની પીડાનો યોગ થાય છે (૪૨) ચોથાસ્થાનમાં શનિ હોય

તે પર પાપગ્રહોની દૃષ્ટિ હોય કે યુતિ હોય તો તે બ્હેન અથવા માતાતુલ્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરનારો થાય છે. (૪૩) ષષ્ઠેશ અને ચતુર્થેશ એ બંને ગ્રહો નવમભાવે હોય તેનો પિતા વ્યભિચાર કરનારો હોય છે. અથવા ચતુર્થેશ નવમેશ ચોથે હોય તોપણ આ યોગ થાય છે. (૪૪) લગ્નેશ નવમેશ ચતુર્થેશ અને ષષ્ઠેશ એ ચાર ગ્રહો સાથે કોઇપણ રાશિના થયા હોય તો પોતાના પિતા સિવાય બીજાથી પેદા થએલ જાણવો. (૪૫) ચોથો ભાવ, ચોથા ભાવનો સ્વામી અને ચોથા ભાવનો કારક આ ત્રણે ગ્રહો પાપગ્રહની કર્તરીમાં હોય અને તેને શુભગ્રહ જોતા ન હોય તથા લગ્નેશથી ભાગ્યેશ અધિક બળવાન નં હોય તો તેને જારપુરૂષથી ઉત્પન્ન થએલ જાણવો. (૪૬) લગ્ન અને ચંદ્ર પર ગુરૂની દૃષ્ટિ ન હોય અને કોઇપણ ભાવે સૂર્ય ચંદ્રનો યોગ થયો હોય કે ચંદ્ર કે સૂર્ય પાપગ્રહ સહિત હોય તોપણ તે વ્યભિચારથી ઉત્પન્ન થએલો જાણવો. (૪૭) નવમ અને ચતુર્થભાવે પાપગ્રહ આવેલ હોય, લગ્નેશ નિર્બળ હોય અને પાપગ્રહની સાથે હોય, નવમાંશ કુંડલીનો ચતુર્થેશ અને જન્મકુંડળીનો ચતુર્થેશ પોતાની રાશિના ન હોય તો તેને પણ વ્યભિચારથી ઉત્પન્ન થએલો જાણવો. (૪૮) ચોથોભાવ શુભગ્રહ હોય અને ચોથાભાવનો કારકગ્રહ શુભગ્રહ સાથે હોય, ચતુર્થેશ બળવાન હોય તો તેની માતાનું દીર્ઘાયુષ્ય હોય છે. (૪૯) ચંદ્ર અથવા શુક્ર બળવાન હોય તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય, નવમાંશ કુડલીમ તે બંને શુભગ્રહની રાશિના થયા હોય અને જન્મકુંડલીમાં કેન્દ્રસ્થાને હોય, ચોથાભાવે શુભગ્રહની દૃષ્ટિ હોય તો તેને માતાનું સુખ સંપૂર્ણ હોય છે. (૫૦) ચતુર્થેશ નવમાંશ કુંડલીમાં જે રાશિનો હોય તે રાશિપતિ જન્મકુંડલીમાં બળવાન કેન્દ્રસ્થાને બેઠો હોય કે જન્મકુંડલીમાં ચંદ્ર બળવાન થઇ કેન્દ્રસ્થાને હોય તો તેની માતાનું લાંબુ આયુષ્ય હોય એમ જાણવું. (૫૧) જન્મકુંડલીમાં ચંદ્ર કે શુક્ર પાપગ્રહની કર્તરીમાં હોય અને તે સાથે પાપગ્રહ બેઠો હોય તથા ચોથાભાવ પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તેની માતાનું આયુષ્ય થોડું સમજવું. (૫૨) ચંદ્ર અથવા

ગ્રહથી સાતમા સ્થાનમાં પાપગ્રહ બેઠા હોય તોપણ માતાનું સુખ થોડું સમજવું તેમ જ ચોથાસ્થાનમાં રહેલ શનિને પાપગ્રહ જોતો હોય તો પણ માતાનું સુખ થોડું સમજવું (૫૩) ચોથા ભાવે શનિ હોય પણ તેને શુભ ગ્રહ જોતા હોય તો માતાનું સુખ સારૂં સમજવું પણ પાપગ્રહોની યુતિ હોય અથવા જોતા હોય તો માતાનું સુખ થોડું સમજવું (૫૪) ચતુર્થેશ નવમાંશ કુંડળીમાં જે રાશિનો હોય તે રાશિપતિ જન્મકુંડળીમાં જેના ઘરનો હોય તે ગ્રહની મહાદશા, અંતર્દશામાં માતાને રીષ્ટ કરે એમ જાણવું (૫૫) ચતુર્થેશ અને ચોથાભાવનો કારક એ બેમાંથી જે વધુ બળવાન હોય અને જેટલી નવમાંશની સંખ્યાએ હોય તેટલા વર્ષની સંખ્યાએ માતાનું રિષ્ટ થાય આ યોગમાં વક્રિ ગતિનો ગ્રહ બમણા વર્ષે અથવા ત્રમણા વર્ષે રિષ્ટ કરે છે વળી ગ્રહ પર સૌમ્યગ્રહોની દૃષ્ટિ અધિક હોય તો ચારગણા વર્ષ ગણાય છે (૫૬) ચોથે ભાવે પાપગ્રહ આવેલો હોય ચતુર્થેશને પાપગ્રહ જોતા હોય અથવા પાપગ્રહની કર્તરીમાં હોય તો તે માણસ કપટી હૃદયવાળો થાય છે (૫૭) શનિ, મંગળ રાહુ આ ત્રણ ગ્રહો ચોથેભાવે આવેલા હોય, કોઈપણ શુભગ્રહ તે સાથે ન હોય કે ચતુર્થેશ સાથે એ ત્રણ ગ્રહો કોઇપણ ભાવે આવેલા હોય તોપણ તેને કપટી જાણવો (૫૮) દશમેશ પાપગ્રહ હોય અને તે ચોથેભાવ બેઠો હોય, તે પર બીજા પાપગ્રહની દૃષ્ટિ હોય તેને પણ કપટી કહેવો અષ્ટમેશ ચોથે હોય અને તે સાથે પાપગ્રહ હોય તો પણ તેમજ સમજવું (૫૯) ક્ષીણકળાનો ચંદ્ર સૂર્ય સાથે ચોથે ભાવે આવેલો હોય તો તે માણસ સ્હેજ કપટી અને શુદ્ધ હૃદયનો હોય. (૬૦) ચોથે ભાવે રહેલો શુભગ્રહ સ્વગ્રહી મિત્ર ક્ષેત્રી કે ઉચ્ચનો હોય તો તે તદ્દન કપટ વગરનો જાણવો (૬૧) ગુરૂ અને શુક્ર આ બને ગ્રહો લગ્ને આવેલા હોય તો તે ચોખ્ખા મનવાળો જાણવો અને જો ચોથે ભાવે પાપગ્રહ હોય અને ચતુર્થેશ પણ પાપગ્રહ સાથે હોય તો કપટી હોય છે (૬૨) ચોથે રાહુ આવેલ હોય અને તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તે દેખાવમાં કપટ વગરનો પણ મહાધૂર્ત

સમજવો. (૬૩) લગ્નેશ અને ચતુર્થેશ એ બને મિત્ર હોય તો તે માતા સાથે સ્નેહથી વર્તનાર થાય અને જો એ બંને ગ્રહોને શુભ-ગ્રહો જોતા હોય તો તે માતા અને પુત્રને ખરોખરો સ્નેહ જાણવો. (૬૪) કોઈપણ કેન્દ્રસ્થાને ચતુર્થેશ આવેલો હોય અને તે પર લગ્નેશની દૃષ્ટિ હોય, તેમજ ચોથા ભાવપતિને શુભગ્રહો જોતા હોય તો તે માતા પુત્રનો સારો સ્નેહ હોય છે. (૬૫) ચતુર્થેશ અને લગ્નેશ પરસ્પર બંને શત્રુ હોય અને તે બંને શત્રુ હોય અને તે બંનેને પાપગ્રહ જોતા હોય તો તે માતા સાથે શત્રુ ભાવ રાખનાર થાય છે. (૬૬) લગ્નેશથી આઠમે ભાવે ચતુર્થેશ આવેલ હોય અથવા આઠમે ભવન ચતુર્થેશ હોય તો પણ માતા સાથે શત્રુપણું કરાવે છે. (૬૬) ચતુર્થેશ બળવાન હોય તથા ચોથે શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો વાહન સુખ સારૂં હોય છે. (૬૭) શુક્ર જે ભાવે બેઠો હોય તેથી ચોથા ભાવનો સ્વામી ચંદ્ર સાથે લગ્નમાં આવેલો હોય તો અથવા લગ્નેશ સાથે રહ્યો હોય તો વસ્ત્ર આભૂષણ અને વાહનનું સુખ સારૂં મેળવે, અને ચોથા ભાવથી ચોથા ભાવનો સ્વામી ચંદ્ર સાથે લગ્ને કે લગ્નેશ સાથે હોય તો ઘોડા વગેરે વાહનનો લાભ મેળવનાર થાય છે. (૬૮) ચતુર્થેશ અને શુક્ર એ બંને લગ્નમાં હોય તો તેને પાલખી વાહન વગેરે સુખ મળે છે અને તે સાથે ગુરૂ હોય તો ઘોડાગાડી વગેરે ઘણી જાતના વાહનને ભોગવનાર થાય છે. (૬૯) ચંદ્ર–ગુરૂ–શુક્ર એ ત્રણ ગ્રહો તથા ચતુર્થેશ તેમાંથી કોઈપણ અસ્ત કે શત્રુ ક્ષેત્રનો ન હોય અને એ ત્રણે ગ્રહો દશમે ભાવે બેઠા હોય અને તે નીચ, અસ્ત કે શત્રુ-ક્ષેત્રના ન હોય અને દશમેશ લગ્ને રહેલો હોય તો તે સિંહાસન મેળવનાર અને પૂર્ણ ભાગ્યશાળી જાણવો. (૭૧) ચતુર્થેશ નવમે હોય, ગુરૂ અને શુક્રનો યોગ ચોથા ભાવ પર થયો હોય, નવમેશ કેન્દ્રમાં કે ત્રિકોણમાં હોય તો તે દેશાટન કરનાર, ધનવાન અને વાહન, વસ્ત્ર તથા આભૂષણ વગેરે ઉત્તમ સુખને ભોગવનાર થાય છે. (૭૨) ચતુર્થેશ નવમેશ સાથે લગ્ને હોય, તે પર બળવાન ગુરૂની દૃષ્ટિ હોય કે

ચતુર્થેશ પોતાના ક્ષેત્રનો કે ઉચ્ચનો થઇને ત્રિકોણમાં હોય તો તેને ગજાથી વાહન, ધન અને માન મળવાનો યોગ જાણવો (૭૩) ચતુર્થેશ અને નવમેશ કોઇ પણ ભાવે સાથે બેઠા હોય તે ઘણો જ ભાગ્યશાળી જાણવો (૭૪) ચતુર્થેશ અને નવમેશ એ બને ગ્રહો ત્રિકસ્થાનમા કે અસ્તના કે શત્રુક્ષેત્રના હોય તો તેને વાહન વસ્ત્ર અને આભૂષણથી દુ ખી થનાર જાણવો આ યોગ માટે ચતુર્થેશ અને લાભેશથી પણ એ મુજબ જોઇ જાણી શકાય છે (૭૫) ચતુર્થેશ શુભ ગ્રહથી યુતિ વાળો હોય અથવા ભાગ્યેશ સાથે હોય તો ઘણા દેશમાં ફરનાર, ઘણા સૈન્યવાળો તથા વસ્ત્ર આભૂષણ વાહન વગેરે સુખવાળો થાય છે (૭૬) લગ્નેશ નવમેશ સાથે લાભ સ્થાને રહ્યો હોય અને ચતુર્થેશ નવમે બેઠો હોય કે લગ્નેશ ૪-૧૧ અથવા નવમે હોય તો પણ વાહન, સુખ સારૂ હોય છે (૭૭) ચતુર્થેશ કેન્દ્રસ્થ ને હોય કે કેન્દ્ર સ્થાનનો સ્વામી લગ્ને હોય તો વાહનનું સુખ મળે અથવા દશમેશ લગ્ને હોય લગ્નેશ દશમે હોય તો પણ વાહન સુખ સારૂ હોય છે ચતુર્થેશ શુભ ગ્રહ સાથે ચોથે ભાવે હોય તો શસ્ત્ર ભડાર, વાહન વગેરેથી સુખી થાય છે ચતુર્થેશ લાભસ્થાને હોય તેના પર મગળની દૃષ્ટિ હોય કે મગળની રાશિ હોય તો રાજાથી ધન, વાહન વગેરે સુખ મેળવનાર થાય છે (૭૯) બળવાન શુભ ગ્રહો લગ્ને હોય નવમે ભાવે પણ શુભ ગ્રહ હોય, ધનેશ ઉચ્ચ કે સ્વગૃહી થઇ કેન્દ્રસ્થાને આવેલો હોય તેને સિહાસન સુખ મળે (૮૦) કેન્દ્રસ્થાનમાં તમામ શુભગ્રહો બેઠા હોય અને પાપગ્રહ ૩-૬-૧૧ એ ભાવમાંથી કોઇપણ ભાવમાજ આવી જતા હોય તો પણ સિહાસન સુખ મળે છે (૮૧) ચતુર્થેશ બારમે ભાવે હોય તો તે વિદેશવાસ કરનાર થાય ચતુર્થેશ આઠમે હોય તો તે પોતાના હાથે ઘર બધાવનાર થાય. (૮૨) ધનેશ લગ્ને હોય અને દશમેશ ધને હોય, ચોથે ભાવે કોઇ પણ ગ્રહ ઉચ્ચ કે સ્વગૃહી હોય તો તે વાહન માટે ઘણો સારો યોગ કરે છે (૮૩) લગ્નેશ, ચતુર્થેશ અને નવમેશ એ ગ્રહો પરસ્પર એકબીજાથી કેન્દ્ર-

સ્થાનમાં આવેલો હોય અને લગ્નેશનું બળ અધિક હોય તોપણ વાહનનો સારો યોગ જાણવો. (૮૪) ભાગ્યેશ ઉચ્ચ રાશિનો થઈ કેન્દ્રમાં આવેલો હોય, તથા બીજા બે ગ્રહો ઉચ્ચ રાશિના થઈ કોઈપણ ભાવે રહેલા હોય તો વાહનસુખ સારૂં જાણવું. (૮૫) ધનેશ સાથે બારમા ભાવનો સ્વામી સ્વગ્રહી કે ઉચ્ચનો થઈ યુતિ ધરાવતો હોય અને તેના પર ભાગ્યેશની દૃષ્ટિ હોય તો તે વાહનનો અધિપતિ થાય છે. (૮૬) દશમેશ ચોથે ભાવે આવ્યો હોય અને સાથે લાભેશ કે ભાગ્યેશ હોય તો પણ ચોથા ભાવના દરેક સુખને સુધારનાર થાય છે. (૮૭) દશમે કોઈપણ ગ્રહ ઉચ્ચનો હોય તેની સાથે હોય તે લગ્નેશ તથા ભાગ્યેશ હોય તો પણ એક ઉત્તમ યોગ થાય છે. (૮૮) નવમેશ ધને હોય, દશમેશ પરાક્રમે હોય, લાભેશ ચોથે હોય અને આઠમે ભાવે શુભ ગ્રહ આવેલા હોય તો બચપણથીજ ધન અને વાહનસુખ આખી જીંદગી સુધી રહેશે એમ જાણવું. (૮૯) પરમ ઉચ્ચનો શુક્ર ચોથે ભાવે હોય અને તે સાથે દશમેશ હોય તો વાજીંત્ર અને વાહન એમ બે પ્રકારના વૈભવવાળો થાય. (૯૦) શનિ દશમેશ સાથે રહેલો હોય અને કેન્દ્રસ્થાને શુભ ગ્રહો હોય, લગ્ન પતિ વૃદ્ધિરાશિમાં હોય તો નિશાન, નોબત અને વાહન સુખવાળો થાય છે. (૯૧) શુભ ગ્રહો ઉચ્ચ રાશિમાં લગ્ન, નવમ કે દશમભાવમાં આવેલા હોય અને તેઓને લગ્નેશ જોતો હોય તો કોઈ વખતે વાહનથી પડી જવાનો ભય સમજવો. (૯૨) પંચમેશ સાથે ૧૦–૬–૩–૪–૯–૧–૧૨ એ ભુવનના સ્વામી હોય તો ઘણા પુત્રો, વભવ, વાહન, ધન વગેરેથી સુખી થાય છે. (૯૩) ચતુર્થેશ અગીયારમે હોય અને લગનેશ શુભ ગ્રહો જોતા હોય, દશમેશ ચોથે હોય તો તે વાહન મેળવનાર થાય છે. (૯૪) કોઈપણ પ્રકારે રાજ્યયોગ થયો હોય અને દશમેશ ચોથા ભાવે હોય તો મૃદંગ, ભેરી, શંખ વગેરે વાજીંત્રોના નાદથી તેનું ભવન શોભતું રહે છે.

ચતુર્થેશ પોતાના ક્ષેત્રનો કે ઉચ્ચનો થઇને ત્રિકોણમાં હોય તો તેને ગજાથી વાહન, ધન અને માન મળવાનો યોગ જાણવો (૭૩) ચતુર્થેશ અને નવમેશ કોઇ પણ ભાવે સાથે બેઠા હોય તે ઘણો જ ભાગ્યશાળી જાણવો (૭૪) ચતુર્થેશ અને નવમેશ એ બને ગ્રહો ત્રિકસ્થાનમાં કે અસ્તના કે શત્રુક્ષેત્રના હોય તો તેને વાહન વસ્ત્ર અને આભૂષણથી દુઃખી થનાર જાણવો આ યોગ માટે ચતુર્થેશ અને લાભેશથી પણ એ મુજબ જોઇ જાણી શકાય છે (૭૫) ચતુર્થેશ શુભ ગ્રહથી યુતિ-વાળો હોય અથવા ભાગ્યેશ સાથે હોય તો ઘણા દેશમાં ફરનાર, ઘણા સૈન્યવાળો તથા વસ્ત્ર, આભૂષણ વાહન વગેરે સુખવાળો થાય છે. (૭૬) લગ્નેશ નવમેશ સાથે લાભ સ્થાને રહ્યો હોય અને ચતુર્થેશ નવમે બેઠો હોય કે લગ્નેશ ૪-૧૧ અથવા નવમે હોય તો પણ વાહન, સુખ સારૂ હોય છે (૭૭) ચતુર્થેશ કેન્દ્રસ્થાને હોય કે કેન્દ્ર-સ્થાનનો સ્વામી લગ્ને હોય તો વાહનનું સુખ મળે અથવા દશમેશ લગ્ને હોય, લગ્નેશ દશમે હોય તો પણ વાહન સુખ સારૂં હોય છે ચતુર્થેશ શુભ ગ્રહ સાથે ચોથે ભાવે હોય તો શસ્ત્ર લડાર, વાહન વગેરેથી સુખી થાય છે ચતુર્થેશ લાભસ્થાને હોય તેના પર મંગળની દૃષ્ટિ હોય કે મંગળની રાશિ હોય તો રાજાથી ધન, વાહન વગેરે સુખ મેળવનાર થાય છે (૭૯) બળવાન શુભ ગ્રહો લગ્ને હોય, નવમે ભાવે પણ શુભ ગ્રહ હોય, ધનેશ ઉચ્ચ કે સ્વગૃહી થઇ કેન્દ્રસ્થાને આવેલો હોય તેને સિંહાસન સુખ મળે (૮૦) કેન્દ્રસ્થાનમા તમામ શુભગ્રહો બેઠા હોય અને પાપગ્રહ ૩-૬-૧૧ એ ભાવમાંથી કોઇપણ ભાવમાંજ આવી જતા હોય તો પણ સિંહાસન સુખ મળે છે (૮૧) ચતુર્થેશ બારમે ભાવે હોય તો તે વિદેશવાસ કરનાર થાય ચતુર્થેશ આઠમે હોય તો તે પોતાના હાથે ઘર બંધાવનાર થાય (૮૨) ધનેશ લગ્ને હોય અને દશમેશ ધને હોય, ચોથે ભાવે કોઇ પણ ગ્રહ ઉચ્ચ કે સ્વગૃહી હોય તો તે વાહન માટે ઘણો સારો યોગ કરે છે (૮૩) લગ્નેશ, ચતુર્થેશ અને નવમેશ એ ગ્રહો પરસ્પર એકબીજાથી કેન્દ્ર-

સ્થાનમાં આવેલો હોય અને લગ્નેશનું બળ અધિક હોય તોપણ વાહનનો સારો યોગ જાણવો. (૮૪) ભાગ્યેશ ઉચ્ચ રાશિનો થઈ કેન્દ્રમાં આવેલો હોય, તથા બીજા બે ગ્રહો ઉચ્ચ રાશિના થઈ કોઈપણ ભાવે રહેલા હોય તો વાહનસુખ સારૂં જાણવું. (૮૫) ધનેશ સાથે બારમા ભાવનો સ્વામી સ્વગ્રહી કે ઉચ્ચનો થઈ યુતિ ધરાવતો હોય અને તેના પર ભાગ્યેશની દૃષ્ટિ હોય તો તે વાહનનો અધિપતિ થાય છે. (૮૬) દશમેશ ચોથે ભાવે આવ્યો હોય અને સાથે લાભેશ કે ભાગ્યેશ હોય તો પણ ચોથા ભાવના દરેક સુખને સુધારનાર થાય છે. (૮૭) દશમે કોઈપણ ગ્રહ ઉચ્ચનો હોય તેની સાથે હોય તે લગ્નેશ તથા ભાગ્યેશ હોય તો પણ એક ઉત્તમ યોગ થાય છે. (૮૮) નવમેશ ધને હોય, દશમેશ પરાક્રમે હોય, લાભેશ ચોથે હોય અને આઠમે ભાવે શુભ ગ્રહ આવેલા હોય તો બચપણથીજ ધન અને વાહનસુખ આખી જીંદગી સુધી રહેશે એમ જાણવું. (૮૯) પરમ ઉચ્ચંના શુક્ર ચોથે ભાવે હોય અને તે સાથે દશમેશ હોય તો વાજીંત્ર અને વાહન એમ બે પ્રકારના વૈભવવાળો થાય. (૯૦) શનિ દશમેશ સાથે રહેલો હોય અને કેન્દ્રસ્થાને શુભ ગ્રહો હોય, લગ્ન પતિ વૃદ્ધિરાશિમાં હોય તો નિશાન, નોબત અને વાહન સુખવાળો થાય છે. (૯૧) શુભ ગ્રહો ઉચ્ચ રાશિમાં લગ્ન, નવમ કે દશમભાવમાં આવેલા હોય અને તેઓને લગ્નેશ જોતો હોય તો કોઈ વખતે વાહનથી પડી જવાનો ભય સમજવો. (૯૨) પંચમેશ સાથે ૧૦–૬–૩–૪–૯–૧–૧૨ એ ભુવનના સ્વામી હોય તો ઘણા પુત્રો, વભવ, વાહન, ધન વગેરેથી સુખી થાય છે. (૯૩) ચતુર્થેશ અગીયારમે હોય અને લગ્નનેશ શુભ ગ્રહો જોતા હોય, દશમેશ ચોથે હોય તો તે વાહન મેળવનાર થાય છે. (૯૪) કોઈપણ પ્રકારે રાજ્યયોગ થયો હોય અને દશમેશ ચોથા ભાવે હોય તો મૃદંગ, ભેરી, શંખ વગેરે વાજીંત્રોના નાદથી તેનું ભવન શોભતું રહે છે.

### પાંચમો ભાવ

સંતાન ભુવનમાં કયું લગ્ન છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્ય-ગ્રહથી યુક્ત છે કે અયુક્ત? સૌમ્ય અને પાપગ્રહમાંથી કોની અધિક દૃષ્ટિ છે? તેનો સ્વામી ક્યાં છે? વગેરે વિચાર કરવો. આ ભુવનમાં પુત્રાદિસુખ, દેવતાની ભક્તિ, રાજા, પિતા, બુદ્ધિ અને પુરુષકર્મનો વિચાર કરવો. મંત્ર, ભોજન, હૃદય ઉદર, શક્તિ આ દરેક પાંચમા ભાવમાં જોવાય છે (જાતકાલંકાર) પાંચમા ભાવમાં કુંભરાશિ હોય અને જો ત્યાં શનિ રહેલો હોય તો પાંચ પુત્ર થવાનો યોગ સમજવો. અને પાંચમા ભુવનમાં મકરરાશિનો શનિ હોય તો ત્રણ કન્યાઓ થાય. મકરરાશિનો મંગળ પાંચમા ભુવનમાં આવેલો હોય તો ત્રણ પુત્ર થાય. પાંચમે બુધ, શુક્ર, અથવા ચંદ્ર એ ગ્રહો હોય તો કન્યા પ્રજાનો યોગ કરે છે. પાંચમે કોઈપણ ગ્રહના યોગ સિવાય ગુરુ જ હોય તો પાંચ પુત્ર થાય. પાંચમા ભુવનમાં મેષ, વૃષ, અથવા કર્કરાશિમાં જો રાહુ કે કેતુ હોય તો સંતાન થવાને વિલંબ ન લાગે (૨) પાપગ્રહ અથવા ગુરુ જન્મકુંડલીમાં ચોથેઆવે હોય અને ચંદ્રમા પાંચમા અથવા આઠમા ભુવનમાં હોય તો ત્રીસ વર્ષ સુધી સંતાન થવામાં વિઘ્ન રહે શુભગ્રહની દૃષ્ટિ વગરના જેટલા પાપગ્રહો પાંચમા ભુવનમાં રહેલા હોય તેટલા વર્ષ પર્યંત, મધ્યમ બળી હોય તો બમણાં વર્ષ સુધી અને હીન બળી હોય તો એક ગણા વર્ષ સુધી સંતાન માટે વિલંબ કરે છે (૩) બુધ, શુક્ર અથવા ચંદ્ર સંતાન યોગ માટે નડતા હોય તો રૂદ્રાભિષેક કરાવવો. ગુરુ સંતાનમાં અવરોધ કરે તો યંત્ર, મંત્ર અને ઔષધીનું સેવન કરવું. શનિ મંગળ, સૂર્ય, રાહુ અથવા કેતુ સંતાન માટે નડતા હોય તો કુલદેવતાની પૂજા કરવી. બુધ, ગુરુ અને નવમ ભાવપતિ સંતાન માટે અવરોધ કરે તો ચંડીનું અનુષ્ઠાન કરવું આ સિવાય પણ સંતાનોત્પત્તિને માટે સૂર્યસપ્તમીનું વ્રત, શિવપૂજન, સંતાન ગોપાલમંત્ર જાપ, હરિવંશકથાશ્રવણ વગેરે ઘણા ઉપાયો કહેલા છે. (જાતકાભરણ)—લગ્નેશ લગ્ન અથવા બીજા સ્થાને કે ત્રીજા સ્થાનમાં હોય તો પ્રથમ ગર્ભ

પુત્રોત્પત્તિ થાય છે. લગ્નેશ ચોથેભાવે હોય તો પ્રથમ ગર્ભ કન્યા થાય અને પછી પુત્ર થાય છે. (૨) પાંચમા ભાવે શુભગ્રહની રાશિ હોય, શુભગ્રહ બેઠો હોય અથવા તો જુએ તો સંતાન સુખ મળે છે. પાપગ્રહથી યુતિ કે દૃષ્ટિવાળો પંચમભાવ હોય તો સંતાન માટે ખરાબ ફળ કરે છે. (૩) પંચમેશ પંચમ ભાવને જોતો હોય, સૌમ્ય ગ્રહોની પણ દૃષ્ટિ હોય તો સંતાન પ્રાપ્તિ તુરંત થાય. પંચમભાવ પાપગ્રહોથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો સંતાનહીન યોગ જણાય છે. પંચમપતિ જોતો હોય તોપણ તેનું ફળ સુધરતું નથી. (૪) શુક્ર, મંગળ, ચંદ્ર, મિથુન, કન્યા, મીન રાશિમાં બેઠા હોય તો પ્રથમ સંતાન પુત્ર થાય. અને પૂર્વોક્ત ગ્રહ ધનરાશિમાં હોય તો સંતાન ન થાય (૫) પાંચમા ભાવપર જેટલા ગ્રહોની દૃષ્ટિ હોય તેટલી સંતાન સંખ્યા સમજવી. પુરૂષ સંજ્ઞક ગ્રહ જોતા હોય તો પુત્ર અને સ્ત્રીસંજ્ઞક ગ્રહ જોતા હોય તો કન્યાઓ જાણવી. (૬) પંચમભાવે જે રાશિનો આંક આવ્યો હોય તે મુજબ સંતાન જાણવાં એમ કોઈ ઋષિનો મત છે. નીચ, ઉચ્ચ, મિત્ર ક્ષેત્રી, કે સ્વગૃહી. ગ્રહ બેઠા હોય અને તે ઉપર શુભગ્રહની દૃષ્ટિ હોય તો શુભ સંતાન જાણવાં. (૭) પંચમભાવે જેટલી સંખ્યાનો નવમાંશ હોય તેટલી સંખ્યા પણ સંતાન માટે ગણાય છે. એ નવમાંશપતિ ઉપર શુભગ્રહની દૃષ્ટિ હોય તો બમણી સંખ્યા અને પાપગ્રહની યુતિ કે દૃષ્ટિ હોય તો કષ્ટથી પ્રજા થાય છે અને મિશ્ર દૃષ્ટિ હોય તો મિશ્રફળ મળે છે. (૮) શુક્ર સાતમે ભાવે હોય, ચંદ્ર દશમે હોય અને ચોથે ભાવે પાપગ્રહ આવેલા હોય તો મનુષ્ય સંતાનહીન થાય છે. (૯) પાંચમા ભાવમાં શુક્રનો નવમાંશ હોય અને શુક્રની દૃષ્ટિ હોય તો ઘણી પ્રજાવાળો થાય અને ચંદ્રમાનો નવમાંશ હોય તોપણ વધુ પ્રજા થાય. પંચમભાવનો સ્વામી જે સંખ્યાના નવમાંશમાં હોય તેટલી સંખ્યાનાં દાસીજાત સંતાન જાણવાં. (૧૦) પંચમભાવમાં શુક્ર અથવા ચંદ્રનો વર્ગ હોય, શુક્ર અથવા ચંદ્રથી યુક્ત કે દૃષ્ટ હોય અને સમરાશિનો વર્ગ હોય તો

કન્યા પ્રજા અને વિષમ રાશિનો વર્ગ હોય તો પુત્ર પ્રજા જાણવી. (૧૧) મકર અથવા કુંભ રાશિ સંતાનભાવે હોય અને શનિ પણ સાથે હોય, તેના પર ચંદ્રની દૃષ્ટિ હોય, તો દત્તક પુત્રનો યોગ થાય છે. ચંદ્રને ઠેકાણે આ યોગમાં બુધની દૃષ્ટિ હોય તો વેચાતો લીધેલો પુત્ર મળવાનો યોગ જાણવો. (૧૨) પંચમેશ જે સ્થાને હોય તેથી પાંચમે છઠ્ઠ, બારમે પાપગ્રહ હોય તો પુત્ર સંબંધી દુઃખ રહે છે. કદાચ પ્રજા થાય તો જીવે નહિ. (૧૩) પંચમભાવે શનિનો વર્ગ હોય અને તેમાં ચંદ્ર આવેલો હોય અને તેને સૂર્ય-શુક્ર જોતા હોય તો ફરીથી સ્ત્રી કરવાથી પુત્ર થવાનો યોગ જાણવો, (૧૪) મંગળ પંચમભાવે હોય તો જેટલી પ્રજા ઉત્પન્ન થાય તે દરેક નાશ પામે છે અને કેતુ અથવા શુક્રની દૃષ્ટિ હોય તો આ ફળ વધારે ખરાબ અસરકારક છે (૧૫) ( સર્વાર્થ ચિંતામણિ ) (૧) ૫-૭-૯ મા ભાવના સ્વામી સાથે ગુરૂ કોઈપણ ભાવે હોય તો પુત્ર સંબંધી ચિંતા રહ્યા કરે છે, તથા તે ભાવોના સ્વામી અને બુધ સાથે બેઠા હોય તો બુદ્ધિ સંબંધી ખામી જાણવી ૫-૭ અને નવમા ભાવના સ્વામી સૂર્ય સાથે પાંચમા અથવા નવમા ભાવે હોય તો પિતાથી મેળવેલા દ્રવ્યને ભોગવનાર થાય છે (૨) ચોથા ભાવમાં સૂર્ય હોય તો બાપનુ ધન ભોગવનાર જાણવો પાંચમે ભાવે ચંદ્ર હોય તો માતા પક્ષનુ ધન મેળવે. પંચમભાવ કે પંચમેશ સાથે શુભગ્રહ હોય કે શુભદૃષ્ટિ હોય તો પ્રજાસુખ ઘણુ સારૂ મેળવે તેમજ પાંચમા ભાવે ગુરૂ હોય કે પાંચમાના સ્વામી સાથે ગુરૂ હોય તો જરૂર ઉત્તમ પ્રજાવાળો થાય (૩) લગ્નેશ પંચમે હોય અને પંચમેશ બળવાન હોય તથા ગુરૂ બળવાન હોય તો પ્રજાસુખ ઘણુ સારૂં જાણવુ (૪) પંચમેશ ગુરૂને પૂર્ણબલી લગ્નેશ જોતો હોય તો તેને પરાક્રમી પુત્ર થાય. (૫) ધનેશ બળવાન થઈ પાંચમે હોય અને તે પર ગુરૂની દૃષ્ટિ હોય તો પ્રજાસુખ ઘણુ સારૂ મળે (૬) લગ્નેશ અને પંચમેશ કેન્દ્રસ્થાને હોય અને તે સાથે સૌમ્ય ગ્રહોની યુતિ હોય તથા ધનેશ બળવાન હોય તો પ્રજાથી જરૂર સુખી થાય. (૭)

લગ્નેશ અને પંચમેશ એકી સાથે હોય અથવા પરસ્પર જોતા હોય તો પ્રજા સુખ સારૂં જાણવું, અથવા લગ્નેશની રાશિનો પંચમેશ અને પંચમેશની રાશિનો લગ્નેશ હોય તો પણ પ્રજા સુખ માટે સારૂં ફળ જાણવું. (૮) નવમાંશ કુંડલીમાં પંચમેશ જે ભુવનમાં હોય તે ભુવનનો સ્વામી શુભગ્રહ સાથે હોય અથવા શુભગ્રહ જોતા હોય તો જરૂર પ્રજાનું સુખ સારૂં જાણવું. (૯) લગ્નેશ અને નવમેશ સાતમે હોય, ધનેશ લગ્ને બેઠો હોય તો જરૂર પુત્ર થાય. (૧૦) સપ્તમેશ નવમાંશ કુંડલીમાં જે રાશિનો હોય, તેના સ્વામીને જન્મ-કુંડલીમાં લગ્નેશ, ધનેશ અને નવમેશ જોતા હોય તો પ્રજા સુખનો ઉદય જાણવો. (૧૧) પંચમેશ પંચમભાવ તથા પંચમના કારકગ્રહને પાપગ્રહની કર્તરી હોય તો પ્રજા થઈને નાશ પામશે. (૧૨) લગ્નેશ સાથે કોઇપણ પાપગ્રહ હોય અને પંચમેશ, નવમેશ તથા સપ્તમેશ નવમાંશ કુંડલીમાં પાપગ્રહના ક્ષેત્રના હોય તો પુત્ર લાભ થઇ નાશ પામે. (૧૩) પંચમેશ નવમાંશ કુંડલીમાં પાપગ્રહના ઘરમાં બેઠો હોય અને જન્મ કુંડલીમાં પંચમેશ નીચનો કે અસ્તનો હોય અને તેને પાપગ્રહ જોતા હોય, કે ૬–૮–૧૨ માનાં કોઇપણ સ્થાને આવેલો હોય તો પુત્રાદિ થઈને નાશ પામે છે. (૧૪) બારમા ભાવનો સ્વામી નવમાંશ કુંડલીમાં જેના ક્ષેત્રનો હોય તે ગ્રહ દ્રેષ્કાણ કુંડલીમાં જે રાશિનો હોય, તેનો સ્વામી અને પંચમેશ સાથે રહેલા હોય અથવા એક બીજાને જોતા હોય તો પ્રજા માટે હાનિ સમજવી. (૧૫) પંચમેશ ૬–૮–૧૨ એ સ્થાનમાંથી કોઇપણ સ્થાને હોય અને તેના પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો પ્રજા માટે કષ્ટ જાણવું. (૧૬) ચંદ્ર દશમે ભાવે હોય, શુક્ર સાતમે હોય અને બીજા દરેક પાપગ્રહ ચોથે આવેલા હોય તો વંશ નાશકારક યોગ જાણવો. લગ્નેશ બુધ સાથે હોય તો પણ તેવું જ ફળ સમજવું. (૧૭) પાપગ્રહ ૫–૮–૧૨ એ સ્થાનોમાં આવ્યા હોય તો વંશનો નાશ થાય તથા ધનની તંગી ભોગવે. લગ્ને ગુરૂ અને ચંદ્રનો યોગ થયો હોય અને સાતમે મંગળ

કે શનિ હોય, બાકીના પાપગ્રહો ચોથે સ્થાને હોય તો પણ વંશ નાશ કરનાર યોગ થયો જાણવો (૧૮) ૧-૮-૧૨-૫ એ ભાવમાં પાપગ્રહો આવે તો વંશ વૃદ્ધિ થવા પામે નહિ (૧૯) સર્વ પાપગ્રહો ૧-૧૨-૮ એ ભાવમાંજ આવી ગ્યા હોય તો વંશ નાશ થાય (૨૦) પાપગ્રહો ૧-૮-૧૨ એ ભાવે હોય અને પંચમભાવે ચંદ્ર હોય તો પણ વંશ નાશ કરે છે (૨૧) સાતમે શુક્ર અને બુધ હોય અને ચોથે સ્થાને પાપગ્રહો હોય, ગુરૂ પાંચમા સ્થાને હોય અને ચંદ્રથી આઠમે ભાવે કોઇપણ પાપગ્રહ બેઠો હોય તો વંશનો નાશ જાણવો (૨૨) લગ્ને પાપગ્રહ હોય, ચોથે ચંદ્ર હોય, લગ્નેશ પાંચમે હોય અને પાંચમે શનિ બેઠો હોય તો પણ વંશ નાશકારક યોગ થાય છે (૨૩) લગ્ને ક્ષીણકળાનો ચંદ્ર હોય અને ગુરૂ અસ્તનો થઇ કોઇપણ ભાવે શનિના ક્ષેત્રમાં બેઠો હોય. તથા બીજા પાપગ્રહો ૯ મે અથવા પાંચમે બેઠા હોય, તો પહેલા પુત્રનો નાશ કરે છે (૨૪) પંચમસ્થાને બુધ હોય અથવા ચોથા ભાવમાં પાપગ્રહ બેઠા હોય અને બાકીના ગ્રહો પાંચમે બેઠા હોય, તો પુત્ર થશે નહિ એમ જાણવુ (૨૫) મંગળ લગ્ને હોય શનિ આઠમે હોય પાંચમે સૂર્ય હોય તો પણ તે પુત્ર સુખ વગરનો થાય પરંતુ શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિ મોટી ઉમરે પ્રજા સુખ આપે એમ જાણવુ (૨૬) લગ્નનો પતિ શનિ હોય, ગુરૂ આઠમે હોય અને મંગળ બારમે હોય તો વૃદ્ધાવસ્થામાં પ્રજા સુખ પામે (૨૭) પંચમેશ શુભગ્રહ હોય, બીજા શુભ ગ્રહ તેને જોતા હોય કે તેની સાથે હોય અથવા પંચમ ભાવે શુભગ્રહથી રાશિ હોય તો તે સારી બુદ્ધિ તથા સારી નીતિને સેવનાર થાય છે (૨૮) પંચમેશ પરમ ઉચ્ચનો હોય, અને શુભ ગ્રહોથી દૃષ્ટ કે શુભ ગ્રહના યોગવાળો હોય તો તીક્ષ્ણ બુદ્ધિ થાય. (૨૯) પંચમનો કારક ગ્રહ બળવાન હોય પંચમેશને શુભગ્રહ જોતા હોય કે સાથે હોય પંચમ ભાવે શુભ ગ્રહ હોય તો પણ તીક્ષ્ણ બુદ્ધિ જાણવી (૩૦) પંચમેશ નવમાંશ કુંડલીમાં જેના ક્ષેત્રનો હોય,

તે ગ્રહ ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય કે યુતિ હોય તો કુશાગ્રમતિ જાણવો. (૩૧) પંચમભાવ શુભગ્રહની કર્તરીમાં હોય અથવા ત્ય શુભગ્રહ બેઠા હોય કે ગુરૂ કેન્દ્ર કે ત્રિકોણ સ્થાને આવેલો હોય તે બુદ્ધિશાળી અને ચતુર જાણવો. (૩૨) પંચમેશ શુભગ્રહ હોય પંચમ સ્થાને ગુરૂ હોય અને પંચમભાવ સૌમ્યગ્રહની કર્તરીમાં હોય તો સારી બુદ્ધિવાળો જાણવો. (૩૩) પંચમેશ શુભગ્રહ સાથે કેન્ સ્થાને આવેલો હોય અને તેની સાથે કોઇ પણ ઉચ્ચનો ગ્રહ રહેલે હોય તો તે ઘણી યાદશક્તિવાળો થાય. (૩૪) પંચમભાવનો કારકગ્ર નવમાંશ કુંડલીમાં જે રાશિનો હોય, તેનો સ્વામી કેન્દ્રમાં કે ત્રિકો ણમાં રહેલો હોય અને તેને કારકગ્રહ જોતો હોય તો પારકાન મનને જીતનાર જાણવો. (૩૫) પંચમેશ પંચમકારક સાથે હોય દ્રેષ્કાણ લગ્નનો સ્વામી શુભગ્રહ હોય, કે જન્મકુંડલીમાં કેન્દ્ર ત્રિકોણ હોય તો તે પારકા મનની વાત જાણવામાં ચતુર થાય છે. (૩૬ પાંચમે શનિ હોય અને તેને લગ્નનો સ્વામી જોતો હોય, તથ પંચમેશ સાથે પાપગ્રહ હોય તો જડ બુદ્ધિ થાય. (૩૭) પાંચ ભાવે શનિ, રાહુ, અથવા કેતુ બેઠા હોય તથા શુભગ્રહો બેઠા • હોય અને પાંચમાનો સ્વામી પાપગ્રહથી જોવાતો હોય તો પણ વિસ્મૃતિવાળો થાય છે. (૩૮) પંચમભાવનો કારકગ્રહ શુભગ્રહ સા હોય તો પ્રથમાવસ્થામાં ભુલકણા સ્વભાવવાળો થાય પાછળથ યાદશક્તિવાળો થાય છે. (૩૯) પંચમેશ બળવાન હોય; પંચમકાર ગ્રહની રાશિના સ્વામીને લગ્નનો સ્વામી જોતો હોય તો તે માણસ રાજાનો પ્રધાન અને દાતાર થાય એમ જાણવું. (૪૦) પંચમભાવને કારક કેન્દ્રસ્થાને હોય અથવા ત્રિકોણમાં હોય અને બુધ, શુક્ર ગ તે ભાવે સાથે બેઠા હોય અથવા એ બંને કારકગ્રહને જોતા હો તથા તે બંને નવમાંશમાં શુભગ્રહની રાશિના હોય તો ભૂત, ભવિ અને વર્તમાન જાણનાર થાય. (૪૧) પાંચમે પુરૂષગ્રહની રાશિ હોય તેમાં પાપગ્રહ આવેલા હોય અને નવમાંશ કુંડલીમાં પણ પંચમ

પુરૂષગ્રહની રાશિ હોય તો તેને પ્રથમ પુત્ર જન્મે એ પ્રમાણે સ્ત્રી ગ્રહની રાશિ હોય તો કન્યા જન્મે, નપુંશક ગ્રહની રાશિ હોય તો પ્રથમ પ્રજા નપુંશક થાય (૪૨) પંચમેશની જેટલા અંક રશ્મિ હોય તેટલી પુત્ર સંખ્યા જાણવી અથવા પંચમભાવના નવમાંશ મુજબ સંખ્યા જાણવી અથવા ગુરૂની રશ્મિ મુજબ પણ સંખ્યા જાણવી (૪૩) લગ્નેશ અને પંચમેશ એ બંને મિત્ર હોય તો પુત્રો સાથે મિત્રતા રહે અને તે બંને શત્રુગ્રહો હોય તો પુત્ર સાથે શત્રુતા રાખે સમ હોય તો સમાનતા રહે (૪૪) લગ્નેશ અને પંચમેશ એકબીજાને જોતા હોય અથવા એકબાજાના ઘરમાં રહ્યા હોય કે નવમાંશ કુંડલીમાં પરસ્પરના ઘરમાં બેઠા હોય તો તેના પુત્ર નમ્ર અને વિનયવાળા હોય છે (૪૫) પંચમેશ ૬-૮-૧૨ માંથી કોઈપણ ભાવે હોય લગ્નનો સ્વામી અને રાહુ મંગળ જોતા હોય તો તેના પુત્રો માન ઈજ્જતની હાનિ કરનાર થાય (૪૬) પંચમે ગુરૂ-શુક્ર અથવા ગુરૂ શુક્ર અને સૂર્ય એ ત્રણે ગ્રહો હોય કે પંચમભાવે એ ગ્રહોની રાશિ હોય તો એના પુત્ર પરાક્રમી થાય (૪૭) તૃતીયેશ ત્રીજે અને પંચમેશ ચોથે હોય તે સાથે શુભગ્રહ ઉચ્ચનો હોય તો તેના પુત્ર પરાક્રમી થાય છે (૪૮) પંચમેશ નવમે હોય તેને શુભ ગ્રહ જોતો હોય કે સાથે શુભગ્રહ બેઠા હોય તો તે અન્નદાન આપનાર થાય. (૪૯) પાંચમે ભાવે અને પંચમેશ સાથે પાપ ગ્રહ હોય અને તે બંને પાપગ્રહની કર્તરીમાં હોય તો તે છાતીનો રોગી થાય છે (૫૦) પંચમેશ આઠમે હોય અને અષ્ટમેષ તે સાથે હોય અથવા પંચમેશ શત્રુક્ષેત્રી નીચનો હોય કે અસ્તનો હોય તો તેને હૃદય રોગ થાય.

### છઠ્ઠો ભાવ

છઠ્ઠા ભુવને કયુ લગ્ન છે ? તેનો સ્વામી કોણ છે ? સૌમ્ય ગ્રહોથી યુક્ત છે કે અયુક્ત ? સૌમ્ય અને પાપગ્રહમાં કોની અધિક દૃષ્ટિ છે ? તેનો સ્વામી ક્યુએ છે ? વગેરે વિચાર કરવો રોગ શત્રુ

મોસાળનાં સુખ અને દુઃખ, ચોર, વિઘ્ન, કલેશ સાહસ કાર્યમાં રૂચિ અને પ્રવૃત્તિ, કોઇ ઘા લાગવો એ દરેક છઠ્ઠા ભાવમાં જોવાનું કહ્યું છે. (જાતકાલંકાર) છઠ્ઠા ભાવનો સ્વામી પાપગ્રહ સાથે લગ્ને અથવા આઠમે ભાવે હોય તો તેને રૂધિર પ્રકોપના રોગો જેવાં કે ગુમડાં વગેરે વધુ થાય છે. (૨) એ પ્રમાણે ૪–૧૦–૫–૭–૩ વગેરે ભાવોના સ્વામી પાપગ્રહ સાથે લગ્નમાં અથવા આઠમે સ્થાને હોય તો માતા વગેરેના શરીરમાં તેવા રોગ કરે એમ જાણવું. સૂર્ય છઠ્ઠા ભુવનનો માલિક થઇ પાપગ્રહ સાથે લગ્નમાં હોય અથવા આઠમે હોય તો માથામાં રોગ કરે, ચંદ્ર છઠ્ઠાનો માલિક થઇ પાપગ્રહ સાથે લગ્નમાં અથવા આઠમે હોય તો મોઢામાં રોગ કરે, મંગળ છઠ્ઠા ભાવનો સ્વામી થઇ પાપગ્રહ સાથે લગ્નમાં કે આઠમે હોય તો ગળામાં રોગ કરે બુધ છઠ્ઠા ભાવનો સ્વામી થઇ તેમ હોય તો હૃદયમાં રોગ કરે છે. ગુરૂ ષષ્ઠેશ થઇને લગ્ન અથવા આઠમે હોય તો નાભિના મૂળમાં રોગ કરે છે. શુક્ર ષષ્ઠેશ થઇ લગ્ને કે આઠમે હોય તો આંખ અને પીઠ ઉપર રોગ કરે છે. શનિ ષષ્ઠેશ થઇ પાપગ્રહ સાથે લગ્નમાં કે આઠમે હોય તો પગમાં ગુમડાં થાય. રાહુ કે કેતુ લગ્ને કે આઠમે પાપગ્રહ સાથે હોય તો નીચેના હોઠ વગેરેમાં રોગ કરે છે. (૩) લગ્નેશ મંગળ અથવા બુધના ક્ષેત્રમાં હોય અથવા લગ્નેશ મંગળ અને બુધથી દૃષ્ટ હોય અને કોઈ પણ સ્થાનમાં ગયો હોય, તો તે માણસ નેત્ર રોગી થાય છે. (૪) ષષ્ઠેશ લગ્નમાં હોય તો તે માણસ શત્રુઓનો નાશ કરનાર થાય. ષષ્ઠેશ ધનસ્થાનમાં હોય તો તેને પુત્રો દ્રવ્ય હરિ લઇ દુઃખી કરે, ષષ્ઠેશ ત્રીજે હોય તો પોતાના સમુદાયને દુઃખ આપનારો અને નાભિસ્થાનમાં રોગી થાય. લગ્નેશ અને અષ્ટમેશ છઠ્ઠે હોય તો ડાબા નેત્રનો રોગી થાય. શુક્ર છઠ્ઠે હોય તો જમણા નેત્રનો રોગ થાય. શનિ છઠ્ઠે હોય તો પગમાં રોગ થાય. રાહુ અથવા કેતુ છઠ્ઠે હોય તો તે મુખ અને હોઠમાં રોગી થાય. (૫) લગ્નેશ મંગળ સાથે કોઈ પણ ભાવે આવેલો હોય અથવા

બુધની રાશિનો હોય અને તેના કોઇ પણ શત્રુની દષ્ટિ હોય તો ગુદાની સમીપમાં રોગનો અનુભવ કરે. મંગળ અને શનિ શત્રુ-સ્થાનમાં હોય તો હરસ અથવા વાતવિકારાદિ રોગ થાય. (૬) ચંદ્રમા પાપ-ગ્રહો સાથે છઠ્ઠા ભાવે હોય કે ક્રૂર ગ્રહોથી યુક્ત અથવા જોવાએલો હોઇ લગ્નમાં હોય તો રોગી થાય. શુભ ગ્રહોની દષ્ટિ વગરનો ક્રૂરગ્રહ કેન્દ્રસ્થાનમાં હોય તોપણ રોગી થાય. મંગળ, ગુરૂ અને શુક્રની દષ્ટિ વગરનો ક્રૂર ગ્રહ શુક્રના ક્ષેત્રમાં હોય તો પણ રોગી થાય. (૭) છઠ્ઠા ભાવનો સ્વામી પુરૂષ રાશિનો થઇ લગ્ને આવેલો હોય અથવા પોતાના ઉચ્ચમાં પાપગ્રહોની દષ્ટિવાળો હોય તો શત્રુઓથી તેને રોગ થાય. ગહુ અને સૂર્ય સહિત છઠ્ઠા ભાવનો સ્વામી બારમેભાવે હોય તો પારકા ઘરમાં નિવાસ કરનાર અને નીચ કર્મથી પોતાની આજીવીકા ચલાવનારો થાય. (જાતકભરણ) છઠ્ઠો ભાવ પાપગ્રહોથી યુક્ત અને દષ્ટ હોય તો શત્રુઓ તથા રોગને નાશ કરે છે. છઠ્ઠો ભાવ શુભ-ગ્રહોથી યુક્ત કે દષ્ટ હોય તો રોગ શત્રુની ઉત્પત્તિ કરે છે. (સવાર્થ-ચિંતામણિ) (૧) ષષ્ઠેશ પાપગ્રહ સહિત લગ્ને અથવા આઠમે હોય તો ગુમડાંની પીડા કરે છે, અને દશમે ભાવે તે રીતે આવેલો હોય તોપણ તેવુજ ફળ ઉપજાવે છે. (૨) માતા ૪, પિતા ૧૦, પુત્ર ૫, સ્ત્રી ૭, એ ભાવોથી છઠ્ઠા ભાવનો સ્વામી પાપગ્રહ સહિત જન્મ-કુંડલીમાં લગ્ને આઠમે કે દશમે હોય તે પર અશુભગ્રહોની દષ્ટિ હોય તો તે માણસોને રૂધિરવિકાર, ગુમડા, વગેરે થાય છે. (૩) ભાવમાં મેષાદિ રાશિના અનુક્રમે આંખમાં, જાંગમાં તથા પગ પીડા થાય છે. (૪) લગ્નેશ, મંગળ અને બુધ એ ત્રણ ગ્રહો ચોથે કે બારમે હોય અને છઠ્ઠા ભાવ ઉપર તેમની દષ્ટિ હોય તો ગુદા રોગ થાય (૫) ચંદ્ર, બુધ, રાહુ અથવા કેતુ અને લગ્નેશ ૪ અથવા ૧૨ મે ભાવે સાથે હોય, અને તેમના ઉપર શુભગ્રહોની દષ્ટિ હોય તો ધોળા કોઢનો રોગ થાય. (૬) ઉપર જણાવેલા યોગમાં લગ્નેશ મંગળ હોય તો પિત્ત કોઢ કરે, શનિ શીત કોઢ કરે, સૂર્ય રક્ત કોઢ

કરે, જે રાશિના સ્થાન ઉપર યોગ થયો હોય તે રાશિના અવયવના સ્થાને રોગ કરે છે. (૭) લગ્નેશ અને ષષ્ઠેશ સૂર્ય ચંદ્ર સાથે હોય તો તાવની પીડા કરે છે. મંગળ સાથે હોવાથી જળથી, યુદ્ધથી અથવા ફોલ્લાની પીડા થવાથી મગજને પીડે છે. બુધ સાથે હોય તો વિકળતા, શુક્ર સાથે હોય તો સ્ત્રીથી માનસિક પીડા. શનિ હોય તો કોઇ નઠારા રોગથી, અને રાહુ કે કેતુ સર્પ, ચોર, અગ્નિ, અથવા વાયુથી પીડા કરે છે. ફક્ત ગુરૂ સાથે હોય તો પીડા થતી નથી. (૮) ષષ્ઠેશ બુધ સાથે લગ્ને હોય તો ઈંદ્રિના વિકારથી પીડા થાય છે. (૯) મંગળ ષષ્ઠેશ થઈ રાહુ સાથે હોય તો તેની ઈંદ્રિ રોગથી નાશ પામે. સપ્તમેશ શુક્ર સાથે છઠે હોય તો તેની સ્ત્રી સ્ત્રીપણા (સ્ત્રીનાં લક્ષણ રહિત) વગરની હોય. (૧૦) ષષ્ઠેશ શનિ અને લગ્નેશ એ ત્રણનો યોગ કેન્દ્ર અથવા ત્રિકોણ સ્થાને હોય તો બંધીખાને રહે અને જો રાહુ અથવા કેતુ સહિત હોય તો બેડી સાથે બંધીખાનું ભોગવે. દરેક બંધનયોગ તે ગ્રહોની મહાદશા અને અંતર્દશામાં થાય છે. (૧૧) નવમે શનિ, અને ત્રીજે ગુરૂ અથવા આઠમે સૂર્ય હોય તો હાથ કપાવાનો યોગ જાણવો. ચંદ્ર સાતમે, બારમે આથવા આઠમે હોય, સાથે મંગળ કે ગુરૂ હોય તો પણ તેમજ જાણવું. (૧૨) રાહુ, શનિ અને બુધ દશમે બેઠા હોય તો તેની મહાદશા અંતર્દશામાં પગનો નાશ થાય. દશમે મંગળ, શનિ અને રાહુ એ ગ્રહો બેઠા હોય અને તે મને સૂર્ય, શુક્ર, ગુરૂ જોતા હોય તો પણ તેમજ જાણવું. (૧૩) લગ્નમાં શનિ હોય અને કોઇ પણ ભાવે સ્વગૃહી બુધ હોય અથવા ત્રીજે કે ચોથે ભાવે હોય તો તે ઠીંગણા આકારનો થાય છે. (૧૪) ૬-૮-૧૨ ભાવે ચંદ્રમા હોય, તેની ઉપર લગ્નેશની દૃષ્ટિ હોય અને સાથે રાહુ અથવા શનિ, કેતુ બેઠા હોય, તો અકાલ મૃત્યુ કરનાર યોગ થાય છે. (૧૫) અષ્ટમેશ અને દ્રેષ્કાણ કુંડલીના લગ્નનો સ્વામી શનિ રાહુ સહિત અથવા શનિ કેતુ સહિત કોઇ પણ ભાવે હોય તો તે બંધનમાં મૃત્યુ પામે. (૧૬) ષષ્ઠેશ

અને અષ્ટમેશ મગળ સાથે અથવા ત્રીજા ભાવપતિ સાથે નવમાંશ કુડલીમા પાપગ્રહની રાશિમાં હોય અને જન્મકુડલીમાં શનિ રાહુ અથવા શનિ કેતુ બેઠા હોય તો યુદ્ધમાં મૃત્યુ થાય છે (૧૭) દ્રેષ્કાણ લગ્નનો સ્વામી અને શનિ મગળના ક્ષેત્રમા હોય અથવા નવમાંશ કુડલીમા મગળના ક્ષેત્રમાં હોય અને તે બંનેને મગળ જોતો હોય તો પણ તેનું યુદ્ધમાં મૃત્યુ થાય છે (૧૮) સૂર્ય મગળ એક બીજાને જોતા હોય અને તે નવમાંશ કુડલીમા એકબીજાના ઘરમાં બેઠા હોય તો યુદ્ધમાં મૃત્યુ થાય (૧૯) શનિ રાહુ અને સૂર્ય નવમાંશ કુડલીમા પાપગ્રહના ક્ષેત્રના હોય અને તેમને જન્મ કુડલીમાં આઠમાભાવનો સ્વામી જોતો હોય તો તેનું આયુષ્ય થોડુ જાણવુ (૨૦) પાપગ્રહ સાથે સૂર્ય છઠ્ઠે હોય અને તેને પાપગ્રહ જોતા હોય તો ગરમી, ગુમડાં વગેરે પીડાઓ કરે ચદ્ર વાયુની પીડા મગળ રક્તની પીડા, બુધ શરદીની પીડા, ગુરૂ છાતીમાં પીડા, શુક્ર ઝાડાનો રોગ, શનિ ગોળાનો રોગ, અને રાહુ અથવા કેતુ હોય તો ભૂત પ્રેતની પીડા થાય છે (૨૧) છઠ્ઠે મગળ અને ચદ્ર હોય તો ચિત્તભ્રમ અને પાંડુ કરે સૂર્ય સર્પ ભય કરે અથવા ગજરોગ કરે છઠ્ઠા ભાવે બુધ, મગળ સાથે હોય અને તેને શુક્ર, ચદ્ર જોતા હોય, વળી તે મગળ, નવમાંશમાં પાપગ્રહના ક્ષેત્રમા હોય તો ક્ષય રોગ થાય (૨૨) શનિ મગળ છઠ્ઠે હોય તેમની ઉપર સૂર્ય રાહુની દૃષ્ટિ હોય અને લગ્નેશ નિર્બળ હોય તો ક્ષયરોગ થાય (૨૩) છઠ્ઠે ભાવે શનિ કેતુ સાથે હોય અને તેને સૂર્ય, મગળ ગહુ દેખતા હોય અને શુભગ્રહોની દૃષ્ટિ ન હોય તો શ્વાસ ખાંસી અને ક્ષયનો રોગ કરે (૨૪) જળરાશિનો ચદ્ર હોય અને તે રાશિનો સ્વામી છઠ્ઠે હોય તથા જળરાશિમાં રહેલો બુધ તેને દેખતો હોય તો મૂત્ર કૃચ્છનો રોગ થાય. (૨૫) છઠ્ઠે ભાવે ચદ્ર હોય, ૮ મે શનિ હોય, બારમે પાપગ્રહ હોય અને લગ્નેશ પાપ ગ્રહના નવમાંશમાં આવેલો હોય તો આંતરડાનો રોગ થાય છે (૨૬) નિર્બળ થએલો ષષ્ઠેશ લગ્નમાં હોય, સાથે મગળ હોય તો માથાનો,

મુખનો કે છાતીનો રોગ થાય છે. (૨૭) ષષ્ટેશ કેન્દ્રસ્થાનમાં હોય તેને પાપગ્રહ જોતા હોય અથવા પાપગ્રહો છઠ્ઠે અને ષષ્ઠેશ લગ્ને હોય અને તે બંને સાથે શનિ રાહુ અથવા શનિ, કેતુ બેઠા હોય તો શત્રુભય રહે. (૨૯) ષષ્ઠેશ બળહીન થઈ પાપગ્રહની કર્તરીમાં હોય હોય તથા પાપગ્રહથી દૃષ્ટ હોય તો શત્રુભય રહે. (૨૯) ષષ્ઠેશ બળહીન થઇ પાપગ્રહની કર્તરીમાં હોય તથા પાપગ્રહથી દૃષ્ટ હોય તો શત્રુ પીડા રહે. (૩૦) ષષ્ઠેશ ૬–૮–૧૨ મે ભાવે હોય તથા તે નીચ અસ્ત કે શત્રુ ક્ષેત્રનો હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય તો શત્રુનો નાશ થાય. (૩૧) ષષ્ઠેશ શુભગ્રહ યુક્ત થઇ શુભગ્રહની રાશિમાં બેઠો હોય અને શુભગ્રહો તેને જોતા હોય તો શત્રુઓ મૈત્રી કરે. (૩૨) લગ્નેશથી ષષ્ઠેશ નિર્બળ હોય, તેના પર શુભગ્રહોની દૃષ્ટિ હોય, શત્રુને જીતનારો થાય અને શત્રુઓ મૈત્રી કરે. (૩૩) લગ્નેશ છઠ્ઠે હોય, તેને છઠ્ઠાનો સ્વામી જોતો હોય અથવા તે બંને લગ્નમાં હોય તો તેને પોતાના જ્ઞાતિજનોથી પીડા થાય. (૩૪) ગુરૂ, શુક્ર લગ્ને હોય, સાથે ષષ્ઠેશ હોય, શનિ, મંગળ, અને રાહુની દૃષ્ટિ હોય તો પણ ન્યાતથી દુ:ખ થાય. (૩૫) સૌમ્યગ્રહો સાથે લગ્નેશ કોઈ પણ ભાવે હોય અને છઠ્ઠાભાવે ચંદ્ર હોય અથવા કોઇપણ શુભગ્રહ હોય, કેન્દ્ર કે ત્રિકોણમાં બુધ હોય તો પોતાની જ્ઞાતિથી આજીવિકા ચલાવે. (૩૬) નવમેશ છઠ્ઠે હોય તેને ષષ્ટેશ જોતો હોય અને છઠ્ઠા ભાવનો સ્વામી મંગળ, શનિ સાથે હોય તો ચોર અને અગ્નિથી ભય ઉપજે. (૩૭) છઠ્ઠા ભાવે શુક્ર અથવા બુધ હોય, તેના ઉપર શુભગ્રહોની દૃષ્ટિ હોય અને તે બુધ શુક્ર બળવાન થઇ શુભગ્રહના નવમાંશમાં આવેલા હોય તો મિષ્ટાન જમનાર થાય છે. (૩૮) બુધને પાપગ્રહ જોતા હોય તો મિષ્ટાન્ન પર પ્રીતિ વગરનો અને બુધ સાથે શુક્ર છઠ્ઠા ભાવે હોય તો તે ખાટા સ્વાદ પર રૂચિ રાખે. છઠ્ઠે રહેલા મંગળને સૂર્ય જોતો હોય તો પણ તેવું જ ફળ સમજવું. (૩૯) ષષ્ઠેશ અને મંગળ કોઇ પણ ભાવે સાથે હોય અથવા મંગળના

ક્ષેત્રમાં હોય, તેમના ઉપર રાહુ કે કેતુની દૃષ્ટિ હોય તો ઠગાઇ કરનાર કે ચોર થાય. (૪૦) છઠે રાહુ અથવા કેતુ હોય, તેને પાપગ્રહ જોતા હોય અને તે નવમાંશ કુંડલીમાં પાપગ્રહની રાશિમાં હોય તો પણ તે ઠગ કે ચોર થાય.

## સાતમો ભાવ.

સાતમા ભાવે કયું લગ્ન આવેલું છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્ય ગ્રહથી યુક્ત છે કે અયુક્ત? સૌમ્ય અને પાપગ્રહમાંથી કોની દૃષ્ટિ વધુ છે? તેનો સ્વામી જુએ છે? વગેરે વિચાર કરવો. આ ભુવનમાં વિવાહ, સ્ત્રી, વિષય, પ્રવાણુ, ખોવાએલી વસ્તુ, સંગ્રામ, વ્યાપાર વગેરે જોવુ (જાતકાલંકાર) સપ્તમેશને જેટલા ગ્રહોની દૃષ્ટિ હોય તેટલા પુરૂષના વિવાહ જાણવા. તેમાં પણ અધિક બળવાળા ગ્રહના યેગથી વધુ વિચાર કરવો. સૂર્યનું બળ ૬, ચંદ્રનું ૧૦, અને મંગળનું ૭ જાણવું (૨) સ્ત્રી કારકગ્રહો (ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર) કેન્દ્રસ્થાને હોય અથવા ત્રિકોણમાં આવેલા હોય અને સપ્તમેશ તથા ધનેશ પોત પોતાની રાશિમાં હોય તો એક વિવાહ થાય. (૩) નવમા અથવા પાંચમા ભાવમાં સપ્તમેશ અથવા ધનેશ બળવાન થઇ જેટલા પાપગ્રહથી યુક્ત હોય તેટલી સ્ત્રીઓનો નાશ કરે છે. (૪) જેને સૂર્ય લગ્નમાં હોય અને શનિ સાતમે હોય તો તેની સ્ત્રીને ગર્ભ રહે નહિ અથવા ગર્ભપાત થય (૫) સૂર્ય અને શનિ સાતમે સ્થાને હોય, ગુરૂની દૃષ્ટિ વગરનો ચંદ્ર દશમ સ્થાને હોય તોપણુ તેની સ્ત્રીને ગર્ભ ન રહે, અથવા ગર્ભપાત થાય. (૬) સૂર્ય અને શનિ દસ્યાર્ધમાં હોય, અથવા ચંદ્ર છઠ્ઠા ભાવમાં હોય અને સાતમે બુધની દૃષ્ટિ હોય તો તે પુરૂષની સ્ત્રી પ્રસૂતા થાય નહિં. (૭) મગળ અને શનિ છઠ્ઠા અથવા ચોથા ભાવે હોય તો પણુ આ યોગ થાય છે. (જાતકાભરણ) (૧)—લગ્ન અને સપ્તમભાવમાં શુભગ્રહનો નવમાંશ દ્વાદશાંશ કે દ્રેષ્કાણુ હોય તો તેને તુરત સ્ત્રી મળવાનો યોગ જાણવો.

(૨) સપ્તમભાવ શુભગ્રહોથી યુક્ત હોય અને પાપગ્રહોથી જોવાતો ન હોય તો સ્ત્રી લાભ થાય, પણ સપ્તમભાવ પાપગ્રહથી યુક્ત હોય કે દૃષ્ટ હોય તો સ્ત્રી યોગ ન થાય. (૩) લગ્નથી ૧૨ મે અથવા છઠે ભાવે ચંદ્ર સૂર્ય હોય તો એક સ્ત્રી થાય અને એક પુત્ર થાય. (૪) જન્મ સમયે ગંડાંત લગ્ન હોય, શુક્ર સાતમે હોય અને લગ્નમાં શનિ હોય તો સ્ત્રીને પ્રજા થાય નહિ. સાતમા ભાવ પર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય અને સાતમે ભાવે પાપગ્રહની રાશિ હોય તો ઉપરોક્ત યોગ બરાબર ફળ આપે છે. (૫) બારમે તથા સાતના સ્થાને પાપગ્રહો હોય અને પાંચમા ભાવે ચંદ્રમા હોય તો મનુષ્ય સ્ત્રી પુત્ર વગરનો થાય. (૬) સપ્તમભાવે શનિ મંગળના વર્ગનો હોય અને શનિ ઉપર મંગળની દૃષ્ટિ હોય તો તેની સ્ત્રી વ્યભિચારીણી થાય. સ્ત્રીને આવો યોગ હોય તો તેનો પતિ વ્યભિચાર કરનાર થાય. (૭) શુક્ર અને બુધ સાતમે હોય તો લગ્ન થવામાં પ્રતિબંધ કરે છે. પરંતુ તેને શુભગ્રહ જોતા હોય તો અંત્યાવસ્થામાં લગ્ન થાય. (૮) શુક્ર, ચંદ્ર, ગુરૂ અને બુધ એ ચાર ગ્રહોમાંથી જેટલા ગ્રહ સપ્તમભાવે હોય અગર તે ગ્રહોની વિષમ રાશિ સાતમે હોય તો તેટલી સંખ્યામાં સ્ત્રી થાય. (૯) સાતમે ભાવે જે નવમાંશની સંખ્યા હોય, તેને જેટલા ગ્રહ જોતા હોય તે સંખ્યા મુજબ લગ્ન યોગ કહેવો. અથવા મંગળ સૂર્યનો નવમાંશ સાતમે હોય અને સૂર્ય બુધ સાથે રહેલો હોય તો એકજ વિવાહ યોગ જાણવો. શુક્રના વર્ગ અને દૃષ્ટિવાળો સપ્તમભાવ હોય તો અનેક સ્ત્રીઓ થાય. તેમજ શુભગ્રહનો વર્ગ હોય અને શુક્ર જોતા હોય તોપણ બહુ સ્ત્રી યોગ ગણવો. પાપગ્રહની દૃષ્ટિ હોય તો વિવાહ યોગ ન થાય. (૧૦) સાતમે મંગળ આવેલો હોય તો સ્ત્રીહીન થાય. સાતમે ભાવે શનિની દૃષ્ટિ હોય તો સ્ત્રી યોગ ખરો, પણ સ્ત્રીનું આયુષ્ય ઘણું જ થોડું હોય. શુભગ્રહની દૃષ્ટિ હોય તો ઘાતકયોગ જાણવો. (૧૧) સાતમે રાહુ હોય તથા બીજા બે પાપગ્રહ તેને જોતા હોય તો સ્ત્રીનાશક યોગ જાણવો. (૧૨) છઠે ભાવે મંગળ હોય, સા-

તમે રાહુ, આઠમે શનિ તોપણ સ્ત્રીનાશક યોગ જાણવો (સર્વાર્થચીંતામણિ) (૧) સાતમા ભાવે શુક્રવાળો ઘણો કામી થાય, બુધ સાતમે હોય તે પરસ્ત્રીમાં આસક્ત થાય. ગુરૂ હોય તો પોતાની સ્ત્રીમાં આસક્ત થાય. શનિ હોય તો નઠારી સ્ત્રીના મોહપાશમાં ફસાય. સપ્તમેષ સૌમ્યગ્રહ હોય તો સારી સ્ત્રી મળે. સાતમે મંગળ હોય તો ઘણી સ્ત્રીઓમા આસક્ત થાય, તથા કુળને કલંક લગાડનારો થાય સૂર્ય હોય તો કુટુંબના જથાવાળો અને ઘણી સ્ત્રીઓનો ભોક્તા થાય. (૨) ૨–૭–૬ એ ભાવના સ્વામી લગ્નમાં શુક્ર સાથે આવેલા હોય અથવા પાપગ્રહ સાથે બેઠા હોય તો પરસ્ત્રીમાં આસક્ત, તેમજ અનેક માર્ગે ચાલનાર થાય. પણ શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે ફળ નાશ પામે છે (૩) ષષ્ઠેશ અને લગ્નેશ સાથે હોય અને પાપગ્રહની યુતિ, દૃષ્ટિ હોય તો તે પરસ્ત્રીમાં આસક્ત થાય, અને કુમાર્ગી થાય. લગ્નેશ, ષષ્ઠેશ, જાયેશ એ પાપગ્રહ સાથે હોય, વળી પાપગ્રહ સાથે શનિ હોય તો પોતાના કુટુંબમાં આસક્ત થાય (૪) સપ્તમેશ રાહુ કે કેતુ સાથે હોય, અને તેમાં પાપગ્રહની દૃષ્ટિ હોય તો તે વ્યભિચારી થાય. ૧૦–૨–૭ ભાવના સ્વામીઓ દશમે હોય તો તે જાર પુરૂષ થાય. પંચમેશ અને સપ્તમેશ બળવાન હોય અથવા ષષ્ઠેશની તે પર દૃષ્ટિ હોય કે યુતિ હોય તોપણ પરસ્ત્રીમાં આસક્ત થાય. (૫) ૧૦–૨–૭ ભાવના સ્વામી ચોથા ભાવે રહ્યા હોય તોપણ વ્યભિચારી થાય. (૬) સપ્તમેશ પાપગ્રહના યોગવાળો થઈ ધનભુવને રહેલો હોય અને સ્ત્રી ભુવનપર મંગળની દૃષ્ટિ હોય તો તેને વ્યભિચારી પુત્ર થાય. (૭) સપ્તમેશ સાથે ૫–૯ ભાવના સ્વામી હોય અને તેઓ ત્રિકોણ સ્થાને રહ્યા હોય, તેમ સૌમ્યગ્રહો પંચમ સ્થાને જોતા હોય તો ઘણી સ્ત્રીઓ હોવા છતાં પણ પુત્ર માટે પરિતાપ રહે છે. (૮) પાપગ્રહની યુતિ ધરાવતો ક્ષીણચંદ્ર સાતમે હોય તો પરસ્ત્રીગામી થાય થાય. (૯) પહેલો અથવા સાતમો ભાવ પાપગ્રહથી યુક્ત હોય તો પરસ્ત્રીમાં આસક્ત થાય. (૧૦) પંચમેશ સાતમે હોય અને સપ્તમેશ

પાપગ્રહની યુતિવાળો હોય, તથા શુક્ર નિર્બળ હોય તો તેની સ્ત્રી સુવાવડમાં મરે. (૧૧) નીચ રાશિનો ચંદ્ર અથવા શુક્ર હોય તેની સ્ત્રી ડુબી મરે. (૧૨) સપ્તમેશ રાહુ અથવા કેતુ સાથે દ્રેષ્કાણ કુંડલીમાં સાતમે હોય તો તેની સ્ત્રી ઝેર ખાવાથી મૃત્યુ પામે. (૧૩) ધનેશ અને સપ્તમેશ સ્વગૃહી હોય તો એકજ સ્ત્રી થાય. સપ્તમેશ જે રાશિમાં હોય તે રાશિના અંક તુલ્ય સ્ત્રી થવાનો યોગ જાણવો. (૧૪) સપ્તમેશ ઉચ્ચ કે વક્રગતિનો હોય અને બળવાન થઈ લગ્નમાં આવેલો હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય. (૧૫) લગ્નેશ આઠમે હોય, સાતમે ભાવે પાપગ્રહ હોય અથવા ધનેશ આઠમે હોય અને સાતમે પાપગ્રહ હોય તો તેને બે સ્ત્રી થાય. (૧૬) સપ્તમેશ સાથે શનિ, મંગળ અને રાહુ હોય તો તેની સ્ત્રી ટૂંક સમયમાં મરણ પામે. (૧૭) સપ્તમેશ શુભગ્રહની યુતિ ધરાવતો હોય અને નીચ રાશિનો કે શત્રુ ક્ષેત્રનો હોય તેમજ સાતમે પાપગ્રહ હોય તો બે વખત વિવાહનો યોગ જાણવો. (૧૮) સાતમાનો કારક પાપગ્રહ સાથે હોય અથવા નવમાંશમાં નીચ રાશિનો હોય અને તેના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તોપણ બે વખત વિવાહનો યોગ થાય. (૧૯) સાતમાનો કારકગ્રહ ચંદ્ર, ગુરૂ, બુધ અથવા શુક્ર તેમાંથી જે કોઈ બળવાન હોય તે મુજબ તેની સ્ત્રીના ગુણ સ્વરૂપ વગેરે જાણવું (૨૦) સાતમા અથવા આઠમા ભાવે પાપગ્રહ હોય અને બારમેભાવે મંગળ હોય અને તે ભાવના સ્વામી તેમને દેખતા ન હોય તો બીજી સ્ત્રીનો યોગ જાણવો. (૨૧) ધનભાવે અને સાતમેભાવે પાપગ્રહ હોય અને તેમના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તેને ત્રણ સ્ત્રી થવાનો યોગ કહેવો. (૨૨) ૧-૨-૭ એ ભાવ ગમે તે ગ્રહોથી યુક્ત હોય અને સપ્તમેશ નીચનો કે અસ્તનો હોય તો તેને ત્રણ સ્ત્રી થવાનો યોગ કહેવો. (૨૩) લગ્નેશ અથવા જાયેશ નવમાંશ કુંડલીમાં નીચનો, અસ્તનો કે શત્રુ ક્ષેત્રનો હોય તો બે સ્ત્રીનો યોગ થાય. (૨૪) સપ્તમેશ જે રાશિમાં નવમાંશ કુંડલીમાં આવ્યો હોય તે રાશિનો સ્વામી નીચ અસ્ત કે શત્રુક્ષેત્રનો નવમાંશ કુંડલીમાં હોય અને જન્મ

લગ્નને પાપગ્રહની કર્તરી હોય કે પાપગ્રહ જોતા હોય તો તેને બીજી સ્ત્રીનો યોગ કહેવો, (૨૫) ધનેશ અથવા કારકગ્રહ જે રાશિના થઇ નવમાંશમાં આવ્યા હોય તે રાશિસ્વામી નીચ, અસ્ત કે શત્રુક્ષેત્રનો હોય અને પાપગ્રહની કર્તરીમાં સાતમે ભાવે હોય તો સ્ત્રી નાશક યોગ થાય છે (૨૬) દશમ સ્થાનમા રહેલ બુધ અને લગ્નેશ બળવાન હોય અને ત્રીજે સ્થાને રહેલો ચદ્ર સપ્તમેશ હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય (૨૭) બારમા અને બીજા ભાવના સ્વામીઓ ત્રીજે રહ્યા હોય, તેમાં જો ગુરૂની દૃષ્ટિ હોય અથવા નવમા ભવનપતિની દૃષ્ટિ હોય તો ઘણી સ્ત્રીઓનો યોગ જાણવો (૨૮) સપ્તમેશ અને લાભેશ સાથે હોય અથવા પરસ્પર એક બીજાને જોતા હોય કે બળવાન થઈ ત્રિકો ણસ્થાને આવ્યા હોય તો તેને ઘણી સ્ત્રીઓ થાય (૨૯) નવમેશ સાતમેભાવે હોય, સપ્તમેશ ચોથે હોય અથવા ૭ ૧૧ ભાવના સ્વામી કેન્દ્રસ્થાને હોય તો ઘણી સ્ત્રી થાય તથા વિલાસી થાય (૩૦) સપ્ત મેશ અથવા સાતમા ભાવનો કારકગ્રહ નવમાંશ કુડળીમાં તથા જન્મ કુડળીમાં નીચ રાશિનો કે નીચ રાશિના કોઈ ગ્રહની યુતિવાળો હોય અને તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો તેને નઠારી સ્ત્રી મળે છે (૩૧) સપ્તમેશ શુભ સાથે હોય અને તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સારી સ્ત્રી મેળવે (૩૨) સપ્તમેશ કે સપ્તમ કારક નવમાંશ કુડળીમા શુભ ગ્રહની રાશિમાં હોય અને દશમેશ બળવાન હોય તો સારી સ્ત્રી મળે (૩૩) સપ્તમેશ બળવાન થઇ ગુરૂ સાથે આવેલ હોય અથવા તે પર ગુરૂની દૃષ્ટિ હોય તો તેને પતિવ્રતા સ્ત્રી મળે અથવા સપ્તમ ભાવ અને કારક ગ્રહ બળવાન હોય તો પણ પતિવ્રતા સ્ત્રી મળે (૩૪) સૂર્ય અથવા શુક્ર સપ્તમેશ હોય, તેને બુધ જોતા હોય અથવા સાતને ભાવે ગુરૂ હોય તો તેની સ્ત્રી ધર્મવાળી હોય છે (૩૫) સપ્તમેશ કેન્દ્રમા હોય, તેને શુભ ગ્રહ જોતા હોય અથવા નવમાંશમા શુભ ગ્રહના વર્ગમાં આવેલા હોય તો પતિવ્રતા સ્ત્રી મળે (૩૬) સૂર્ય સપ્તમેશ હોય અને તે નવમાંશ કુડળીમા પાપગ્રહના વર્ગનો હોય અને જન્મમાં

પાપગ્રહની યુતિ ધરાવતો હોય તો પાપી સ્ત્રી મળે. (૩૭) બળવાન સૂર્ય સપ્તમેશ હોય તે સાથે શુભગ્રહનો યોગ થયો હોય તથા નવમાંશમાં શુભગ્રહના વર્ગનો હોય, લગ્નેશ તેનો મિત્ર હોય તો સ્ત્રી સુખ ઘણું જ સારૂં જાણવું. (૩૮) પાપગ્રહની યુતિ ધરાવનાર ચંદ્ર સપ્તમેશ હોય, તેને પાપગ્રહ જોતો હોય, નવમાંશમાં પાપગ્રહના વર્ગનો હોય અને જન્મકુંડલીમાં પાપગ્રહની કર્તરીમાં હોય તો તેની સ્ત્રી નઠારી હોય. (૩૯) સપ્તમેશ બુધ પાપગ્રહ સાથે તથા નીચ કે અસ્તનો હોય અથવા શત્રુક્ષેત્રનો થઇ આઠમે ભાવે હોય તથા પાપગ્રહની કર્તરીને ધરાવતો હોય અથવા પાપગ્રહ જોતા હોય તો તેનું સ્ત્રીદ્વારા મૃત્યુ થાય. (૪૦) સપ્તમેશ શનિ સાથે પાપગ્રહ હોય તથા શનિ નીચ કે શત્રુક્ષેત્રનો હોય તેને પાપગ્રહ જોતા હોય તથા નવમાંશ કુંડલીમાં પાપગ્રહની રાશિનો શનિ હોય તો તેની સ્ત્રી જારકર્મ કરનારી થાય છે. (૪૧) સપ્તમેશ શનિ હોય અને તે બળવાન હોય ગુરૂની યુતિ કે દૃષ્ટિ હોય તો તેની સ્ત્રી પરોપકારી ધર્મ પર પ્રીતિવાળી અને પતિવ્રતા થાય છે. (૪૨) લગ્નેશ અને સપ્તમેશ એ બંને નજદીક હોય તો વિવાહ તરત થાય. લગ્નથી અને સાતમા ભાવથી નજદીકમાં શુભગ્રહ હોવાથી પણ તરત વિવાહ થાય. (૪૩) ૧-૨-૭ ભાવે શુભ ગ્રહો હોય નવમાંશમાં શુભ ગ્રહની રાશિના હોય અને જે ભાવમાં રહ્યા હોય તે ભાવના સ્વામીને શુભ ગ્રહ જોતા હોય તો સ્ત્રી સંબંધી સારા યોગો થાય. (૪૪) અસ્તનો શુક્ર ૩-૬-૧૦-૧૧ માંથી કોઇપણ ભાવે હોય, ધનેશ પણ તે પ્રમાણે હોય, લગ્નેશ પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય કે યુતિ હોય તો તેનો વિવાહ થયા પછી ભાગ્યોદય થાય. (૪૫) સાતમાનો કારક અને સપ્તમેશ, ધનેશ અને લગ્નેશ એ ગ્રહો ૬-૮-૧૨ એ સ્થાને બેઠા હોય અને તે નવમાંશ કુંડલીમાં નીચના અથવા શત્રુના ઘરના કે અસ્તના હોય તો તે લગ્ન થઇ ગયા પછી દુઃખ ભોગવે. આ યોગમાં શુભ ગ્રહ યોગ હોય કે શુભ ગ્રહની રાશિ હોય તો ભાગ્યનો અસ્ત થઇ ફરી ભાગ્યનો ઉદય થાય. (૪૬)

સપ્તમેશ પાપગ્રહની યુતિવાળો ત્રિકોણસ્થાને હોય અથવા કારક ગ્રહ તે રીતે હોય, ધનેશ દશમે હોય તો તેનો વિવાહ કોઇ દૂરદેશમા થાય (૪૭) લગ્નેશથી સપ્તમેશ બળહીન હોય અને નવમાંશમાં શત્રુક્ષેત્રી, કે અસ્ત કે નીચનો હોય તો તેને પોતાનાથી નીચ કુળની સ્ત્રી મળે છે (૪૮) સપ્તમેશથી લગ્નેશ નિર્બળ હોય પાપગ્રહ સાથે હોય નવમાંશમાં નીચનો હોય તથા જન્મમાં ૮ સ્થાને હોય તો પોતાનાથી ઉંચા કુળની સ્ત્રી મેળવનાર થાય (૪૯ સપ્તમેશ અને લગ્નેશ પરસ્પર શત્રુ હોય તો તે સ્ત્રી સાથે શત્રુતાથી રહે (૫૦) લગ્નેશ અને સપ્તમેશ પરસ્પર મિત્ર હોય તો મિત્રતાથી વર્તનાર સ્ત્રી થાય (૫૧) સાતમે ભાવે ગુરુની અને શુક્રની દૃષ્ટિ હોય તો ગુણવાળી અને રૂપવાળી સ્ત્રી થાય અને સાતમે પાપગ્રહ હોય કે પાપગ્રહની દૃષ્ટિ હોય કુરૂપા અને દુર્ગુણવાળી સ્ત્રી થાય (૫૨) સ્ત્રીના નામ વિષે કેટલાક કહે છે કે સપ્તમેશની જે રાશિ હોય તે રાશિપર સ્ત્રીનુ નામ જાણવુ (૫૩ વૃશ્ચિક સિંહ વૃષભ અને કન્યા રાશિના નામવાળી સ્ત્રીને નાનપણથી પ્રજા થાય અને જેટલા પુરૂષગ્રહો તે રાશિને દેખતા હોય તેટલા સારા ગુણવાળા પુત્ર થાય (૫૪) સાતમ સ્થાને પુરૂષગ્રહ વધ્યા સ્ત્રી સાથ વ્યભિચાર કરાવે સાતમે ચંદ્ર દાસી સમાન સ્ત્રીથી સંગ કરાવે મંગળ રજસ્વલા કે વંધ્યા સ્ત્રી સાથે વ્યભિચાર કરનાર કરે, સાતમે બુધ નિર્ધન અથવા વણિક જાતિની સ્ત્રીથી સંગ કરાવે, ગુરૂ બ્રાહ્મણની સ્ત્રી સાથે શુક્ર ગર્ભવતી સ્ત્રી સાથે અને શનિ રાહુ કે કેતુ હાય તે યુવાન વયવાળી નીચ જાતિની સ્ત્રીથી વ્યભિચાર કરાવે (૫૫ ચારે કેન્દ્રમા પાપગ્રહ હોય અને ચારે કેન્દ્રમા પાપગ્રહની રાશિ હોય તો તે પશુની જેમ નિર્લજ રહે

## આઠમો ભાવ

અષ્ટમભુવનમાં કયુ લગ્ન આવેલુ છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્યગ્રહ અને પાપગ્રહમાંથી કોણ તેને અધિક જુએ છે? તેનો સ્વામી જુએ છે કે કેમ? સ્વામીથી યુક્ત છે કે અયુક્ત વગેરે વિચારવુ આઠમા ભુવનમાં મૃત્યુ, ગુહ્યસ્થાન મૃત્યુનુ કારણ,

નદી વગેરેને પાર ઉતરવું, ભયંકર સ્થાન, કિલ્લો, શસ્ત્ર, આયુઃ સંકટ વગેરે જોવાય છે. (જાતકાલંકાર)—ગુરૂ, શુક્ર અને બુધ આઠમા સ્થાનમાં કે સ્થિર રાશિમાં હોય તો તે કઠોર ચિત્તવાળો જાણવો. (૨) અષ્ટમેશ લાભ સ્થાને હોય તો તે બાલ્યાવસ્થામાં દુઃખી અને પાછળથી સુખી જાણવો. (૩) અગીઆરમે સ્થાને અષ્ટમેશ પાપ ગ્રહ હોય તો તે થોડા આયુષ્યવાળો થાય. (૪) અષ્ટમેશ પાપગ્રહ હોય પણ શુભ ગ્રહ સાથે લાભ સ્થાને હોય તો દીર્ઘાયુષી જાણવો. (૫) પાપગ્રહની યુતિ ધરાવતો અષ્ટમેશ છઠ્ઠે અથવા બારમે હોય તો થોડું આયુષ્ય ભોગવે. (૬) લગ્નેશ સાથે અષ્ટમેશ છઠ્ઠે અથવા બારમે હોય તો અલ્પાયુઃ થાય. (૭) અષ્ટમેશ આઠમે ભાવે હોય તો દીર્ઘાયુઃ થાય છે. (૮) શનિ આઠમે હોય તો તે દીર્ઘાયુઃ જાણવો. (૯) અષ્ટમેશ ધનસ્થાને હોવાથી શત્રુઓવાળો અને ચોર થાય. (૧૦) લગ્નેશ અને અષ્ટમેશ નિર્બળ થઇને છઠ્ઠે કે આઠમે હોવાથી યુદ્ધમાં મૃત્યુ કરાવે. (૧૧) ૮ અથવા ૬ ભાવે અષ્ટમેશ અને લગ્નેશ હોય અને તે બંને બળવાન હોય તો યુદ્ધમાં જય મેળવનાર થાય. (૧૨) ચતુર્થેશ અને શુક્ર સાથે હોય તો વિજયી થાય અને વાહનમાં ફરનાર થાય. (૧૩) લગ્નેશ અને ચંદ્ર સાથે આવેલો ચતુર્થેશ હાથીપર બેસી વિજય મેળવનાર બનાવે. (૧૪) ચતુર્થેશ ગુરૂ સાથે લગ્નમાં હોય તો ઘોડા-પર બેસી જય મેળવનાર થાય. (જાતકાભરણ)—અષ્ટમસ્થાનમાં સૂર્ય હોય અને તેના ઉપર શનિની દૃષ્ટિ હોય અને કોઇપણ શુભ ગ્રહ જોતો ન હોય તો અલ્પાયુઃ જાણવો. (સર્વાર્થચિંતામણિ) અષ્ટમેશ પાપગ્રહ સાથે છઠ્ઠે આઠમે કે બારમે ભાવે હોય તો તેનું ટુંકું આયુષ્ય હોય લગ્નેશ પાપગ્રહ સાથે ૬–૮–૧૨ સ્થાને હોય તો પણ અલ્પાયુઃ જાણવું. (૨) અષ્ટમેશ સ્વગૃહી થઈ કોઈ પણ ભાવે રહેવાથી તે દીર્ઘાયુઃ થાય છે. શનિ સ્વગૃહી મિત્ર કે ઉચ્ચનો કોઇપણ ભાવે હોય તો પણ દીર્ઘાયુઃ જાણવું (૩) લગ્નેશ અને અષ્ટમેશ ૬–૧૨ ભાવે હોય અથવા ૬–૮ ભાવના સ્વામી લગ્ને હોય તેમના પર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય

તો લાંબુ આયુષ્ય જાણવું. (૪) સ્વગૃહી ઉચ્ચ કે મિત્રક્ષેત્રી દશમેશ હોય તોપણ દીર્ઘાયુઃ જાણવુ. લગ્નેશ અષ્ટમેશ કે દશમેશ કેન્દ્રસ્થાને હોય તો પણ દીર્ઘાયુઃ થાય. (૫) લગ્નેશ કેન્દ્રસ્થાને હોય લગ્નના સ્વામીપર ગુરૂ શુક્રની દૃષ્ટિ હોય અથવા લગ્નેશ સાથે કેન્દ્રમાં શુક્ર હોય તો તે લાંબુ આયુષ્ય ભોગવે (૫) લગ્નેશ કેન્દ્રસ્થાને હોય, લગ્નેશ સાથે શુક્ર હોય, લગ્નેશ પર ગુરૂ શુક્રની દૃષ્ટિ હોય, આ દરેક યોગ દીર્ઘાયુઃ આપે. (૬) લગ્નેશ ગુરૂ અને શુક્ર એટલા ગ્રહો સ્વગૃહી હોય અને ત્રિકોણ સ્થાને હોય તો દીર્ઘાયુઃ થાય (૭) કેન્દ્રસ્થાનમાં શુભ ગ્રહો હોય અને શુભ ગ્રહ સાથે લગ્નેશ હોય, લગ્નેશ પર ગુરૂની દૃષ્ટિ હોય તો તે દીર્ઘાયુઃ થાય (૮) ૩-૬-૧૧ ભાવે પાપગ્રહ હોય, કેન્દ્ર ત્રિકોણે શુભગ્રહ હોય લગ્નેશ બળવાન હોય તો દીર્ઘાયુઃ થાય. (૯) ૬-૭-૮ એટલે ભાવે શુભગ્રહો આવ્યા હોય તથા ૩-૬-૧૧ ભાવે પાપગ્રહો આવ્યા હોય તો દીર્ઘાયુ. થાય. (૧૦) અષ્ટમેશ લગ્ને હોય, તે પર ગુરૂ-શુક્રની દૃષ્ટિ હોય કે યુતિ હોય લગ્નેશ કેન્દ્રસ્થાને હોય તો દીર્ઘાયુ. થાય (૧૧) કોઈ પણ ત્રણ ગ્રહો ઉચ્ચના હોય તથા અષ્ટમેશ લગ્ને હોય અને આઠમે પાપગ્રહ ન હોય તો દીર્ઘાયુઃ થાય. (૧૨) ઉચ્ચ સ્વગૃહી કે મિત્રરાશિનો કોઇ ગ્રહ આઠમે હોય અને લગ્નેશ બળવાન હોય તો દીર્ઘાયુઃ થાય. (૧૩) ૬-૮-૧૨ ભાવોમાં પાપગ્રહ હોય, લગ્નેશ નિર્બળ હોય તેના ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય કે યુતિ પણ ન હોય તો તે અલ્પાયુ કે અપ્રજ હોય છે. (૧૪) સર્વ પાપગ્રહો કેન્દ્રસ્થાને હોય તે પર શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય અને લગ્નેશ પણ બળહીન હોય તો અલ્પાયુઃ થાય. (૧૫) ૩૨ વર્ષની અંદરનું આયુષ્ય તે અલ્પાયુ. બત્રીસથી સીત્તેર વર્ષ મધ્યમાયુઃ અને તેથી વધુ તેને દીર્ઘાયુઃ કહેવાય છે, એ પ્રમાણે આયુષ્યના ત્રણ ભેદ છે. લગ્નેશ સાથે સૂર્યને વૈર હોય તો અલ્પાયુ બનાવે. સૂર્ય અને લગ્નેશ સમ હોય તો મધ્યમાયુ. અને મિત્ર હોય તો દીર્ઘાયુ જાણવુ (૧૬) લગ્નેશ નિર્બળ હોય, ૬-૮-૧૨ ભાવે પાપગ્રહ બેઠો હોય તથા ગુરૂ કેન્દ્ર કે

ત્રિકોણ સ્થાનમાં હોય તો મધ્યમાયુઃ થાય. (૧૭) ૬-૮ ભાવે પાપ-ગ્રહ હોય અને શુભગ્રહ કેન્દ્ર ત્રિકોણે હોય અને કુંડલીમાં શનિ બળવાન હોય તો મધ્યમાયુઃ થાય. (૧૮) કેન્દ્ર ત્રિકોણે પાપગ્રહ હોય અથવા લગ્ને પાપગ્રહ હોય તો મધ્યમાયુઃ થાય છે. (૧૯) અલ્પાયુઃ યોગ કોઈપણ રીતે થતો હોય તો ૬-૮-૧૨ ભાવના સ્વામીની દશામાં રિષ્ટ કરે છે, મધ્યમાયુવાળાને લગ્નેશના જે શત્રુગ્રહો હોય તેમની દશામાં રીષ્ટ યોગ જાણવો અને દીર્ઘાયુઃ વાળો યોગ થતો હોય તેને અષ્ટમેશની દશામાં રિષ્ટ યોગ જાણવો. (૨૦) અષ્ટમેશ નિર્બળ હોય ષષ્ઠેશ અને મંગળ એકી સાથે હોય તો યુદ્ધમાં મૃત્યુ કરનાર યોગ થાય છે. (૨૧) લગ્નેશ અને અષ્ટમેશ સાથે રહી છઠ્ઠે ભાવે હોય ત્યાં શનિ રાહુ કે કેતુ હોય તો તે ગ્રહનીદશામાં ચોરને હાથે શસ્ત્રથી મૃત્યુ થાય છે. (૨૨) ચતુર્થેશ સાથે અષ્ટમેશ અને લગ્નેશ છઠ્ઠે ભાવે આવેલા હોય તો તેનું ચોપગા જાનવરથી મૃત્યુ જાણવું. તે સાથે ગુરુ હોય તો અજીર્ણના રોગથી મૃત્યુ જાણવું. (૨૩) લગ્નેશ અને ચતુર્થેશ ગુરૂ યુક્ત થઈ છઠ્ઠે હોય તો અજીરણનો રોગી થાય, લગ્નેશ ચતુર્થેશ અને ધનેશ એ ત્રણ ગ્રહો છઠ્ઠે હોય તો પણ અજીર્ણનો રોગ જાણવો. (૨૪) અષ્ટમેશ અને લગ્નેશ શનિ સાથે રહી ૮-૧૨-૬ ભાવે હોય તો ઝેરી પદાર્થથી મૃત્યુ કરે છે. (૨૫) રાહુ કે કેતુ સહિત ઉપરોક્ત યોગ હોય તો તે ગળે ફાંસો ખાઈ મૃત્યુ પામશે. (૨૬) ષષ્ઠેશ સાથે શનિ ગુરૂ હોય તો હાથીથી મૃત્યુ થાય. ષષ્ઠેશ, શનિ અને રાહુ કે કેતુ હરકોઈ ભાવે હોય તો જાનવરથી મૃત્યુ કરે છે. ષષ્ઠેશ, શનિ ગુરૂ ચંદ્ર સહિત હોય તો તેનું ઘોડાથી મૃત્યુ થાય. (૨૭) ષષ્ઠેશ સૂર્ય અને શનિ સાથે હોય તો તે શીંગડાંવાળા પ્રાણીથી મૃત્યુ પામે કે કુતરાંથી મૃત્યુ થાય. મંગળ આ યોગમાં સાથે આવે તો બલીષ્ઠ યોગ બને છે. છઠ્ઠે શનિ કોઇપણ ગ્રહ સાથે હોય અને તે સ્વગૃહી કે ઉચ્ચનો હોય તોપણ તેમજ ફળ આપે છે. (૨૮) ચતુર્થેશ ભાગ્યેશ અને લગ્નેશ

એ ત્રણ ગ્રહો ત્રિકોણસ્થાને સાથે બેઠા હોય અને બીજા સર્વ ગ્રહો કેન્દ્રસ્થાને હોય તો તેની માતા અને પિતાનો અંતકાળ સુધારનાર જાણવો (૨૯) આઠમા સ્થાનમાં ચંદ્ર હોય અને રાહુ કે શનિનો યોગ થતો હોય તો તેને વાઇન દરદ થવાની ધાસ્તી રહે (૩૦) ચંદ્ર ક્ષીણ કળનો હોય અને તે આઠમે આવેલ હોય તે સાથે મંગળ રાહુ કે શનિ હોય તો વાઇનું દરદ થાય અથવા ભૂત વગેરેની બાધા થાય (૩૧) ૬ અથવા ૮ ભાવે નીચરાશિનો સૂર્ય હોવાથી અને તે પર પાપગ્રહોની દૃષ્ટિ રહેવાથી ગજકોપથી મૃત્યુ પામે અને ધન નાશ થાય (૩૨) ૮-૧૦ સ્થાને રહેલા મંગળને પાપગ્રહ જોતા હોય તો મોસાળમા મામાનુ મૃત્યુ કરે તે સાથે શનિ પણ હોય તો પુત્રને રીષ્ટ કરે અને તે સાથે ચ. હોય તો માતાને પણ રીષ્ટ કરે છે (૩૩) બે પાપગ્રહ લગ્નમાં હોય અને તે સાથે ચંદ્ર હોય તો તે માણસ બાળપણમાંજ મૃત્યુ પામે આઠમે કે નવમે સ્થાને રહેના મંગળને પાપગ્રહ જોતા હોય અને તે સૂર્ય સાથે હોય તો બાપનું મૃત્યુ કરે (૩૪) ચંદ્રગ્રહણ વખતે જન્મનારની કુંડળીમાં પાપગ્રહની દૃષ્ટિ ચંદ્ર પર વધુ હોય તો તે થોડા સમયમાંજ મૃત્યુ પામે વળી ચંદ્ર જો ૮ મે ૧૨ મે કે લગ્ને હોય તો તેનો જન્મ થતાં તેની માતા મૃત્યુ પામે આ યોગમાં શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો ફળ સારૂ થાય છે (૩૫) ૭ અથવા ૮ મ ભાવે મંગળ હોય તેને પાપગ્રહ જોતા હોય તોપણ તુરત મૃત્યુ કરે છે ત્રીજે મંગળ પાપગ્રહ સાથે હોય તો ભાઇનો નાશ કરે (૩૬) સાતમે રહેલ ચંદ્ર પાપગ્રહ સાથે હોય કે દૃષ્ટ હોય તો માતાને રીષ્ટ કરે તે રીતે સૂર્ય હોય તો પિતાનું મૃત્યુ કરે શનિ મંગળ અને શુક્ર પાપગ્રહ સાથે સાતમે હોય કે પાપગ્રહ જોતા હોય તો તેના પુત્રનો નાશ કરે (૩૭) ૩-૬ સ્થાને પાપગ્રહ હોય અને ૧૨ ભાવે શુભગ્રહ હોય કે ચંદ્ર એકલો હોય તો તે અલ્પાયુ જાણવો ૪-૮ સ્થાને પણ પાપગ્રહ હોય તો તે બાળકનું તુરત મૃત્યુ જાણવું (૩૮) સમસ્થાને સૂર્ય ચંદ્રનો યોગ

હોય અને બીજા સર્વે પાપગ્રહો ૧૨ મે હોય તથા સૂર્ય ચંદ્ર પર શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો અલ્પાયુઃ થાય. સાતમે સૂર્ય ચંદ્રનો યોગ હોય અને લગ્નમાં પાપગ્રહ હોય તોપણ અલ્પાયુઃ થાય. (૩૯) સૂર્ય ચંદ્ર બારમેભાવે હોય અને બારમાનો સ્વામી લગ્ને હોય તો તે બાળકનું તુરત મૃત્યુ સમજવું. ગુરૂ આઠમે અથવા બારમે ભાવે હોય તેમજ પાપગ્રહની યુતિ અને દૃષ્ટિ ધરાવતો હોય તોપણ અલ્પાયુઃ સમજવું. (૪૦) લગ્નેશ બળવાન હોય અને ચતુર્થેશ તથા નવમેશ નિર્બળ થઈ પાપગ્રહ સાથે હોય તો તે માતાપિતાને રીષ્ટ કરે. (૪૧) તૃતીયેશ અને ચંદ્ર એ બે ગ્રહો ૬–૮–૧૨ ભાવે હોય તો તે બીજી સ્ત્રી ધરાવનાર જાણવો. દશમેશ અને કારકગ્રહ ૬–૮–૧૨ સ્થાને હોય તો તેના માબાપ પુત્રનું સુખ જોશે નહિ. (૪૨) દશમેશ અને કારકગ્રહ ચંદ્ર સાથે કેન્દ્ર ત્રિકોણમાં આવેલા હોય તો માતાપિતાને સુખ આપનાર થાય. નવમેશ સૂર્ય અને શનિ એ ત્રણ ગ્રહો ૬–૧૨ હોય તો તેના પિતાનું મૃત્યુ સૂચવે. (૪૩) આઠમોભાવ અષ્ટમેશ ચરરાશિમાં હોય અથવા શનિ ચરરાશિમાં હોય તો વિદેશમાં મૃત્યુ થાય અને સ્થિર રાશિમાં હોય તો પોતાના સ્થાનમાં મૃત્યુ થાય.

## નવમો ભાવ

ભાગ્યભુવનમાં કયું લગ્ન આવેલું છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્યગ્રહ અને પાપગ્રહમાંથી કોની અધિક દૃષ્ટિ છે? સ્વામીથી દૃષ્ટ કે યુક્ત છે? વગેરે વિચારવું. ભાગ્યભુવનમાં દાન, તપ, ધર્મ, ગુરૂ, ભાગ્યોદય, શ્વસુરભાવ, યાત્રા, નીતિ અને પુરાણ જાણવામાં યોગ્યતા એ દરેક જોવું. (જાતકાલંકાર)—નવમેશ ગુરૂની દૃષ્ટિવાળો હોય અને લગ્નમાં આવેલો હોય તો તેને રાજાઓ પણ વંદન કરે તેવો થાય છે. (૨) ચતુર્થેશ અને નવમેશ લગ્નમાં હોય અને નવમેશ નવમા તથા ચોથા ભવનને જોતો હોય તો સર્વ પ્રકારની સંપત્તિ મેળવનાર થાય છે. (૩) ચતુર્થેશ આઠમે હોય તો ભાગ્યહીન થાય છે. (૪) નવમેશ અગીઆરમે હોય તો રાજમાન્ય દીર્ઘાયુઃ અને ધર્મશીલ થાય. (૫) ૧–૨–૪ સ્થાનના સ્વામીઓ

પોતપોતાના ઘરમાં હોય અને નવમેશ લગ્નમાં હોય તો વાહન અને સિંહાસન સુખ મેળવે છે. (૬) ગુરૂ અને શુક્ર ચતુર્થેશ સાથે ૧-૪-૭-૧૦-૧૧-૫-૯ સ્થાને હોય તો વાહન સમૂહનો સ્વામી થાય. (૭) ગુરૂ શુક્ર સાથે નવમેશ નવમે અથવા ચોથે હોય તોપણ તે વાહનસમૂહનો સ્વામી થાય. (જાતકાભરણ) લગ્નથી અથવા ચંદ્રથી નવમું ભાગ્યભુવન પોતાના સ્વામીથી યુક્ત કે દૃષ્ટ હોય તો પોતાના દેશમાં ભાગ્યોદય કરે છે. નવમે શુભગ્રહ જોતા હોય પણ તેનો સ્વામી જોતો ન હોય તો વિદેશમાં ભાગ્યોદય કરે છે. ભાગ્યેશ પોતાના ઉચ્ચનો હોય તો હમેશ તેનો ભાગ્યોદય રહે છે ભાગ્યેશ નિર્બળ હોય અને તેને પાપગ્રહ જોતા હોય તો તે ઘણો દુઃખી થાય છે. (૨) નવમેશ ૯-૧-૪-૭-૧૦-૫-૯ એ ભાવમાં હોય તો તે ઘણો ભાગ્યશાળી થાય છે (સર્વાર્થચિંતામણિ)—નવમેશ શુભ ગ્રહ હોય અને શુભગ્રહની યુતિ ધરાવતો હોય તો તેને પિતા, ગુરૂ, અને મોસાળથી સુખ જાણવું એ રીતે પાપગ્રહ સાથે હોય તો તે સર્વનું દુઃખ સમજવું. (૨) નવમા ભાવમાં ચંદ્ર પાપગ્રહ સાથે હોય કે શુક્ર હોય તો તે પર દારગામી થાય અને નવમેશ અને ચંદ્ર પાપગ્રહ સાથે કોઇપણ ભાવે હોય તો પણ એમજ સમજવું. (૩) નવમેશ ક્ષીણકળાનો ચંદ્ર હોય અને નવમાંશમા શુક્ર કર્કરાશિનો હોય તો તે ગુરૂદારગામી થાય (૪) નવમાંશમા ગુરૂ કે શુક્ર સ્વગૃહી-ઉચ્ચ કે મિત્રગ્રહની રાશિમાં હોય અને તે જન્મમાં નવમે હોય અને નવમેશ બળવાન હોય તો તે ધર્મને ચલાવનાર ગુરૂ તરીકે પૂજાય. (૫) નવમાંશકુંડલીમાં બુધના ક્ષેત્રમા ગુરૂ અને શુક્ર હોય અને જન્મકુંડલીમા નવમેશ પર શુભગ્રહોની દૃષ્ટિ હોય કે કર્તરી હોય તો ધર્મવાન જાણવો. (૬) નવમેશ અને કારકગ્રહને જન્મકુંડલીમાં શુભગ્રહો જોતા હોય અને નવમાંશકુંડલીમાં તે ગ્રહો શુભગ્રહ સાથે હોય તો તે ધર્મમાં શુદ્ધ અંતઃકરણ રાખનારો જાણવો. (૭) રાહુ અને શનિ નવમેભાવે હોય અને નવમાંશમા તે ગ્રહો પાપગ્રહની રાશિના હોય અને નવમેશ પાપગ્રહની રાશિમા હોય.

તો તે માણસ મહાપાપી જાણવો. (૮) નવમેશ શુભગ્રહ હોય તે સાથે શુભગ્રહની યુતિ હોય તેમજ કારકગ્રહ પણ શુભગ્રહ સાથે હોય અને નવમાભાવને શુભગ્રહ જોતા હોય તો તે પિતાના સુખવાળો જાણવો. (૯) નવમેશ શુભગ્રહની કર્તરીમાં હોય તે પર ગુરૂ શુક્રની દૃષ્ટિ હોય કે યુતિ હોય કે એમાંથી એક ભેગો હોય અથવા દૃષ્ટિ હોય તો તે પિતાના સુખવાળો હોય છે. (૧૦) કારકગ્રહ અને નવમેશ પાપગ્રહ સાથે હોય કે પાપગ્રહની કર્તરીમાં બેઠા હોય તેના પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તે પિતાથી દુઃખી જાણવો. (૧૧) નવમેશ અને કારકગ્રહ નવમાંશમાં પાપગ્રહની રાશિમાં અથવા નીચના હોય અને તે સાથે નવમાંશમાં શનિ રાહુ કે શનિ કેતુ આવેલ હોય તો પિતાનું દુઃખ જાણવું. (૧૨) નવમેશ શુભગ્રહ હોય કે નીચગ્રહ સાથે અથવા શત્રુગ્રહ સાથે બેઠો હોય અને જન્મકુંડળીમાં પાપગ્રહ સાથે હોય તો પિતાના દુઃખવાળો થાય. (૧૩) નવમેશ નવમાંશ કુંડળીમાં જે ગ્રહની રાશિનો હોય તે ગ્રહ નવમાંશ કુંડળીમાં પાપગ્રહની રાશિ કે શત્રુ અથવા નીચની રાશિનો હોય તો પણ પિતા સંબંધી દુઃખી કહેવો. (૧૪) લગ્નેશથી નવમેશ વધુ બળવાન હોય અથવા કારકગ્રહ વધારે બળવાન હોય અને તે પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે પિતાની આજ્ઞાને અનુસરનાર થાય છે. (૧૫) પિતાની કુંડલીમાં દશમેશ સ્વગૃહી હોય તો તેનો પુત્ર પણ પિતા જેવા ગુણવાળો થાય. પુત્ર અને પિતાનું જન્મનક્ષત્ર એકજ હોય અથવા રાશિ એક હોય તો તે પિતાની સંપત્તિને ભોગવનાર થાય છે. (૧૬) પિતાની નામરાશિથી પુત્રની નામરાશિ ૬–૮ હોય તો તે બંનેને અણબનાવ રહે અને ૯–૧૧–૫–૨ રાશિમાં હોય તો તે પિતાની આજ્ઞા માનનાર થાય. (૧૭) પિતાની કુંડલીમાં ૮ મે શનિ હોય અને તે પુત્રને ત્રીજે ભાવે હોય તો તે પુત્રપુત્રાદિકની સાથે બાપનું કામ કરનાર જાણવો. (૧૮) પિતાની જન્મરાશિથી બારમી રાશિનો સ્વામી પોતાની જન્મકુંડલીમાં ત્રીજે ભાવે હોય તો તેના પિતાને દુઃખ હોય અને પરદેશ રહેનાર થાય. (૧૯) નવમેશ

લગ્નેશ એ ત્રીજે ભાવે હોય કે નવમે ભાવે હોય અને તે બળવાન હોય અથવા ઉચ્ચના હોય તો તે ઘણો લાયક જાણવો (૨૦) નવમા ભાવનો પતિ બીજે હોય, બીજાનો સ્વામી અગીઆરમે હોય, અગીઆરમાનો સ્વામી નવમે હોય અને તે ગ્રહોને દશમા ભાવનો સ્વામી જોતો હોય અથવા સાથે હોય તો તે માણસ મોટો ભાગ્યશાળી જાણવો (૨૧) તૃતીયેશ અને નવમેશ કોઈપણ ભાવે સાથે હોય અને તેના પર શુભગ્રહોની દૃષ્ટિ હોય અથવા યુતિ હોય અને નવમાંશ કુંડલીમાં શુભ ગ્રહના ક્ષેત્રના હોય તો તેનો ભાઈથી દ્રવ્યલાભનો યોગ જાણવો (૨૨) પંચમેશ નવમે હોય નવમેશ પંચમે હોય અને તેઓ પરસ્પર જોતા હોય તથા પંચમ ભાવનો કારક ગ્રહ પંચમે ભાવે હોય તો તેના પુત્રથી ભાગ્યનો ઉદય જાણવો (૨૩) સપ્તમેશ નવમે હોય અને નવમેશ સપ્તમે હોય અને તેનો કારકગ્રહ સાથે હોય તો સ્ત્રીથી ભાગ્યોદય જાણવો અને ષષ્ઠેશ એ પ્રમાણે હોય તો શત્રુથી ભાગ્યોદય જાણવો (૨૪) ૬-૮-૧૨ ભાવનો સ્વામી ભાગ્યભુવન સાથે હોય અને તેનો કારક ગ્રહ તે સાથે હોય તો પણ શત્રુદ્વારા ભાગ્યોદય કરાવે છે (૨૫) નવમેશ આઠમે હોય તે પર શત્રુ અથવા નીચ ગ્રહની દૃષ્ટિ કે યુતિ હોય અથવા પાપગ્રહના ક્ષેત્રનો હોય તો ભાગ્યહીન કરે (૨૬) નવમસ્થાને ઘણા પાપગ્રહ હોય નવમેશ નિર્બળ હોય તથા લગ્નનો સ્વામી પણ નિર્બળ હોય તો ભાગ્યહીન થાય (૨૭) નવમસ્થાને અથવા નવમેશ સાથે ગુરૂ શુક્ર ભેગા હોય કે જોતા હોય અને લગ્નેશ તથા ધનેશ નવમા ભાવે હોય તો તેનો ભાગ્યોદય હમેશ વધતો રહે (૨૮) ભાગ્યેશ નવમાંશ કુંડળીમાં પાપક્ષેત્રનો હોય અને જન્મકુંડળીમાં પણ પાપક્ષેત્રનો હોય તે પર ગુરૂ શુક્રની દૃષ્ટિ હોય અને લગ્નેશ નવમા ભાવને જોતો હોય તો ભાગ્યનાશક યોગ જાણવો (૨૯) લગ્નેશ નવમે હોય અને નવમેશ લગ્ને હોય અથવા નવમેશ લાભ સ્થાને હોય તો એકાદ વખત હતભાગ્ય બનાવી ભાગ્યોદય કરે છે (૩૦) નવમેશ અને લાભેશ સાથે ભેગા હોય અથવા ભાગ્યેશ બીજે હોય તો પણ તેના

ભાગ્યમાં વધારો થતો જાય. (૩૧) દશમેશ નવમે હોય, નવમેશ બળવાન હોય તે પર ગુરૂ શુક્રની દૃષ્ટિ કે યુતિ હોય તો તે જપ સમાધિ આત્મજ્ઞાન વગેરેમાં પ્રીતિવાળો થાય; દશમેશ જે રાશિનો હોય તે રાશિપતિ બળવાન હોય અને તે સાથે ભાગ્યેશ હોય કે ભાગ્યેશ જોતો હોય અથવા એક બીજાના ક્ષેત્રમાં હોય તોપણ તે માણસ ઉપર લખેલા ગુણવાળો થાય. (૩૨) નવમેશ સ્વગ્રહી કે ઉચ્ચ રાશિનો હોય તો તે નિરંતર દાતાર રહે. (૩૩) નવમેશ લગ્નને કે લગ્નેશને જોતો હોય અને લગ્નેશ ભાગ્યેશથી કેન્દ્ર કે ત્રિકોણસ્થાને હોય તોપણ દાનેશ્વરી થાય છે. (૩૪) ભાગ્યયોગ અને રાજયોગ એ બે યોગ થાય તોજ દાનયોગ સફળ ગણાય છે. દાનયોગ બ્રાહ્મણ કુળમાં જન્મેલાને થાય તો તે ઉપદેશક, પુરોહિત કે જ્ઞાનપ્રવાહ ચાલુ કરનાર થાય છે. (૩૫) નવમેશ ચોથે હોય અને દશમેશ કેન્દ્રસ્થાને હોય અને વ્યયેશને ગુરૂ જોતો હોય તો દાનેશ્વરી થાય. (૩૬) બુધ ઉચ્ચ રાશિમાં રહેલો હોય અથવા સ્વગૃહી હોય તે પર ભાગ્યેશની દૃષ્ટિ હોય અને લાભેશ કેન્દ્રસ્થાને હોય તો મહા દાનેશ્વરી જાણવો. (૩૭) લગ્નેશ લાભસ્થાને હોય દશમેશ બળવાન હોય તે બંને પર ભાગ્યેશની દૃષ્ટિ હોય તો તે દાન લેનાર થાય. (૩૮) પંચમેશ ભાગ્ય સ્થાને હોય નવમા તથા દશમાનો સ્વામી તે સાથે હોય અને તે પર લગ્નેશની દૃષ્ટિ હોય તો દાન લેનાર થાય. (૩૯) નવમેશને દશમેશ જોતો હોય અને નવમેશ કેન્દ્ર અથવા ત્રિકોણ સ્થાને હોય અથવા પરમ ઉચ્ચનો હોય તો પણ દાન લેનાર થાય છે. (૪૦) નવમેશ અને લગ્ન નવમાંશ પતિ સાથે હોય અને તે પર ગુરૂ અથવા શુક્રની દૃષ્ટિ હોય તો તે ગુરૂભક્તિ કરનાર થાય.

## દશમ ભાવ.

દશમા ભાવમાં કયું લગ્ન છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્યગ્રહ અને પાપગ્રહમાંથી કોની અધિક દૃષ્ટિ છે? પોતાના સ્વામીથી યુક્ત કે દૃષ્ટ છે કે નહિ? વગેરેનો વિચાર કરવો. રાજ્ય ભુવનમાં કર્મ, કીર્તિ, માનાપમાન, પ્રવૃત્તિ, રાજદ્વાર, વેપાર. પિતા અને

મહત્પદની પ્રાપ્તિ વગેરે બાબત વિચારાય છે. ( જાતકાભરણ ) લગ્નથી દશમસ્થાને ચંદ્ર હોય તો તે ઘણી કળાઓમાં કુશળ થાય, બોલવામાં વિલાસી અને સાહસ કર્મ કરીને પણ દ્રવ્ય પેદા કરનાર થાય (૨) લગ્ન અથવા ચંદ્રથી દશમા સ્થાને જે ગ્રહ હોય તે મુજબ તેની વૃત્તિ જાણવી એટલે સૂર્ય હોય તો મનુષ્ય અનેક ઉદ્યમ કરી ઘણા માર્ગથી દ્રવ્ય મેળવે છે એ સૂર્ય બળવાન હોય તો તે પુણ્યશ અને પ્રસન્નમન હોય છે મંગળ લગ્ન અથવા ચંદ્રથી દશમ સ્થાને હોય તો તે સાહસ કરનાર, ક્રોધી અને વિવાદ જેવી વૃત્તિથી દ્રવ્યલાભ કરે છે પરદેશમાં નિવાસ કરનાર, સાહસિક અને વિષયાસક્ત થાય છે, લગ્ન કે ચંદ્રથી દશમા સ્થાનમાં બુધ હોય તો ઘણા પ્રકારનું ધન મેળવનાર, ઘણા પુરુષો પર આધિપત્ય ધરાવનાર અને શિલ્પ વિદ્યાનો અભ્યાસ કરનાર, સાહસી, તથા વિદ્વાનની વૃત્તિ કરનાર થાય છે, લગ્ન અથવા ચંદ્રથી દશમ સ્થાનમાં ગુરુ હોય તો વિચિત્ર વૃત્તિ-વાળો, રાજમંત્રી, કારભારી અથવા રાજાથી માન, ધન, યશ મેળ-વનાર થાય છે લગ્ન અથવા ચંદ્રથી દશમા સ્થાનમાં શુક્ર હોય તો ઘણાં શાસ્ત્ર અને કળા જાણનાર, વિલાસીવૃત્તિથી આજીવિકા ચલાવ-નાર, દાન દેનાર અને સાધુબુદ્ધિવાળો સુશીલ થાય રાજાથી માન, પ્રતિષ્ઠા અને ધન મેળવે, અને સુંદર સ્વભાવવાળો થાય છે. લગ્ન અથવા ચંદ્રથી દશમા સ્થાને શનિ હોય તો તે હીનવૃત્તિવાળો, દુર્બળ, ખેદયુક્ત, વિવાદ કરનાર અને ધનધાન્યથી રહિત મલિનચિત્ત અને ઉદ્વેગવાળો થાય છે લગ્ન અથવા ચંદ્રથી દશમે રહેલ સૂર્ય પિતાનું દ્રવ્ય અપાવે છે, ચંદ્ર લગ્નથી દશમસ્થાને હોય તો માતાથી ધનલાભ અપાવે મંગળ લગ્ન અથવા ચંદ્રથી દશમે રહેવાથી શત્રુથી ધનલાભ અપાવે, બુધ દશમે હોય તો મિત્રથી ધનલાભ અપાવે, અને બૃહસ્પતિ દશમસ્થાને હોય તો ભાઈથી ધનલાભ અપાવે, શુક્ર દશમે હોય તો સ્ત્રીથી ધનલાભ જાણવો, શનિ દશમે હોય તો નોકરથી ધનલાભ કરાવે (૩) સૂર્ય ચંદ્ર અને લગ્ન

એ ત્રણમાંથી જે બળવાન હોય તેનાથી દશમભાવે જે નવમાંશનો ઉદય હોય તે નવમાંશપતિથી વૃત્તિનો વિચાર કરવો. નવમાંશપતિ સૂર્ય હોય તો શ્રેષ્ઠ ઔષધી ઉન, ઘાસ વગેરે વસ્તુ લાભદાયક હોય છે. દશમ નવમાંશપતિ ચંદ્ર હોવાથી સ્ત્રી, જળાશય, ખેતીથી લાભ રહે છે. મંગળ હોય તો સાહસ કાર્ય, ધાતુ, શસ્ત્ર વગેરેથી જીવિકા કહેવી. બુધ હોય તો કાવ્યકળા તથા લેખન વૃત્તિથી ધન લાભ રહે. ગુરુ હોય તો શ્રેષ્ઠ ધર્મ અને દેવતા આરાધનથી વૃત્તિ રહે. શુક્ર હોય તો ચાંદી, રત્ન, મહિષી (ભેંસ) વગેરેથી અને શનિ હોય તો નીચ કર્મોથી, દાસવૃત્તિથી કે ભિક્ષાવૃત્તિથી જીવિકા ચલાવે છે. (૪) દશમેશ જેના નવમાંશમાં હોય તેના સમાનકર્મ કરીને પોતાની જીવિકા ચલાવે. (૫) મિત્રક્ષેત્રમાં દશમેશ હોય તો સારો ધનલાભ જાણવો. ઉચ્ચ મૂલત્રિકોણ કે પોતાના ક્ષેત્રમાં હોય તો પોતાના બાહુબળથી દ્રવ્ય મેળવનાર થાય. શત્રુ ક્ષેત્રમાં હોય તો શત્રૂદ્વારા દ્રવ્યલાભ ગણાય છે. (સર્વાર્થચિંતામણિ) દશમેશ હીનબળ થઇ પાપગ્રહ સાથે હોય તો નઠારા કર્મ કરનાર થાય છે. દશમેશ બુધ કે ગુરૂ હોય અને બળવાન હોય તો યજ્ઞ કરાવનારો થાય. (૨) દશમેશ ગુરૂ, અને બુધ એ ગ્રહો બળવાન હોય અને તેમના પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો મોટા યજ્ઞ કરનાર થાય. બુધ ગુરૂ અને શુક્ર ૬-૮-૧૨ સ્થાને હોય અને તેમના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો કર્મનો નાશ જાણવો. (૩) નવમાંશ કુંડલીમાં બુધ, ગુરૂ અને શુક્ર જે રાશિનો હોય, તે રાશિઓના સ્વામી જન્મકુંડલીમાં ૮ મે ભાવે હોય તો કર્મ ફળે નહિ; દશમે રાહુ કે સૂર્ય હોય તો ગંગાસ્નાન કરનાર થાય. (૪) ગુરૂ અને શુક્ર દશમે આવેલા હોય કે ૧-૪-૭ ભાવમાં ઉચ્ચના થઇ સાથે બેઠા હોય તો પણ તીર્થાદિક સેવન કરનાર થાય. તેમજ ગુરૂ શુક્ર સાથે ધનભુવનમાં હોય તોપણ તે ફળ આપે. (૫) બારમા ભાવનો સ્વામી ઉચ્ચનો હોય, બુધ બારમે બેઠો હોય અથવા ચંદ્ર જળચર રાશિમાં શુભ ગ્રહ સહિત ત્રીજે ભાવે હોય તોપણ તીર્થ સેવનાર થાય. (૬) નવમેશ કેન્દ્ર સ્થાને હોય અને ત્યાં જળચર રાશિ હોય તે પર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય

મહત્પદની પ્રાપ્તિ વગેરે બાબત વિચારાય છે ( જાતકાભરણ ) લગ્નથી દશમસ્થાને ચંદ્ર હોય તો તે ધણી કનાઓમાં કુશળ થાય, બોલવામાં વિલાસી અને સાહસ કર્મ કરીને પણ દ્રવ્ય પેદા કરનાર થાય (૨) લગ્ન અથવા ચંદ્રથી દશમા સ્થાને જે ગ્રહ હોય તે મુજબ તેની વૃત્તિ જાણવી એટલે સૂર્ય હોય તો મનુષ્ય અનેક ઉદ્યમ કરી ઘણા માર્ગથી દ્રવ્ય મેળવે છે એ સૂર્ય બળવાન હોય તો તે પુષ્ટાંગ અને પ્રસન્નમન હોય છે મંગળ લગ્ન અથવા ચંદ્રથી દશમ સ્થાને હોય તો તે સાહસ કરનાર, ક્રોધી અને નિષાદ જેવી વૃત્તિથી દ્રવ્યલાભ કરે છે પરદેશમા નિવાસ કરનાર, સાહસિક અને વિષયાસક્ત થાય છે, લગ્ન કે ચંદ્રથી દશમા સ્થાનમાં બુધ હોય તો ઘણા પ્રકારનું ધન મેળવનાર ઘણા પુરૂષો પર આધિપત્ય ધરાવનાર અને શિલ્પ વિદ્યાનો અભ્યાસ કરનાર, સાહસી તથા વિદ્વાનની વૃત્તિ કરનાર થાય છે, લગ્ન અથવા ચંદ્રથી દશમ સ્થાનમાં ગુરૂ હોય તો વિચિત્ર વૃત્તિ વાળો, રાજમંત્રી, કારભારી અથવા રાજાથી માન, ધન, યશ મેળવનાર થાય છે લગ્ન અથવા ચંદ્રથી દશમા સ્થાનમાં શુક્ર હોય તો ઘણાં શાસ્ત્ર અને કળા જાણનાર વિનાસીવૃત્તિથી આજીવિકા ચલાવનાર, દાન દેનાર અને સાધુબુદ્ધિવાળો સુશીલ થાય રાજથી માન, પ્રતિષ્ઠા અને ધન મેળવે, અને સુંદર સ્વભાવવાળો થાય છે લગ્ન અથવા ચંદ્રથી દશમા સ્થાને શનિ હોય તો તે હીનવૃત્તિવાળો, દુર્બળ, ખેદયુક્ત વિવાદ કરનાર અને ધનધાન્યથી રહિત મલિનચિત્ત અને ઉદ્‌ગવાળો થાય છે લગ્ન અથવા ચંદ્રથી દશમે રહેલ સૂર્ય પિતાનું દ્રવ્ય અપાવે છે, ચંદ્ર લગ્નથી દશમસ્થાને હોય તો માતાથી ધનલાભ અપાવે મંગળ લગ્ન અથવા ચંદ્રથી દશમે રહેવાથી શત્રુથી ધનલાભ અપાવે, બુધ દશમે હોય તો મિત્રથી ધનલાભ અપાવે, અને બૃહસ્પતિ દશમસ્થાને હોય તો ભાઈથી ધનલાભ અપાવે, શુક્ર દશમે હોય તો સ્ત્રીથી ધનલાભ જાણવો, શનિ દશમે હોય તો નોકરથી ધનલાભ કરાવે (૩) સૂર્ય ચંદ્ર અને લગ્ન

એ ત્રણમાંથી જે બળવાન હોય તેનાથી દશમભાવે જે નવમાંશનો ઉદય હોય તે નવમાંશપતિથી વૃત્તિનો વિચાર કરવો. નવમાંશપતિ સૂર્ય હોય તો શ્રેષ્ઠ ઔષધી ઉન, ધાસ વગેરે વસ્તુ લાભદાયક હોય છે. દશમ નવમાંશપતિ ચંદ્ર હોવાથી સ્ત્રી, જળાશય, ખેતીથી લાભ રહે છે. મંગળ હોય તો સાહસ કાર્ય, ધાતુ, શસ્ત્ર વગેરેથી જીવિકા કહેવી. બુધ હોય તો કાવ્યકળા તથા લેખન વૃત્તિથી ધન લાભ રહે. ગુરુ હોય તો શ્રેષ્ઠ ધર્મ અને દેવતા આરાધનથી વૃત્તિ રહે. શુક્ર હોય તો ચાંદી, રત્ન, મહિષી (ભેંસ) વગેરેથી અને શનિ હોય તો નીચ કર્મોથી, દાસવૃત્તિથી કે ભિક્ષાવૃત્તિથી જીવિકા ચલાવે છે. (૪) દશમેશ જેના નવમાંશમાં હોય તેના સમાનકર્મ કરીને પોતાની જીવિકા ચલાવે. (૫) મિત્રક્ષેત્રમાં દશમેશ હોય તો સારો ધનલાભ જાણવો. ઉચ્ચ મૂલત્રિકોણ કે પોતાના ક્ષેત્રમાં હોય તો પોતાના બાહુબળથી દ્રવ્ય મેળવનાર થાય. શત્રુ ક્ષેત્રમાં હોય તો શત્રૂદ્વારા દ્રવ્યલાભ ગણાય છે. (સર્વાર્થચિંતામણિ) દશમેશ હીનબળ થઇ પાપગ્રહ સાથે હોય તો નઠારા કર્મ કરનાર થાય છે. દશમેશ બુધ કે ગુરૂ હોય અને બળવાન હોય તો યજ્ઞ કરાવનારો થાય. (૨) દશમેશ ગુરૂ, અને બુધ એ ગ્રહો બળવાન હોય અને તેમના પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો મોટા યજ્ઞ કરનાર થાય. બુધ ગુરૂ અને શુક્ર ૬-૮-૧૨ સ્થાને હોય અને તેમના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો કર્મનો નાશ જાણવો. (૩) નવમાંશ કુંડલીમાં બુધ, ગુરૂ અને શુક્ર જે રાશિનો હોય, તે રાશિઓના સ્વામી જન્મકુંડલીમાં ૮ મે ભાવે હોય તો કર્મ ફળે નહિ; દશમે રાહુ કે સૂર્ય હોય તો ગંગાસ્નાન કરનાર થાય. (૪) ગુરૂ અને શુક્ર દશમે આવેલા હોય કે ૧-૪-૭ ભાવમાં ઉચ્ચના થઇ સાથે બેઠા હોય તો પણ તીર્થાદિક સેવન કરનાર થાય. તેમજ ગુરૂ શુક્ર સાથે ધનભુવનમાં હોય તોપણ તે ફળ આપે. (૫) બારમા ભાવનો સ્વામી ઉચ્ચનો હોય, બુધ બારમે બેઠો હોય અથવા ચંદ્ર જળચર રાશિમાં શુભ ગ્રહ સહિત ત્રીજે ભાવે હોય તોપણ તીર્થ સેવનાર થાય. (૬) નવમેશ કેન્દ્ર સ્થાને હોય અને ત્યાં જળચર રાશિ હોય તે પર શુભ ગ્રહની [illegible]

તો પણ પવિત્ર થાય, બુધ સાથે મંગળ કે ગુરૂ આવેલ હોય તો તે મંડપ, દ્વાર, ગઢ વગેરે કરવામાં આસક્તિ વાળો અને હોશિઆર થાય (૭) દશમસ્થાને બુધ હોય તથા દશમેશ ભાગ્યસ્થાને હોય તે સાથે પાપગ્રહ ન હોય અને શુભ ગ્રહની યુતિ કે દૃષ્ટિ હોય તથા નવમા દશમા ભાવે શુભ ગ્રહની રાશિ હોય તો યજ્ઞાદિ સત્કર્મ કરનાર થાય (૮) દશમેશ બુધ હોય અને તે ઉચ્ચ રાશિનો થઈ નવમે આવેલો હોય અથવા કોઇપણ રાશિનો થઇ નવમે આવેલો હોય અને તેને પાપગ્રહનો સબંધ ન હોય તો તે યજ્ઞાદિ કરનાર થાય. (૯) ઉચ્ચ રાશિનો બુધ હોય અથવા દશમેશ ઉચ્ચનો થએલો હોય તે પર બુધ અથવા બીજા શુભ ગ્રહો જોતા હોય તો તે યજ્ઞાદિક કર્મ કરે. (૧૦) દશમેશ કોઈ પણ શુભ ગ્રહ હોય તેને શુભગ્રહ જોતા કે સાથે હોય અથવા નવમાંશમા શુભગ્રહની રાશિમાં હોય તો તેનો હુકમ ઘણે સ્થાને પાળવામાં આવે. (૧૧) દશમેશ શુભગ્રહ સાથે કેન્દ્રસ્થાને હોય તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો તેનો હુકમ ઘણા લોકો માને છે (૧૨) રાહુ અથવા કેતુ દશમ સ્થાનમાં હોય, અથવા આઠમે હોય અને નવમેશ નીચ રાશિનો હોય તો તે ક્રૂર હુકમ કરનાર થાય (૧૩) દશમેશ શુભગ્રહ સાથે હોય અથવા નવમાંશમા શુભ ગ્રહની રાશિમા હોય તો સારી કીર્તિ મેળવે (૧૪) દશમેશ શુભગ્રહ હોય અને વળી સ્વગ્રહી ઉચ્ચનો કે મિત્રના ક્ષેત્રનો હોય અને નવમાશ કુંડળીમાં સ્વગૃહી હોય તો તે સત્કીર્તિ વાળો થાય. (૧૫) દશમસ્થાને સૂર્ય અને શનિ આવેલા હોય તો તે અપકીર્તિવાળો થાય દશમે રહેલા સૂર્ય શનિ નવમાંશમાં પાપગ્રહના હોય અને જન્મમા તમને પાપગ્રહ જોતા હોય તો પણ અપકીર્તિવાળો થાય (૧૬) દશમભાવ, દશમેશ શુભગ્રહનો સબધ ધરાવે અથવા ઊંચનો હોય તો તે દૃઢ વિચારવાળો અને અભિમાની થાય છે. (૧૭) દશમે ગુરૂ કે કોઈ શુભ ગ્રહ હોય અને દશમેશને શુભ ગ્રહ સાથે સબધ હોય કે શુભની કર્તરી હોય તો તે અભિમાની અને બીજાના

મનની વાત જાણનાર થાય છે. (૧૮) દશમેશ પાપગ્રહ હોય અને દશમભાવને પાપગ્રહ જોતા હોય અથવા દશમેશ નીચ રાશિનો હોય કે નવમાંશમાં પાપગ્રહના ક્ષેત્રનો હોય તો તે માણસ માનહીન થાય છે. (૧૯) દશમેશ ચરરાશિનો થઈને નવમાંશ કુંડલીમાં આવેલો હોય તો તે દેશાટન કરનાર થાય, સ્થિર રાશિમાં હોય તો તે સ્થિર વૃત્તિથી એકજ સ્થાને રહેનાર થાય અને દ્વિસ્વભાવ-રાશિનો હોય તો પરદેશમાં ફરનાર અને અમુક સમય સ્થિર સ્થાને રહેનાર એમ બે પ્રકારનો થાય. (૨૦) ષષ્ઠેશ દશમસ્થાને હોય અને દશમેશ શનિ સાથે કેન્દ્ર અથવા ત્રિકોણ સ્થાને હોય તો તે ઘણા દાસ દાસીઓવાળો થાય છે. (૨૧) દશમેશ નવમાંશ કુંડલીમાં જે રાશિનો હોય તેનો સ્વામી શનિ સાથે જન્મકુંડલીમાં હોય અથવા ષષ્ઠેશ સાથે સંબંધ હોય તો તે ઘણા નોકરવાળો થાય. (બૃહજ્જાતક)—ચંદ્ર અથવા લગ્નથી દશમે જે ગ્રહ હોય તે ગ્રહ ધન આપનાર ગણાય છે, પરંતુ લગ્ન કે ચંદ્રથી કોઈપણ ગ્રહ દશમ સ્થાને ન હોય તો લગ્ન ચંદ્ર અને સૂર્ય એ ત્રણથી દશમે-ભાવે જે રાશિ હોય તેનો સ્વામી નવમાંશ કુંડલીમાં જેના ક્ષેત્રનો હોય તે ગ્રહ તેને ધનપ્રદ સમજવો. (૨) આ પ્રમાણે ધનપ્રદ ગ્રહ સૂર્ય હોય તો તે પિતાથી દ્રવ્ય મેળવે, ચંદ્ર હોય તો માતાથી, મં-ગળ શત્રુથી, બુધ મિત્રથી, ગુરૂ ભાઈથી, શુક્ર સ્ત્રીથી, શનિ નોકરવર્ગથી દ્રવ્ય અપાવે. એ ગ્રહો પોતપોતાની દશામાં આજીવિકા અપાવે છે. એકથી વધુ ગ્રહ ધનપ્રદ થયા હોય તો તેમાંથી વધુ બળવાન હોય તેથી ધનપ્રદ યોગ જાણવો એમ કેટલાકનું માનવું છે. (૩) લગ્ન અથવા ચંદ્રથી દશમે કોઈ ગ્રહ ન હોય તો ઉપર રીત જણાવી તે ગ્રહનો અંશેશ આજીવિકાપ્રદ કહેવો. અંશેશમાં આજીવિકા પ્રદ ગ્રહ સૂર્ય થતો હોય તો તેને ઘાસ, સુગંધી પદાર્થ, સુવર્ણ, ઉન, ઔષધી, વૈદ્ય-વિદ્યા વગેરે લાભ આપે છે. ચંદ્ર હોવાથી ખેતીવાડી, પાણીથી ઉપજેલી વસ્તુઓ, મોતી, પરવાળાં, શંખ વગેરેથી લાભ આપે તથા સ્ત્રીઓના

આશ્રયથી આજીવિકા ચલાવે, એ પ્રમાણે મંગળ થતો હોય તો સોનું, રૂપુ વગેરે ધાતુઓ, મનશીન, હડતાળ, ગેરૂ, અગ્નિનું કામ, શસ્ત્ર સાહસિકકામ, અને બાહુબળથી જીવિકા ચલાવનાર થાય છે એ પ્રમાણે બુધ હોય તો લેખક, ગણિતવિદ્યા જાણનાર વક્તા અધ્યાપક, કાવ્યશક્તિ ચિત્રકળા, શિલ્પવિદ્યા વગેરેથી જીવિકા ચલાવે એ મુજબ ગુરૂ હોય તો બ્રાહ્મણ દેવ, વિદ્યા, સોનું-રૂપુ, હાથી, વસ્ત્ર, ઉપવાસ, તીર્થ-ગુરૂસેવા વગેરે ધાર્મિક કાર્યથી જીવન ચલાવે એ પ્રમાણે શુક્ર થતો હોય તો મણિ હીરા, રત્ન-રૂપુ, સોનુ, ગાય, ભેંસ વગેરેથી આજીવિકા ચાલે એ મુજબ શનિ થતો હોય તો મુસાફરી, મજુરી અને એવા કર્મથી જીવન ચલાવે છે આ અમ આજીવિકાપ્રદ ગ્રહ પોતાની દશામાં ફળ આપે છે આ વિષયમાં સત્યાચાર્ય, ગાર્ગી વગેરેના અનેક મત છે, તે વિસ્તાર ભયથી અહીં લેવા યોગ્ય નથી આજીવિકા આપનાર ગ્રહ બળવાન હોય તો ઉત્તમ રીતે જીવિકા ચાલે મધ્યમ હોય તો અનેક પ્રયત્નો કર્યા પછી ફળ આપે અને તદ્દન નિર્બળ હોય તો અલ્પ લાભ અને મહા પરિશ્રમ થયા પછી લાભ રહે છે

### લાભ ભાવ

અગીઆરમા ભાવમાં કયુ લગ્ન આવેલુ છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્યગ્રહો અને પાપગ્રહોમાંથી કોનાથી અધિક દષ્ટ છે? પોતાના સ્વામીથી યુક્ત છે કે અયુક્ત? આ દરેક વિચારવુ અગીઆરમા ભાવમાં લાભ, પગ, ડાબો કાન, મોટાઈ, હાથી ઘોડા, સોનું, વસ્ત્ર રત્ન મંગળ, મકાન આ દરેક વસ્તુ જોવી. (જાતકાભરણ)—અગીઆરમા સ્થાનમા જોને સૂર્ય હોય અથવા અગીઆરમા ભાવના ષડ્વર્ગમાં સૂર્ય હોય તો રાજા ચોર અથવા કલહથી ઘણી પ્રમાનું ધન મેળવે (૨) ચદ્રથી યુક્ત અથવા દષ્ટ અગીઆરમો ભાવ હોય અથવા અગીઆરમા ભાવનો ષડ્વર્ગ હોય તો તે

મનુષ્ય સ્ત્રી, હાથી, ઘોડા વગેરેનો સંચય કરનાર થાય છે. પરંતુ આ ચંદ્રમા પૂર્ણ હોય તો પૂર્ણ ફળ મળે છે; ક્ષીણચંદ્ર પાપગ્રહ ગણાવાથી ફળ મળતું નથી; પરંતુ એ દરેક વસ્તુનો નાશ કરે છે. (૩) લાભસ્થાને મંગળ હોય અથવા મંગળની દૃષ્ટિ હોય કે મંગળનો ષડ્વર્ગ હોય તો ભૂષણ સોનું અનેક પ્રકારના દેશાટન સાહસ તથા કળામાં કુશળ થાય છે. (૪) લાભસ્થાનમાં બુધ હોય અથવા બુધની દૃષ્ટિ હોય કે બુધનો ષડ્વર્ગ હોય તે મનુષ્ય અનેક કાવ્યસમૂહથી અને શિલ્પશાસ્ત્રથી કે લેખનવૃત્તિથી ઘણું દ્રવ્ય મેળવે છે. સંચય કરનાર, સાહસિક અને સારો વિનય કરી લોકોને વશ કરનાર થાય છે. અ-થવા નપુંસકોથી ધનલાભ મેળવે છે. (૫) ગુરૂ અગીઆરમે ભાવે હોય અથવા જોતો હોય કે તેનો ષડ્વર્ગ હોય તો તે મનુષ્ય યજ્ઞક્રિયાદિ સત્કર્મ, સજ્જન સમાગમ, રાજાનો આશ્રય વગેરે માર્ગથી પુષ્કળ દ્રવ્ય મેળવી શકે છે. (૬) લાભસ્થાને શુક્ર હોય કે શુક્રની દૃષ્ટિ હોય અથવા શુક્રનો ષડ્વર્ગ હોય તો તે મનુષ્ય સ્ત્રીઓના પ્રસંગમાં આવી અનેક જાતના તર્કટ અને પ્રપંચ વગેરે કરી દ્રવ્ય પેદા કરે છે. (૭) શનિશ્ચરથી લાભ ભુવન યુક્ત અથવા દૃષ્ટ હોય કે શનિશ્ચરનો ષડ્વર્ગ હોય તો ગળી, લોખંડ, મહિષી, હાથી, ઘોડા અથવા ગામનો સમુ-દાય વગેરે માર્ગદ્વારા ધન મેળવી શકે છે. (૮) લાભસ્થાન પર શુભ ગ્રહોની દૃષ્ટિ કે યુતિ હોય કે ષડ્વર્ગ હોય અથવા લાભસ્થાનમાં ગ્રહો બેઠા હોય કે જોતા હોય તો ઘણા માર્ગથી દ્રવ્ય મેળવે છે. (બીજા ગ્રંથોમાંથી) પહેલાથી પંચમ ભાવ સુધી શુભગ્રહો આવેલા હોય તો પ્રથમાવસ્થામાં સારૂં સુખ મેળવે. પાંચમાથી નવમાભાવ સુધીમાં શુભ ગ્રહો હોય તો મધ્યાવસ્થા સુખી થાય. નવમાથી બારમા સુધીમાં શુભ ગ્રહ હોય તો વૃદ્ધાવસ્થામાં સુખી થાય. ઉચ્ચ, સ્વગૃહી કે હર્ષિતગ્રહ નિરંતર ફળ આપે છે. (૨) અગીઆરમે સ્થાને જે ગ્રહ હોય અથવા જે રાશિ હોય તેના રંગની વસ્તુથી લાભ મેળવે છે. (૩) લાભસ્થાને પાપગ્રહ હોય અને લાભેશ

સ્થાનમા હોય તો ધનલાભ આપે. (૪) ધનેશ અગીઆરમે હોય અને લાભેશ ધને હોય અથવા બને કેન્દ્રસ્થાનમા હોય તો ધનલાભ કરાવે છે. શુભગ્રહની કર્તરીવાળો લાભભાવ હોય અથવા લાભેશ શુભગ્રહની કર્તરીમાં હોય તો દ્રવ્યલાભ થાય (૫) લાભેશ અને લગ્નનો નવમાંશપતિ શુભગ્રહ હોય અને તે જન્મકુડલીમા સાથે ગ્યો હોય તે પર ધનેશની દૃષ્ટિ હોય તો તે ધનવાન થાય. (૬) લાભેશ જે રાશિનો હોય તે રાશિસ્વામીને શુભગ્રહ જોતા હોય કે તે શુભગ્રહના અતરમાં હોય તો તેને દ્રવ્યલાભ થાય (૭) પાપગ્રહના સબધવાળો લાભેશ ધનનાશ કરે છે (૮) લાભસ્થાને જે રાશિ હોય તે રાશિની દિશા લાભદાયક સમજવી (૯) લાભેશ અને પરાક્રમેશ શુભગ્રહનો સબધ ધરાવતા હોય તો તે નિરોગી કાનવાળો થાય પાપગ્રહના સબધથી કાનમાં રોગ થાય છે. (૧૦) લાભેશગ્રહની દિશામાં લાભ થાય

## વ્યયભાવ.

બારમા ભાવમા કયુ લગ્ન આવેલુ છે? તેનો સ્વામી કોણ છે? સૌમ્યગ્રહો અને પાપગ્રહોમાંથી તે કોનાથી અધિક દૃષ્ટ છે? પોતાના સ્વામીથી યુક્ત છે કે અયુક્ત? આ દરેક વિચારવુ; ખર્ચ, નર્કમાં પડવા વિષે, ડાબી આખ વિષે, બને પગ વિષે તથા શયનાગાર વિષે, દાન, દડ, બધન એ દરેક બારમા ભાવમાં જોવુ (જાતકાભરણ) —બારમેસ્થાને ક્ષીણચદ્ર અથવા સૂર્ય કે ચદ્ર સૂર્ય બને સાથે હોય, અને તેના પર મગળની દૃષ્ટિ હોય તો તેનું દ્રવ્ય રાજાથી નાશ પામે છે. (૨) વ્યયસ્થાને પૂર્ણકળાવાળો ચદ્ર, બુધ, ગુરુ, કે શુક્ર હોય તો તે ધનસગ્રહ કરનાર થાય. શનિ હોય અને તેના ઉપર મગળની દૃષ્ટિ હોય અથવા યુતિ હોય તો ધનનો નાશ કરે છે (સર્વાર્થ ચિ-તામણિ) વ્યયસ્થાને પાપગ્રહ હોય અને વ્યયેશ પણ પાપગ્રહ હોય અને એ બને પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો પાપ રસ્તે ધનનો ખર્ચ

થાય. વ્યયસ્થાને અથવા વ્યયેશ સાથે શનિ કે રાહુ હોય અને નવમાંશકુંડલીમાં પાપગ્રહની રાશિનો વ્યયેશ થયો હોય તો પાપ રસ્તે ધનનો વ્યય થાય. (૩) નવમાંશકુંડલીમાં શુભગ્રહની રાશિમાં વ્યયેશ હોય તથા વ્યયભાવ કે ભાવેશ શુભગ્રહની કર્તરિમાં હોય તો ધર્મમાર્ગે ધન ખર્ચનાર થાય. (૪) બારમે ગુરૂ અને શુક્ર હોય અથવા ચંદ્ર અને બુધ હોય તેમના ઉપર શુભગ્રહો જોતા હોય તો ધર્મ માર્ગે ધન ખર્ચનાર થાય છે. (૫) દશમેશ પાપગ્રહ હોય અને તે બારમાભાવના સ્વામીને જોતો હોય અથવા શત્રુ કે નીચગ્રહની રાશિમાં જન્મકુંડલી કે નવમાંશકુંડલીમાં રહ્યો હોય તોપણ એ પ્રમાણે ફળ આપે છે. (૬) વ્યયેશ ઉચ્ચનો, સ્વગૃહી કે મિત્રગ્રહની રાશિનો હોય અને તેનાપર દશમેશ (શુભગ્રહ)ની દૃષ્ટિ હોય તો ધર્મ કાર્યમાં ધન ખર્ચનાર થાય. (૭) વ્યયેશ નિર્બળ હોય અને નવમાંશમાં પાપગ્રહના ક્ષેત્રનો હોય અને તે નવમાંશ કુંડલીમાં પાપગ્રહની રાશિનો હોય, તે પર સપ્તમેશ નિર્બળ થઈ જોતો હોય તો તે સ્ત્રીના પ્રસંગથી ધન ગુમાવનાર થાય. (૮) એ મુજબ વ્યયેશને નિર્બળ મંગળ જોતો હોય તો ભાઇના પ્રસંગથી ધન નાશ થાય છે. (૯) એમ જ પુત્રભાવનો સ્વામી નિર્બળ થઇ જોતો હોય તો પુત્રના પ્રસંગથી ધનનાશ થાય છે. દશમેશથી એ યોગ પિતાના પ્રસંગથી ધન નાશ કરે છે. ચતુર્થેશથી એ યોગ થાય તો માતાના પ્રસંગથી ધન નાશ થાય છે. (૧૦) વ્યયેશ નિર્બળ હોય કે નવમાંશમાં પાપગ્રહની રાશિમાં નીચનો હોય તો ચિત્તભ્રમ થાય છે. વ્યયસ્થાને અથવા વ્યયેશ ઘણા પાપગ્રહના સંબંધમાં હોય તોપણ ચિત્તભ્રમ થાય છે. (૧૧) રાહુ અથવા કેતુ બારમે રહેલા હોય, તેમને ષષ્ઠેશ કે અષ્ટમેશ જોતો હોય કે સાથે હોય તો નર્કમાં પડનાર જાણવો. (૧૨) ચંદ્ર કે સૂર્ય એ બેમાંથી જે બળવાન હોય તે દ્રેષ્કાણમાં જે ગ્રહની રાશિનો હોય તે ગ્રહના લોકમાં જનાર તે મનુષ્ય થાય છે. લોકકલ્પના માટે—ગુરૂને દેવલોકનો સ્વામી

તિર્યંક્લોકના સ્વામી છે તથા બુધ અને શનિ નર્કલોકના કહ્યા છે. (૧૨) ગુરૂ દશમે અથવા બારમેસ્થાને હોય અને તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો તે સ્વર્ગલોક પામે. (૧૩) વ્યયેશ શુભગ્રહ સાથે હોય અથવા નવમાંશમા શુભગ્રહની રાશિ હોય તો તે નેત્રથી સુખી જાણવો. (૧૪) વ્યયસ્થાને બુધ ગુરૂ અને શુક્ર રહેલા હોય તો તેને વાહનનું સુખ મળે. વ્યયસ્થાને અથવા વ્યયેશ સાથે શુભગ્રહનો સંબંધ હોય તો પાલખી શયનાગાર શય્યા વગેરે સુખના સાધનને ભોગવનાર થાય છે. (૧૫) વ્યયેશ ઉચ્ચનો હોય કે શુભગ્રહ કે મિત્રગ્રહના ક્ષેત્રનો હોય, તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો તેના ભુવનમાં અનેક પ્રકારના ઉપહાર હોય છે. (૧૬) વ્યયેશ પાપગ્રહ હોય પણ તે ઉચ્ચનો અથવા સ્વગૃહી કે મિત્ર ક્ષેત્રીય હોય તો તે શયનાદિક માટે સુખી જાણવો. (૧૭) લગ્નેશ વ્યયસ્થાને હોય અને નીચ રાશિનો હોય વળી શનિ અથવા રાહુથી યુક્ત હોય અને ષષ્ઠેશની તે પર દૃષ્ટિ હોય તો તે શયનાદિ માટે દુઃખી થાય છે.

---

# ગ્રહદશાનું ફળ.

દશાના પ્રકાર જાતકશાસ્ત્રમાં ઘણી જાતના છે, યવનાચાર્યે બાર પ્રકારની દશા કહેલી છે. મણિત્થાચાર્ય દશ પ્રકારની કહે છે. બાદરાયણ મુનિના મત મુજબ અને બ્રહ્મગુપ્તના મત મુજબ આઠ પ્રકાર ગણેલા છે. સિદ્ધસેન તથા દેવલમુનિએ ૭ દશા કહી છે. આ રીતે આવરદા પ્રમાણેજ દશા પ્રકરણમાં બહુ મત ભેદ રહ્યા છે. મુખ્યત્વે હાલ જન્મપત્રિકામાં બે અથવા ત્રણ પ્રકારની દશાઓ જોવામાં આવે છે—કે જેને વિંશોતરી, અષ્ટોત્તરી અને યોગીની દશા કહેવામાં આવે છે. આ દશા જે દેશમાં જે પ્રકારની માન્ય હોય તે પ્રકારની દાખલ કરવામાં આવે છે આપણા દેશમાં અષ્ટોત્તરી દશા માન્ય ગણાએલી છે. તેનું ફળ અહીં દાખલ કરીએ છીએ. કોઇ ગ્રહનું શુભ કે અશુભ ફળ કહ્યું તે શુભાશુભનો સમય ક્યારે આવશે? એ ખુલાસો દશા ફળ કહી આપે છે. અષ્ટોત્તરી દશામાં વર્ષનો અનુક્રમ નીચે મુજબ છે. જેમકેઃ—સૂર્યની વર્ષ ૬. ચંદ્રની વર્ષ ૧૫. મંગળની વર્ષ ૮, બુધની વર્ષ ૧૭, શનિની વર્ષ ૧૦, ગુરૂની વર્ષ ૧૯, રાહુની વર્ષ ૧૨, શુક્રની વર્ષ ૨૧ સુધીની ગણેલી છે. એ પ્રમાણે દશાઓના વર્ષનો સરવાળો કરવાથી એકસો આઠ વર્ષ થાય છે તેથી તે અષ્ટોત્તરી દશા કહેવાય છે. કોની દશા ચાલે છે? ક્યારે બેઠી? ક્યારે ઉતરશે? તેમાં અંતર્દશા કોની છે? એ ગણિત પ્રકરણમાંથી જાણી લેવું ત્યાર પછી તેના શુભાશુભ ફળનો નિર્ણય કરવો.

દશાપરથી ફળાદેશ ટાઇમ સહિત કહી શકાય છે. દશા પરથી ફળ જોવાને માટે મુખ્ય સંકેત નીચે મુજબ છે.

(૧) બળવાન ગ્રહ પોતાની દશામાં સારૂં ફળ આપે, નિર્બળ ગ્રહ પોતાની દશામાં ખરાબ ફળ આપે. (૨) [illegible]

ઉચ્ચનો, પોતાની રાશિનો, મૂળ ત્રિકોણ રાશિનો, વર્ગોત્તમનો, મિત્ર ક્ષેત્રનો કે શુભ ગ્રહની રાશિનો ગ્રહ તે ગ્રહ રાશિબળ પામ્યો છે એમ ગણવું કેન્દ્ર અથવા ત્રિકોણ વગેરે શુભસ્થાનમાં રહ્યો હોય તથા ૬-૮-૧૨ ભાવનો સ્વામી તે ગ્રહ ન થયો હોય તો તે ગ્રહ ભાવ બળવાળો જાણવો જે ગ્રહ સાથે શુભ ગ્રહો અથવા તેના મિત્ર ગ્રહો બેઠા હોય કે તે પર શુભગ્રહ અથવા મિત્ર ગ્રહની દૃષ્ટિ હોય તે ગ્રહ બળ પામેલ જાણવો ઉદયનો ગ્રહ માર્ગી ગતિનો ગ્રહ અથવા યુદ્ધમાં જીતેલો ગ્રહ, દેહબળ પામ્યો જાણવો આ પ્રમાણે ઉપર મુજબ ચાર લક્ષણવાળો ગ્રહ સબળગ્રહ કહેવાય છે

**નિર્બળ ગ્રહનાં લક્ષણ**—નીચ રાશિ, શત્રુરાશિ, પાપ ગ્રહની રાશિનો ગ્રહ નિર્બળ સ્થિતિ પામેલ જાણવો, છઠ્ઠે કે આઠમે બારમે એ દુષ્ટ સ્થાનમાં રહેલો ગ્રહ કે તે ભાવનો સ્વામી થએલ ગ્રહ ભાવનિર્બળ ગ્રહ સમજવો પાપ ગ્રહની સાથે આવેલો અથવા પોતાના શત્રુ સાથે આવેલો હોય પાપગ્રહ કે શત્રુગ્રહથી જોવાતો હોય પોતાનાથી બારમે અને બીજે એ બને ભાવે પાપગ્રહ આવેલા હોય તો ગ્રહ નિર્બળ થયો જાણવો અસ્તનો હોય, સૂર્ય સાથે હોય, વક્રનો હોય, કે યુદ્ધમાં પરાજય પામ્યો હોય તો તે દેહનિર્બળ કહેવાય છે આ લક્ષણો નિર્બળ ગ્રહનાં કહ્યાં થોડાં નિર્બળ લક્ષણ અને સબળ લક્ષણ એમ બે પ્રકારે હોય તે ગ્રહ મિશ્રબળવાળો સમજવો

જે ગ્રહની મહાદશા ચાલતી હોય તે સાથે અંતર્દશાવાળો ગ્રહ મૈત્રી ધરાવતો હોય તો ખરાબ ફળ નથી મળતું શત્રુગ્રહની અંતર્દશાનું ફળ નેષ્ટ ગણાય છે સમગ્રહની અંતર્દશાનું ફળ સમ ગણવું મહાદશા તથા અંતર્દશાના સ્વામી જે ભાવમાં બેઠા હોય તે ભાવ સબંધી શુભાશુભ ફળ કરે છે શત્રુગ્રહ અને પાપગ્રહની દશા વધારે ખરાબ ફળ સૂચવે છે પાપગ્રહની મહાદશામાં શુભગ્રહની અંતર્દશા વધારે ખરાબ ફળ આપે છે મહાદશા તથા અંતર્દશાના સ્વામીઓ

ગેટ બીજાથી ૬–૮–૧૨ ભાવે હોય અથવા નવમાંશ કુંડલીમાં ૬–૮–૧૨ ભાવે હોય તો નઠારૂં ફળ ઉપજાવે છે.

**દશા ગ્રહફળ ક્યારે આપે ?**—દશા બેસતાં જ સૂર્ય અને મંગળનું ફળ મળે છે. દશાના મધ્ય સમયે ગુરૂ શુક્રનું ફળ મળે છે, શનિ અને ચંદ્ર દશા ઉતરતી વખતે શુભાશુભ કરે છે. બુધ આખી દશામાં ફળદાયક છે.

અંતર્દશાના ફળ માટે—જેની મહાદશા ચાલતી હોય તે ગ્રહથી અંતર્દશાવાળો ગ્રહ છઠ્ઠે, આઠમે અથવા બારમે સ્થાને રહેલ હોય અથવા તે ભાવનો સ્વામી હોય તો તેની અંતર્દશા સારૂં ફળ આપતી નથી. દશાફળમાં બુદ્ધિથી પૂર્ણ ઝીણવટથી વિચારવાનું છે.

## સૂર્યદશા

આ દશા ૬ વર્ષ સુધીની છે. ચિંતા, પરિતાપ, શરીરે પીડા, ધનનાશ, કુટુંબકલેશ, મુસાફરી, સ્વજનોથી વૈર, રાજ્યકુળથી અપમાન, ભાઈ અને પુત્રાદિકનો વિયોગ, ખર્ચ, ભય એ દરેક પ્રકારનું ફળ સબળ સૂર્ય વિશેષ રૂપમાં લાવે છે. આ દરેક વિષયમાં સબળ નિર્બળ અને મિશ્રબળનો નિર્ણય આવશ્યક છે.

**સૂર્યમાં સૂર્યનું અંતર**—રાજ્યકુળથી ભય, શરીરે પીડા, મનમાં ચિંતા, કુટુંબમાં દુઃખ અને આર્થિક થોડો લાભ, ખર્ચનો વધારો વગેરે ફળ કરે છે.

**સૂર્યમાં ચંદ્રનું અંતર**—શત્રુનાશ, સુખવૃદ્ધિ, ધનલાભ, કોઈ વ્યસન અને વૈભવ સુખને વધારે છે.

**સૂર્યમાં મંગળનું અંતર**—સુવર્ણથી લાભ, કજીયા ટંટામાં વિજય, મણિ, મોતી, રત્ન, પરવાળાં વગેરેથી લાભ અને રાજ્યથી

**સૂર્યમાં બુધનું અંતર**—કલેશ, કષ્ટ, દારિદ્ર, પ્રમેહ, દદ્રુ વગેરે રોગ, આવકખર્ચ સમાન એ પ્રમાણે ફળ આપે છે.

**સૂર્યમાં શનિનું અંતર**—ગજ્યથી ભય, કલેશ, સજ્જન તથા મિત્રજનોથી લડાઈ, શરીરે વિકળતા ધનનાશ વગેરે ફળ આપે છે.

**સૂર્યમાં ગુરુનું અંતર**—અનેક ધંધાઓમાં પ્રવૃત્તિ કરાવે અને દ્રવ્ય લાભ આપે, કાર્ય સફળ થાય અને હોદ્દો અધિકાર માન વગેરે વધારે છે.

**સૂર્યમાં રાહુનું અંતર**—વ્યસન, અનેક વ્હેમ, નિરાશા, ધનનાશ, મિત્રવિરોધ, વગેરે નેષ્ટ ફળ આપે છે.

**સૂર્યમાં શુક્રનું અંતર**—પેટપીડા, માથાના રોગ, જ્વર અતિસાર શળ વગેરે રોગો, વધુ મહેનત અને થોડો લાભ, કુટુંબથી દીલગીરી, સ્વજન અને મિત્રનો નાશ વગેરે ફળ આપે છે.

## ચંદ્રદશા

અનેક વૈભવ, વાહન સુખ, રાજ્યોગ, મોટાઈ, સારી લાભદાયક મુસાફરી, ઉદ્યોગ, વ્યવહારદક્ષતા, યશ, પ્રભાવ, આનંદ, ધન અને આભૂષણનો લાભ, બુદ્ધિ વિદ્યાનો વધારો, સ્વજન અને મિત્ર તરફથી સુખ તથા સંતોષ વધારે છે.

**ચંદ્રદશામાં ચંદ્રનું અંતર**—સ્ત્રી સાથે મેળાપ, વસ્ત્ર ઘરેણાંનો લાભ, પોતાના કાર્યમાં સંતોષ, કીર્તિ, યશ, જ્ઞાન, સુખ, ધન, ભાગ્ય, રાજ્ય વગેરેથી લાભ, રોજગારમાં દ્રવ્યની છુટ અને ઘણા મિત્રોથી સ્નેહ કરાવે છે.

**ચંદ્રદશામાં મંગળનું અંતર**—રૂધિરબગાડ, પિત્ત પ્રકોપ, અને જ્વરાદિક પીડા કરાવે, અગ્નિ અથવા ચોરથી ભય કરાવે, ધન અને કીર્તિનો વધારો કરે, વારંવાર અવિશ્વાસ અને અસંતોષ ઉપજે, સ્ત્રીથી કલેશ થાય, પરાક્રમ અને ઉદ્યોગની વૃદ્ધિ કરે છે.

**ચંદ્રમાં બુધનું અંતર**—દરેક સ્થાને જય કીર્તિ મળે, જાનવરથી લાભ, ઉદ્યોગ અને પરાક્રમની વૃદ્ધિ, મિત્ર અને સ્વજનથી સુખ અને શત્રુ નાશ કરે છે.

**ચંદ્રમાં શનિનું અંતર**—ભાઈભાંડુઓ તરફથી દુઃખ અને અને ચિંતા, શત્રુથી ભય, ચિત્તમાં અપ્રસન્નતા, ધનનો ખર્ચ, શરીરે માંદગી, મિત્ર કે સ્વજનથી વિયોગ, અપયશ અને અપમાન વગેરે ફળ આપે છે.

**ચંદ્રમાં ગુરૂનું અંતર**—દાન, પરોપકાર, ધર્મ, દરેક સુખ, અને વૈભવ આપે છે. દરેક ઠેકાણેથી ધન, અને વસ્તુનો લાભ મળતો રહે, પરાક્રમ અને ઉદ્યોગથી સંતોષ થાય, શત્રુ થઈને નાશ પામે.

**ચંદ્રમાં રાહુનું અંતર**—રોગ અને શત્રુનો નાશ થાય, તો પણ ચિંતા અને ભય રહ્યા કરે સ્વજન અને મિત્રજનોમાં મૃત્યુ કરે, ધન અને કીર્તિ પણ નાશ પામે, સંતોષ અને સુખથી રહિત રાખે છે.

**ચંદ્રમાં શુક્રનું અંતર**—ઘણી સ્ત્રીઓ સાથે સમાગમ. કન્યા પ્રજાનો વધારો, મોતી, મણિ, હાર વગેરે ભૂષણ અને વૈભવ, ધન તથા સુખની વૃદ્ધિ એ દરેક ફળ આપે છે.

**ચંદ્રમાં સૂર્યનું અંતર**—રાજા અને રાજકુટુંબથી લાભ, સુખ અને સંતોષ, ધન અને કીર્તિ વધારે, રોગ શત્રૂનો અંત લાવે, ધન માન, રોજગાર વગેરેથી સારૂં ફળ કરે, માનસિક પરિતાપ રહ્યા કરે.

## મંગળ દશા

બંધનનો ભય, શસ્ત્ર પ્રહાર થવાનો યોગ, રાજ્ય તરફથી ઉપદ્રવ, ચિંતા, તાવ, માનસિક અશાંતિ, સ્ત્રી અંગે પીડા, ગૃહસ્થાશ્રમ પર અરૂચિ, ચોર, શત્રૂ, અગ્નિ અને શસ્ત્રથી દ્રવ્ય હાનિ કરે, વૈભવનો નાશ કરે, ઉદ્યમનો નાશ થાય, કીર્તિ ભાગ્ય અને યશ ઘટે, મિથ્યા અપવાદ આવે, અનેક પીડાઓ કરે.

• **મંગળમાં મંગળનું અંતર**—પિત્તરોગ, રૂધિર વિકાર, ધન યશ હાનિ, રોગ શત્રુની વૃદ્ધિ, સ્વજન મિત્ર અને બંધુઓનો પરસ્પર સંગ અને દારિદ્ર આપે છે.

**મંગળમાં બુધનું અંતર**—રાજ્યભય, શત્રુભય અને ચોર ભય થાય, મહારોગની પીડા થવાના યોગો જણાય, સુખ અને ધનની હાનિ થાય

**મંગળમાં શનિનું અંતર**—વારંવાર દુઃખમાં મૂકે, અફ-સોસ થાય તેવા બનાવો વધારે, ધનનો વ્યય કરાવે, ચિંતાતુર રાખે અને દેશાટનમાં હાનિ કરે.

**મંગળમાં ગુરૂનું અંતર**—ધાર્મિક કાર્યમાં રુચિ, દાન, પૂજા, તીર્થવ્રત વગેરે કરાવે, દેવ, ગુરૂ શાસ્ત્ર બ્રાહ્મણ વગેરેની ભક્તિ કરાવે, રાજ્યથી પરિતાપનું પ્રકરણ જાગે.

**મંગળમાં રાહુનું અંતર**—શસ્ત્ર અગ્નિ ચોર તથા શત્રુની પ્રબલતા વધે, ધાર્યા વગરનો ખર્ચ બની આવે, મનોરથ સફળ ન થાય, રોગ, દીલગીરી, અકસ્માત અને વિઘ્નોથી પરિતાપ રહ્યા કરે.

**મંગળમાં શુક્રનું અંતર**—રોગ અને શત્રુનો વધારો થાય, ખર્ચ વધે, મુસાફરી નિષ્ફળ જાય, મહામહેનતે જુજ લાભ મળે, ઉદાસ ચિત્ત રહે.

**મંગળમાં સૂર્યનું અંતર**—શરાતન, આનંદ, સંતોષ, અને બળ વધે, રાજ્યથી માન, શત્રુનો પરાજય, લોકોમાં પ્રભાવ તથા સત્તા બેસાડે, ઉત્તમ કીર્તિ અને મિત્રનો લાભ મળતો રહે.

**મંગળમાં ચંદ્રનું અંતર**—મિત્ર તરફથી સંતોષ તથા સુખ સ્નેહ વધે, ઘરેણાં વસ્ત્ર અને કીર્તિનો લાભ રહે, અકસ્માત લાભ થવાના પણ યોગો ઉપજે.

## બુધ મહા દશા

હાસ્ય વિલાસ માંટે સુંદર રૂપવાળી સ્ત્રીઓથી સુખ મળે, ધન કીર્તિ અને વૈભવનો વધારો થાય, ખાનપાન અને વસ્ત્રાભરણનો લાભ થાય, ધર્મ અર્થ કામ વગેરેની સિદ્ધિ થાય, રોગ શત્રુ નાશ પામે, રાજ્યથી લાભ ભાગ્યોદય અને ફતેહ પામે.

**બુધમાં બુધનું અંતર**—મિત્ર અને સ્વજનથી સુખ, ધર્મ અને બુદ્ધિ વધે, વિદ્યા કળા અને પ્રતિષ્ટા મળે, જ્ઞાન વધે, ત્રિદોષથી શરીરે પીડા રહે.

**બુધમાં શનિનું અંતર**—ધાર્યા વગરનું નુકશાન, શત્રૂથી ભય તથા અકસ્માત દ્રવ્યનો નાશ થાય, અગ્નિભય, શરીર પીડા અને ચિંતાતુર કરે છે.

**બુધમાં ગુરૂનું અંતર**—સોનું મોતી મણિ વગેરે ઝવેરાત મળે, સ્વાંગે આરોગ્ય જળવાય, બુદ્ધિ લાભ કરે, મનોરથ સિદ્ધ થાય.

**બુધમાં રાહુનું અંતર**—સાહસ કાર્યમાં રુચિ થાય. ધર્મ અર્થ અને વૈભવમાં સુખી રહેવા છતાં કૃપણ મતિ હોય, ઉદાસિન વૃત્તિ અને કાર્ય સિદ્ધિ કરે.

**બુધમાં શુક્રનું અંતર**—દેવ બ્રાહ્મણ ગુરૂ અને ધર્મપર પ્રીતી થાય, જ્ઞાન ધર્મ અને પુરાણાદિકપર પ્રીતિ ઉપજે વસ્ત્ર અલંકાર અને વૈભવ મેળવે છે.

**બુધમાં સૂર્યનું અંતર**—રોગ શત્રુથી પરિતાપ રહ્યા કરે, રાજ્યથી માન, ધર્મપર પ્રીતિ, પુત્ર સુખનો ઉદય, કીર્તિ અને ધનનો વધારો કરે છે.

**બુધમાં ચંદ્રનું અંતર**—શરીરે દાદર ખસ કોઢ જેવા રોગો જણાય, શત્રૂથી ભય ઉપજે, વાહન સુખ મેળવે અને ધન સબંધી ચિંતા રહ્યા કરે.

**બુધમાં મંગળનું અંતર**—ગરમીનો ઉપદ્રવ મગજ પર વધુ જણાય, શત્રુ અને કુટુંબી જનોથી માનસિક પરિતાપ ઉપજ્યા કરે, પશુ વાહન અને મિત્રથી ભય ઉપજે, ચોર જનોથી નુકશાન થાય.

## શનિની મહા દશા

ખોટું કલંક, બંધીખાનાનું કષ્ટ, નિરાધારપણું, મિત્રોથી શત્રુતા, ભાઈઓથી વૈર, ધારણાઓ નિષ્ફળ જાય, દુઃખ અને ધનહાનિનું બળ વધે, બળવાન શનિ હોય તો આ દરેક સારૂં ફળ થાય છે અને નિર્બળ હોય તો એ ખરાબ ફળ સૂચવે છે.

**શનિમાં શનિનું અંતર**—શરીરે પીડા, સ્ત્રી અને પુત્રનો વિયોગ, મુસાફરી, અનેક કામમાં નુકશાની તથા ઉપાધી રહ્યા કરે.

**શનિદશામાં ગુરૂનું અંતર**—દેવ બ્રાહ્મણ વગેરે પર ભક્તિ ઉપજાવે, નોકર અને ધનનું સુખ સારૂં મેળવે, અનેક કાર્ય સિદ્ધ થાય.

**શનિદશામાં રાહુદશા**—શત્રુઓથી પરાજય, તાવ અતિસાર વગેરે રોગોની ઉત્પત્તિ થાય, દેશાટન અને ખર્ચનો વધારો કરે છે. જખમ થવાનો ભય રહે છે.

**શનિદશામાં શુક્રનું અંતર**—સુખ વૈભવ બંધુઓ અને ધન સંબંધી શાંતિ આપે, સ્ત્રી અને પુત્રનું સુખ વધે, રાજ્ય તરફથી માન યશ અને લાભ મળે.

**શનિદશામાં સૂર્યનું અંતર**—સ્ત્રીથી કષ્ટ થાય, ધન નાશ, ઓચિંતો ભય, રોગ અને શત્રુનો ઉપદ્રવ વધે, રીષ્ટ જેવી પીડાઓ રહ્યા કરે, કાર્યસિદ્ધિ થવામાં બહુ રાહ જોવરાવે છે.

**શનિમાં ચંદ્રનું અંતર**—સ્ત્રીનો લાભ, શત્રુથી જીત, સુખ સાધનનો વધારો, ધન ધાન્યનો વધારો કરે, કન્યા પ્રજા થાય, અને આરોગ્ય વધે.

**શનિમાં મંગળનુ અંતર**—પોતાના વતનનો ત્યાગ કરાવે, ઘણા શત્રુ થાય, વ્યાધિ ઉપજે, ધનનો નાશ અને ભય રહે.

**શનિમાં બુધનું અંતર**-ભાગ્યનો ઉદય, સુંદર કાંતિ, સુખ વધે, શત્રુને જીતવાની શક્તિ વધે, દેવબ્રાહ્મણ પર ભક્તિભાવ રાખે અને ભાઈઓથી સુખ મળે.

## ગુરૂ મહાદશા

રાજ્ય કુટુંબથી માન નમ્રતા વગેરે ગુણો રહે, શોકનો નાશ થાય, સુખ અને ધન મળે, રોગ શત્રુની હાનિ રહે, આરોગ્ય માટે સારૂં, દરેક કાર્ય સિદ્ધ થાય.

**ગુરૂ દશામાં ગુરૂનું અંતર**-સ્ત્રી, માન પુત્રની વૃદ્ધિ કરે, ધન ધર્મ અને વૈભવ વૃદ્ધિ પામે, વસ્ત્ર અલંકાર અને વાહનસુખ સારૂં મળે.

**ગુરૂમાં રાહુનું અંતર**-ધન, ધર્મ અને વૈભવ વૃદ્ધિ પામે, શરીરે ગુમડા વગેરે જણાય, રોગ અને શત્રુની વારંવાર બીક રહ્યા કરે, આરંભેલ કાર્યમાં યશહાનિ થાય. માનનો નાશ કરે.

**ગુરૂમાં શુક્રનું અંતર**-રોગ અને શત્રુનો ભય કરે, ધનનો નાશ થાય; ભય ઉપજે, સ્ત્રીવિયોગ અને કાર્યમાં હાની કરાવે છે.

**ગુરૂમાં સૂર્યનું અંતર**-રોગ શત્રુ નાશ પામે, લડાઈમાં વિજય થાય, રાજ્યકુળથી માન, યશ પ્રતિષ્ટા વગેરે વધે અને કોઈ અધિકારી વર્ગથી પ્રીતિ કરાવે છે.

**ગુરૂમાં ચંદ્રનું અંતર**—વૈભવ અને ધનનું સુખ, મોટા અધિકારી અને સ્ત્રીવર્ગથી લાભ, રોગશત્રુ નાશ પામે, રાજકુળથી માન મળે અન ભાગ્યનો વધારો થાય.

**ગુરૂમાં મંગળનું અંતર**-રોગ શત્રુનો નાશ થાય, સુખનો વધારો થાય, આરોગ્ય વધે તથા ધન વૈભવ મળે.

ગુરૂમાં બુધનું અંતર–જ્ઞાનનો વધારો થાય, કળાકૌશલ્ય વધારો કરે, ભાઈ મિત્ર અને સગાંઓથી લાભ થાય, દેવ બ્રાહ્મ ગુરૂ અને અગ્નિની સેવા કરાવે, ધન કીર્તિ સંબંધી લાભ રહે

ગુરૂમાં શનિનું અંતર–ધન ધાન્યનો નાશ કરે, વૈશ્યજા કે શૂદ્રજાતીની સ્ત્રીથી લાભ કરે મધ ધાન્ય નાશ પામે. ધામિ કામમાં પ્રવૃત્તિ થાય છે.

## રાહુ મહાદશા

બુદ્ધિનાશ, સભ્રમ, દરેક પ્રકારની મહેનતનું પરિણામ નાશ શરીરે ઘાત, ઝેરી જીવજંતુ અને પદાર્થથી હાનિ કરે, અકસ્માત આપત્તિ આવી પડે, ધન ધાન્યનો નાશ કરે, વ્હાલાંઓનો વિયોગ થાય

રાહુ દશામાં અંતર—મોટું નુકશાન, માનસિક અશાંતિ વ્યસન મિત્રનાશ અપયશ, અને વૈરભાવવાળી મતી થાય છે.

રાહુ દશામાં શુક્રનું અંતર—બ્રાહ્મણ અને દેવ ઉપર પ્રીતિ વધે અને ધન ધાન્યનો વધારો થાય, ધારેલ મનોરથ પાર ઉતરે, વસ્ત્રાલંકાર લાભ કરે, પરાક્રમ અને ઉદ્યમ વૃદ્ધિ પામે, કાર્યમાં ફતેહ થાય

રાહુમાં સૂર્યનું અંતર—રોગશત્રુથી મોટા ભય ઉપજે, રાજ્ય તરફથી ભય રહે, ધનધાન્યની હાની કરે, અગ્નિ અને ચોરથી નુકશાની થાય.

રાહુમાં ચંદ્રનું અંતર—સ્ત્રીને માંદગી કરાવે. ગૃહકંકાસ વધે, ખોટું ખર્ચ થાય, શત્રુઓનો પરિતાપ વધે અને ભાઈઓમાં વૈર વધારે છે.

રાહુમાં મંગળનું અંતર—ઝેર શસ્ત્ર અગ્નિ અને ચોરથી ભય ઉપજે, ધન અને કીર્તિનો નાશ કરે, માનની હાની થાય અને રોગ થાય છે.

**રાહુમાં બુધનું અંતર**—જ્ઞાન અને બુદ્ધિનો વધારો, મિત્રનો સમાગમ, ધનલાભ, માનસિક પરિતાપ રહ્યા કરે અને કોઈ જાતે શાંતિ મેળવે નહિં.

**રાહુમાં શનિનું અંતર**—વાત, કફ, પિત્ત એ ત્રણ પ્રકારની પીડા થાય, બીજાઓ સાથે લડાઈ ટંટો થાય, રોજગારનો નાશ કરે, દેશત્યાગ અને કીર્તિનાશ કરે અને ધારેલા કામ પાર ઉતરે નહિં.

**રાહુમાં ગુરૂનું અંતર**—દેવબ્રાહ્મણમાં ભક્તિ, રોગશત્રુનો નાશ, ધનધાન્યનો વધારો અને મનોરથ સિદ્ધ કરે, કીર્તિસુખ વગેરેથી લાભદાયક રહે.

## શુક્ર મહાદશાનું ફળ

સજ્જનનો સમાગમ અને મૈત્રી કરે. સ્ત્રી તરફથી દ્રવ્યવિલાસ ભોગવે. વૈભવ સુખ સારૂં રહે. દ્રવ્ય લાભ કરે તેવા સંયોગો મેળવી આપે. રાજ્યકુળથી માન અને લાભ થાય. પરાક્રમ, ઉદ્યમ અને મનોરથ સફળ થાય.

**શુક્રમાં શુક્રનું અંતર**—સુખ અને માનનો વધારો કરે, સંતાનવૃદ્ધિ કરે, ધન ધાન્યનો વધારો કરે, વસ્ત્ર અલંકાર, કર્મ વિદ્યા યશ એ દરેકનો વધારો થાય, મનોરથ સિદ્ધ થાય.

**શુક્રમાં સૂર્યનું અંતર**—માનનો વધારો થાય, સુખ અને ધનધાન્ય પણ વધે, પ્રજાસુખ માટે સારૂં કરે, વસ્ત્ર અલંકાર ધર્મ વિદ્યા અને યશ આપે.

**શુક્રમાં ચંદ્રનું અંતર**-શરીરે આરોગ્ય રહે. આરંભેલાં કામ-કાજમાં યશ મળે. શત્રુ અને મિત્રથી બંને તરફથી લાભ થાય. ગુરૂ-બ્રાહ્મણ, વેદ શાસ્ત્ર તરફ પ્રીતિ વધે. મન આનંદમાં રહે.

**શુક્રમાં મંગળનું અંતર**-શત્રુ અને રોગ નાશ પામે ધન ધાન્ય કીર્તિ વધારો કરે, સુખ-આરોગ્ય અને વૈભવનો વધારો થાય.

**શુક્રમાં બુધનું અંતર**-માથામાં પીડા કરે, નખમાં રોગ,

આંખે ગરમી થાય, આળસ રહ્યા કરે મનમાં ગુપ્ત ચિંતા થાય, દ્રવ્ય માટે ચિંતા રહ્યા કરે.

શુક્રમાં શનિનું અંતર—વૃદ્ધોથી સમાગમ કરાવે, તથા ધન કે કોઇ બીજાં સુખનો લાભ આપે રોગ શત્રુનો નાશ કરે, મનોરથ સિદ્ધ થાય.

શુક્રમાં ગુરૂનું અંતર—ધનધાન્ય વૈભવ સુખ વગેરેનો વધારો કરે ધર્મ તથા જ્ઞાનમાં મતિ દોરે અધિકારમાં આગેવાની આપે માનસિક ચિંતાઓ રહ્યા કરે અને શત્રુથી પરિતાપ થવાના પ્રસંગો રહે

શુક્રમાં રાહુનું અંતર—મિત્રજનો દુશ્મન થઈને વર્તે, ધનનો નાશ કરે ભાઇઓમાં લડાઈ થાય અકસ્માત ભય અને શરીરે પીડા થાય.

ઉપર મુજબ દશાનાં ફળ છે. પરંતુ એ ફળમાં ખાસ ધ્યાન આપવા યોગ્ય સૂચના યાદ રાખવી કે જે ગ્રહની મહાદશા ચાલતી હોય તે જે ભાવમાં બેઠો હોય તે સાથે કે તેથી સાતમે ભાવે કોઈ ગ્રહ બેઠો હોય તો તે બને ગ્રહની અંતર્દશા નેષ્ટ ફળ આપે છે. દષ્ટિફળ પણ અંતર્દશામાં જ મળે. છે ગ્રહોપર ગ્રહોની દષ્ટિ અને ભાવપર ગ્રહોની દષ્ટિએ પ્રમાણે બે પ્રકાર આગળ જણાવ્યા છે. જે ગ્રહ જોતા હોય તેની મહાદશામાં જોવાતા ગ્રહની અંતર્દશા ફળ આપે છે. એટલે દષ્ટિનું ફળ ત્યારે મળે છે. ભાવપર દષ્ટિ ફળ માટે દેખાનાર ભાવને દેખનાર ગ્રહની મહાદશા અંતર્દશામાં ફળ મળે. એટલે એક ગ્રહ જેટલો ભાવને જોતા હોય તેટલું ભાવપર તેની દષ્ટિનું શુ ફળ છે, એ જાતક ગ્રંથોથી વિચારી લેવું અને તેની દશા અંતર્દશામાં તે ફળ મળવાનો સમય કહેવો.

આખી જન્મપત્રિકાનું પૂર્ણ પરિણામ તે દશા ફળ કહેવાય છે અને દશા ફળજ જાતક ગ્રંથોમાં કઠીન છે માટે ખૂબ વિચાર કરી આ ફળ કહેવું ।

---

# આયુષ્ય

આયુઃ પ્રકરણ એટલે નિર્યાણ પ્રકરણ કહેવામાં અવે છે. જન્મનારનો દેહ કેટલો સમય સજીવ રહેશે તે કહેવાને પણ વિસ્તૃત પ્રકરણો લખાએલાં છે. તેમાં કેટલાક ભેદ આપેલા છે કે જેને મોટા ગ્રંથરૂપમાં પ્રગટ કરીએ તોપણ પૂર્ણ થઈ શકે નહિ. તેથી માત્ર મુખ્ય સંકેત અહીં વર્ણવ્યા છે.

આયુષ્ય કાઢવાના ઘણા પ્રકાર છે, તેમાંથી મધ્યમાયુઃનો પ્રકાર ગણિત વિભાગમાં જણાવેલ છે મધ્યમાયુઃ પછી સ્પષ્ટાયુઃ નીકળી શકે છે. અને સ્પષ્ટાયુઃ ઋષિ મત મુજબ બહુ ભેદવાળું હોય છે અને તે માટે જે મત જે પંડિતને માન્ય હોય છે તે માન્ય કરે છે.

બાળક ત્રણ વર્ષનું કે પાંચ વર્ષનું થાય તે પછી તેનું આયુષ્ય કાઢવું જોઈએ. આઠ વર્ષની અંદરના માટે રીષ્ટ પ્રકરણ વિચારવું અને તે પછીના માટેનું મરણ કેવી રીતે એટલે કયા કારણથી થશે તેના ભેદ બૃહજ્જાતક વગેરે ગ્રંથમાં નીચે મુજબ જણાવ્યા છે. (૧) આઠમા ભાવે કોઈ પણ ગ્રહ રહેલો ન હોય પરંતુ કોઈ બળવાન ગ્રહથી આઠમો ભાવ જોવાતો હોય તે ગ્રહની ધાતુનો વિકાર રોગનું કારણ ગણાય છે, એટલે સૂર્ય પિત્તવિકાર, ચંદ્ર વાયુ અને કફ વિકાર, મંગળ હોય તો પિત્ત વિકાર, બુધ ત્રિદોષ વાયુ, ગુરૂ કફ વિકારથી, શુક્ર વાયુ અને કફથી, શનિ વાયુ વિકારથી રોગ અને મૃત્યુ સૂચવે છે. વિકાર શરીરના કયા ભાગમાં થશે, તે આઠમા સ્થાનમાં જે રાશિ આવેલી હોય તેની ઉપરથી જાણવું. આઠમેભાવે ઘણા બળવાન ગ્રહો દેખાતા હોય તો તેટલા ગ્રહોથી થતા વિકારનો રોગ થઇ મૃત્યુ થાવ છે. (૨) મૃત્યુનાં વિવિધ કારણો—લગ્નથી આઠમે સૂર્ય હોય તો અગ્નિકારણથી મૃત્યુ સૂચવે છે. ચંદ્ર હોય તો જળના કારણથી મૃત્યુ સૂચવે છે. મંગળ શસ્ત્રથી, બુધ જ્વરથી, ગુરૂ વાયુથી,

શુક્ર તૃષાથી થતા રોગોથી, શનિ ભૂખથી થતા રોગોથી, એકથી વધુ ગ્રહ આઠમે હોય તો તેટલા ગ્રહોના બધાં કારણોથી અથવા આઠમે જે ગ્રહ વધુ બળવાન હોય તેથી મૃત્યુ જાણવું (૩) **માર્ગમાં મૃત્યુ**—આઠમે ભાવે ચરરાશિ હોય તો વિદેશમાં મૃત્યુ કરાવે સ્થિરરાશિ હોય તો પોતાના દેશમાં મૃત્યુ કરે દ્વિ સ્વભાવ રાશિ હોય તો માર્ગમાં મૃત્યુનો યોગ ઉપજાવે છે (૪) **પત્થરથી મૃત્યુ**—દશમા ભાવમાં અને ચોથાભાવમાં સૂર્ય અને મંગળ આવેલ હોય તો આ યોગ થાય છે (૫) **કુવે પડી મૃત્યુ**—થવા માટે શનિ ચોથે ચંદ્ર સાતમે અને મંગળ દશમે એ યોગ જન્મકુંડલીમાં થવો જોઈએ (૬) **પોતાના માણસથી મૃત્યુ**-કન્યારાશિમાં રહેલા સૂર્ય અને ચંદ્ર પર પાપગ્રહોની દૃષ્ટિ હોય તો આ યોગ થાય છે (૭) **ડુબીને મૃત્યુ**—દ્વિ સ્વભાવરાશિનું લગ્ન હોય અને સૂર્ય ચંદ્ર તેમાં આવેલા હોય તો આ યોગ થાય છે (૮) **જળોદર રોગનો યોગ**—કર્કરાશિનો શનિ, મકરરાશિનો ચંદ્ર હોય તો આ રોગ થાય છે (૯) **અગ્નિથી** મૃત્યુ—મંગળના ક્ષેત્રનો ચંદ્ર હોય તેને પાપગ્રહની કર્તરી હોય તો તે **શસ્ત્ર** અથવા **અગ્નિથી** મૃત્યુ કરાવે છે (૧૦) **રૂધિરવિકાર કે સોજા**—કન્યારાશિનો ચંદ્ર પાપગ્રહની કર્તરીવાળો હોવાથી આ રોગ થાય છે **ફાંસો અથવા અગ્નિ**—**અગ્નિ**ક્ષેત્રનો ચંદ્ર પાપગ્રહની કર્તરીવાળો થયો હોય તો આ યોગ થાય છે (૧૧) **બંધનથી મૃત્યુ**—પાંચમે અને નવમેભાવે એક એક પાપગ્રહ આવ્યો હોય તે પર કોઈ શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો બંધનથી મૃત્યુ સૂચવે છે અથવા આઠમેભાવે કર્કરાશિ પ્રથમ દ્રેષ્કાણમાં હોય કે કન્યારાશિ ત્રીજા દ્રેષ્કાણમાં હોય તોપણ બંધનથી મૃત્યુ કરે છે (૧૨) **સ્ત્રીકારણથી મૃત્યુ**—મીન લગ્ન આવેલું હોય. કન્યારાશિનો ચંદ્ર સાતમેભાવે હોય, તે સાથે પાપગ્રહ હોય તથા શુક્ર અને સૂર્ય મીનરાશિમાં લગ્ને હોય તો સ્ત્રી કારણથી મૃત્યુ કરાવે છે (૧૩) **શૂલીથી મૃત્યુ**—ચોથેભાવે મંગળ અથવા સૂર્ય હોય.

દશમેભાવે શનિ હોય તો આ યોગ થાય છે અથવા પાપગ્રહો સાથે ક્ષીણચંદ્ર રહેલો હોય, ૧-૯-૫ એ સ્થાને પાપગ્રહો આવેલા હોય તોપણ શૂળીથી મૃત્યુનો યોગ ગણાય છે, સૂર્ય ચોથા ભાવમાં હોય અને મંગળ દશમભાવે હોય તે બંને પણ ક્ષીણચંદ્રની દૃષ્ટિ હોય તોપણ શૂળીનો યોગ જાણવો. (૧૪) **લાકડાના મારથી મૃત્યુ**—ચોથે સૂર્ય દશમે મંગળ તે બંનેને શનિ પણ જોતો હોય તો આ યોગ થાય છે. અથવા ક્ષીણચંદ્ર આઠમે હોય દશમે મંગળ, લગ્નસ્થાને શનિ અને ચોથા સ્થાનમાં સૂર્ય હોય તો પણ લાકડાના મારથી મૃત્યુ કરે અથવા દશમભાવે ક્ષીણચંદ્ર હોય, મંગળ નવમેભાવે હોય, લગ્નમાં શનિ હોય, સૂર્ય પાંચમે હોય તો એ માણસ ધુમાડાથી, અગ્નિથી કે બંધનથી, શ્વાસરૂંધનથી અથવાલાકડીના મારથી મૃત્યુ પામશે એમ જાણવું. (૧૫) **પથરીના રોગથી મૃત્યુ**—દશમે અથવા છઠ્ઠેભાવે મંગળ હોય, ચંદ્ર બીજેભાવે હોય અને શનિ આઠમે હોય તો આ રોગથી મૃત્યુ કરે (૧૬) **બંધિવાન થઈ મરે તેવો યોગ**-પાંચમો અને આઠમોભાવ પાપગ્રહની કર્તરીવાળો હોય તો આ યોગ થાય છે. (૧૭) **ગોળો ચઢવાથી મૃત્યુ**-નવમાસ્થાને કર્કરાશિનો ચંદ્ર હોય, ધનરાશિનો શનિ બીજે ભાવે હોય તો જલંદરરોગ, અથવા ગોળાનો રોગ અથવા ગાંઠ ફુલાવાનો રોગ મૃત્યુ કરે. (૧૮) **સમુદ્રમાં મૃત્યુ**-૪-૮-૧૨-૬ એ સ્થાનમાંથી કોઈપણ સ્થાને શનિ હોય, અષ્ટમેશ આઠમે પાપગ્રહની કર્તરીવાળો હોય તો આ યોગ થાય છે. (૧૯) **આત્મઘાતથી મૃત્યુ**-લગ્નેશ કેન્દ્રસ્થાનમાં પાપગ્રહની કર્તરીવાળો થયો હોય અને કોઈપણ ગ્રહ આઠમેભાવે આવેલો હોય તો તે આત્મઘાતથી મૃત્યુ પામશે. (૨૦) **કૃમીવિકારથી મૃત્યુ**—ધનસ્થાને શનિ, ચોથે ચંદ્ર, દશમે મંગળ હોય તો આ યોગ થાય. (૨૧) **સાપ અથવા ઝેરી જંતુ કે પદાર્થથી મૃત્યુ**—અષ્ટમેશ જળ-રાશિનો હોય અને ૬-૧૨ ભાવમાં જળરાશિ હોય તો આ યોગ ગણવો. (૨૨) **રાજા કોપવાથી મૃત્યુ**—ચોથે મંગળ સાતમેસૂર્ય દશમેશનિ

હોય તો તરવાર વગેરે શસ્ત્રથી અથવા અગ્નિ કે રાજા કોપવાથી મૃત્યુ જાણવું. (૨૩) **કીડા પડવાથી મૃત્યુ**—બીજે શનિ ચોથે ચંદ્ર દશમે મંગળ હોય તો આ યોગ ગણાય. (૨૪) **વાહનથી પડી જવામાં મૃત્યુ**—દશમે સૂર્ય અને ચોથે મંગળ આવેલ હોય તો આ યોગ થાય છે. (૨૫) **મશીનથી મૃત્યુ**—સાતમે મંગળ લગ્ને શનિ ચંદ્ર અને સૂર્ય હોય તો આ યોગ થાય છે. (૨૬) **નિંદિત સ્થાને મૃત્યુ**—તુલાનો મંગળ, મેષનો શનિ, શનિ ક્ષેત્રનો ચંદ્ર હોય તો વિષ્ટા કે તેવી નિંદિત વસ્તુમાં મૃત્યુ જાણવું અથવા દશમસ્થાને ક્ષીણચંદ્ર, સાતમેસૂર્ય, અને ચોથે મંગળ હોય તો પણ તેવું જ ફળ સમજવું (૨૭) **ગુહ્યરોગથી મૃત્યુ**—આઠમેભાવે શનિ હોય ક્ષીણ-ચંદ્ર પર બળવાન મંગળની દૃષ્ટિ હોય તો હરસ, કે ભગંદર કૃમીવિકાર કે બધકોષ્ટ જેવા રોગથી મૃત્યુ જાણવું. (૨૮) **જાનવર કે પક્ષીથી મૃત્યુ**—સાતમે સૂર્ય અને મંગળ હોય, આઠમે શનિ અને ક્ષીણચંદ્ર ચોથે આવેલો હોય તો આ યોગ થાય છે. (૨૯) **વિજળી પડવાથી મૃત્યુ**—લગ્નેસૂર્ય, પાંચમે મંગળ, આઠમે શનિ અને નવમે ચંદ્ર આવેલ હોય તો આવો યોગ થાય છે અથવા પર્વત પરથી ગબડી પડે કે તેના પર મોટી પત્થર વગેરે પડવાથી મૃત્યુ થાય કે વીજળીથી મરે છે

---

## નિર્યાણ

જેને આ યોગોમાંથી કોઈ યોગ લાગુ નથી, આઠમે કોઈ ગ્રહ નથી, તેને માટે નિર્યાણ સમજવાની રીતિ આઠમા ભાવના દ્રેષ્કાણ પરથી જાણી લેવી. કોઇ આચાર્ય લગ્નથી ૨૨ મો દ્રેષ્કાણ મૃત્યુનું કારણ કહે છે. યવનાચાર્યે ચંદ્રની રાશિપર નિર્યાણ કહ્યું છે અને તે નિર્યાણ લખવાનો રિવાજ કેટલીક જન્મપત્રિકા જોવામાં આવે છે.

**મેષરાશિ નિર્યાણ**—ધનવાન, ઉગ્ર, પરોપકારી, શ્રેષ્ઠકર્મ કરનાર, સુશીલ, રાજાનો માન્ય, ગુણશાળી, દેવબ્રાહ્મણનો પૂજક, થોડું ભોજન કરનાર, તામ્રસમાન લાલ નેત્રવાળો, શૂરવીર, કામી, દુર્બળજાનુ, મસ્તકમાં વ્રણ, સેવકોને પ્રિય, બે સ્ત્રીનો પતિ, સંગ્રામમાં બ્હીકણ, ચપળ સ્વભાવ, સાતમા અને તેરમા વર્ષની ઉંમરે જળથી પીડા ભોગવે, સોળ અથવા સત્તર વર્ષે વિષૂચિકા જેવો રોગ થાય, ત્રીજે અને બારમે વર્ષે જળથી ભય રહે, પચીસ વર્ષની ઉંમરે પ્રજા થાય, રાત્રિએ અલ્પદૃષ્ટિ કહે. બત્રીસમા વર્ષમાં હથીઆરથી ભય રહે, કાર્યારંભ પહેલાં પ્રલાપ કરે, દેશાટન કરનાર, ઉતાવળું ચાલનાર, માની, શ્રેષ્ઠ લક્ષણ, વાતરોગ, વધુમાં વધુ નેવું વર્ષનું આયુષ્ય. કાર્તિકમાસ, કૃષ્ણપક્ષ, બુધવાર, નવમી તિથિ, અને રાત્રિ તેને માટે ઘાતકારક ગણાય. મસ્તક રોગથી મૃત્યુ પામે.

**વૃષભરાશિ નિર્યાણ**—થોડા તેજવાળો, નમ્ર, કર્મશુદ્ધિથી રહિત, સત્યવક્તા, ધનવાન, કામી. સ્ત્રીની આજ્ઞા પાલનાર, મોટી ઉંમરવાળો, થોડા કેશવાળો, પરોપકારી, માતાપિતાનો ભક્ત, રાજાનો વ્હાલો, સભા મધ્યે માન્ય, ત્રીજા વર્ષની ઉંમરે અગ્નિ ભય, સાતમે વર્ષે વિષૂચિકા, નવમે કોઇ ભયંકર વ્યથા, દશવર્ષે રૂધિર વિકાર, બારમેવર્ષે ઝાડપરથી પડવાની ઘાત, સોળવર્ષે સર્પથી ઘાત, ઓગણીસવર્ષે માંદગી, પચીસમે વર્ષે જળથી ભય, ત્રીસ અને બત્રીસ

વર્ષે કફરોગ થાય શૂરવીર, બુદ્ધિમાન, સહનશીલતાયુક્ત, વધુમાં વધુ ૯૬ વર્ષ જીવે માઘમાસ, નવમી તિથી, શુક્લપક્ષ, શુક્રવાર, રોહિણી નક્ષત્ર એ દરેક નિષ્ટ કરનાર જાણવા

**મિથુનરાશિ નિર્યાણુ**—સ્ત્રીઓ પાસે ચતુર સાચો સ્નેહ કરનાર, મિષ્ટ ભોજન પર રૂચિ ધરાવનાર, સુશીલ, તૂટકવાણી બોલનાર ચચળ નેત્ર, કુટુબનો માન્ય, હર્ષયુક્ત, કામી, બાલ્યા વસ્થામા વધુ સુખી, યૌવનમા મધ્યમ, વૃદ્ધાવસ્થામાં દુ ખ ભોગવે બે સ્ત્રીઓનો સ્વામી, વડિલ પ્રત્યે માનથી વર્તનાર, થોડી પ્રજા, ગુણવાન્ પાંચવર્ષની વયે ઝાડથી પડવાનો ભય સોળવર્ષે શત્રુથી ઘાત પ્રસ ગ ઉપજે અઢારવર્ષે કાનમાં રોગ થાય વીસવર્ષે પક્ષ મોટી પીડા ભોગવે, ૩૮ વર્ષે માંદગી વધુ રહે, ભોગી, દાની સત્ય અને ધર્મમા પ્રીતિવાળો, શ્રેષ્ઠ, ભાગ્યવાળો, વિષયાસક્ત, નાચ ગાયન અને વાજીત્રપર પ્રીતિ રાખનાર, શાસ્ત્રજ્ઞ શ્રેષ્ઠવક્તા, વધુમાં વધુ ૮૦ વર્ષ જીવે વૈશાખમાસ, સુદિ પક્ષ, દ્વાદશી તિથિ બુધવારે મધ્યાન્હ સમય હસ્તનક્ષત્રરિષ્ટ કરે

**કર્કરાશિ નિર્યાણુ**—પરોપક ર કરનાર, અનેક વસ્તુઓનો સગ્રહ કરનાર, પુત્રવાન, સુદર ગુણવાળો, માતાપિતાની આજ્ઞાને અનુસરનાર સ્ત્રીમાં આસક્ત પ્રથમાવસ્થામાં ઘાતના પ્રસગો વધુ રહે, ધનવભવની સ્થિતિ પ્રથમાવસ્થામા હોય યુવાવસ્થામાં સુખી વૃદ્ધાવસ્થામાં ધર્મમાં અતિ આસક્ત થાય તીર્થયાત્રા વગેરેમા રૂચિ રહે, ડાબી બાજુ અગ્નિથી નિશાની કે ભય કરે મસ્તકરોગથી પીડિત રહે ઘણા બધુજનોથી માન્ય ખગોળશાસ્ત્ર જાણનાર, પ્રિય વચન બોલનાર, ત્રીસવર્ષે લીગપીડા એકત્રીસમે વર્ષે સર્પથી ભય બત્રીસવર્ષે મોટી માંદગી ૮૫ વર્ષનું પરમ આયુષ્ય ભોગવે માઘમાસ સુદિ પક્ષ નવમી તિથિ શુક્રવાર રોહિણી નક્ષત્ર એ દરેક ઘાત કરે

**સિહરાશિ નિર્યાણુ**—ધન ધાન્યયુક્ત લક્ષ્મીવાન, સગ્રામમાં

ઉત્સાહવાળો, વિદ્વાન, ઘણી કળા જાણનાર, દેશાટન કરવા માટે ઉત્સાહવાળો, મોટાં અને પીળાં નેત્રવાળો, થોડા પુત્ર, શત્રુઓના નાશ કરનાર, મસ્તકમાં રોગી, પ્રથમવર્ષે ભૂતબાધા ભોગવે, પાંચમેવર્ષે અગ્નિથી ભય. સાતમેવર્ષે જ્વરબાધા અથવા વિષૂચિકા પીડા રહે; વીસ વર્ષે સર્પથી ભય થાય, એકવીશમે વર્ષે માંદગી ભોગવે, ૨૮ મે વર્ષ કોઈ મિથ્યા કલંક આવે ૩૨ વર્ષે બીજી માંદગી થાય પેટમાં ડાબી બાજુ ગુલ્મરોગ, વાતરોગ થાય. સુંદર સ્વભાવ, અત્યંત લોભી સત્યવક્તા અને ચતુર થાય, વધુમાં વધુ એકસો વર્ષ જીવે, ફાલ્ગુન માસ સુદિ પક્ષ પંચમી તિથિ મંગળવાર મધ્યાહ્ન સમય અને પાણીનો સમુદાય ઘાતીકારક જાણવો.

**કન્યારાશિ નિર્ણય**—સ્વજનો સાથે આનંદમાં રહેનાર. ધનવાન ઘણા નોકરવાળો, અને કળાઓ જાણનાર, ગુરૂભક્ત મીઠી વાણી બોલનાર દેવ બ્રાહ્મણની ભક્તિમાં પરાયણ, ધર્મકર્મ સહિત થોડી કન્યા પ્રજા અને વધુ પુત્રવાળો, લિંગ અને કંઠમાં કંઇ નિશાન હોય, ત્રીજા વર્ષની ઉમરે અગ્નિથી ભય ભોગવે. પાંચમે વર્ષે નેત્રરોગ થાય, નવમે અને તેરમે વર્ષે પણ કોઈ રોગ હરકત કરે, પંદર વર્ષે સર્પથી ભય રહે, ૨૧ વર્ષે ઝાડપરથી પડવાનો ભય ઉપજે, ૩૦ વર્ષે જંગલમાં અથવા હથીઆરથી ઘાતકપ્રસંગ ઉપજે. ૮૦ વર્ષનું આયુષ્ય થાય ચૈત્ર માસ વદિ ૧૩, રવિવાર, એ ઘાતી સૂચવે છે.

**તુલારાશિ નિર્ણય**—ઘણા મનુષ્યોનો માનનીય, ઘણી વસ્તુઓનો સંગ્રહ કરનાર, ભોગી. ધર્મ પરાયણ, ઘણા નોકરવાળો અને અતિ ચતુર વાવ, કુવા, તળાવ વગેરે અનેક સ્થાનો બનાવનાર; ઘણી કલાઓ જાણનાર, રાજાને પ્રિય, મિષ્ટરસમાં પ્રીતિ, ઘણી સ્ત્રીઓના ગર્વને હરનાર, પિતૃભક્ત, થોડી પ્રજા અને બંધુવાળો, ખેતીની કળામાં નિપુણ, ક્રય વિક્રયમાં પણ દ્રવ્ય મેળવી શકનાર, દેવબ્રાહ્મણનો પૂજક, સ્ત્રીની આજ્ઞા અનુસાર ચાલનાર, ૭ વર્ષે અગ્નિભય, ૮ વર્ષે જ્વરબાધા, ૧૨ વર્ષે જળથી ભય, ૨૦ વર્ષે વૃક્ષથી કે અશ્વથી પતન થાય,

અથવા સર્પનો ભય રહે, ૨૧ વર્ષમાં પીડા ભોગવે, ૮૫ વર્ષનું પરમાયુષ્ય ભોગવે, વૈશાખ માસ, વદિ પક્ષ, અશ્લેષા નક્ષત્ર, શુક્રવાર, પ્રથમ પ્રહર આ દરેક રીષ્ટકારક ગણાય છે

**વૃશ્ચિકરાશિ નિર્યાણ**—શત્રુઓથી પરિતાપ પામનાર ક્લેશ, વૈર અને ક્રોધમા રહેનાર, વિશ્વાસઘાતી, મિત્રદ્રોહી, સતાપ રહિત, રાજપૂજ્ય નોકરવાળો, ચાર ભાઇ, બે સ્ત્રીવાળો, ૧ વર્ષમાં તાવની પીડા, ત્રીજે વર્ષે અગ્નિભય, પાચમે વર્ષે અને ૧૫ મે વર્ષે તાવ પીડા, ૨૫ વર્ષે મોટી માંદગી ૯૦ વર્ષનુ પરમાયુષ્ય ભોગવે જ્યેષ્ઠ માસ, સુદિ પક્ષ, દશમી તિથિ, બુધવાર હસ્ત નક્ષત્ર, અર્ધરાત્રીનો સમય, રીષ્ઠ કરે છે

**ધનુઃરાશિ નિર્યાણ**—ચતુર, ધર્મવાન, શ્રેષ્ટ પ્રજાવાળો, રાજ માન્ય, દેવબ્રાહ્મણમાં પ્રીતિયુક્ત, ઘણા મનુષ્યોનો પ્રેમ મેળવનાર, વસ્તુસગ્રહ કરવામા રુચિવાળો, સભા મધ્યે સુદર વચન બોલનાર, સુદર નખ, મોટા દાત, કાવ્યકળામાં પ્રવીણ, ભાગ્યશાળી, દઢ, મિત્રતાયુક્ત, સાહસીક નમ્ર, કાર્ય આરભમાં ઘણો વિચાર કરનાર, ક્રોધથી વ્યાપ્ત, તપસ્વી, થોડુ ખાનાર, થોડી પ્રજા, ભાઇઓથી સુખી પ્રથમાવસ્થામાં ધનવાન, પહેલે વર્ષે ભૂતબાધા, ૧૩ વર્ષે માંદગી, ૬૮ અથવા ૭૫ વર્ષનું પરમાયુષ્ય ભોગવે આષાઢ માસ સુદિ પક્ષ ૫ ચમી તિથિ શુક્રવાર રાત્રિ હસ્તનક્ષત્ર એ સર્વ રીષ્ટકારક ગણાય છે

**મકરરાશિ નિર્યાણ**—ધીરજવાળો, ચતુર, પ્રજાથી કષ્ટ ભોગવનાર, રજમાન્ય, દયાળુ, સત્યસધ, ભાગ્યશાળી, આળસુ લાંબી અને પહોળી કટિવાળો, ૫ વર્ષે ઉદાર પીડા ૭ વર્ષે જલથી ઘાત ૧૦ વર્ષે વૃક્ષપાત ૧૨ વર્ષે શસ્ત્રભય, ૨૦ વર્ષે જ્વરબાધા ૨૫ વર્ષે અગોમાં શિથિલતા ૩૫ વર્ષે વામઅગમાં અગ્નિથી નિશાની ૯૦ વર્ષની ઉમર, વધુમાં વધુ ભોગવે શ્રાવણમાસ સુદિ પક્ષ દશમી તિથિ મગળ વાર, જ્યેષ્ટા નક્ષત્ર એ દરેક રીષ્ટ યોગ કરે છે

કુંભરાશિ નિર્યાણ—દાની, મિષ્ટાન્ન ભોજનપર પ્રીતિ યુક્ત, ધર્મ કાર્યમાં પ્રીતિવાન્, પ્રિયવાક્, ક્ષીણદેહ, થોડી પ્રજા, એ સ્ત્રીયોગ, કામી, દ્રવ્યવાન, ડાબા હાથમાં ચિહ્ન હોય, ૧ વર્ષે માંદગી બહુ ભોગવે, ૫ વર્ષે અગ્નિભય ઉપજે, ૧૨ વર્ષે સર્પ અથવા પાણીથી ભય કરે, ૨૮ વર્ષે કોઈ ઘાવ લાગવાનો ભય, અથવા ચોરથી હાનિ, નેવું વર્ષનું પરમઆયુષ્ય હોય, ભાદ્રપદમાસ, કૃષ્ણપક્ષ, ચોથતિથિ શનિવાર ભરણી નક્ષત્ર રીષ્ટ યોગ કરે છે.

મીનરાશિ નિર્યાણ—ધનવાન્ માની નમ્ર ભોગી. પ્રસન્ન ચિત્ત માતાપિતા અને દેવનું પૂજન કરનાર ગુરૂભક્ત, ઉદારચિત્ત, રૂપવાન્ દેહ, શ્રેષ્ઠ ગંધ અને પુષ્પમાળાથી સુશોભિત, પાંચ વર્ષે પાણીથી ભય રહે છે, ૮ વર્ષે તાવનાં પીડા ભોગવે છે. ૨૨ વર્ષે પણ માંદગી ભોગવે છે, ૬૪ વર્ષે પૂર્વદેશ પ્રયાણ કરે છે, નેવુ વર્ષનું પરમાયુષ્ય છે. આશ્વિન માસ કૃષ્ણપક્ષ દ્વિતીયા તિથિ ગુરૂવાર કૃતિકા નક્ષત્ર સાયંકાળ આ સર્વે ઘાત સૂચવે છે.

ઉપર મુજબ નિર્યાણફળ ચંદ્ર જે રાશિનો હોય તે પરથી જોવામાં આવે છે, પરંતુ તે ચંદ્રના બળાબળ મુજબ મળતું આવે આવે છે. જેને ચંદ્ર શુભ ગ્રહોથી દૃષ્ટ અને બળવાન હોય છે, તેને ઉપરનું ફળ વધુ ભાગે મળતું આવે છે અને જેટલો ચંદ્ર નિર્બળ, પાપગ્રહોથી સંબંધ ધરાવનાર વગેરે હોય છે, તેટલે અંશે તેમાં ફેરફાર આવે છે.

---

# સ્ત્રીજાતક

જાતક શાસ્ત્રનું ફળ સ્ત્રીઓને માટે પણ ગણેલુ છે સ્ત્રીઓને ફળાદેશ જોવાને માટે સ્ત્રીજાતક વગેરે કેટલાક ગ્રથો છે, એ દરેક ગ્રંથોનો સાર અમને નીચે મુજબ માલમ પડયો તે આ પ્રકરણથી વ્યક્ત કરીએ છીએ

પુરૂષોના જન્મ વખતે જે જે જોવાય છે તે તે સર્વ સ્ત્રીઓના જન્મ વખતે પણ જોવુ માત્ર તેમાં પુરૂષશબ્દને સ્થાને સ્ત્રીશબ્દની યોજના કરની ફળાદેશની શરૂઆતમાં લખેલા સવત્સર ગોળ, અયન, ઋતુ માસ પક્ષ તિથિ, વાર નક્ષત્રયોગ, કરણ-લગ્ન વગેરે તમામ ફળ સ્ત્રીઓ માટે તેજ સમજવાં દુષ્ટયોગના જન્મનુ વિવરણ પણ તેજ લેવુ દુષ્ટયોગમાં જન્મેલી કન્યા જ્યાંસુધી પોતાના પિતાને ત્યાં હોય છે ત્યાં સુધી પિતાદિકને મળે છે અને સાસરી ગયા પછી તે શુભાશુભ ફળ તેમને ત્યાં મળે છે રાજયોગ નાભસયોગ અને બીજાયોગો પણ સ્ત્રીઓની જન્મકુડલી માટે એકજ ગણેલા છે અત્યાર સુધીમાં જેટલુ ફળાદેશ લખ્યુ તે તમામ સ્ત્રીઓ માટે પણ ઉપયોગી છે ગણિત વિષય પણ તે મુજબ જ લેવાય છે હવે શુ શુ ફેરફાર કરાય છે તેનુ વર્ણન કહીએ છીએ

ફળાદેશમાં જેટનુ ફળ સ્ત્રીઓને મળી શકે તેવો સભવ જણાય તે તે ફળાદેશમા કઇ પણ શકા કર્યા સિવાય સ્ત્રીને કહેવુ જેમ કે વસ્ત્ર અલકાર ધન સુખ દુખ પ્રકૃતિ, ગુણ સ્વભાવ, લક્ષણ ચિન્હ વગેરે અને જે રાજયોગ વગેરે ફળ સ્ત્રીને અસભવિત હોય તે તેના પતિને કહેવુ તે પ્રમાણે ફળાદેશ જ્ઞાતિભેદ વગેરેનો વિચાર કરવા કોઈ આચાર્યના મત મુજબ તમામ ફળ તેના પતિને લાગુ પાડવાનું જણાય છે પરતુ એ મતમાં બહુ થોડા જ આચાર્યો હોવાથી અમે તે મત પર વજન મૂકી શકતા નથી

(૧) લગ્ન અને ચંદ્ર બંને બેકી રાશિમાં સ્ત્રીની કુંડલીમાં આવેલ હોય તો તે સ્ત્રીજાતિના લક્ષણને શોભાવનારી હોય છે. તે ઉપરાંત લગ્ન અને ચંદ્ર એ બંને ઉપર શુભગ્રહોની દૃષ્ટિ હોય તો તે સ્ત્રી ઘણીજ ઉત્તમ લક્ષણવાળી હોય છે. એટલે પતિવ્રતા અને પવિત્ર કાર્ય કરનારી હોય છે, આ યોગથી વિરૂદ્ધ યોગ થતો હોય તો વિરૂદ્ધતાવાળું ફળ સમજવું (૧) મંગળની રાશિનું લગ્ન હોય અથવા મંગળની રાશિનો ચંદ્ર હોય તો સ્ત્રીનું ત્રિશાંશફળ વિચારવું. મંગળની રાશિનો ચંદ્ર કે લગ્ન હોય અને ત્રિશાંશ કુંડલીમાં પણ બંને મંગળના ઘરના હોય તો તે બાળ અવસ્થાથીજ ખરાબ લક્ષણ વાળી થાય છે. (૨) જન્મકુંડલીમાં ચંદ્ર અને લગ્ન બંને મંગળની રાશિના હોય અને ત્રિશાંશમાં બંને શનિની રાશિનાં હોય તો તે નોકરીથી જીવન ગાળનારી થાય છે. (૩) જન્મમાં તે બંને મંગળની રાશિના હોય અને ત્રિશાંશમાં ગુરૂના ક્ષેત્રના હોય તો કંઇપણ ખરાબ ફળ ન થાય. (૪) એ પ્રમાણે જન્મમાં બંને મંગળના ક્ષેત્રના અને ત્રિશાંશમાં બુધના ક્ષેત્રના હોય તો પણ સદ્ગુણવાળી થાય. (૫) જન્મમાં તે બંને મંગળના ક્ષેત્રના હોય અને ત્રિશાંશમાં શુક્રના ક્ષેત્રના થવાથી તે સ્ત્રી ખરાબ લક્ષણવાળી થાય. (૬) તુલારાશિનું લગ્ન અથવા ચંદ્ર હોય તો ત્રિશાંશપરથી જોવાની રીતિ એવી છે કે જન્મકુંડલીમાં શુક્રક્ષેત્રના ચંદ્ર અથવા લગ્ન હોય અને ત્રિશાંશમાં મંગળના ક્ષેત્રના હોય તો તે સ્ત્રી ક્રૂર કર્મ કરનારી દુષ્ટા અને અયોગ્ય આચરણ કરનારી થાય. (૭) ચંદ્ર અથવા લગ્ન જન્મમાં શુક્રના ક્ષેત્રનાં હોય અને ત્રિશાંશ કુંડલીમાં શનિની રાશિનાં થયાં હોય તો તે એક વખત પરણીને બીજા પુરૂષ સાથે બીજી વખત સંસાર ચલાવનારી થાય. (૮) એ પ્રમાણે લગ્ન કે ચંદ્ર શુક્રના ક્ષેત્રના જન્મમાં અને ત્રિંશાંશમાં તેઓ ગુરૂક્ષેત્રમાં આવેલ હોય તો સારા ગુણવાળી અને સારાં લક્ષણ વાળી સ્ત્રી થાય. (૯) એ પ્રમાણે શુક્રક્ષેત્રમાં ચંદ્ર કે લગ્ન હોય અને ત્રિંશાંશમાં બુધની રાશિમાં આવેલા હોય તો ગાયન, વાજીંત્ર, નૃત્ય

ચિત્રકળા વગેરેમા કુશળ થાય (૧૦) શુક્રના ક્ષેત્રનાં ચંદ્ર કે લગ્ન ત્રિશાંશમાં પણ શુક્રક્ષેત્રનાં થયાં હોય તો તે સ્ત્રી ઘણાજ સારા ગુણ વાળી થાય એમ જાણવું (૧૧) બુધના ક્ષેત્રના ચંદ્ર અથવા લગ્ન હોય તેનું ત્રિશાંશ ફળ–બુધ ક્ષેત્રમાં ચંદ્ર કે લગ્ન હોય અને ત્રિશાં શમાં મંગળના ક્ષેત્રનાં થયા હોય તો જુઠાબોલી, કપટવાળી અને ક્રૂર સ્વભાવની તે સ્ત્રી થાય (૧૨) એ રીતે જન્મના બુધ ક્ષેત્રના ચંદ્ર કે લગ્ન ત્રિશાંશમા શનિની રાશિના થવાથી સ્ત્રી પુરૂષ જેવા કઠોર અવયવવાળી સ્ત્રીપણાથી રહિત જાણવી (૧૩) ત્રિશાંશમાં ગુરૂની રાશિના હોય તો સારા ગુણવાળી થાય (૧૪) જન્મના બુધ ક્ષેત્રવાળો ચંદ્ર કે લગ્ન ત્રિશાંશમાં બુધ ક્ષેત્રનો થવાથી ઘણા ગુણો વાળી સ્ત્રી થાય (૧૫) જન્મના બુધ ક્ષેત્રના ચંદ્ર કે મંગળ ત્રિશાંશમા શુક્ર રાશિના થવાથી વ્યભિચારિણી અથવા ગુણકા થાય (૧૬) કર્ક રાશિનો ચંદ્ર કે લગ્ન જન્મ સમયે હોય અને તે ત્રિશાંશમાં મંગળ ક્ષેત્રનો થવાથી સ્વતંત્ર મિજાજની કે ઘણી સ્વતંત્ર રીતે કામ કરનારી થાય છે તેઓ શનિક્ષેત્રના ત્રિશાંશમાં થવાથી સ્વામીને મારી નાંખ વામા સાહસથી પણ નહિં બ્હીનારી થાય તેમજ તે ગુરૂ રાશિના થયા હોય તો ઘણા સારા ગુણવાળી થાય, અને ત્રિશાંશમાં બુધની રાશિના હોય તો ચિત્રકળા અને શિલ્પ કળામાં પ્રવિણ થાય છે, ત્રિશાંશમાં શુક્રની રાશિના હોય તો નઠારાં આચરણ અને અસ્થિર સ્વભાવ વાળી થાય છે (૧૭) સિંહરાશિમાં લગ્ન અથવા ચંદ્ર હોય તો, અને ત્રિશાંશમા મંગળના ક્ષેત્રમાં આવેલ હોય તો પુરૂષ જેવા લક્ષણવાળી થાય છે બોલવામા વાચાળ નિડર અનેક ધંધામાં કુશળ થાય છે, ત્રિશાંશમા શનિ ક્ષેત્રના હોવાથી વ્યભિચારિણી થાય ગુરૂ ક્ષેત્રના હોવાથી રાજાની સ્ત્રી થાય બુધરાશિના હોવાથી પુરૂષ સ્વભાવ વાળી થાય છે, અને જો શુક્રની રાશિના થયા હોય તો નીચ પુરૂષ સાથે વ્યભિચાર કરનારી થાય છે (૧૮) જન્મ કુંડળીમાં ગુરૂની રાશિમાં ચંદ્ર કે લગ્ન હોય અને ત્રિશાંશમાં તે મંગળની રાશિ પર હોય

તો ઘણા ગુણવાળી થાય; શનિની રાશિના થવાથી ઉતાવળી ચાલનારી ગુરૂની રાશિના હોવાથી ઘણા ગુણવાળી થાય; બુધની રાશિના થયા હોય તો વિજ્ઞાનમાં કુશળ, આશ્ચર્યજનક બોલનાર અને આચરણવાળી થાય; જો શુક્રની રાશિના થયા હોય તો ખરાબ લક્ષણવાળી થાય છે. (૧૯) શનિક્ષેત્રનું લગ્ન હોય અથવા ચંદ્ર હોય તેવી જન્મકુંડલીવાળી સ્ત્રીની ત્રિશાંશકુંડલીમાં લગ્ન કે ચંદ્ર મંગળના ઘરનો હોય તો તે સ્ત્રી દાસી થાય. બુધના ક્ષેત્રકારણ નઠારો સ્વભાવ અને નઠારા આચરણ-વાળી થાય. ગુરૂના ક્ષેત્રમાં હોવાથી પતિવ્રતા અને કેળવાએલી થાય, શુક્રના ક્ષેત્રમાં હોવાથી પ્રજા વગરની અથવા મૃત પ્રજા થાય, અને શનિક્ષેત્રના હોય તો નીચ માણસ સાથે વ્યભિચાર કરનારી થાય.

**વધારે સમજ**—લગ્ન અથવા ચંદ્ર બંને એકજ રાશિના હોય અને ત્રિશાંશમાં પણ એકજ રાશિના થયા હોય તો ઉપરનું ફળ સંપૂર્ણ મળે છે.

૧. જન્મકુંડલીમાં લગ્ન ચંદ્ર જુદાજુદા અને ત્રિશાંશમાં એક રાશિના.

૨ જન્મકુંડલીમાં એકજ રાશિના હોય અને ત્રિશાંશમાં જુદા જુદા હોય.

૩. જન્મકુંડલીમાં જુદી જુદી રાશિના હોય અને ત્રિશાંશમાં પણ જુદા જુદા હોય આવા પ્રસંગમાં લગ્ન અને ચંદ્ર એ બેમાંથી જે બળવાન હોય તે પર કુલ આધાર રાખવો.

(૨૦) સ્ત્રીની નવમાંશ કુંડલીમાં જો શનિ ક્ષેત્રનો શુક્ર અને શુક્ર ક્ષેત્રનો શનિ એ યોગ થયો હોય અને જન્મકુંડલીમાં એ એ ગ્રહો એક બીજાને જોતા હોય તો અથવા જન્મલગ્ન શુક્રક્ષેત્રનું હોય અને નવમાંશમાં કુંભલગ્ન આવેલ હોય તો તે સ્ત્રી સ્ત્રીઓ સાથે સંબંધ ધરાવી વિષય શાંતિ મેળવે. (૨૧) લગ્ન અથવા ચંદ્રથી

સાતમે ભાવે કોઈ ગ્રહ ન હોય સાતમોભાવ નિર્બળ હોય તો તેનો સ્વામી દુરાચારી થાય છે (૨૨) સ્રીની જન્મકુંડલીમાં સાતમે બુધ અથવા શનિ આવેલ હોય તો તેનો પતિ નપુસક હોય છે (૨૩) જન્મકુંડલીમાં સાતમે ભાવે સૂર્ય હોય તો પતિથી તજાએલી થાય સાતમે મગળ હોય તો અને પાપગ્રહની દૃષ્ટિ વધુ હોય તો બાળ વિધવા થાય, સાતમે શનિ હોય અને તેને પાપગ્રહ જોતા હોય તો લાંબો વખત સુધી તે કુમારી રહેશે એકથી વધુ પાપગ્રહ સાતમે હોય તો વિધવા કહેવી આ ફળ લગ્ન અથવા ચંદ્રમા જે વધુ બળવાન હોય તેથી સાતમેભાવે જોવુ (૨૪) કોઈપણ પાપગ્રહ સાતમે હોય અને તે પર શુભગ્રહની દૃષ્ટિ હોય તો તેનો પતિ તેનો ત્યાગ કરશે એમ જાણવું (૨૫) નવમાંશ કુંડલીમાં શુક્રરાશિનો મંગળ અને મંગળની રાશિનો શુક્ર હોય તો તે વ્યભિચારિણી થાય છે (૨૬) સાતમે ચંદ્ર, શુક્ર અને મંગળ આવેલા હોય તો તે સ્રી પોતાના સ્વામીના મતથી વ્યભિચાર કરનાર થાય છે (૨૭) શનિ અથવા મંગળની રાશિનું લગ્ન હોય અને લગ્નમાં ચંદ્ર શુક્ર બને આવેલા હોય તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તે સ્રી માતાની સંમતિથી વ્યભિચાર કરનારી થાય છે (૨૮) સાતમા ભાવમાં મંગળનો નવમાંશ હોય અને તે નવમાંશની રાશિ જન્મકુંડલીમાં શનિથી જોવાએલી હોય તો તેને ગુપ્ત દરદ રહ્યા કરે (૨૯) સાતમે કોઈપણ ગ્રહ ન હોય અને સાતમે શનિની રાશિ તથા શનિનો નવમાંશ હોય તો તે સ્રી વૃદ્ધ પતિને પરણે, અથવા મૂર્ખ પતિને પરણે (૩૦) સાતમે મંગળની રાશિ અને મંગળનો નવમાંશ હોવાથી ક્રોધી પતિ મળે તેનો પતિ ઘણી સ્રીઓમાં આસક્ત હોય. (૩૧) સાતમે શુક્રની રાશિ અને શુક્રનો નવમાંશ હોવાથી ભાગ્યશાળી અને સ્વરૂપવાન પતિને પરણે. (૩૨) સાતમાભાવમાં બુધની રાશિ અને બુધનો નવમાંશ હોય તો વિદ્વાન ચતુર ને બારીકીથી કામ કરનાર પતિ મળે (૩૩) સાતમે ચંદ્રની રાશિ અને ચંદ્રનો નવમાંશ હોય તો વિષયવાળો, કોમળ

અને નાજુક પ્રકૃતિવાળો પતિ મળે. (૩૪) ગુરૂની રાશિ અને ગુરૂનો નવમાંશ હોય તો ગુણવાન જીતેન્દ્રિય અને ઉદાર મનનો પતિ મળે છે. (૩૫) સાતમે સૂર્યની રાશિ અને સૂર્યનો નવમાંશ હોય તો કોમળ મનવાળો, વ્યાપાર કરનાર અને વિષયશક્તિવાળો પતિ મેળવે.

આ યોગોમાં ગ્રહની રાશિ અને ગ્રહનો નવમાંશ એકજ હોય તો લખેલું ફળ પૂરેપુરૂં મળે. અને જુદા ગ્રહોનો નવમાંશ હોય તો તે બેમાંથી બળવાન હોય તે મુજબ ફળ મળે છે. (૩૬) લગ્ને ચંદ્ર શુક્રનો યોગ થયો હોય તો તે સ્ત્રી ઈર્ષાવાળી હોય; ચંદ્ર બુધનો લગ્ને યોગ હોય તો કળામાં કુશળ તથા પોતાની કળાથી દ્રવ્ય મેળવનારી થાય. શુક્ર બુધ લગ્ને આવેલા હોય તો રૂપવાળી ભાગ્યશાળી અને પતિપ્રિય થાય; ચંદ્ર ગુરૂનો લગ્ને યોગ હોય તો વૈભવ ભોગવનારી અને ભાગ્યશાળી થાય. ચંદ્ર, બુધ અને શુક્ર એ ત્રણે ગ્રહો લગ્નમાં હોવાથી ઘણું ધન, ઘણું સુખ અને માન પ્રતિષ્ઠા વધારે છે; બુધ, ગુરૂ, એ ત્રણ ગ્રહો લગ્ને હોય તો પણ સુખ ધન અને ગુણનો વધારો કરે છે. (૩૭) આઠમે પાપગ્રહ હોવાથી વિધવા થવાનો યોગ થાય છે, અષ્ટમેશ નવમાંશમાં જે રાશિનો થયો હોય તે ગ્રહની દશા અંતર્દશા અથવા અષ્ટમેશની દશા અંતર્દશા પતિસુખની હાનિ કરે છે. (૩૮) વિધવા થવાનો યોગ થતો હોય અને ધનભાવમાં રહેલો કોઈ શુભ ગ્રહ આઠમે જોતો હોય તો તે સ્ત્રી લાંબો વખત વિધવા રહેશે નહિં. એટલે વિધવા થયા પછી તુરતમાં મૃત્યુ પામશે. (૩૯) મધ્યમ બળવાળો શનિ હોય, ચંદ્ર, શુક્ર અને બુધ નિર્બળ હોય, સૂર્ય, મંગળ અને ગુરૂ બળવાન હોય, લગ્નમાં વિષમરાશિ આવેલી હોય તો તે સ્ત્રી ઘણા પુરૂષવાળી સમજવી. (૪૦) ગુરૂ, મંગળ, શુક્ર અને બુધ એ ચાર ગ્રહો બળવાન થયા હોય અને સમરાશિનું લગ્ન હોય તો ધર્મશાસ્ત્ર અને મોક્ષમાર્ગ પર ગતિ કરનારી થાય. (૪૧) ચંદ્રથી દશમસ્થાને સૂર્ય હોય અને ચોથે મંગળ હોય તો ઉંચેથી પછડાવાથી મૃત્યુ કરે.

(૪૨) ચંદ્રથી બીજે મંગળ હોય, સાતમે બુધ હોય અને ચોથે શનિ હોય તો કુવામાં પડવાથી મૃત્યુ પામે (૪૩) કન્યારાશિ પર સૂર્ય હોય તે સાથે ચંદ્ર પણ હોય તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય કે યુતિ હોય તો બંધનથી મૃત્યુ સૂચવે છે (૪૪) સૂર્ય અને ચંદ્ર દ્વિસ્વભાવરાશિમાં હોય તે પર પાપગ્રહની દૃષ્ટિ હોય અથવા યુતિ હોય તો ડુબી મરવાનો યોગ પોતેજ કરે છે (૪૫) કર્કનો શનિ અને મકરનો ચંદ્ર જળધર રોગનો યોગ કરે છે મેષ અથવા વૃશ્ચિક રાશિનો ચંદ્ર અને પાપગ્રહની કર્તરી શસ્ત્ર કે અગ્નિથી મૃત્યુ કરે છે (૪૬) લગ્ન અને સાતમે પાપગ્રહ હોય તો વિધવા થાય છે લગ્ને ચંદ્ર અને સાતમે મંગળ હોય તોપણ વિધવા થવાનો યોગ જાણવો ખાસ કરીને મંગળ વિધવા યોગ કરે છે (૪૭) છઠ્ઠે કે આઠમે ચંદ્ર હોય તો પતિને રીષ્ટ કરનાર યોગ સમજવો ૧-૪ ૭-૮-૧૨ સ્થાને ગ્રહેનો મંગળ ચુંદડી (ચાટડી)નો મંગળ કહેવાય છે તેમ હોય તે તે પતિથી દુખી થાય અથવા વિધવા થાય છે (૪૮) નીચ રાશિનો કોઈપણ ગ્રહ પાંચમે સ્થાને હોય અને તેના પર તેના કોઈ શત્રુગ્રહની દૃષ્ટિ હોય તો તેની પ્રજા જીવે નહિ અને તે વ્યભિચાર કરનાર થાય (૪૯) સ્ત્રી જાતિને તેની સાસનું સુખ શુક્રથી જોવું સૂર્યથી સસરાનું સુખ જોવું લગ્નથી દેહનું સુખ જોવું ચંદ્રથી મનનું સ્વાસ્થ્ય જોવું સપ્તમેશથી અથવા સાતમાભાવથી પતિ સુખ જોવું (૫૦) વિષકન્યા-રવિવાર, દ્વાદશીતિથિ અને શતભિષાનક્ષત્ર (૨) મંગળવાર સાતમતિથી અને વિશાખા નક્ષત્ર (૩) શનિવાર ત્રીજ તિથિ અને આશ્લેષા નક્ષત્ર (૪) જન્મકુંડલીમા લગ્ને બે શુભગ્રહો હોય તે શત્રુ ક્ષેત્રના હોય અથવા શત્રુક્ષેત્રનો પાપગ્રહ લગ્ને હોય (૫) લગ્ને શનિ પાંચમે સૂર્ય, નવમે મંગળ એટલો યોગ થયો હોય તે આમ વિષકન્યા યોગ મુખ્યત્વે પાંચ છે, ગ્રહોના તેવા યોગમાં જન્મનાર કન્યા નિર્ભાગી કહેવાય છે, જ્યા તે હોય ત્યાં દુખ ઉપજાવે છે વ્યભિચા-રિણી થાય છે (૫૧) મૂળનક્ષત્રના પહેલા ત્રણ પાદમાંથી કોઈ પણ

પાદમાં જન્મી હોય તો તેના સસરાને રીષ્ટ કરે, આશ્લેષા નક્ષત્રના ૨-૩-૪ પાદમાંથી કોઈ પણ પાદમાં જન્મી હોય તો સાસુને રીષ્ટ કરે છે. જયેષ્ટા નક્ષત્રના ચોથા પાદમાં જન્મેલી પોતાના જેઠને રીષ્ટ કરે છે. વિશાખા નક્ષત્રમાં ચોથા પાદમાં જન્મેલી પોતાના દેવરને રીષ્ટ કરે છે. માટે પરણાવતા પહેલા તેની શાંતિ કરાવવી. **વિષ કન્યાનો અપવાદ**—લગ્ન અથવા ચંદ્રથી સાતમા ભાવનો સ્વામી સ્વગૃહી હોય અને બળવાન શુભગ્રહોથી જોવાએલો હોય તો વિષકન્યા દોષ નાશ પામે છે. (૫૩) **વિધવા દોષ માટે અપવાદ**—(૧) સાતમે લગ્નેશ અને સપ્તમેશ રહેવાથી વિધવા દોષ સમૂલ નાશ પામે. (૨) લગ્નેશ સપ્તમસ્થાને અને સપ્તમેશ લગ્નમાં હોય તો (૩) લગ્નેશ અને સપ્તમેશ બંને લગ્નમાં હોય (૪) લગ્નેશ અને સપ્તમેશ બંને સાતમે હોય, તો આ યોગોથી વિષ કન્યા દોષ અને વિધવા દોષ એ દરેકનો નાશ કરે છે. (૫૪) **કેટલાક ખાસ યોગ**—પંચમ ભાવ અને પંચમેશ બળવાન હોવાથી સુંદર પ્રજાવાળી તથા વૈભવવાળી થાય. નવમેશ અને નવમા ભાવના બળ કારણ ભાગ્યશાળી થાય. ધનેશ અને ધનભાવના બળથી તે વૈભવી થાય. લગ્નેશ, લગ્ન અને ચંદ્ર બળવાન હોવાના કારણે રૂપાળી થાય. ૮-૯-૧૧ ભાવે પાપગ્રહોનો સંબંધ હોવાથી પ્રજાનું કષ્ટ રહે છે. લગ્ન, લગ્નેશ અને લગ્ન નવમાંશપતિ એ શુભ ગ્રહો હોય તો તે સ્ત્રી જરા પણ કપટ વગરની હોય છે અને તે પાપગ્રહો હશે અથવા પાપગ્રહોથી જેટલો સંબંધ ધરાવતા હશે તેટલા પ્રમાણમાં તે જુઠી કપટી અને સ્ત્રી ચારિત્ર્યવાળી થશે.

સ્ત્રીઓના દુર્યોગોની શાંતિ માટે શાંતિ કરવાના ગ્રંથોથી નિવારણ કરવું. કુંભવિવાહ, અર્કવિવાહ, સાવિત્રીવ્રત, પીપ્પલવિવાહ નંગધારણ, હોમ, દુષ્ટયોગ શાંતિ વગેરે કરવાથી સારૂં ફળ થાય એમ ધર્મશાસ્ત્રોમાં લખેલું છે.

## ભાગ પહેલો સમાપ્ત.

# ॥ अथ ज्योतिःशास्त्रशिक्षकः ॥



## भाग २ जो.

### ताजकविभागः ॥

### પ્રકરણ ૧ લું.

પહેલા ભાગમાં આપણે જાતકશાસ્ત્ર વિષય ઉપર પ્રકરણો જણાવ્યાં, આ ભાગમાં તાજિક શાસ્ત્ર બંબંધી પ્રકરણો લખવામાં આવશે જાતકશાસ્ત્ર એટલે શું તે જાતક વિભાગ વાંચવાથી સમજાયુ હશે, હવે તાજિક માટે થોડું જણાવવુ આવશ્યક છે. તાજિક શબ્દનો અર્થ વિચારવાથી જ માલમ પડશે કે તાજિક શાસ્ત્ર શું સૂચવે છે.

જાતક શાસ્ત્રમાં જણાવેલો વિષય એકંદર ફળ માટે કહેલો છે. અને તાજિક શાસ્ત્ર સૂક્ષ્મફળ, વાર્ષિક ફળ (વર્ષફળ), માસ ફળ, દિનફળ અને તેથી પણ સૂક્ષ્મફળ વર્ણવી શકે છે. જાતક શાસ્ત્રમાં જણાવેલા ફળમા અંતર્દશાના વર્ષમાં અમુક ફળ જણાવ્યું છે, તેમાં પણ અતર્દશામાં ઉપદશા કાઢવાથી સૂક્ષ્મતા મળે છે તાજિક શાસ્ત્રમાં ગ્રહોનો સબધ સ્પષ્ટ કરાતો હોવાથી તેનાથી ફળ વધુ સૂક્ષ્મ કહી શકાય છે ઉદાહરણ તરીકે કોઈ માણસને જન્મકુડલીમાં રાજયોગ થયો છે, તે રાજયોગ ગુરૂ કરે છે, ગુરૂની દશા અંતર્દશામાં એ ફળ મળવાનુ જાતક ગ્રંથોએ સૂચવ્યુ, પરંતુ ગુરૂ સાથેનો જેવો સંબંધ બીજા ગ્રહો ધરાવતા હોય તે પ્રમાણમાં તે ફળ માટે વહેલા મોડું થાય છે. તેથી અમુક વર્ષનો હિસાબ નીકળી શકે, પરંતુ દિવસ ઘડી પલ વગેરેનો સ્પષ્ટ હિસાબ તો તાજિક શાસ્ત્રજ સૂચવે છે. અમુક

સંવત, અમુક માસ, અમુક તિથિ વારે રાજયોગનું ફળ મળશે, તે કહેવું તે આ શાસ્ત્રનું કામ છે. તેથી જાતક શાસ્ત્રનો સૂક્ષ્મ વિભાગ તાજિક કહી શકાય છે. તાજક શબ્દનો અર્થ તાજું એવો કહીએ તો તુરતનું છેલ્લી શોધનું અને બરાબર તૈયાર કરેલું વગેરે શબ્દાર્થ થાય છે. હાલમાં તાજકશાસ્ત્રના અનેક ગ્રંથો મળી આવે છે, તેમાં વધુ માન્ય ગ્રંથ પંડિતોએ "તાજિક નીલકંઠી" ને ગણેલ છે. આ ઉપરાંત બીજા પણ અનેક ગ્રંથો છે. એ સર્વના સારરૂપ અને અમોને જે ઈષ્ટ જણાયું છે, તે અનુક્રમે શરૂ કરીએ છીએ.

## વર્ષગણિત સાધન.

વર્ષ ગણિત સાધવા માટે વર્ષપ્રવેશનું ઈષ્ટ લાવવું આવશ્યક છે, અને તે લાવ્યા સિવાય વર્ષનું કંઈપણ ગણિત થઈ શકતું નથી, માટે પ્રથમ વર્ષનું ઈષ્ટ કેમ લાવવું? તે સમજવાથી આગળ ચાલી શકાશે. પ્રથમ ગતાબ્દ લાવો. **ગતાબ્દ લાવવાની રીત**—જે વર્ષમાં જન્મ હોય તે વર્ષને ચાલુ વર્ષમાંથી બાદ કરવાથી ગતાબ્દ આવે. વર્ષ સંવત ગણનાથી કે શક ગણનાથી જે રીતે લેવું હોય તે રીતે લઈ શકાશે. સંવત ગણનાથી વર્ષ ગણવામાં આવે તો કર્ક સંક્રાંતિ બેસે ત્યારથી અથવા વૃશ્ચિક સંક્રાંતિથી સંવતનો બદલો ગણાય છે, અને શાકગણનાથી વર્ષ ગણવામાં આવે તો મેષરાશિમાં સૂર્ય પ્રવેશ કરે ત્યારે શકનો બદલો થાય છે. કોઈનો જન્મ ચૈત્ર માસમાં હોય પણ જન્મ સૂર્ય મીન રાશિનો હોય તો ધ્યાનમાં રાખવું કે તેનો જન્મ ચૈત્ર માસમાં છે, પણ શક બદલ્યા પછી નથી, અને પંચાંગમાં તો ચૈત્ર સુદી ૧ થી નવો શક લખવામાં આવે છે, આવે પ્રસંગે જન્મના શકમાંથી એક અંક બાદ ગણી ગણિત કરાય. જન્મના શકને ચાલુ શકમાંથી બાદ કરતાં જે આંક આવે તેને **ગતાબ્દ** કહે છે. એટલે તેટલાં વર્ષ પૂર્ણ થયાં અને તે પછીનું વર્ષ ચાલે છે, તેમ સમજવું.

## ગતાબ્દ સારિણી

| ગતવર્ષ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વાર | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ |
| ઘડી | ૧૫ | ૩૧ | ૪૬ | ૨ | ૧૭ | ૩૩ | ૪૮ | ૪ | ૧૯ | ૩૫ | ૫૦ | ૬ | ૨૧ | ૩૭ | ૫૨ | ૮ | ૨૩ | ૩૯ |
| પળ | ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૫ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૧ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૭ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| ગતવર્ષ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ |
| વાર | ૨ | ૪ | ૫ | ૬ | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૦ | ૨ | ૩ |
| ઘડી | ૫૪ | ૧૦ | ૨૬ | ૪૧ | ૫૭ | ૧૨ | ૨૮ | ૪૩ | ૫૯ | ૧૪ | ૩૦ | ૪૫ | ૧ | ૧૬ | ૩૨ | ૪૭ | ૩ | ૧૮ |
| પળ | ૫૮ | ૩૦ | ૧ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૨ | ૧૩ | ૪૫ | ૧૬ | ૪૮ | ૧૯ | ૫૧ | ૨૨ | ૫૪ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| ગતવર્ષ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ |
| વાર | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ |
| ઘડી | ૩૪ | ૪૯ | ૫ | ૨૧ | ૩૬ | ૫૨ | ૭ | ૨૩ | ૩૮ | ૫૪ | ૯ | ૨૫ | ૪૦ | ૫૬ | ૧૧ | ૨૭ | ૪૨ | ૫૮ |
| પળ | ૨૫ | ૫૭ | ૨૮ | ૦ | ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૫ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૧ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| ગતવર્ષ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ |
| વાર | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ |
| ઘડી | ૧૩ | ૨૯ | ૪૪ | ૦ | ૧૫ | ૩૧ | ૪૭ | ૨ | ૧૮ | ૩૩ | ૪૯ | ૪ | ૨૦ | ૩૫ | ૫૧ | ૬ | ૨૨ | ૩૭ |
| પળ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૭ | ૫૮ | ૩૦ | ૧ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૨ | ૧૩ | ૪૫ | ૧૬ | ૪૮ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૨૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| ગતવર્ષ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | ૮૧ | ૮૨ | ૮૩ | ૮૪ | ૮૫ | ૮૬ | ૮૭ | ૮૮ | ૮૯ | ૯૦ |
| વાર | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૧ | ૧ |
| ઘડી | ૫૩ | ૮ | ૨૪ | ૩૯ | ૫૫ | ૧૦ | ૨૬ | ૪૨ | ૫૭ | ૧૩ | ૨૮ | ૪૪ | ૫૯ | ૧૫ | ૩૦ | ૪૬ | ૦ | ૧૭ |
| પળ | ૧૯ | ૫૧ | ૨૨ | ૫૪ | ૨૫ | ૫૭ | ૨૮ | ૦ | ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૫ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૨૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |
| ગતવર્ષ | ૯૧ | ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ | ૧૦૦ | ૧૦૧ | ૧૦૨ | ૧૦૩ | ૧૦૪ | ૧૦૫ | ૧૦૬ | ૧૦૭ | ૧૦૮ |
| વાર | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ |
| ઘડી | ૩૨ | ૪૮ | ૨ | ૧૯ | ૨૪ | ૫૦ | ૫ | ૨૧ | ૩૬ | ૫૨ | ૮ | ૨૩ | ૩૮ | ૫૪ | ૧૦ | ૨૫ | ૪૧ | ૫૬ |
| પળ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૧ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૭ | ૫૮ | ૩૦ | ૧ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૨ |
| વિપળ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ |

**ગતાબ્દ સારિણી પ્રવેશ**—ગતાબ્દ સારિણી ઉપર બતાવવામાં આવી છે, તેમાંથી જેટલા ગતાબ્દ આવેલા હોય તે આંક લેવા. તે આંક વર્ષધ્રુવક નામથી પણ ઓળખાય છે. સારિણી સિવાય ગણિતથી વર્ષ પ્રવેશની તિથિ વાર વગેરે તમામ લાવી શકાય છે. પરંતુ એ શાસ્ત્રાર્થ અત્રે લેવો યોગ્ય નથી તેથી ટુંકી રીત જણાવી છે.

**વર્ષપ્રવેશ વાર ઘટીપલ લાવવાની રીત**—ગતાબ્દ સારિણી પરથી અનુક્રમે વાર, ઘટી, પલ, વિપલ, એ આંક જન્મના વાર, ઘટી, પલમાં ઉમેરવાથી વર્ષના પ્રવેશ સમયના વાર ઇષ્ટઘટીપલ થાય. એ પ્રમાણે વર્ષ પ્રવેશ વાર, ઘટી પલ ઉપરથી જાણવું કે તે વારે તેટલી ઘટી પલ સમયે નવા વર્ષનો પ્રવેશ થયો. વાર રવિ ૧ સોમ ૨ એ અનુક્રમે ગણવાનું યાદ રાખવું.

**વર્ષપ્રવેશની તિથિ લાવવાની સહેલી રીત**—સૂર્યના જે રાશિઅંશ હોય તેજ રાશિઅંશ વર્ષપ્રવેશના હોય છે. ઉપર જણાવેલી રીતે જે તિથિએ સૂર્યના અંશાદિ જન્મસૂર્ય મુજબ આવે તે તિથિ વર્ષપ્રવેશની ઇષ્ટઘટીસહ થઈ સમજવી. આ હકીકત પંચાંગમાંથી જાણી વર્ષપ્રવેશનું લખાણુ લખવું.

આ રીતે સૂક્ષ્મતાથી માસપ્રવેશ, દિનપ્રવેશ, વગેરેની સિદ્ધિ સારિણીઓથી થઈ શકે. વર્ષફળમાં માસપ્રવેશની સારિણી ઉપયોગી હોવાથી આગળ આપવામાં આવશે. પરંતુ દિનપ્રવેશ સારિણી લેવી આવશ્યક નથી.

**મુંથાસાધન**—જેમ સૂર્યાદિ નવ ગ્રહો છે, તેમ વર્ષફળમાં મુંથાને ગ્રહ તરીકે માનેલી છે. એટલે તે દશમો ગ્રહ ગણાય છે. મુંથાસાધન માટે નવું ગણિત કંઈપણ વિશેષ કરવામાં આવતું નથી. જે લગ્નમાં જન્મ હોય તેનાં જે અંશ, કળા, વિકળા હોય તે દર વર્ષે મુંથાનાં અંશ કળા, વિકળા મૂકાય છે, માત્ર રાશિમાં ફેરફાર દરવર્ષે થાય છે. ગતાબ્દ સંખ્યાને ૧૨ થી ભાગ આપવો. લબ્ધાંક

જન્મનમતી રાશિમાં જોગેગાથી મુથાની રાશિ આવશે. એ પ્રમાણે દરેક વર્ષે એક એક રાશિ મુથા આગળ ચાલે છે

**સ્પષ્ટગ્રહ સાધન**—જન્મપત્રિકા પ્રકરણમાં સ્પષ્ટ ગ્રહની રીતિ બતાવેલી છે ગ્રહલાઘવ સારિણીથી સ્પષ્ટ ગ્રહો કરવા હોય તો તે રીતિ મુજબ કરવા, અથવા સ્થૂળ રીતિયો વર્ષફળમાં ગ્રહો કરવા હોય તો તેની રીતિ નીચે મુજબ છે, તે ચાલાકથી સ્પષ્ટગ્રહો કહેવાય છે

પચાગમાં પુનમ અને અમાવાસ્યાના પ્રાત કાલના સ્પષ્ટગ્રહો હોય છે, તે ગ્રહો અવધિગ્રહો કહેવાય છે અવધિનો ગ્રહ જાણ્યા પછી ઈષ્ટના ગ્રહ કરવા

**અવધિ ગ્રહની રીત**--ચાલાકગ્રહ માટે અવધિ લેવામાં ધન ચાલાક અને ઋણચાલક એ રીત છે પૂર્ણિમા અથવા અમાવાસ્યા પૈકી ઈષ્ટ દિવસે જે નજદીક હોય તે નજદીકની અવધિપરથી ગણિત કરવુ દાખલા તરીકે કોઈ નો વર્ષપ્રવેશ સુદિ ૯ નો છે, તેથી પુનમના ગ્રહ તેની નજદીકના ગણાય વર્ષપ્રવેશના ઈષ્ટકાળથી અવધિ દિનના પ્રાત કાળ સુધીમાં કેટલા દિવસ ઘટી પળનું અતર આવે છે તે ચોકસ કરવુ અવધિનો દિવસ આગળ ઉપર આવવાનો હોય તો ઋણચાલક થાય અવધિનો દિવસ ગયા પછી ઇષ્ટ દિવસ હોય તો તે ધનચાલક થયુ કહેવાય છે ચાલક ગમે તે પ્રકારનું આવ્યુ હોય પરતુ ચાલક લાવ્યા પછી તેને ગ્રહની ગતિ સાથે ગોમૂત્રિકા ક્રમથી ગુણવા અને અશાદિ ફળ લાવતા તે ધનચાલક હોય તો અવધિના ગ્રહોના અશ કળા વિકળામાં ઉમેરવાં અને ઋણચાલક હોય તો અવધિના ગ્રહોના અશકળા વિકળામાંથી બાદ કરના એટલે વર્ષપ્રવેશ સમયના સ્પષ્ટ ગ્રહો થશે ગતિના આંક તેને તેજ રાખવાથી તે ગતિ સહિત ગ્રહો સ્પષ્ટ લેખાશે લગ્નભાવ, ચલિત વગેરે જન્મપત્રિકા મુજબ કરવા.

**વર્ષકુંડલી બનાવવાની રીત**—પ્રથમ જણાવેલી રીતે સૂર્યના રાશિઅંશ આધારે સ્પષ્ટ લગ્ન કરવું જોઇએ. સ્પષ્ટ લગ્ન કરવાની રીત એવી છે; કે સૂર્યમાં અયનાંશ ઉમેરી તેને સાયન કરવો. બાદ જે સ્થળનું ગણિત હોય તે સ્થળનાં ઉદયમાન લઈ સાયનસૂર્યની રાશિ મુજબના ઉદયમાનથી સાયન સૂર્યના અંશોને ગુણી ત્રીસથી ભાગ આપવો. જે આવે તે ભોગ્યકાળ થાય. આ ભોગ્યકાળ પલાદિ હોય છે. તેથી ઇષ્ટઘડીની પળો કરી તેમાંથી બાદ કરવો. જે શેષ રહે તેમાંથી સૂર્યની રાશિ પછીની રાશિઓનાં જે માન જાય તે બાદ કરવાં. જે બાદ ન થાય તે અશુદ્ધ માન થાય છે. શેષ રહેલી પળોને ૩૦ થી ગુણી અશુદ્ધમાનથી ભાગ આપવો. જે અંશાદિફળ આવે તેની ઉપર અશુદ્ધમાનની રાશિની સંખ્યા મૂકી તેમાંથી અયનાંશ બાદ કરવાથી સ્પષ્ટ લગ્ન થાય. આમ લગ્ન બેસાડવું અને પછી ગ્રહો બેસાડવાથી વર્ષકુંડલી તૈયાર થાય છે.

**નવમાંશ લાવવાનીરીત**—નીચે જણાવેલી સારિણીથી નવમાંશ કુંડળી તૈયાર કરવી. લગ્ન જે રાશિનું હોય તે રાશિના કોઠામાં લગ્નના અંશ મુજબનો કોઠો જે હોય તે નવમાંશ લગ્ન સમજવું, પછી સૂર્ય જે રાશિના કોઠામાં જેટલા અંશનો હોય તે રાશિમાં સૂર્ય મૂકેવો એ પ્રમાણે દરેક ગ્રહને કુંડલીમાં મૂકવાથી નવમાંશ કુંડલી તૈયાર થાય છે.

નવમાંશનો દરેક વિભાગ ૩ કળા ૨૦ વિકળા હોય છે, તેને રાશિઅંશ મુજબ સરલતાથી લેવા માટે નીચેની સારિણી ઉપયોગી છે. ૩/૨૦, ૬/૪૦, ૧૦, ૧૩/૨૦, ૧૬/૪૦, ૨૦, ૨૩/૨૦, ૨૬/૪૦, ૩૦, એ નવમાંશના નવ ભાગ છે.

## રાશિ અંશ પરથી નવમાંશ રાશિ અને તેના સ્વામી જાણવાને સારિણી.

| | | ૧ | ૨ | ૩ ૨૦ | ૪ | ૫ | ૬ ૪૦ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ ૨૦ | ૧૪ | ૧૫ | ૧૬ ૪૦ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૧૨ | ૨૨ | ૨૩ ૨૦ | ૨૪ | ૨૫ | ૨૬ ૪૦ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રા. | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ |
| | સ્વા | મ | મ | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | ચં | ચં | ચ | સૂ | સૂ | સૂ | સૂ | સૂ | સૂ | સૂ | શુ | શુ | શુ | મં | મ | મ | ગુ | ગુ | ગુ | ગુ |
| | રા | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ |
| | સ્વા | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ | મ | મ | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | ચ | ચ | ચં | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ |
| | રા | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ |
| | સ્વા | શુ | શુ | શુ | મ | મ | મ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ | મ | મ | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ |
| | રા | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ |
| | સ્વા | ચ | ચ | ચ | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | મ | મ | મ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ |
| | રા | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ |
| | સ્વા | મ | મ | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | ચ | ચ | ચ | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | મં | મ | મ | ગુ | ગુ | ગુ | ગુ |
| | રા | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ |
| | સ્વા | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ | મ | મ | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | ચ | ચ | ચ | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ |
| | રા | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ |
| | સ્વા | શુ | શુ | શુ | મ | મ | મ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ | મ | મ | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ |
| | રા | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ |
| | સ્વા | ચ | ચ | ચ | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | મ | મ | મ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ |

## રાશિ અંશ પરથી નવમાંશ રાશિ અને તેના સ્વામી જાણવાને સારિણી.

| રા. | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વા | મ | મં | મ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | ચં | ચં | ચં | સ. | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | મં | મં | મ | ગુ | ગુ | ગુ | ગુ |
| રા. | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ |
| સ્વા | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ | મં | મં | મં | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | ચં | ચં | ચં | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ |
| રા. | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ |
| સ્વા | શુ | શુ | શુ | મં | " | મં | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | મં | મં | મ | શુ | શુ | શુ | શુ | બુ | બુ | બુ |
| રા | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ |
| સ્વા | ચં | ચં | ચં | સૂ | સૂ | સૂ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | મં | મં | મ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ | શ | ગુ | ગુ | ગુ | ગુ |

**પંચેશા લાવવાની રીત**—વર્ષફળના દશગ્રહોમાં પાંચ ગ્રહો ઉપરી ( અધિકારી ) વર્ગના ગણાય છે. પહેલો જન્મલગ્નનો સ્વામી, બીજો વર્ષલગ્નનો સ્વામી, ત્રીજો મુંથાની રાશિનો સ્વામી, ચોથો ત્રિરાશિપતિ (એટલે વર્ષપ્રવેશ દિવસનો હોય તો દિવસનો ત્રિરાશિપતિ અને વર્ષપ્રવેશ રાત્રિનો હોય તો રાત્રિનો ત્રિરાશિસ્વામી નીચે જણાવેલા ત્રિરાશિસ્વામીના કોષ્ટક પરથી લેવો. ) અને પાંચમો અધિકારી દિવાપતિ અથવા રાત્રિપતિ ( દિવસે વર્ષપ્રવેશ હોય તો સૂર્યની રાશિનો સ્વામી તે દિવાપતિ ગણાય અને રાત્રે વર્ષપ્રવેશ હોય તો ચંદ્રની રાશિનો સ્વામી રાત્રીપતિ ગણાય. ) એ પ્રમાણે પાંચ અધિકારીને પંચેશા કહેવામાં આવે છે અને પંચેશાનું ચક્ર વર્ષફળમાં મૂકવામાં આવે છે. પંચેશાચક્રમાં તે તે અધિકારી જે જે ભાવમાં આવેલા હોય તે તે ભાવનો આંક તેની નીચે લખવો.

## ત્રિરાશિપતિનું કોષ્ટક.

| રાશિ લગ્ન) નામ<br>રાશિ (લગ્ન) આંક | મે<br>૧ | વૃષ<br>૨ | મિ<br>૩ | કર્ક<br>૪ | સિં<br>૫ | ક<br>૬ | તુ<br>૭ | વૃ<br>૮ | ધન<br>૯ | મક<br>૧૦ | કુ<br>૧૧ | મી<br>૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દિવસમાં સ્વામિ | સૂ | શુ | ગ | શુ | ગુ | ચં | બુ | મં | શ | મ | મં | ચં |
| રાત્રિમાં સ્વામિ | ગુ | ચ | બુ | મ | સૂ | શુ | શ | બુ | શ | મ | મ | ચ |

**હર્ષબળ લાવવાની રીત**—હર્ષબળ ચાર પ્રકારનું હોય છે **પહેલો પ્રકાર**:-સૂર્ય નવમેભાવે, ચંદ્ર ત્રીજેભાવે, મંગળ છઠ્ઠેભાવે બુધ પહેલેભાવે, ગુરૂ અગીઆરમે ભાવે, શુક્ર પાંચમેભાવે, શનિ બારમે ભાવે વર્ષપ્રવેશ કુંડળીમાં આવેલો હોય તો પ્રથમ હર્ષસ્થાનીય કહેવાય, તેનું બળ પાંચ કળાનું ગણવું **બીજો પ્રકાર**—સ્વગૃહી ગ્રહ કે ઉચ્ચ રાશિનો ગ્રહ હોય તે ગ્રહનું પાંચ પાંચ કળાનું બળ મૂકવું, તે દ્વિતીય હર્ષસ્થાનીય કહેવાય છે **ત્રીજો પ્રકાર**:-દિવસનો વર્ષ પ્રવેશ થતો હોય તો પુરૂષગ્રહો ( સૂર્ય, મંગળ, ગુરૂ )નું બળ પાંચ પાંચ કળાનું મૂકવું અને રાત્રે વર્ષપ્રવેશ થતો હોય તો સ્ત્રીગ્રહો ( ચંદ્ર, બુધ, શુક્ર, શનિ ) નું પાંચ પાંચ કળા બળ મૂકવું આ ત્રીજો પ્રકારનું હર્ષબળ થયું **ચોથો પ્રકાર**:-વર્ષલગ્નથી ૧-૨-૩-૭-૮-૯ એ સ્થાનમાં સ્ત્રીગ્રહો આવેલા હોય તો પાંચ પાંચ કળાનું હર્ષબળ મૂકવું એ પ્રમાણે ચાર પ્રકારે બળ થાય, તેનો સરવાળો હર્ષબલૈક્ય કહેવાય છે તે દરેક ગ્રહના ખાનામાં મૂકવાં તેથી હર્ષબળચક્ર તૈયાર થાય છે

**દૃષ્ટિ લાવવાની રીત**—જન્મ પત્રિકા પ્રકરણમાં જે દૃષ્ટિનો પ્રકાર કહ્યો છે તેથી જુદોજ પ્રકાર આ દૃષ્ટિનો છે આ દૃષ્ટિમાં શનિ મંગળ કે ગુરૂની વિશેષ દૃષ્ટિ કે તફાવત આવતો નથી જન્મપત્રિકામાં ગ્રહોપર દૃષ્ટિ અને ભાવોપરિ દૃષ્ટિ એમ બે કોઠા કરવામાં આવે છે અહીં તો માત્ર વર્ષલગ્નપર કેટલા ગ્રહોની કેટલી દૃષ્ટિ છે તેજ જાણવાનું જરૂરી છે નીચે વર્ષદૃષ્ટિ સારિણી આપવામાં આવી છે તે પરથી દૃષ્ટિ સાધવી સહેલી થશે વર્ષપ્રવેશ લગ્નમાંથી સૂર્યને બાદ કરવો શેષ રહે તે એક બાજુ રાખવી એ પ્રમાણે ચંદ્ર વગેરે દરેક ગ્રહોને વર્ષલગ્નમાંથી બાદ કરી જે રાશ્યાદિ શેષ રહ્યાં હોય તે આધારે દૃષ્ટિ સારિણીમાંથી ફળ લેવું અને રાશિઅંશનું ફળ લીધા પછી નીચે જણાવેલા ગુણક હરનો પ્રકાર આપવાથી સૂક્ષ્મદૃષ્ટિ સિદ્ધ થાય છે.

| અંશ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | ૬૦ | ૫૮ | ૫૬ | ૫૪ | ૫૨ | ૫૦ | ૪૮ | ૪૬ | ૪૪ | ૪૨ | ૪૦ | ૩૮ | ૩૬ | ૩૪ | ૩૨ | ૩૦ | ૨૮ | ૨૬ | ૨૪ | ૨૨ | ૨૦ | ૧૮ | ૧૬ | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ભ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૬ | ૧૭ | ૧૮ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૬ | ૩૭ | ૩૮ |
| ૧ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ |
| ગુ | ૪૦ | ૩૯ | ૩૮ | ૩૭ | ૩૬ | ૩૫ | ૩૫ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૩૦ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૦ | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૫ |
| ૨ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ |
| શુ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ |
| ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| [illegible] | ૪૫ | ૪૩ | ૪૨ | ૪૦ | ૩૯ | ૩૭ | ૩૬ | ૩૪ | ૩૩ | ૩૧ | ૩૦ | ૨૮ | ૨૭ | ૨૫ | ૨૪ | ૨૨ | ૨૧ | ૧૯ | ૧૮ | ૧૬ | ૧૫ | ૧૩ | ૧૨ | ૧૦ | ૯ | ૭ | ૬ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |
| ચા | ૦ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ | ૨૬ | ૨૮ | ૩૦ | ૩૨ | ૩૪ | ૩૬ | ૩૮ | ૪૦ | ૪૨ | ૪૪ | ૪૬ | ૪૮ | ૫૦ | ૫૨ | ૫૪ | ૫૬ | ૫૮ |
| ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| રા | ૬૦ | ૫૮ | ૫૬ | ૫૪ | ૫૨ | ૫૦ | ૪૮ | ૪૬ | ૪૪ | ૪૨ | ૪૦ | ૩૮ | ૩૬ | ૩૪ | ૩૨ | ૩૦ | ૨૮ | ૨૬ | ૨૪ | ૨૨ | ૨૦ | ૧૮ | ૧૬ | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ |
| ૬ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| કે | ૦ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૧૫ | ૧૬ | ૧૮ | ૧૯ | ૨૧ | ૨૨ | ૨૪ | ૨૫ | ૨૭ | ૨૮ | ૩૦ | ૩૧ | ૩૩ | ૩૪ | ૩૬ | ૩૭ | ૩૯ | ૪૦ | ૪૨ | ૪૩ |
| ૭ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ | ૦ | ૩૦ |

| અંશ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધનુ | ૪૫ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૧ | ૪૦ | ૩૯ | ૩૮ | ૩૭ | ૩૬ | ૩૫ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ |
| ૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| મકર | ૧૫ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૯ | ૦ | ૫૦ | ૪૦ | ૩૦ | ૨૦ | ૧૦ | ૦ | ૫૦ | ૪૦ | ૩૦ | ૨૦ | ૧૦ | ૦ | ૫૦ | ૪૦ | ૩૦ | ૨૦ | ૧૦ | ૦ | ૫૦ | ૪૦ | ૩૦ | ૨૦ | ૧૦ | ૦ | ૫૦ | ૪૦ | ૩૦ | ૨૦ | ૧૦ |
| કુંભ | ૧૦ | ૯ | ૯ | ૯ | ૮ | ૮ | ૮ | ૭ | ૭ | ૭ | ૬ | ૬ | ૬ | ૫ | ૫ | ૫ | ૪ | ૪ | ૪ | ૩ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૧૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૧૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ |
| મીન | ૦ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ | ૨૬ | ૨૮ | ૩૦ | ૩૪ | ૩૪ | ૩૬ | ૩૮ | ૪૦ | ૪૨ | ૪૪ | ૪૬ | ૪૮ | ૫૦ | ૫૨ | ૫૪ | ૫૬ | ૫૮ |
| ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

વર્ષ સૂક્ષ્મદૃષ્ટિને માટે ઉપયોગી સારિણી (કળાવિકળા સંસ્કાર)

| રાશિ અંક સંજ્ઞા | મે ૦ | વૃ ૧ | મિ ૨ | કર્ક ૩ | સિં ૪ | ક ૫ | તુ ૬ | વૃ ૭ | ધન ૮ | મ ૯ | કુ ૧૦ | મી ૧૧ | રાશિ અંક સંજ્ઞા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુણવા | ૩ | ૨ | ૫ | ૧ | ૩ | ૦ | ૨ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ | ગુણાંક |
| ભાગવા | ૭ | ૧ | ૬ | ૧ | ૨ | ૧ | ૧ | ૭ | ૧ | ૬ | ૩ | ૩ | હર |
| ધનઋણ | ઋ | ધ | ઋ | ધ | ઋ | ધ | ઋ | ધ | ઋ | ઋ | ઋ | ધ | ધનઋણ |

સમજ–પ્રથમ રાશિઅંશ પ્રમાણે ફળ લઈ ગુણાંક અને હરનુ ફળ બાજુના કોઠામાંથી લેવુ અને રાશિઅંશથી આવેલા ફળમાં ધન ઋણ યથોક્ત સંસ્કાર આપવો

**મૈત્રી લાવવાની રીત** —જન્મપત્રિકામાં મૈત્રી નિસર્ગ મૈત્રીપરથી કરવા સૂચવ્યું છે. વર્ષફળમાં નિસર્ગમૈત્રીની આવશ્યકતા નથી. વર્ષફળમાં જે ગ્રહની મૈત્રી કરવી હોય તે ગ્રહથી જે ગ્રહો ૩-૫-૯-૧૧ સ્થાને બેઠા હોય તે મિત્ર થાય. જે ગ્રહો ૨-૬-૮-૧૨ સ્થાને બેઠા હોય તે સમ કહેવાય. અને ૧-૪-૭-૧૦ ભાવે બેઠેલા ગ્રહો શત્રુ કહેવાય છે. એટલે સૂર્યથી ચંદ્ર ૩ જો હોય તો તે ચંદ્ર સૂર્યનો મિત્ર કહેવો. સૂર્યથી ચંદ્ર ૨ હોય તો તે ચંદ્ર સૂર્યનો સમ જાણવો અને ચંદ્ર ૪ હોય તો સૂર્યનો શત્રુ જાણવો. આ પ્રમાણે દરેક ગ્રહોની મૈત્રીનો કોઠો વર્ષફળમાં દાખલ કરવો.

**બૃહત્પંચવર્ગી**—પાંચવર્ગના બળને બૃહત્પંચવર્ગી કહેવામાં આવે છે. (૧) સ્થાન બળ. (૨) ઉચ્ચબળ. (૩) હદ્દાબળ. (૪) દ્રેષ્કાણબળ. (૫) નવમાંશબળ. આ પાંચ પ્રકારના બળનું ઐક્ય કરવું. તે બૃહત્પંચવર્ગી બલ કહેવાય. તેનો અનુક્રમ અને રીતિ નીચે મુજબ જાણવી.

**(૧) સ્થાનબળ**—સૂર્ય, ચંદ્ર વગેરે જે જે રાશિના હોય તે તે રાશિના સ્વામી સૂર્યાદિના સ્વગૃહી, મિત્ર, શત્રુ કે સમ થાય છે, એ જાણવું. સ્થાનબળમાં પોતાના ક્ષેત્રનો ગ્રહ ૩૦ કલાબળ લખવો, મિત્રક્ષેત્રનો ગ્રહ ૨૨ કળા ૩૦ વિકળા બળનો લખવો. સમના ક્ષેત્રનો ગ્રહ ૧૫ કળાનો લખવો અને શત્રુક્ષેત્રનો ગ્રહ ૭ કળા ૩૦ વિકળાનો લખવો.

**(૨) ઉચ્ચબળ**—સ્પષ્ટગ્રહના રાશ્યાદિ અંક અને તેના નીચનું અંતર કરવું. તે અંતર ૭ રાશિથી વધુ આવે તો તેને બાર રાશિમાંથી બાદ કરવા. પછી તેના અંશ કરવા અને નીચે જણાવેલા કોષ્ટકમાંથી ફળ લેવું, તે ઉચ્ચ બળ કહેવાય. કળા વિકળાને કોષ્ટકની ઉપર જણાવેલા ગુણક હરથી ગુણવા ભાગવા અને અંશ પ્રમાણે

ઉચ્ચ બળ શોધવાને સારિણી ( કળા વિકળા માટે ગુણક ૧. ભાજક ૯ લેવા ).

| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ ૦ | ૦ ૭ | ૦ ૧૪ | ૦ ૨૦ | ૦ ૨૭ | ૦ ૩૪ | ૦ ૪૦ | ૦ ૪૭ | ૦ ૫૪ | ૧ ૦ | ૧ ૭ | ૧ ૧૪ | ૧ ૨૦ | ૧ ૨૭ | ૧ ૩૪ | ૧ ૪૦ | ૧ ૪૭ | ૧ ૫૪ | ૨ ૦ | ૨ ૭ | ૨ ૧૪ | ૨ ૨૦ | ૨ ૨૭ | ૨ ૩૪ | ૨ ૪૦ | ૨ ૪૭ | ૨ ૫૪ | ૩ ૦ | ૩ ૭ | ૩ ૧૪ |
| ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ |
| ૩ ૨૦ | ૩ ૨૭ | ૩ ૩૪ | ૩ ૪૦ | ૩ ૪૦ | ૩ ૫૪ | ૪ ૦ | ૪ ૭ | ૪ ૧૪ | ૪ ૨૦ | ૪ ૨૭ | ૪ ૩૪ | ૪ ૪૦ | ૪ ૪૭ | ૪ ૫૪ | ૫ ૦ | ૫ ૭ | ૫ ૧૪ | ૫ ૨૦ | ૫ ૨૭ | ૫ ૩૪ | ૫ ૪૦ | ૫ ૪૭ | ૫ ૫૪ | ૬ ૦ | ૬ ૭ | ૬ ૧૪ | ૬ ૨૦ | ૬ ૨૭ | ૬ ૩૪ |
| ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | ૮૧ | ૮૨ | ૮૩ | ૮૪ | ૮૫ | ૮૬ | ૮૭ | ૮૮ | ૮૯ |
| ૬ ૪૦ | ૬ ૪૭ | ૬ ૫૪ | ૭ ૦ | ૭ ૭ | ૭ ૧૪ | ૭ ૨૦ | ૭ ૭ | ૭ ૩૪ | ૭ ૪૦ | ૭ ૪૭ | ૭ ૫૪ | ૮ ૦ | ૮ ૭ | ૮ ૧૪ | ૮ ૨૦ | ૮ ૨૭ | ૮ ૩૪ | ૮ ૪૦ | ૮ ૪૭ | ૮ ૫૪ | ૯ ૦ | ૯ ૭ | ૯ ૧૪ | ૯ ૨૦ | ૯ ૨૭ | ૯ ૩૪ | ૯ ૪૦ | ૯ ૪૭ | ૯ ૫૪ |
| ૯૦ | ૯૧ | ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ | ૦૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૮ | ૧૯ |
| ૧૦ ૦ | ૧૮ ૭ | ૧૦ ૧૪ | ૧૦ ૨૦ | ૧૦ ૨૭ | ૧૦ ૩૪ | ૧૦ ૪૦ | ૧૦ ૪૭ | ૧૦ ૫૪ | ૧૧ ૦ | ૧૧ ૭ | ૧૧ ૧૪ | ૧૧ ૨૦ | ૧૧ ૨૭ | ૧૧ ૩૪ | ૧૧ ૪૦ | ૧૧ ૪૭ | ૧૧ ૫૪ | ૧૨ ૦ | ૧૨ ૭ | ૧૨ ૧૪ | ૧૨ ૨૦ | ૧૨ ૨૭ | ૧૨ ૩૪ | ૧૨ ૪૦ | ૧૨ ૪૭ | ૧૨ ૫૪ | ૧૩ ૦ | ૧૩ ૭ | ૧૩ ૧૪ |
| ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ |
| ૧૩ ૨૦ | ૧૩ ૨૭ | ૧૩ ૩૪ | ૧૩ ૪૦ | ૧૩ ૪૭ | ૧૩ ૫૪ | ૧૪ ૦ | ૧૪ ૭ | ૧૪ ૧૪ | ૧૪ ૨૦ | ૧૪ ૨૭ | ૧૪ ૩૪ | ૧૪ ૪૦ | ૧૪ ૪૭ | ૧૪ ૫૪ | ૧૫ ૦ | ૧૫ ૭ | ૧૫ ૧૪ | ૧૫ ૨૦ | ૧૫ ૨૭ | ૧૫ ૩૪ | ૧૫ ૪૦ | ૧૫ ૪૭ | ૧૫ ૫૪ | ૧૬ ૦ | ૧૬ ૭ | ૧૬ ૧૪ | ૧૬ ૨૦ | ૧૬ ૨૭ | ૧૬ ૩૪ |
| ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ |
| ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૭ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

(૩) **હદ્દાનું બળ**—આ બળ લાવવાને પણ સારિણી નીચે જણાવેલી છે, દરેક ગ્રહનું હદ્દા લગ્ન કયું છે, તે નક્કી કરવું. પછી તે લગ્નનો સ્વામી મૈત્રીમાં જોવો જો સ્વગૃહી થયો હોય તો તેનું બળ ૧૫ કળાનું લખવું. મિત્રના ક્ષેત્રનો થયો હોય તો તેનું બળ ૧૧ કળા ૧૫ વિકળાનું લખવું. સમના ક્ષેત્રનો હોય તો તેનું બળ ૭ કળા ૩૦ વિકળાનું લખવું. જો શત્રુ ક્ષેત્રનો થયો હોય તો તેનું બળ ૩ કળા ૪૫ વિકળાનું લખવું.

(૪) **દ્રષ્કાણબળ**—દ્રષ્કાણબળ માટે પણ જુદી સારિણી આપેલી છે. તેમાંથી ગ્રહનારાશિ અંશ મુજબ દ્રષ્કાણના રાશિ અંક અને સ્વામી જાણવા. દ્રષ્કાણપતિ સ્વગૃહી હોય તો તેનું બળ ૧૦ કળાનું મૂકવું. મિત્રક્ષેત્રનો હોય તો ૭ કળા ૩૦ વિકળા મૂકવું. સમક્ષેત્રનો હોય તો ૫ કળા મૂકવું અને શત્રુક્ષેત્રનો હોય તો ૨ કળા ૩૦ વિકળા બળ મૂકવું.

(૫) **નવમાંશબળ**—નવમાંશની સારિણી ઉપર જણાવેલી છે અને તે મુજબ દરેક ગ્રહની નવમાંશ રાશિ લાવી તે રાશિના સ્વામી નક્કી કરવા. જો સ્વક્ષેત્રનો રાશિ સ્વામી હોય તો તેનું બળ ૫ કળા સમજવું. મિત્ર ક્ષેત્રનો થાય તો તેનું બળ ૩ કળા ૪૫ વિકળા લખવું. સમના ક્ષેત્રનો થાય તો તેનું બળ ૨ કળા. ૩૦ વિકળા લખવું. શત્રુ ક્ષેત્રનો થાય તો ૧ કળા ૧૫ વિકળા બળ મૂકવું.

**બલૈકયની રીત**—ઉપર મુજબ સૂર્યના પાંચે બળનો સરવાળો કરી સૂર્યના કોષ્ટકમાં મૂકવો. એ રીતે દરેક ગ્રહના બળનો સરવાળો તે બલૈકય કહેવાય છે.

**વિંશોપકા**—આવેલા દરેક ગ્રહના બલૈકયને જુદા જુદા ૨૦ થી ભાગી બલૈકય નીચેના ખાનામાં કળા વિકળાદિ રૂપે મૂકવાથી વિંશોપકા થાય છે.

**વિંશોપકા બળ અને શ્રેષ્ઠ વગેરે ફળ**—વિંશોપકા ફળ માટે પાંચથી ઓછી સંખ્યાવાળો ગ્રહ નેષ્ટ બળી, પાંચથી દશ સુધી મધ્યમ બળી અને ૧૦ થી અધિક ફળ હોય તે શ્રેષ્ઠબળી ગ્રહ જાણવો.

## હુદ્દા સ્વામી લાવવાને કોષ્ઠક. સ્પષ્ટ ગ્રહના રાશિ અંશ મુજબ હુદ્દા સ્વામી જાણવો.

| ૦ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ ૦ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | મ | મં | મ | મં | મ | શ | શ | શ | શ | શ |
| વૃષભ ૧ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | મ | મ | મં |
| મિથુન ૨ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | મ | મ | મ | મ | મ | મ | મ | શ | શ | શ | શ | શ | શ |
| કર્ક ૩ | મ | મ | મ | મ | મ | મ | મ | શુ | શુ | શુ | શુ | શુ | ગ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ |
| સિંહ ૪ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શુ | શુ | શુ | શુ | શ | શ | શ | શ | શ | શ | શ | શ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | મં | મં | મં | મં | મ | મં |
| કન્યા ૫ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | ગુ | ગુ | ગુ | ગુ | મ | મ | મ | મં | મં | મં | મં | શ | શ |
| તુલા ૬ | શ | શ | શ | શ | શ | શ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | મં | મં |
| વૃશ્ચિક ૭ | મ | મ | મં | મ | મ | મ | મ | શુ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શ | શ | શ | શ | શ | શ |

| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શુ | શુ | શુ | શુ | શુ | બુ | બુ | બુ | બુ | મં | મં | મં | મં | મં | શ | શ | શ | શ |
| બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શ | શ | શ | શ | મં | મં | મં | મં |
| બુ | બુ | બુ | બુ | બુ | બુ | બુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | મં | મં | મં | મં | મં | શ | શ | શ | શ | શ |
| શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | શુ | ગુ | ગુ | ગુ | ગુ | બુ | બુ | બુ | મં | મં | મં | મં | મં | મં | મં | મં | મં | શ | શ |

**સમજ**- દૃક્કાણ માટે કોઇ મત એવો પણ છે કે વારનો અનુક્રમ લેવો તે માત્ર બૃહત્પંચવર્ગી માટેજ વારનો ક્રમ લેવાનો જોવામાં આવે છે. બાકી તમામ સ્થાને રાશિ અનુક્રમ છે. તાજિક નીલ કંઠીમાં મેષનો પહેલો દૃક્કાણ મંગળથી બીજો સૂર્યથી, અને ત્રીજો શુક્રથી શરૂ કરવાનું લખેલું છે તે મુજબ આ કોષ્ટક છે.

### દૃક્કાણ સ્વામી લાવવાને કોષ્ટક.

| ાશિ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | રાશિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦થી૧૦ | મં | બુ | ગુ | શુ | શ | સૂ | ચં | મ | બુ | ગુ | શુ | શ | અંશ ૦થી૧૦ |
| ૦થી૨૦ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | સૂ | ચં | મં | બુ | ગુ | અંશ૧૦થી૨૦ |
| ૦થી૩૦ | શુ | શ | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | સૂ | ચં | મં | અંશ૨૦થી૩૦ |

## દ્વાદશવર્ગની સારિણી નં. ૨

**સપ્તમાંશપતિ**

| રાશિ \ અંશ | ૪° ૧૭' ૮" | ૮° ૩૪' ૧૭" | ૧૨° ૫૧' ૨૫" | ૧૭° ૮' ૩૪" | ૨૧° ૨૫' ૪૨" | ૨૫° ૪૨' ૫૧" | ૩૦° ૦' ૦" |
|---|---|---|---|---|---|---|---|
| ૦ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ |
| ૧ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ |
| ૨ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ |
| ૩ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં |
| ૪ | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ |
| ૫ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ |
| ૬ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં |
| ૭ | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં |
| ૮ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ |
| ૯ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ |
| ૧૦ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ |
| ૧૧ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |

**અષ્ટમાંશપતિ**

| રાશિ \ અંશ | ૩° ૪૫' | ૭° ૩૦' | ૧૧° ૧૫' | ૧૫° ૦' | ૧૮° ૪૫' | ૨૨° ૩૦' | ૨૬° ૧૫' | ૩૦° ૦' |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | મ | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં |
| ૧ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચ |
| ૨ | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |
| ૩ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં |
| ૪ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં |
| ૫ | સૂ | બુ | શુ | મ | ગુ | શ | શ | ગુ |
| ૬ | મં | શુ | બુ | ચ | સૂ | બુ | શુ | મં |
| ૭ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં |
| ૮ | સૂ | બુ | શુ | મ | ગુ | શ | શ | ગુ |
| ૯ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં |
| ૧૦ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં |
| ૧૧ | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |

**નવમાંશપતિ**

| રાશિ \ અંશ | ૩° ૨૦' | ૬° ૪૦' | ૧૦° ૦' | ૧૩° ૨૦' | ૧૬° ૪૦' | ૨૦° ૦' | ૨૩° ૨૦' | ૨૬° ૪૦' | ૩૦° ૦' |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ |
| ૧ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ |
| ૨ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ |
| ૩ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |
| ૪ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ |
| ૫ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ |
| ૬ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ |
| ૭ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |
| ૮ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ |
| ૯ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ |
| ૧૦ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ |
| ૧૧ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |

**દશમાંશપતિ**

| રાશિ | અંશ ૩ ૦ | ૬ ૦ | ૯ ૦ | ૧૨ | ૧૫ ૦ | ૧૮ ૦ | ૨૧ ૦ | ૨૪ ૦ | ૨૭ ૦ | ૩૦ ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | મ | શુ | બુ | ચં | સુ | બુ | શુ | મ | ગુ | શ |
| ૧ | શ | ગુ | મ | શુ | બુ | ચ | સૂ | બુ | શુ | મ |
| ૨ | ગુ | શ | શ | ગુ | મ | શુ | બુ | ચ | સૂ | બુ |
| ૩ | શુ | મ | ગુ | શ | શ | ગુ | મ | શુ | બુ | ચં |
| ૪ | સૂ | બુ | ચ | મં | ગુ | શ | શ | ગુ | મ | શુ |
| ૫ | ગુ | ચ | શુ | બુ | શુ | મ | ગુ | શ | શ | ગુ |
| ૬ | મ | શુ | બુ | ચં | સુ | બુ | શુ | મ | ગુ | શ |
| ૭ | શ | ગુ | મ | શુ | બુ | ચ | સૂ | બુ | શુ | મ |
| ૮ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચ | સૂ | બુ |
| ૯ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મ | શુ | બુ | ચ |
| ૧૦ | સુ | બુ | ચ | મ | ગુ | શ | શ | ગુ | મં | શુ |
| ૧૧ | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

દ્વાદશવર્ગી૯—ઘણાં વર્ષફળમાં દ્વાદશવર્ગ મૂકાય છે. તેનો ક્રમ અને રીત નીચે મુજબ છે. (૧) ગૃહ, (૨) હોરા, (૩) દ્રેષ્કાણ, (૪) ચતુર્થાંશ, (૫) પંચમાંશ, (૬) ષષ્ઠાંશ, (૭) સપ્તમાંશ, (૮) અષ્ટમાંશ, (૯) નવમાંશ, (૧૦) દશાંશ, (૧૧) એકાદશાંશ, (૧૨) દ્વાદશાંશ એ બારવર્ગને દ્વાદશવર્ગી કહેવાય છે

સહેલી રીતથી દ્વાદશવર્ગ લાવવા માટે તેની સારિણી અહી આપી છે, તે પરથી રાશિ અને અંશ મુજબ દ્વાદશવર્ગીના સ્વામી જાણી લેવા અહી બૃહત્પંચવર્ગી માફક બળની કળા વિકળાએ મૂકવામાં આવતી નથી. પરંતુ સૂર્યાદિ ગ્રહોના દ્વાદશવર્ગ કરવામાં પોતાની રાશિનો, મિત્રની રાશિનો, ઉચ્ચની રાશિનો, અથવા શુભગ્રહની રાશિનો ગ્રહ શુભ ફળદાયક ગણેલો છે અને નીચ રાશિનો શત્રુની રાશિનો, અને પાપગ્રહની રાશિનો ગ્રહ નેષ્ટ ફળ આપે છે. શુભગ્રહની પંક્તિ એકઠ અને પાપગ્રહની પંક્તિ એકઠ કરવી શુભ ફળદાયક વધુ થવાથી તેની દશા, ભાવ, વગેરેનું ફળ સારૂ જાણવું અને પાપગ્રહ વધુ થવાથી તેની દશા, ભાવ, વગેરેનું ફળ ખરાબ જાણવું.

## દ્વાદશાંશ વર્ગોની સારિણી નં. ૩

| રાશિ | એકાદશાંશપતિ | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૨ ૪૧ ૪૮ | ૫ ૨૭ ૧૬ | ૮ ૧૦ ૪૫ | ૧૦ ૫૪ ૩૨ | ૧૩ ૩૮ ૧૦ | ૧૬ ૨૧ ૪૮ | ૧૯ ૫ ૨૬ | ૨૧ ૪૯ ૪ | ૨૪ ૩૨ ૪૨ | ૨૭ ૧૬ ૨૧ | ૩ ૦ ૦ |
| ૦ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ |
| ૧ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ |
| ૨ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ |
| ૩ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં |
| ૪ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ |
| ૫ | મં | ગુ | શ | શ | બુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ |
| ૬ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ |
| ૭ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં |
| ૮ | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ |
| ૯ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ |
| ૧૦ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં |
| ૧૧ | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |

| રાશિ | દ્વાદશાંશપતિ | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૨ ૩૦ | ૫ ૦ | ૭ ૩૦ | ૧૦ ૦ | ૧૨ ૩૦ | ૧૫ ૦ | ૧૭ ૩૦ | ૨૦ ૦ | ૨૨ ૩૦ | ૨૫ ૦ | ૨૭ ૩૦ | ૩૦ ૦ |
| ૦ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ |
| ૧ | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં |
| ૨ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ |
| ૩ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ |
| ૪ | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં |
| ૫ | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ |
| ૬ | શુ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ |
| ૭ | મં | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ |
| ૮ | ગુ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં |
| ૯ | શ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ |
| ૧૦ | શ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ |
| ૧૧ | ગુ | મં | શુ | બુ | ચં | સૂ | બુ | શુ | મં | ગુ | શ | શ |

**ત્રિપતાકાચક્ર**—નીચે બતાવેલી આકૃતિ મુજબનું એક ચ
કરવું વર્ષપ્રવેશ જે લગ્નમાં હોય તે લગ્નથી દરેક રાશિઓ મૂક
અને જન્મકુંડલીમાંના ગ્રહો જે રાશિના હોય તે રાશિમાં નીચે મુજ
ફેરફાર કરતાં ચંદ્ર મંગળ અને રાહુ સિવાયના ગ્રહો (સૂર્ય, બુ
ગુરૂ શુક્ર શનિ )માં ગતાબ્દને ૪ થી ભાગતાં આવેલો લબ્ધઅ
રાશિમાં ઉમેરીને મૂકવા એટલે એ ગ્રહો ચાર વર્ષે એક રાશિ ચાલે
ચંદ્ર માટે ગતાબ્દને નવથી ભાગ આપતાં લબ્ધાંક ચંદ્રની જન્મ
કુંડળીની રાશિમાં ઉમેરી મૂકવો એટલે ચંદ્ર નવવર્ષે એકરાશિ ચા
છે મંગળનો ૭ વર્ષે રાશિ ચાર ગણેનો હોવાથી ગતાબ્દને ૭ થ
ભાગ આપતાં લબ્ધ આવે તે જન્મના મંગળમાં ઉમેરવો અને રા
પણ ૭ વર્ષે એકરાશિ ઓછો થતો હોવાથી તેમાં પણ ગતાબ્દન
૭ ના ભાગથી લબ્ધાંક જન્મના રાહુમાંથી બાદ કરવો તેથી ત્રિપતાક
ચક્ર તૈયાર થાય છે

ત્રિપતાકાચક્ર



**ત્રિપતાકા ચક્રના સ્પષ્ટ ગ્ર
લાવવાની રીત**—જે ગ્રહો ચા
વર્ષે એક રાશિ ચાલે છે તેની ગ
દરવર્ષે ૭ રાશ ૩૦ કળાની થાય
જે નવ વર્ષે એક રાશિ બદલે
તેની ગતિ દરવર્ષે ૩ અંશ અ
૨૦ કળા થાય અને જે ગ્રહ
વર્ષે એકરાશિ બદલે છે તેની ગતિ
દરવર્ષે ૫ ચઅંશની થય તે મુજબ
ગતાબ્દ વર્ષથી ગુણીને જન્મન
સ્પષ્ટગ્રહમાં ઉમેરવાથી ત્રિપતાકાન
સ્પષ્ટગ્રહો થાય છે રાહુ માટે ઉમેરવાન
બદલે બાદ કરવાનું હોય છે

**સુદ્દાદશા**—આ દશાને વર્ષદશા પણ કહેવામાં આવે છે, તે માટે નક્ષત્ર ગણના કર્યા પછી દશા સાધવાનું હોય છે, એટલે અશ્વિની નક્ષત્રથી (અભિજીત સિવાય)જન્મનક્ષત્ર પર્યંત ગણવું, તેમાં ગતાબ્દ સંખ્યા ઉમેરવી, આવેલા સવાળાને નવથી ભાગવો. શેષાંક રહે. તે મુજબ દશા જાણવી એટલે શેષાંક, ૧ સૂર્ય, ૨ ચંદ્ર, ૩ મંગળ, ૪ રાહુ, ૫ ગુરૂ, ૬ શનિ, ૭ બુધ, ૮ કેતુ, ૯ અથવા ૦ શુક્રદશા વર્ષારંભથી સમજવી અને વર્ષારંભ દશા પછીની દશા અનુક્રમે આખું વર્ષ આવ્યા કરે છે. આ દશા કેટલા સમયની છે તે નીચેના કોષ્ટક પરથી સમજાશે. વર્ષપ્રવેશના શાક અને સૂર્યમાં દશાનાં સામાદિ ઉમેરવાથી દશા ઉતરવાનો સમય થશે. ગતાબ્દમાં માસાદિ ઉમેરવાથી દશા ઉતરવાના વર્ષો વર્ષાદિ ગણાશે.

**સુદ્દાદશાની સારીણી**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | રાહુ | ગુરૂ | શનિ | બુધ | કેતુ | શુક્ર |
|---|---|---|---|---|---|---|---|---|---|
| શેષાંક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| માસ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૨ |
| દિવસ | ૧૮ | ૦ | ૨૧ | ૨૪ | ૧૮ | ૨૭ | ૨૧ | ૨૧ | ૦ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

**હીનાંશાદશા લાવવાની રીત**—સૂક્ષ્મ ગણતરીવાળાં વર્ષફળમાં હીનાંશાદશા મૂકવામાં આવે છે. આ ગણિત જોશીઓને કડાકૂટવાળું જણાવાથી કેટલાક વર્ષફળમાં માત્ર સુદ્દા દશાજ મૂકે છે. વર્ષના ગણિત માટે આ દશા જરૂરની છે એમ તાજિકનો મત છે. દશાની રીત—સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, લગ્ન, આઠમાંથી જેના સૌથી થોડા અંશ હોય તે પહેલોને પછી તેથી વધુ અંશ, એમ

પછી સૌથી ઓછા અંશવાળા ગ્રહના અંશને તેથી પછી એટલે તેથી વધુ અંશના ગ્રહના અંશમાંથી બાદ કરવા અને અંતર બાજુમાં લખવુ ત્યારપછી તે વધુ અંશના અંશમાંથી બાદ કરવા એમ અનુક્રમે હીન કરેના અંગો ગોઠવવા, આ હીનાંશા પાત્યાંશા કહેવાય છે તેનો સરવાળો જે અંશો દરેકથી ઉલ્ટા હોય તેટલો થાય છે, અને તેટલા ન થાય તો ગણિતમાં ભૂલ છે એમ જાણી ફરી તપાસવું એ પ્રમાણે પાત્યાંશ તૈયાર થાય છે, તેનો સરવાળાના અંશાદિની વિકળા કરવી અને તેનાથી ૭૮૮૮૫૮૯૦ મો ભાગ આપવો લબ્ધ દિવસ, ઘડી, અને પળ એ પ્રમાણે ત્રણ્યઅંક લેવા અંશઅંક એકનો ગુણક થાય છે, તે ગુણકથી દરેક પાત્યાંશાને ગોમુત્રિકા ક્રમથી ગુણવાથી તે દશાના ભોગ્ય દિવસ, ઘડી પળ વગેરે થાય છે તે ચાલુ વર્ષના અહર્ગણ તથા ઇષ્ટ ઘડી પળમાં ઉમેરતાં જવાથી દશા ઉતરવાનો અહર્ગણ, ઘડી તથા પળ વગેરે આવે છે. તેમાં તે પછીના દશાના દિનાદિ જોડતાં જવાથી આખા વર્ષની દશાનું કોષ્ટક તૈયાર થાય છે અહર્ગણ મુજબ તારીખ માસ સને દરેક કોષ્ટકમાં લખવાં,

**સહમ સાધન**—યવનાચાર્યના મત પ્રમાણે ૫૦ સહમ જોવામા આવે છે તેમનાં નામ ૧ પુણ્ય, ૨ ગુરૂ ૩ જ્ઞાન, ૪ યશ, ૫ મિત્ર, ૬ મહાત્મા, ૭ આશા ૮ સમર્થતા ૯ ભ્રાતા, ૧૦ ગૌરવ, ૧૧ રાજ, ૧૨ તાત, ૧૩ માતા, ૧૪ સુત, ૧૫ જીવિત, ૧૬ જળ, ૧૭ કર્મ, ૧૮ રોગ ૧૯ કામદેવ ૨૦ કલહ, ૨૧ ક્ષમા, ૨૨ શાસ્ત્ર, ૨૩ બંધુ, ૨૪ બંદક ૨૫ મૃત્યુ, ૨૬ પરદેશ, ૨૭ ધન, ૨૮ પરદારા, ૨૯ અન્યકર્મ, ૩૦ વણિક, ૩૧ કાર્યસિદ્ધ, ૩૨ વિવાહ, ૩૩ પ્રસુતિ, ૩૪ સતાપ, ૩૫ શ્રદ્ધા, ૩૬ પ્રીતિ, ૩૭ બળ, ૩૮ તનુ, ૩૯ જાડ્ય ૪૦ વ્યાપાર, ૪૧ પાનીયપતન, ૪૨ શત્રુ, ૪૪ શૌર્ય, ૪૪ ઉદ્યમ, ૪૫ દારિદ્ર, ૪૬ ગુરૂતા, ૪૭ જળકર્મ, ૪૮ બંધન, ૪૯ દુહિતા, ૫૦ અશ્વ. એ પ્રમાણે પચાસ સહમો છે

**સહમ બનાવવામાં ઉપયોગી**—સૂચના એ છે કે શોધ્યર્ક્ષથી (જેને બાદ કરવામાં આવે તે) શુદ્ધયાશ્રય (જેમાંથી બાદ થાય છે તે) વચ્ચે લગ્ન ન હોય તો સહમ સાધતી વખતે એકરાશિ યુક્ત કરવી.

સહમ સાધવામાં બે ભેદ રાત્રિ અને દિવસના છે, કેટલાંક સહમમાં દિવસે વર્ષપ્રવેશ હોય, કે રાત્રે વર્ષપ્રવેશ હોય, એ બંને પ્રકારે સાધવામાં અમુક ફેરફાર છે. અને કેટલાંક સહમમાં તે ફેરફાર કરવાનો નથી. નીચે સહમ સાધવાની સારિણી છે, તેમાંથી જે સહમ સાધવું હોય તે સાધી શકાશે. સારિણી માટે નિશાન + ઉમેરવાનું અને − બાદ કરવાનું ચિન્હ સમજવું.

## સહમ સાધન સારિણી.

| દિવસે | રાત્રે |
|---|---|
| ૧ **પુણ્યસહમ**=ચંદ્ર—સૂર્ય+લગ્ન | સૂર્ય—ચંદ્ર+લગ્ન |
| ૨ **ગુરૂસહમ**=સૂર્ય—ચંદ્ર+લગ્ન | ચંદ્ર—સૂર્ય+લગ્ન |
| ૩ **વિદ્યાસહમ**—આ સહમ ગુરૂ સહમનેજ | કહેવામાં આવે છે |
| ૪ **યશ**=ગુરૂ—પુણ્ય+લગ્ન | પુણ્ય—ગુરૂ+લગ્ન |
| ૫ **મિત્ર**=ગુરૂસહમ—પુણ્યસહમ+શુક્ર | પુ. સ—ગુ—સ+શુક્ર |
| ૬ **મહાત્મ્ય**=પુણ્યસહમ—મંગળ+લગ્ન | મંગળ—પુણ્યસહમ+લગ્ન |
| ૭ **આશા**=શનિ—શુક્ર+લગ્ન | શુક્ર—શનિ+લગ્ન |
| ૮ **સમર્થતા**=મંગળ—લગ્નેશ+લગ્ન | લગ્નેશ—મંગળ+લગ્ન |
| ૯ **ભ્રાતા**=ગુરૂ—શનિ+લગ્ન | ગુરૂ—શનિ+લગ્ન |
| ૧૦ **ગૌરવ**=ગુરૂ—ચંદ્ર+સૂર્ય | ગુરૂ—સૂર્ય+લગ્ન |
| ૧૧ **રાજ્ય**=શનિ—સૂર્ય+લગ્ન | સૂર્ય—શનિ+લગ્ન |
| ૧૨ **તાત**=શનિ—સૂર્ય+લગ્ન | સૂર્ય—શનિ+લગ્ન |
| ૧૩ **માતા**=ચંદ્ર—શુક્ર+લગ્ન | શુક્ર—ચંદ્ર+લગ્ન |
| ૧૪ **સુત**=ગુરૂ—ચંદ્ર+લગ્ન | ગુરૂ—ચંદ્ર+લગ્ન |
| ૧૫ **જીવિત**=શનિ—ગુરૂ+લગ્ન | ગુરૂ—શનિ+લગ્ન |

| | |
|---|---|
| ૧૭ કર્મ=મંગળ—બુધ+લગ્ન | બુધ—મંગળ+લગ્ન |
| ૧૮ રોગ=લગ્ન—ચંદ્ર+લગ્ન | લગ્ન—ચંદ્ર+લગ્ન |
| ૧૯ કામદેવ=ચંદ્ર—લગ્નેશ+લગ્ન | લગ્નેશ—ચંદ્ર+લગ્ન |
| ૨૦ કલહ=ગુરૂ—મંગળ+લગ્ન | મંગળ—ગુરૂ+લગ્ન |
| ૨૧ ક્ષમા=ગુરૂ—મંગળ+લગ્ન | મંગળ—ગુરૂ+લગ્ન |
| ૨૨ શાસ્ત્ર=ગુરૂ—શનિ+બુધ | શનિ—ગુરૂ+બુધ |
| ૨૩ બંધુ=બુધ—ચંદ્ર+લગ્ન | બુધ—ચંદ્ર+લગ્ન |
| ૨૪ બંદક=ચંદ્ર—બુધ+લગ્ન | બુધ—ચંદ્ર+લગ્ન |
| ૨૫ મૃત્યુ=અષ્ટ ભા—ચંદ્ર+શનિ | અષ્ટ ભા—ચંદ્ર+શનિ |
| ૨૬ પરદેશ=ધર્મ ભાવ—ધર્મેશ+લગ્ન | ધર્મભાવ—ધર્મેશ+લગ્ન |
| ૨૭ ધન=દ્વિતીયભાવ—દ્વિ-ભાવેશ+લગ્ન | દ્વિતેયેશ—દ્વિભાવ+લગ્ન |
| ૨૮ પરદારા=શુક્ર—સૂર્ય+લગ્ન | શુક્ર—સૂર્ય+લગ્ન |
| ૨૯ અન્યકર્મ=ચંદ્ર—શનિ+લગ્ન | શનિ—ચંદ્ર=લગ્ન |
| ૩૦ વણિક=ચંદ્ર—બુધ+લગ્ન | ચંદ્ર—બુધ+લગ્ન |
| ૩૧ કાર્યસિદ્ધિ=શનિ—સૂર્ય+સૂ ૫ | શનિ—ચંદ્ર+ચં ૫ |
| ૩૨ વિવાહ=શુક્ર—શનિ+લગ્ન | શુક્ર—શનિ+લગ્ન |
| ૩૩ પ્રસૂતિ=ગુરૂ—બુધ+લગ્ન | બુધ—ચંદ્ર+લગ્ન |
| ૩૪ સંતાપ=શનિ—ચંદ્ર+૫ ભા | શનિ—ચંદ્ર+૫ ભા |
| ૩૫ શ્રદ્ધા=શુક્ર—મંગળ+લગ્ન | શુક્ર—મંગળ+લગ્ન |
| ૩૬ પ્રીતિ=વિદ્યા—પુણ્ય+લગ્ન | વિદ્યા—પુણ્ય+લગ્ન |
| ૩૭ બળ=બૃહસ્પ—પુણ્ય+લગ્ન | પુણ્ય—બૃહ+લગ્ન |
| ૩૮ તનુ=બૃહસ્પ—પુણ્ય+લગ્ન | પુણ્ય—બૃહ+લગ્ન |
| ૩૯ જાડ્ય=મંગળ—શનિ+બુધ | શનિ—મંગળ+લગ્ન |
| ૪૦ વ્યાપાર=મંગળ—બુધ+લગ્ન | મંગળ—બુધ+લગ્ન |
| ૪૧ પાનીયપતન=શનિ—ચંદ્ર+લગ્ન | ચંદ્ર—શનિ+લગ્ન |
| ૪૨ શત્રુ મંગળ—શનિ+લગ્ન | શનિ—મંગળ+લગ્ન |
| ૪૩ શૌર્ય પુણ્ય મંગળ+લગ્ન | મંગળ—પુણ્ય+લગ્ન |

| | |
|---|---|
| ૪૪ ઉપાય=શનિ—બૃહ+મંગળ | બૃહ—મંગળ+શનિ |
| ૪૫ દારિદ્રય=પુણ્ય—બુધ+બુધ | પુણ્ય—બુધ+બુધ |
| ૪૬ ગુરૂતા=૦/૧૦—સૂર્ય+લગ્ન | ૧/૩—ચંદ્ર+લગ્ન |
| ૪૭ જલમાર્ગ ૩/૧૫—શનિ+લગ્ન | શનિ—૩/૧૫+લગ્ન |
| ૪૮ બંધ=પુણ્ય—શનિ+લગ્ન | શનિ—પુણ્ય+લગ્ન |
| ૪૯ દુહિતા=શુક્ર—ચંદ્ર+લગ્ન | શુક્ર—ચંદ્ર+લગ્ન |
| ૫૦ અશ્વ=પુણ્ય—સૂર્ય+લાભ | સૂર્ય—પુણ્ય+લાભ |

કેટલાક ગ્રંથોમાં વધુ સહમ જોવામાં આવે છે. પરંતુ જેટલા સહમ ઉપયોગી હોય તેટલાંજ સાધવા.

**માસ પ્રવેશ**—દરેક માસનું ફળ લખવા માટે માસપ્રવેશ કુંડળી કરવામાં આવે છે. માસપ્રવેશ કુંડળી સાધવાને મુખ્ય બે વસ્તુની આવશ્યકતા છે. (૧) માસપ્રવેશનો ઇષ્ટકાળ. અને (૨) માસપ્રવેશનો સૂર્ય જાણવો તે. પ્રથમ માસપ્રવેશ માટે તો વર્ષપ્રવેશનો ઇષ્ટકાળ અને વર્ષપ્રવેશનો સ્પષ્ટ સૂર્ય સમજવો. પરંતુ બીજો, ત્રીજો વગેરે માસપ્રવેશ માટે સૂર્ય લાવવાની રીતના સૂર્યની રાશિમાં એક અંક ઉમેરવાથી બીજા માસપ્રવેશનો સૂર્ય થશે. બીજા માસના સૂર્યની રાશિમાં એક અંક ઉમેરવાથી ત્રીજા માસપ્રવેશનો સૂર્ય થાય છે એ પ્રમાણે બારે માસપ્રવેશ અને આવતા વર્ષનો પ્રવેશ થવાનો સૂર્ય સાધી શકાશે

**માસપ્રવેશનો વાર, ઘટી, પળ લાવવાની** રીત—જે માસનો પ્રવેશ કરવો હોય તે માસપ્રવેશના સૂર્યમાંથી એક રાશિ બાદ કરી નીચે જણાવેલ સારિણીમાંથી રાશિઅંશ મુજબ આંક લેવા, તે એકબાજુ લખવા ત્યાર પછી તેજ કોષ્ટક નીચે લખેલ ચાલકથી સૂર્યનાં કળા વિકળાદિનને ગુણવા, અને જે પળો આવે તે ધનસંજ્ઞક ચાલક હોય તો બાજુમાં લખેલ વાર ઘટી પળમાં ઉમેરવાં, અને ઋણચાલક હોય તો તે બાદ કરવાથી સ્પષ્ટ માસપ્રવેશનો ક્ષેપક થશે. એ પ્રમાણે બારે માસપ્રવેશના ક્ષેપક સાધવા અને પહેલા માસપ્રવેશ (વર્ષપ્રવેશ)

ના વાર ઘડી પળમાં બીજા માસના ક્ષેપક દીવસ ઘડી, પળ ઉમેરવ થી બીજો માસ પ્રવેશ વાર ઘડી, પળ સિદ્ધ થશે બીજા માસ પ્રવેશવાર ઘડી પળમાં ત્રીજો મ સપ્રવેશ ક્ષેપકના વાર ઘડી, પળ ઉમેરવાથી ત્રીજો માસપ્રવેશ ઘડી, પળ તૈયાર થશે એ પ્રમાણે ૧૨ માસપ્રવેશ તથા વર્ષપ્રવેશ સુધી વાર ઘડી, પળ સાધી શકાશે એ રીતે દરેક માસપ્રવેશ વાર, ઘડી પળ અને દરેક માસપ્રવેશ સૂર્ય સ્પષ્ટ સાધી શકાય પછી પંચાંગમાં જોવુ કે માસપ્રવેશનો સ્પષ્ટ સૂર્ય અંશ અને માસપ્રવેશનો વાર જે દિવસે આવે તે દિવસે માસપ્રવેશ થયો જાણવો તે માસ પ્રવેશની ઘડી, પળનેજ ઇષ્ટિ ઘડી માનવી અને તે પર લગ્ન સાધી માસપ્રવેશ કુંડલી કરવી

**માસ પ્રવેશ કુંડલી અનેમાસ ચલિત કુંડલી—** વર્ષ પ્રવેશનો ઇષ્ટકાળ માસ પ્રવેશનો ઇષ્ટિકાળ પરથી લગ્નપત્ર મુજબ લગ્ન મેળાવી રાશિ પૂરવી અને પંચાંગમાં તે તે ઇષ્ટ દિવસે જે રાશિનાગ્રહો ચાલતા હોય તે તે ગ્રહો તેની રાશિમાં મૂકવા અને બાજુમાં લગ્નના અંશ તથા સૂર્ય લખવો માસપ્રવેશ કુંડળીને ચલિત કરવા માટે ઘણે ભાગે નીચેની રીતે ચલીત ઉપયોગી છે

લગ્ન અંશ ૧૫ અંશથી ઓછા હોય ત્યારે તેમાં ૧૫ અંશ ઉમેરવાથી જે અંશ થાય તે અંશ સાથે ગ્રહનો અંશ મેળવવા જો ગ્રહના અંશ વધારે હોય તો તે ગ્રહ કુંડલીમાં આવતા ભાવમાં મૂકવો એટલે વર્ષપ્રવેશ કુંડળીમાં જે રાશિનો હોય તે પછીની રાશિમાં ચલિત કુંડલીમાં મૂકવો જ્યારે લગ્નનાઅંશ ૧૫ અંશથી વધુ હોય ત્યારે તેમાંથી પંદર અંશ બાદ કરવા જે અંશાદિ રહે તે સાથે ગ્રહના અંશ મેળવવા જો ગ્રહનાઅંશ તેથી ઓછા હોય તો તે ગ્રહવર્ષ કુંડલીમાં જે રાશિનો હોય તેથી પાછળની રાશિમાં ચલિત કુંડલીમાં મૂકવો આ રીતે ચલિત કરવાનો રિવાજ છે પરંતુ આ રીતિ અંદાજ ( સ્થૂલ ) જેવી છે

| | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| | ૫૬ | ૫૮ | ૫૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | ૫૪ | ૨ | ૬ | ૧૩ | ૧૯ | ૨૩ | ૩૦ | ૪૬ | ૩૭ | ૩૯ | ૩૮ | ૪૧ | ૪૨ | ૪૨ | ૩૭ |
| ત | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + |
| | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ |
| | ૮ | ૭ | ૬ | ૪ | ૪ | :૮ | ૧૫ | ૧૧ | ૨ | ૫૯ | ૩ | ૧ | ૦ | ૫૫ | ૫૯ |
| | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| | ૨૫ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૭ | ૨૮ | ૨૯ | ૨૯ | ૩૦ | ૩૦ | ૩૧ | ૩૧ | ૩૨ | ૩૨ | ૩૩ |
| | ૧૧ | ૫૩ | ૩૫ | ૧૪ | ૫૨ | ૩૦ | ૬ | ૪૧ | ૧૫ | ૪૬ | ૧૯ | ૪૫ | ૧૦ | ૪૧ | ૮ |
| ત | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૪૨ | ૪૨ | ૩૯ | ૩૮ | ૩૮ | ૩૬ | ૩૫ | ૩૪ | ૩૧ | ૩૩ | ૨૬ | ૨૫ | ૩૧ | ૨૭ | ૨૪ |
| | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ત | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૫ | ૩૫ |
| | ૩ | ૭ | ૬ | ૮ | ૪ | ૩ | ૫૭ | ૫૦ | ૪૧ | ૩૪ | ૨૪ | ૧૩ | ૩ | ૪૪ | ૨૯ |
| ત | + | + | + | — | — | — | — | — | — | — | — | — | — | — | — |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૪ | ૦ | ૨ | ૪ | ૧ | ૬ | ૭ | ૯ | ૭ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૯ | ૧૫ | ૧૬ |

| | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૪ |
| | ૩૬ | ૩૨ | ૨૮ | ૨૫ | ૨૦ | ૧૨ | ૩ | ૫૪ | ૪૮ | ૩૬ | ૨૧ | ૧૨ | ૫૬ | ૪૨ | ૨૮ |
| ત | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ |
| | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૫ | ૫૨ | ૫૧ | ૫૧ | ૫[illegible] | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૪ | ૪૬ | ૪૬ | ૪૩ |
| | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| | ૩૩ | ૩૩ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ |
| | ૩૨ | ૫૪ | ૧૬ | ૩૭ | ૫૭ | ૧૮ | ૩૪ | ૫૦ | ૩ | ૧૮ | ૨૭ | ૩૭ | ૪૭ | ૫૫ | ૫૮ |
| ત | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + | + |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૨૨ | ૨૨ | ૨૧ | ૨૦ | ૨૧ | ૧૬ | ૧૬ | ૧૩ | ૧૫ | ૯ | ૧૦ | ૧૦ | ૮ | ૩ | ૫ |
| | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ત | ૩૫ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૨ | ૩૨ | ૩૧ | ૩૧ | ૩૦ | ૩૦ | ૨૯ | ૨૮ |
| | ૧૩ | ૫૬ | ૩૬ | ૧૬ | ૫૨ | ૨૭ | ૫ | ૩૭ | ૮ | ૩૮ | ૧૦ | ૩૭ | ૫ | ૩૧ | ૫૬ |
| ત | — | — | — | — | — | — | — | — | — | — | — | — | — | — | — |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | ૧૭ | ૨૦ | ૨૦ | ૨૪ | ૨૫ | ૨૨ | ૨૮ | ૨૯ | ૩૦ | ૨૮ | ૩૩ | ૩૨ | ૩૪ | ૩૫ | ૩૯ |

| અંશ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કર્ક ૩ | ૩ ૨૮ ૧૭ | ૩ ૨૭ ૩૭ | ૩ ૨૬ ૫૮ | ૩ ૨૫ ૧૫ | ૩ ૨૫ ૩૮ | ૩ ૨ ૫૫ | ૩ ૨૪ ૧૧ | ૩ ૨૩ ૨૮ | ૩ ૨૨ ૪૨ | ૩ ૨૧ ૫૫ | ૩ ૨૧ ૮ | ૩ ૨૦ ૧૯ | ૩ ૧૯ ૨૭ | ૩ ૧૮ ૪૦ | ૩ ૧૭ ૪૬ | ૩ ૧૬ ૫૫ | ૩ ૧૬ ૨ | ૩ ૧૫ ૮ | ૩ ૧૪ ૧૧ | ૩ ૧૩ ૧૫ | ૩ ૧૨ ૧૮ | ૩ ૧૧ ૨૦ | ૩ ૧૦ ૨૧ | ૩ ૯ ૨૦ | ૩ ૮ ૨૧ | ૩ ૭ ૧૯ | ૩ ૬ ૧૮ | ૩ ૫ ૧૪ | ૩ ૪ ૮ | ૩ ૩ ૯ |
| લગ્ન ક્ષણ | ૦ ૪૦ | ૦ ૩૯ | ૦ ૪૩ | ૦ ૩૭ | ૦ ૪૩ | ૦ ૪૪ | ૦ ૪૩ | ૦ ૪૬ | ૦ ૪૭ | ૦ ૪૭ | ૦ ૫૧ | ૦ ૫૦ | ૦ ૪૭ | ૦ ૫૪ | ૦ ૫૧ | ૦ ૫૩ | ૦ ૫૪ | ૦ ૫૭ | ૦ ૫૬ | ૦ ૫૭ | ૦ ૫૮ | ૦ ૫૯ | ૦ ૫૯ | ૧ ૨ | ૧ ૨ | ૧ ૧ | ૧ ૪ | ૧ ૬ | ૦ ૫૯ | ૧ ૩ |
| સિંહ ૪ | ૩ ૨ ૬ | ૩ ૧ ૧ | ૨ ૫૯ ૫૬ | ૨ ૫૮ ૧૦ | ૨ ૫૭ ૪૩ | ૨ ૫૬ ૩૩ | ૨ ૫૫ ૫૭ | ૨ ૫૪ ૧૭ | ૨ ૫૩ ૯ | ૨ ૫૧ ૫૯ | ૨ ૫૦ ૪૮ | ૨ ૪૯ ૪૧ | ૨ ૪૮ ૩૦ | ૨ ૪૭ ૧૮ | ૨ ૪૬ ૮ | ૨ ૪૪ ૫૬ | ૨ ૪૩ ૪૬ | ૨ ૪૨ ૩૪ | - ૪૧ ૨૨ | ૨ ૪૦ ૧૦ | ૨ ૩૯ ૦ | ૨ ૩૧ ૪૭ | ૨ ૩૬ ૧૬ | ૨ ૩૫ ૨૩ | ૨ ૩૪ ૧૧ | ૨ ૩[illegible] ૫૮ | ૨ ૩૧ ૪૮ | ૨ ૩૦ ૪૦ | ૨ ૨૯ ૨૪ | ૨ ૨૮ ૮ |
| લગ્ન ક્ષણ | ૧ ૫ | ૧ ૫ | ૧ ૪ | ૧ ૯ | ૧ ૧૦ | ૧ ૬ | ૧ ૧૦ | ૧ ૮ | ૧ ૧૦ | ૧ ૧૧ | ૧ ૭ | ૧ ૧૧ | ૧ ૧૨ | ૧ ૧૦ | ૧ ૧૨ | ૧ ૧૦ | ૧ ૧૨ | ૧ ૧૨ | ૧ ૧૨ | ૧ ૧૦ | ૧ ૧૩ | ૧૧ | ૧ ૧૩ | ૧ ૧૨ | ૧ ૧૩ | ૧ ૧૦ | ૧ ૮ | ૧ ૧૬ | ૧ ૧૬ | ૧ ૧૪ |
| કન્યા ૫ | ૨ ૨૬ ૫૪ | ૨ ૨૫ ૪૩ | ૨ ૨૪ ૩૩ | ૨ ૨૩ ૨૧ | ૨ ૨૨ ૬ | ૨ ૨૦ ૫૫ | ૨ ૧૯ ૪૨ | ૨ ૧૮ ૩૨ | ૨ ૧૭ ૨૨ | ૨ ૧૬ ૧૧ | ૨ ૧૫ ૧ | ૨ ૧૩ ૫૪ | ૨ ૧૨ ૪૩ | ૨ ૧૧ ૩૫ | ૨ ૧૦ ૨૬ | ૨ ૯ ૧૮ | · ૮ ૧૦ | ૨ ૭ ૦ | ૨ ૫ ૫૨ | ૨ ૪ ૪૭ | ૨ ૩ ૩૯ | ૨ ૨ ૩૩ | ૨ ૧ ૨૮ | ૨ · ૨૫ | ૧ ૫૯ ૨૦ | ૧ ૫૮ ૧૬ | ૧ ૫૭ ૧૨ | ૧ ૫૬ ૫ | ૧ ૫૫ ૯ | ૧ ૫૪ ૮ |
| લગ્ન ક્ષણ | ૧ ૧૧ | ૧ ૧૦ | ૧ ૧૦ | ૧ ૧૨ | ૧ ૧૧ | ૧ ૧૩ | ૧ ૧૦ | ૧ ૧૦ | ૧ ૧૧ | ૧ ૧૦ | ૧ ૭ | ૧ ૧૧ | ૧ ૮ | ૧ ૯ | ૧ ૮ | ૧ ૮ | ૧ ૧૦ | ૧ ૮ | ૧ ૫ | ૧ ૮ | ૧ ૬ | ૧ ૫ | ૧ ૩ | ૧ ૫ | ૧ ૪ | ૧ ૪ | ૧ ૭ | ૦ ૫૬ | ૧ ૨ | ૦ ૫૯ |

| શ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ ૫૩ ૯ | ૧ ૫૨ ૯ | ૧ ૫૧ ૬ | ૧ ૫૦ ૯ | ૧ ૪૯ ૧૩ | ૧ ૪૮ ૧૭ | ૧ ૪૭ ૨૦ | ૧ ૪૬ ૨૫ | ૧ ૪૫ ૩૦ | ૧ ૪૪ ૩૫ | ૧ ૪૩ ૪૦ | ૧ ૪૨ ૪૫ | ૧ ૪૧ ૫૪ | ૧ ૪૧ ૩ | ૧ ૪૦ ૧૫ | ૧ ૩૯ ૨૪ | ૧ ૩૮ ૩૩ | ૧ ૩૭ ૫૦ | ૧ ૩૭ ૭ | ૧ ૩૬ ૨૦ | ૧ ૩૫ ૩૪ | ૧ ૩૪ ૫૦ | ૧ ૩૪ ૭ | ૧ ૩૩ ૨૫ | ૧ ૩૨ ૪૩ | ૧ ૩૨ ૫ | ૧ ૩૧ ૨૬ | ૧ ૩૦ ૪૭ | ૧ ૩૦ ૧૩ | ૧ ૨૯ ૩૫ |
| ત | — ૧ ૦ | — ૧ ૩ | — ૦ ૫૭ | — ૦ ૫૬ | — ૦ ૫૬ | — ૦ ૫૭ | — ૦ ૫૫ | — ૦ ૫૫ | — ૦ ૫૫ | — ૦ ૫૫ | — ૦ ૫૫ | — ૦ ૫૧ | — ૦ ૫૧ | — ૦ ૪૮ | — ૦ ૫૧ | — ૦ ૫૧ | — ૦ ૪૩ | — ૦ ૪૩ | — ૦ ૪૭ | — ૦ ૪૬ | — ૦ ૪૪ | — ૦ ૪૩ | — ૨ ૪૨ | — ૦ ૪૨ | — ૦ ૩૭ | — ૦ ૪૦ | — ૦ ૩૯ | — ૦ ૩૪ | — ૦ ૩૮ | — ૦ ૩૪ |
| ક | ૧ ૨૯ ૧ | ૧ ૨૮ ૨૬ | ૧ ૨૭ ૫૫ | ૧ ૨૭ ૨૨ | ૧ ૨૬ ૫૪ | ૧ ૨૬ ૨૫ | ૧ ૨૫ ૫૩ | ૧ ૨૫ ૨૩ | ૧ ૨૪ ૫૭ | ૧ ૨૪ ૩૩ | ૧ ૨૪ ૧૨ | ૧ ૨૩ ૪૮ | ૧ ૨૩ ૨૬ | ૧ ૨૩ ૫ | ૧ ૨૨ ૪૪ | ૧ ૨૨ ૨૬ | ૧ ૨૨ ૭ | ૧ ૨૧ ૫૧ | ૧ ૨૧ ૩૩ | ૧ ૨૧ ૧૭ | ૧ ૨૧ ૫ | ૧ ૨૦ ૫૩ | ૧ ૨૦ ૪૧ | ૧ ૨૦ ૩૦ | ૧ ૨૦ ૨૦ | ૧ ૨૦ ૧૦ | ૧ ૨૦ ૫ | ૧ ૨૦ ૦ | ૧ ૧૯ ૫૩ | ૧ ૧૯ ૫૨ |
| ન ગુ | — ૦ ૩૫ | — ૦ ૩૧ | — ૦ ૩૩ | — ૦ ૨૮ | — ૦ ૨૯ | — ૦ ૩૨ | — ૦ ૩૦ | — ૦ ૨૬ | — ૦ ૨૪ | — ૦ ૨૧ | — ૦ ૨૪ | — ૦ ૨૨ | — ૦ ૨૧ | — ૦ ૨૧ | — ૦ ૧૭ | — ૦ ૧૯ | — ૦ ૧૬ | — ૦ ૧૮ | — ૦ ૧૬ | — ૦ ૧૨ | — ૦ ૧૨ | — ૦ ૧૨ | — ૦ ૧૧ | — ૦ ૯ | — ૦ ૧૧ | — ૦ ૫ | — ૦ ૫ | — ૦ ૭ | — ૦ ૧ | — ૦ ૬ |
| : | ૧ ૧૯ ૪૬ | ૧ ૧૯ ૪૪ | ૧ ૧૯ ૪૪ | ૧ ૧૯ ૪૪ | ૧ ૧૯ ૪૪ | ૧ ૧૯ ૪૫ | ૧ ૧૯ ૫૨ | ૧ ૧૯ ૫૮ | ૧ ૨૦ ૪ | ૧ ૨૦ ૧૧ | ૧ ૨૦ ૧૭ | ૧ ૨૦ ૨૮ | ૧ ૨૦ ૩૯ | ૧ ૨૦ ૫૨ | ૧ ૨૧ ૨ | ૧ ૧૯ ૧૪ | ૧ ૨૧ ૩૧ | ૧ ૨૧ ૪૫ | ૧ ૨૨ ૨ | ૧ ૨૨ ૨૧ | ૧ ૨૨ ૩ | ૧ ૨૩ ૦ | ૧ ૨૩ ૨૧ | ૧ ૨૩ ૪૪ | ૧ ૨૪ ૯ | ૧ ૨૪ ૩૨ | ૧ ૨૪ ૫૭ | ૧ ૨૫ ૨૪ | ૧ ૨૫ ૫૨ | ૧ ૨૬ ૧૯ |
| તં | — ૦ ૨ | — ૦ ૨ | — ૦ ૦ | — ૦ ૦ | + ૦ ૧ | + ૦ ૭ | + ૦ ૬ | + ૦ ૬ | + ૦ ૭ | + ૦ ૬ | + ૦ ૧૧ | + ૦ ૧૧ | + ૦ ૧૩ | + ૦ ૧૦ | + ૦ ૧૨ | + ૦ ૧૭ | + ૦ ૧૪ | + ૦ ૧૭ | + ૦ ૧૯ | + ૦ ૧૭ | + ૦ ૨૨ | + ૦ ૨૧ | + ૦ ૨૩ | + ૦ ૨૫ | + ૦ ૨૩ | + ૦ ૨૫ | + ૦ ૨૯ | + ૦ ૨૮ | + ૦ ૨૭ | + ૦ ૩૩ |

# ભાસ પ્રવેશ સારિણી નં. ૪

| [illegible] | ० | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १३ | १४ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| [illegible] | १<br>२६<br>१२ | १<br>२७<br>२० | १<br>२७<br>५३ | १<br>२८<br>७ | १<br>२९<br>१ | १<br>२९<br>३६ | १<br>३०<br>१२ | १<br>३०<br>४९ | १<br>३१<br>२६ | १<br>३२<br>४ | १<br>[illegible]<br>४४ | १<br>३३<br>२२ | १<br>३४<br>३ | १<br>३४<br>४४ | १<br>३५<br>३० |
| [illegible] | +<br>०<br>३० | +<br>०<br>३१ | +<br>०<br>३४ | +<br>०<br>३४ | +<br>०<br>३५ | +<br>०<br>३६ | +<br>०<br>३७ | +<br>०<br>३९ | +<br>०<br>३८ | +<br>०<br>४० | +<br>०<br>३८ | +<br>०<br>४१ | +<br>०<br>४१ | +<br>०<br>४६ | +<br>०<br>४४ |
| [illegible] | १<br>४८<br>५५ | १<br>४९<br>५३ | १<br>५०<br>४९ | १<br>५१<br>४३ | १<br>५२<br>४० | १<br>५३<br>४३ | १<br>५४<br>४४ | १<br>५५<br>४६ | १<br>५६<br>४६ | १<br>५७<br>४८ | १<br>५८<br>५२ | १<br>५९<br>५६ | २<br><br>५९ | २<br>२<br>३ | २<br>३<br>८ |
| [illegible] | +<br>०<br>५८ | +<br>०<br>५६ | +<br>०<br>५४ | +<br>०<br>५७ | +<br>१<br>३ | +<br>१<br>१ | +<br>१<br>२ | +<br>१<br>१ | +<br>१<br>२ | +<br>१<br>३ | +<br>१<br>५ | +<br>१<br>३ | +<br>१<br>४ | +<br>१<br>५ | +<br>१<br>५ |
| [illegible] | २<br>२१<br>२३ | २<br>२२<br>३४ | २<br>२३<br>५० | २<br>२५<br>३ | २<br>२६<br>१७ | २<br>२७<br>२६ | २<br>२८<br>३६ | २<br>२९<br>४७ | २<br>३१<br>[illegible] | २<br>३२<br>१६ | २<br>३३<br>२९ | २<br>३४<br>४१ | २<br>३५<br>५५ | २<br>३७<br>४ | २<br>३८<br>१९ |
| [illegible] | +<br>१<br>११ | +<br>१<br>१६ | +<br>१<br>२३ | +<br>१<br>१४ | +<br>१<br>९ | +<br>१<br>१० | +<br>१<br>११ | +<br>१<br>१५ | +<br>१<br>१४ | +<br>१<br>१३ | +<br>१<br>१२ | +<br>१<br>१४ | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] |

| [illegible] | १५ | १६ | १७ | १८ | १९ | २० | २१ | २२ | २३ | २४ | २५ | २६ | २७ | २८ | २९ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| [illegible] | १<br>३६<br>१४ | १<br>३६<br>५७ | १<br>३७<br>४६ | १<br>३८<br>३३ | १<br>३९<br>१८ | १<br>४०<br>७ | १<br>४०<br>५५ | १<br>४१<br>४५ | १<br>४२<br>३६ | १<br>४३<br>२८ | १<br>४४<br>२१ | १<br>४५<br>१३ | १<br>४६<br>७ | १<br>४७<br>१ | १<br>४७<br>५८ |
| [illegible] | +<br>०<br>४३ | +<br>०<br>४९ | +<br>०<br>४७ | +<br>०<br>४५ | +<br>०<br>४९ | +<br>०<br>४८ | +<br>०<br>५० | +<br>०<br>५१ | +<br><br>५० | +<br>०<br>५५ | +<br>०<br>५२ | +<br>०<br>५१ | +<br>०<br>४[illegible] | +<br>०<br>५७ | +<br>०<br>५७ |
| [illegible] | २<br>४<br>१३ | २<br>५<br>२१ | २<br>६<br>२५ | २<br>७<br>३३ | २<br>८<br>४१ | २<br>९<br>४८ | २<br>१०<br>५५ | २<br>१२<br>६ | २<br>१३<br>५ | २<br>१४<br>२४ | २<br>१५<br>३२ | २<br>१६<br>४२ | २<br>१७<br>५३ | २<br>१९<br>५ | २<br>२०<br>१३ |
| [illegible] | +<br>१<br>८ | +<br>१<br>४ | +<br>१<br>८ | +<br>१<br>८ | +<br>१<br>७ | +<br>१<br>७ | +<br>१<br>११ | +<br>१<br>९ | +<br>१<br>९ | +<br>१<br>८ | +<br>१<br>१० | +<br>१<br>११ | +<br>१<br>१२ | +<br>१<br>८ | +<br>१<br>१० |
| [illegible] | २<br>३९<br>३० | २<br>४०<br>४२ | २<br>४१<br>५२ | २<br>४३<br>१ | २<br>४४<br>१३ | २<br>४५<br>२५ | २<br>४६<br>३६ | २<br>४७<br>४५ | २<br>४८<br>५४ | २<br>५०<br>४ | २<br>५१<br>१६ | २<br>५२<br>२४ | २<br>५३<br>३३ | २<br>५४<br>३८ | २<br>५५<br>४७ |
| [illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br><br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] | +<br>१<br>[illegible] |

**માસના ષડેશા લાવવાની રીત**—વર્ષનો રાજા જાણવા માટે પંચેશા લાવવાની રીત ઉપર આવી ગઈ છે. તેવી રીતે માસનો અધિપતિ લાવવાની બે રીત છે (૧) માસપ્રવેશનું જે લગ્ન હોય તેનો જે સ્વામી હોય તે માસપતિ કહેવાય અને બીજું (૨) ષડેશા પ્રમાણે માસપતિ લાવવામાં આવે છે. **ષડેશાની રીત**—ષડેશા એટલે છ પ્રકારના સ્વામીઓ (૧) જન્મલગ્નનો સ્વામી (૨) વર્ષલગ્નનો સ્વામી (૩) માસ લગ્નપતિ (૪) મુંથાનો સ્વામી (મુંથા દરમહિને અઢી અંશ આગળ ચાલે છે તે ધ્યાન રાખવું અને રાશિ બદલતી હોય તે સમયે આવતી રાશિમાં લખાય છે.) (૫) રાત્રિ કે દિવસનો માસપ્રવેશ હોય તે પરથી ત્રિરાશિસ્વામીનું કોષ્ટક જોઈ ત્રિરાશિસ્વામી. (૬) માસપ્રવેશ દિવસનો હોય તો સૂર્યની રાશિનો સ્વામી અને માસપ્રવેશ રાત્રે હોય તો ચંદ્ર રાશિનો સ્વામી સમયપતિ એમ મળી ષડેશા થાય છે. એ પ્રમાણે ષડેશાઓમાં જે ગ્રહ લગ્નને વધુ દૃષ્ટિથી જોતો હોય તે માસનો સ્વામી થાય છે.

**માસદશા**—વર્ષસાધન ગણિતમાં હદ્દા સારિણી આપેલી છે તે મુજબ જે લગ્નમાં માસ પ્રવેશ થયો હોય તે રાશિ મુજબ સારિણી-માંથી હદ્દાના દિવસો તથા સ્વામી જાણવા. દરેક માસમાં પાંચ હદ્દા ગ્રહો દશા રૂપે ભોગવાય છે. અને તે હદ્દાપતિ અથવા માસદશા કહેવાય છે.

**માસમાં હોરા માટે રીત**—એક મહિનાના ૩૦ દિવસને હિસાબે બાર વિભાગ કરી તે મુજબ બાર ભુવનનું શુભાશુભ લખવામાં આવે છે અર્થાત્ અઢી અઢી દિવસની હોરા લખવામાં આવે છે. વર્ષફળમાં માસપ્રવેશ કુંડલીની નીચે એ લખાય છે તેમાં શ્રેષ્ઠ નેષ્ટ મધ્યમ એમ ત્રણ પ્રકારનાં ફળ લખેલાં હોય છે તે ફળ પહેલોભાવ અને તેનો સ્વામી બલીષ્ટ હોય તો પહેલી હોરા શ્રેષ્ઠ લખવી પહેલોભાવ અને તેનો સ્વામી મધ્યમબળી હોય અથવા એક બલીષ્ટ હોય અને એક

નિર્બળ હોય તો પહેલી હોરા મધ્યમ લખવી. પહેલોભાવ અને તેનો સ્વામી બંને નિર્બળ હોય તો નેષ્ટ ફળ લખવું. એ પ્રમાણે પહેલોભાવ અને તેનો સ્વામી તે મુજબ પહેલી હોરા, બીજો ભાવ અને તેના સ્વામી મુજબ બીજી હોરા એમ ભાવ પ્રમાણે અને ભાવના સ્વામી પ્રમાણે ફળ લખવું.

**નવમાંશ ઉપરથી ફળ**—માસપતિ અને લગ્નનવમાંશપતિ બને મિત્ર હોય તો માસફળ સારૂં. બંને સમ હોય તો માસફળ મધ્યમ અને બને શત્રુ હોય તો માસફળ નેષ્ટ સમજવું. આ મૈત્રી વર્ષમૈત્રી ઉપર જોવી.

**દિનપ્રવેશ લાવવાની રીત**—વધુ સૂક્ષ્મ ગણિત કરવાથી જરૂર પડે તો દિવસે દિવસનું પણ ફળ જાણી શકાય, તે માટે દિનપ્રવેશ કુંડલી સાધવી જોઇએ આવું વર્ષફળ ૩૬૦ કુંડલીવાળું થાય છે અને તેનું ગણિત લંબાણવાળું થાય છે, જેથી તે મુજબ કરવાનો રિવાજ નથી. દિનપ્રવેશનો સૂર્ય દરરોજ એક અંશ આગળ વધે છે, માસપ્રવેશ તેજ પ્રથમ દિનપ્રવેશ સમજવો પછી તે સૂર્યમાં એક અંશ ઉમેરવાથી આવતા દિવસનો પ્રવેશ સાધવા સૂર્ય થયો, એ પ્રમાણે દરરોજ આખા માસનો સૂર્ય સ્પષ્ટ કરવો, સ્પષ્ટ સૂર્ય લાવ્યા પછી ઇષ્ટકાળ લાવવો. ઇષ્ટકાળ લાવવાને પ્રાતઃસ્પષ્ટ સૂર્યને દિનપ્રવેશ સૂર્યમાંથી બાદ કરવો, જે અંતર હોય તેને તે દિવસના સૂર્યની ગતિથી ગુણીને ઘટયાદિક ફળ લાવવું. તે ઇષ્ટકાળ થાય તે ઇષ્ટકાલે દિનપ્રવેશ સાધવો અને તે ઉપરથી લગ્ન બેસાડી ગ્રહો પૂરી દિનપ્રવેશ કુંડલી તૈયાર કરવી તે ઉપરથી આખા દિવસની ૬૦ ઘટીના બાર વિભાગ કરી પાંચ પાંચ ઘટીનું ફળાદેશ કહી શકાય છે અને દિનપ્રવેશ પરથી આખા દિવસનું વર્ણન કહી શકાય છે.

---

## પ્રકરણ ૨ જું.

### ભાવફળ ( પદ્મકોશ )

સૂર્યનું ફળ—વર્ષકુંડલીમાં સૂર્ય લગ્નસ્થાને હોય તો વાયુ તથા પિત્તનો રોગ કરે, સ્ત્રીના અંગે પીડા કરે, માથામાં દર્દ જણાય, મનુષ્યોના સમુદાયમાં વિવાદ થાય, માનસિક ગુપ્તચિંતાઓ રહ્યા કરે, અને સૂર્યની દશા આવે ત્યારે વધારે અશુભ ફળ આપે. (૧) ધનભાવમાં સૂર્ય હોય તો કુટુંબમાં વિરોધ કરાવે, રાજાથી ભય, ધનહાનિ, પશુઓને પીડા, પેટમાં રોગ વગેરે દુઃખ ઉપજાવે. શુભગ્રહનો સંબંધ સાથે હોય તો દ્રવ્યલાભ કરે. (૨) વર્ષકુંડલીના ત્રીજા સ્થાનમાં સૂર્ય હોય તો ભાઈઓને પીડા કરે, રાજાથી માન, પરાક્રમની વૃદ્ધિ, લક્ષ્મી મળે, શત્રુ નાશ પામે અને કીર્તિ, માન યશ વધે છે. (૩) ચોથાસ્થાનમાં સૂર્ય હોવાથી પશુઓને પીડા કરે, ખેતીના કામમાં હાનિ કરે, રાજાથી ભય, માતાને શરીરે પીડા, હૃદય અને પેટમાં રોગ વગેરે ફળ કરે છે. (૪) પાંચમા સ્થાનમાં સૂર્ય હોય તો પુત્રોના શરીરે પીડા, બુદ્ધિમાં કઠોરતા, ઉગ્ર સ્વભાવ, શોક, મોહ, અને રોગનો વધારો, ધનનો નાશ, રાજાથી ભય આ દરેક ફળ તેની દશામાં મળે છે. (૬) છઠ્ઠા સ્થાનમાં સૂર્ય હોવાથી શત્રુઓનો નાશ, માતૃપક્ષ અર્થાત્ મામાના કુળમાં કષ્ટ, સ્વજનોમાં સુખ, રાજા અને મિત્રપક્ષમાં વિજય આપે. દ્રવ્યલાભ થાય અને વ્યવહારિક પ્રતિષ્ઠા સારી મેળવે. (૬) સાતમા સ્થાનમાં સૂર્ય રહેવાથી સ્ત્રીના શરીરે પીડા કરે. પોતાને અંગપર પીડા કરે, માર્ગમાં ભય, મસ્તક રોગ, ભયયુક્ત ચિત્ત રહે, પગમાં અને ગુદામાં રોગ કરે છે. ૭) આઠમા સ્થાને સૂર્ય હોય તો ભાઈઓથી કષ્ટ થાય, શરીરે પીડા, યશની હાનિ, વ્યાધિ, શોક અને ધનનો નાશ કરે, સ્ત્રી અને પુત્રને શરીરે પીડા કરે, વાયુપ્રકોપ અને વ્રણ થાય. (૮) નવમા સ્થાનમાં સૂર્ય હોય તો સૂર્યની દશામાં ભાઈઓને કષ્ટ કરે, કલેશનો વધારો થાય, ધર્મમાં ગતિ રહે; રાજદ્વારી કોર્ટકેસ સફળ થાય છે.

(૯) દશમાસ્થાનમાં સૂર્ય હોય તો રાજાથી દ્રવ્યલાભ કરાવે છે, માનનો વધારો થાય, સોનું, ભૂમિ, સુદર વસ્ત્ર, અલકાર વગેરે સુખ મળે, પણ તે પીડા થાય (૧૦) અગીઆરમા સ્થાનમાં સૂર્ય હોય તો રાજાથી લાભ થાય, ધન મળે, અન્ન, વસ્ત્ર અને અલકાર વગેરેથી સુખ ભોગવે, વિલાસ સુખ મળે, શત્રૂઓનો નાશ થાય અને પુત્રાદિકને પીડા કરે. (૧૧) બારમાસ્થાનમાં સૂર્ય હોય તો સ્ત્રી શરીરે પીડા, ધનનો ખર્ચ, માથામાં, નેત્રમાં અને પેટમાં પીડાઓ રહ્યા કરે, ચિંતા, ફિકર રહ્યા કરે, શત્રુથી વિવાદ અને ખર્ચ થાય છે. (૧૨)

ચંદ્રનું ફળ—વર્ષલગ્નમાં ચદ્ર આવવાથી કફ અને તાવની પીડા તથા ચિત્તમાં વિકળતા થાય છે જો ચદ્ર ઉપર પાપગ્રહની દૃષ્ટિ કે યુતિ હોય તો શરીર ધન વગેરેની મોટી હાની કરે છે (૧) ધનસ્થાનમાં ચદ્ર હોય તો પોતાના કુટુબમાં જય, મિત્રપક્ષથી લાભ, ધનની પ્રાપ્તિ, શત્રૂઓનો નાશ, નેત્રમાં પીડા, રાજાથી સુખ પ્રાપ્તિ વગેરે ફળ મળે છે (૨) ત્રીજા સ્થાનમાં ચદ્ર આવવાથી ભાઈઓથી સુખ મળે, ધન પ્રાપ્તિ, પુણ્યનો ઉદય અને ગુપ્ત સુખ તથા પોતાનું ધાર્યું કાર્ય સફળ થાય, પ્રતિષ્ઠા વધે (૩) ચોથા સ્થાનમાં ચદ્ર હોય તો રાજાથી માન, યશ અને દ્રવ્ય મળે, ખેતીનું કામ લાભદાયક થાય અને સુખ પ્રાપ્તિ થાય, વાહનથી સુખ, વેપાર-રોજગારથી લાભ અને શત્રુનો નાશ થાય (૪) પાંચમાસ્થાનમાં ચદ્ર હોય તો પોતાની બુદ્ધિથી જય પામે, મિત્રપક્ષથી લાભ થય છે પાપગ્રહોનો સંબધ હોય તો પુત્રોના શરીરે પીડા રહ્યા કરે છે શુભ ગ્રહોનો સંબધ હોય તો દરેક પ્રકારે સારૂં ફળ આપે છે (૫) છઠ્ઠાભાવમાં ચદ્ર હોવાથી ઘણા શત્રુઓ થાય શત્રુથી પરાજય, માનસિક પરિતાપ, નેત્રપીડા, ધનનો ખર્ચ, વિકળતા, સકલ્પ વગેરે થાય, ગુપ્ત ચિંતા અને સ્ત્રીના શરીરે પીડા રહ્યા કરે છે. (૬) સાતમા સ્થાનમાં ચદ્રમા હોય અને તે સાથે પાપગ્રહનો સબધ હોય તો જ્વર, વાયુપીડા, દારૂભય તથા સ્ત્રી અગે પીડા કરાવે છે અને કર્તા વૃદ્ધિ રહ્યા

કરે છે. શુભ ગ્રહોથી સંબંધ હોય તો દ્રવ્યનો લાભ કરે છે. (૭) આઠમા સ્થાનમાં ચંદ્ર હોય તો તે વર્ષમાં શરીરે કષ્ટ કરે, જવર, વમન હૃદયમાં પીડા, નેત્રરોગ, શત્રુઓથી વિવાદ, જળથી ભય, અને ધન નાશ કરે છે. (૮) નવમા સ્થાનમાં ચંદ્ર હોય તો પુણ્ય અને ભાગ્યની વૃદ્ધિ, ધનલાભ, ઘર વગેરે સ્થાવર વસ્તુથી લાભ, વ્યાપારથી દ્રવ્ય મળે અને શત્રુઓનો નાશ થાય છે. (૯) ચંદ્રમા દશમા સ્થાનમાં હોય તો પારબ્ધ ઉદય થાય, રાજદ્વારે ધન લાભ થાય, શત્રુનાશ અને વ્યાપારથી ઘણું સુખ તથા પ્રતિષ્ઠા વધે, યશ. પુત્ર, વસ્ત્ર લાભ આપે. (૧૦) ચંદ્રમા લાભસ્થાનમાં હોય તો શત્રુ નાશ પામે, વેપાર રોજગાર ઘણા સારા ચાલે, રાજથી સુખ, ધન લાભ, પ્રતિષ્ઠા વધે અને પુત્ર સુખ મળે છે. (૧૧) ચંદ્રમા બારમા સ્થાનમાં હોય તો તે વર્ષમાં શત્રુઓથી પીડા થાય, શુભ માર્ગે ધનનો ખર્ચ થાય, નેત્રમાં રોગ કરે, મનુષ્યમાં વિવાદ કરાવે, મહાકષ્ટસાધ્ય કફનો રોગ થાય અને ગુલ્મરોગથી પણ પીડા રહ્યા કરે છે.

**મંગળનું ફળ**—મંગળ લગ્નસ્થાનમાં હોય તો વ્રણ એટલે ઘા, ફોલ્લા, વાયુની પીડા, શત્રુઓની સાથે વિવાદ, નેત્ર અને માથાને વિષે રોગ, તાવ, ઉલટી વગેરે પીડા, સ્ત્રીઅંગે કષ્ટ, રાજાથી ભય, અગ્નિ તથા લોઢાથી ભય ઉપજાવે છે. (૧) મંગળ બીજા સ્થાનમાં હોવાથી દ્રવ્યનો નાશ કરે છે, માથામાં રોગ રહ્યા કરે છે, ઘણા મનુષ્યો સાથે વિરોધ કરાવે છે; સર્પ, અગ્નિ ભય, શોક મોહ અને સ્ત્રીઆંખે રોગ કરે છે. (૨) મંગળ ત્રીજા સ્થાનમાં હોવાથી ભાઇઓના શરીરે કષ્ટ રહ્યા કરે, વાહનોનું સુખ મળે, શત્રુ નાશ પામે, ધન, રાજા, મિત્ર અને સંબંધીથી લાભ રહે. (૩) મંગળ ચોથા સ્થાનથાં હોય તો અગ્નિ ભય થવા સંભવ રહે, વ્રણનો રોગ, પશુ પીડા, વિકળ સ્વભાવ, કલેશ, કષ્ટ અને ખેતી તથા વેપારમાં હાની થાય છે. (૪) મંગળ પાંચમા સ્થાનમાં હોવાથી પુત્રના શરીરે પરિતાપ રહ્યા કરે. શત્રુઓથી

વિવાદ કરે, બુદ્ધિહીન બનાવે, અગ્નિનો ભય કરાવે, શોક અને પેટમાં ગુપ્ત પીડા કર્યા કરે છે (૫) છઠ્ઠા સ્થાનમાં મંગળ હોય તો શત્રુઓનો નાશ થાય, પોતાને રાજ્યથી યશ મળે, મિત્રપક્ષથી લાભ કરાવે, ઘોડા વગેરે વાહનનું સુખ આપે તથા સ્ત્રીસુખ મળે છે (૬) મંગળ સાતમે રહેવાથી પુત્ર અને સ્ત્રીના શરીરમાં રોગ, માર્ગમાં ક્લેશ અને સંકટ, શત્રુઓથી વિવાદ અને પરાજય થાય, પોતાની દશામાં વધારે ખરાબ ફળ કરે છે (૭, મંગળ આઠમા સ્થાને હોય તો તે શત્રુથી પીડા, શરીરે કષ્ટ સ્ત્રીઅંગે રોગોપદ્રવ શસ્ત્રઘાત ધનનાશ અને વિકળતા, માનસિક પરિતાપ વગેરે ફળ કર્યા કરે છે (૮ મંગળ નવમા સ્થાનમાં હોય તો પુણ્યોદય, ભાગ્યોદય, માનપ્રતિષ્ઠાનો વધારો કરે અને અનેક જાતના લાભ ઉપજે છે (૯) મંગળ દશમા સ્થાનમાં હોવાથી ભાગ્યનો ઉદય કરે, સારો ધન લાભ કરાવે, રાજ્ય તરફથી ઘણુ દ્રવ્ય મેળવે, માનપ્રતિષ્ઠા સુખ અને સંપત્તિ મેળવે છે (૧૦) મંગળ અગી આરમા સ્થાનમાં હોય તો રાજ્યથી સુખ મળે, શત્રુઓનો નાશ થાય, મિત્રપક્ષમા વિજય આપે હાથી, ઘોડા વસ્ત્ર સુવર્ણ વગેરે લાભ મળે અને પ્રજાસુખનો ઉદય થાય. (૧૧) મંગળ બારમા સ્થાનમાં હોય તો અણધારેલી આપત્તિ, નેત્રોમાં પીડા, કાન અને માથામાં રોગ, ઘણા મનુષ્યોથી શત્રુતા, સ્ત્રીશરીરે ચિંતા વગેરે ફળ આપે છે

બુધનું ફળ—બુધ લગ્નસ્થાનમાં હોય તો બળવાન થાય. સ્ત્રીઓનુ સુખ મળે શત્રુઓનો નાશ થાય રાજ્ય તરફથી લાભ રહે, ધનની વૃદ્ધિ થાય વિજય મળે સુખ અને મિત્રનો ઉદય થાય. (૧) બુધ ધનસ્થાનમા હોય તો દ્રવ્યનો લાભ કરાવે, કુટુંબથી જયપ્રાપ્તિ શત્રુમાં વિજય માનપ્રતિષ્ઠાનો વધારો થાય, અને સુખ સમૃદ્ધિ મળે છે (૨ બુધ ત્રીજાસ્થાનમાં હોવાથી અનેક જાતની ચિંતાઓ મટે, માન, યશ અને પુત્ર સુખ સારૂ મળે, અકસ્માત દ્રવ્યનો લાભ કરાવે છે (૩) બુધ ચોથાસ્થાનમાં હોય તો ઘણા પ્રકારનુ સુખ મળે, ધનનો

લાભ, મિત્ર મેળાપ, ગાય, ભૂમિ સોનું વગેરેનો લાભ અને વાહનથી સુખ મળે છે. (૪) બુધ પાંચમા સ્થાનમાં હોય તો પુત્રોત્પત્તિ થાય, ધનનો લાભ મળે, નોકરવર્ગનું સારૂં ફળ મળે, વસ્ત્રોનો લાભ તથા રાજા, સંબંધી અને મિત્રવર્ગમાં વિજય અપાવે છે. (૫) બુધ છઠ્ઠા સ્થાનમાં હોય તો શત્રુઓ સાથે વિવાદ કરાવે, સ્ત્રીઓને કષ્ટ કરે, ચિત્ત ગભરાવે, ખર્ચનો બોજો વધુ રહ્યા કરે. શરીરમાં રોગ, કફની પીડા અને મહા કષ્ટ કરે છે. (૬) બુધ સાતમા સ્થાનમાં હોય તો તેને ભોગવિલાસનું સારૂં સુખ મળે, પ્રતિષ્ઠા પણ વધે, દ્રવ્ય વસ્ત્ર વગેરે લાભ, અને સર્વદા વિજય આપે છે. (૭) બુધ આઠમા સ્થાનમાં હોય તો તે વર્ષમાં કફ પીડાથી શરીરને ઘણું જ કષ્ટ થાય. જ્વરકોપ, નેત્રપીડા અને ચિત્તને વિકળતા વધુ રહે છે. (૮) બુધ નવમાસ્થાનમાં હોય તો પુત્રનો લાભ અને સુખ, ધનલાભ, મંગળ કાર્યમાં પ્રવૃત્તિ અને રાજ્યથી જય, યશ વગેરે મળે. શત્રુનાશ અને ભાગ્યોદય થાય. (૯) દશમા સ્થાનમાં બુધ હોય તો વાહન સુખ, સંતાન સુખ અને ધન તથા સ્ત્રીઓથી વિલાસનું સુખ, રાજ્યથી જય વગેરે ફળ આપે છે. (૧૦) બુધ લાભસ્થાનમાં હોય તો વિજય, સંપત્તિ, ધાન્ય, વસ્ત્ર વગેરે સુખ મળે, કીર્તિનો વધારો થાય, મનોરથ સિદ્ધ થાય, પશુ વાહન અને નોકરથી ફળ સારૂં મળે છે. (૧૧) બુધ બારમા સ્થાનમાં હોય તો શત્રુઓથી અનેક પ્રકારના વિવાદ, ખર્ચનો વધારો અને ગુપ્ત ચિંતા, કાનમાં રોગ, નેત્રપીડા, કફનો વ્યાધિ અને ઉદ્વેગવાળું મન રહે. (૧૨)

**ગુરૂનું ફળ**—લગ્નસ્થાનમાં ગુરૂ હોય તો ઘોડા વગેરે વાહનનું સારૂં સુખ મેળવે, ઘણાં ઉત્તમ વસ્ત્ર અને આભૂષણનો ભોક્તા થાય; રાજાથી સુખ, વ્યાપારમાં દ્રવ્ય લાભ, કીર્તિમાન–પ્રતિષ્ઠા સારી વધે. (૧) ધન ભુવનમાં ગુરૂ હોય તો ધનધાન્ય વગેરે ઉત્તમ સમૃદ્ધિ ભોગવે, પશુ વાહન અને જમીનથી લાભ મેળવે, રાજાથી લાભ મેળવે. (૨) ગુરૂ પરાક્રમ સ્થાનમાં હોય તો રાજાથી જય મેળવે, યશ, માન

પ્રતિષ્ઠા વધે, ખેતીથી લાભ, વસ્ત્ર, ધન, આભૂષણ આ દરેક પ્રકારનું સુખ મેળવે. (૩) ગુરૂ ચોથા સુખસ્થાનમાં હોય તો વાહનનું સુખ ઘણુ જ સારૂં મળે, વ્યાપારમાં લાભ થાય, ખેતીના કામમાં દ્રવ્યલાભ થાય. (૪) પાંચમા સ્થાનમાં ગુરૂ હોય તો પ્રજાસુખની વૃદ્ધિ થાય, પોતાની બુદ્ધિના બળથી સર્વ ઠેકાણે વિજય પામે, શત્રુનાશ, સુખ તથા મનવાંછિત ફળ ભોગવનાર થાય, ગાય, સુવર્ણ અને ઉત્તમ વસ્ત્રોનો લાભ કરે છે (૫) ગુરૂ છઠ્ઠા રિપુસ્થાનમાં હોય તો શત્રુઓથી પરાભવ, ભય, પીડા અને સ્ત્રીના શરીરમાં રોગ વગેરે ઉપદ્રવ કરે નેત્રને વિષે રોગ, જ્વર અને અતિસાર કરે છે. (૬) ગુરૂ સાતમે સ્ત્રીભુવનમાં આવેલો હોય તો સ્ત્રીસુખની પ્રાપ્તિ કરે છે. નિર્ભયતા, શત્રુનાશ, વાહનોનુ સુખ, ભોગવિલાસ તથા રાજાથી લક્ષ્મીની પ્રાપ્તિ કરે છે (૬) ગુરૂ આઠમે મૃત્યુસ્થાનમાં હોય તો જ્વરપીડા, કફપીડા વાયુની પીડા, ઉલટી વગેરે, કાનમાં રોગ, નેત્રમા વિકાર, શત્રુઓથી ભય સ્ત્રીઓ ગ કષ્ટ વગેરે અનેક જાતના પરિતાપ ઉપજાવે છે. (૮) ગુરૂ નવમે ભાગ્યસ્થાનને વિષે હોય તો ધર્મનો વધારો, ભાગ્યોદય, ધનલાભ, તીર્થાટન અને પુણ્યકાર્યમાં મતિ થાય છે. (૯) ગુરૂ દશમે રાજ્ય-સ્થાનમાં હોય તો સુવર્ણ અને વસ્ત્રનો લાભ, જય, રાજાથી માન, ભૂમિ, ગાય અન ધનથી લાભ, શત્રુઓનો નાશ કરે છે (૧૦) ગુરૂ અગીઆરમે લાભસ્થાને હોય તો જય તથા વ હન સુખનો વધારો, હાથી ઘોડા વગેરેથી લાભ, પુત્રોત્પત્તિ, શત્રૂઓમાં પોતાનો વિજય, પ્રતિષ્ઠાનો વધારો અને બુદ્ધિનો વિકાસ થાય છે. (૧૧) ગુરૂ બારમા ખર્ચસ્થાનમા હોય તો તે વર્ષમા રાજાથી ભય, ઘણાજ પ્રકારની આપત્તિ, નેત્ર અને શરીરે પીડા, કફનો રોગ, ઘણાજ માણસો સાથે લડાઈ, શોક અને રૂધિરનો વિકાર કરે છે (૧૨)

શુક્રનુ ફળ--શુક્ર લગ્નસ્થાનમાં આવેલા હોય તો માન અને પ્રતિષ્ઠા વધારે છે, અનેક પ્રકારે સ પત્તિનો લાભ આપે છે, શત્રુઓથી પોતાનો વિજય કરે, રાજાથી માન, તથા આભૂષણોની પ્રાપ્તિ કરાવે

છે. (૧) શુક્ર બીજા ધનભુવનમાં હોય તો ધનધાન્ય ને સંપત્તિ આપે, મ્લેચ્છ જાતિથી સુખ અને સમૃદ્ધિ વધારે, રાજા સમાન વૈભવ અને કીર્તિ ફેલાવે છે. જ્ઞાતિ અને દેશમાં માનનીય ગણાય, પશુ અને ગાડીઘોડા, વાહન વગેરે સુખ સારૂં આપે છે. (૨) શુક્ર ત્રીજા પરાક્રમ સ્થાનમાં આવેલો હોય તો ભાઈઓથી સુખ; ધન પ્રાપ્તિના કાર્યોમાં પ્રવૃત્તિ, કીર્તિ, માન અને બીજા ઉપર ઉપકાર કરવાની મતિ આપે છે. (૩) શુક્ર ચોથા સુખ સ્થાનમાં હોય તો ખેતી અને વાહનોનું સુખ આપે છે. ભૂમિનો લાભ, સોના વગેરે ધાતુની સમૃદ્ધિ અને રાજા સમાન વૈભવ આપે છે (૪) શુક્ર પાંચમા સંતાન સ્થાનમાં હોય તો કન્યા પ્રજાનો વધારો થાય, ભય, ક્લેશ, ચિંતાઓ અને શત્રૂઓનો નાશ, અનેક પ્રકારના ભોગવિલાસ અને ધનધાન્ય આપે છે. (૫) શુક્ર છઠ્ઠા શત્રુસ્થાનમાં હોય તો અનેક જનોથી અણબનાવ, શત્રૂઓથી ભય અને દુઃખ, માનસિક ગુપ્ત ચિંતાઓ, શરીરમાં રોગ, માથામાં અને નેત્રમાં રોગ, તથા પેટમાં પીડા કરે છે. (૬) શુક્ર સાતમા સ્ત્રી ભુવનમાં હોવાથી સ્ત્રી સુખ સારૂં આપે, ભોગવિલાસ અને મોજીલું જીવન બનાવે, શત્રૂઓ ઉત્પન્ન થઈને નાશ પામે, સુખની વૃદ્ધિ, મિત્રજનોથી મેલાપ, વસ્ત્ર–સુવર્ણ વગેરેનો લાભ કરે છે. (૭) શુક્ર આઠમા મૃત્યુસ્થાનમાં હોય તો તે મૃત્યુ જેવી પીડા ઉપજાવે છે. ઘણા માણસો તેની અવગણના કરે છે. જ્વરપીડા, ભૂતબાધા, નેત્રરોગ અને શત્રૂ ભય કરે છે (૮) શુક્ર નવમા ભાગ્યસ્થાનમાં હોય તો ધર્મમાં મતિ રહે છે, રાજાના જેવું સુખ આપે છે, આભૂષણ, વાહન ગાય, ભૂમિ અને સુવર્ણનો લાભ કરે છે. વસ્ત્ર અલંકાર અને કીર્તિને વધારે છે. (૯) શુક્ર દશમા રાજ્યસ્થામાં આવેલો હોય તો તે વર્ષમાં સુખ, રાજા સમાન વૈભવ, દરેક કાર્યમાં વિજય, ગાય, ધન અને પશુ વર્ગથી લાભ, વાહન તથા ખેતીનું સારૂં સુખ આપે છે. (૧૦) શુક્ર અગીઆરમા લાભસ્થાનમાં હોવાથી સુવર્ણ વગેરે ધાતુઓથી લાભ, વિજય, સુંદર પ્રજા અને રાજદ્વારથી સુખ આપે છે. મિત્રજનોથી

સુખ, અને શત્રુઓનો નાશ થાય છે. (૧૧) શુક્ર બારમા ખર્ચ સ્થાનમાં આવેલો હોય તો તે વર્ષમાં ભોગવિલાસ અને શુભ કાર્યમાં દ્રવ્યનું ખર્ચ કરાવે છે, ઉદરમાં વાયુ પીડા, નેત્રમાં કષ્ટ,રાજાથી ભય, ચિત્તની ઉગ્રતા તથા તાવ ઉલટી વગેરે ઘણાજ વિકાર અને મૃત્યુ સમાન કષ્ટ ઉપજાવે છે

શનિનું ફળ—શનિ લગ્નસ્થાનમાં હોય અને ઉચ્ચરાશિનો એટલે તુલારાશિનો હોય તો લાભ કરે છે સ્વગૃહી (એટલે મકર અથવા કુંભરાશિનો) હોય તો માન ધન, ધાન્ય અને પ્રતિષ્ઠાની વૃદ્ધિ કરે છે અને તે સિવાયની રાશિનો હોય તો શત્રુઓથી ભય ઉપજાવે, સ્ત્રીઅંગે માંદગી કરે, શોક અને વિકારમાં મતિ રહે (૧) શનિ બીજા ધન સ્થાનમાં હોય તો ધનનો નાશ કરે, કુટુંબથી વિરોધ કરાવે, નેત્ર અને પેટમાં કંઇ કંઈ પીડાઓ ઉપજાવે, તથા કફ અને વાયુની પ્રબળતા વધુ રહ્યા કરે છે (૨) શનિ ત્રીજા પરાક્રમસ્થાનમાં રહેલો હોય તો શત્રુઓનો નાશ થાય, રાજ્યમાં અધિકાર, પ્રતિષ્ઠા કે માન વધે, જમીન તથા ધન સબંધી લાભ કરે તથા પોતાના ભાઇઓથી વિરોધ કરાવી પોતાનો વિજય કરે છે. (૩) શનિ ચોથા સુખસ્થાનમાં હોય તો તે વર્ષ ઘણા કષ્ટવાળુ જાય, ચિત્ત ભય અને ચિંતામાં રહ્યા કરે, નેત્ર અને પેટમાં કંઇ કંઈ રોગ રહ્યા કરે, કોઇ ખોટો અપવાદ (કલંક) આવે, લોખંડ તથા અગ્નિ વગેરેથી ભય કરે, પશુ, જમીન, મકાન, મશીન, વગેરેથી હાની થાય. ખેતીનું કામ હાની કરે (૪) શનિ પાંચમા સંતાનસ્થાનમાં હોય તો તે વર્ષમાં પુત્ર હાની કે પુત્રઅંગે માંદગી કરે પેટમાં પણ રોગ રહ્યા કરે ચિત્ત વિકળતા પામતું રહે. અધિક સતાપ અને અનેક માણસોથી તથા રાજાથી ભય કરે (૫) શનિ છઠ્ઠા શત્રુસ્થાનમાં આવેલો હોય તો ઘણી પ્રકારનાં સુખ, રાજ જેવા વૈભવ, ભુમિ તથા ધન સબધી લાભ, ઘણા પ્રકારનાં વસ્ત્રો યશ, અને માન મળે રોગનો નાશ કરે છે (૬) શનિ સાતમા સ્ત્રી ભુવનમાં આવેલો હોય તો તે

વર્ષમાં સ્ત્રી અંગે પીડા રહ્યા કરે. મુસાફરીમાં નુકસાની થવાના પ્રસંગ આવે, સ્ત્રીનું સુખ ઘટાડે. મિથ્યા કલંક, વાયુના ઉપદ્રવ અને પેટમાં પીડા કરે છે. (૭ શનિ આઠમે આયુઃસ્થાને આવેલો હોય તો તે વર્ષમાં મૃત્યુ જેવું કષ્ટ કરે, જ્વર પીડા અને મસ્તક શૂળ તથા કફનો રોગ કષ્ટ આપે, રાજ્યથી ભય રહે, ધનની હાનિ કરે, શત્રુથી ભય, ચિત્તમાં સંતાપ અને વાયુની પીડા થાય છે. (૮) શનિ નવમા ભાગ્યભુવનમાં હોય તો તેનો ભાગ્યોદય થાય છે. રાજા અને અધિકારી વર્ગથી લાભ આપે છે; શત્રુનો નાશ કરે, કીર્તિ, લક્ષ્મી અને માનનો વધારો કરે છે. અને સહોદરોને પીડા કરે છે. (૯) શનિ દશમા રાજ્યસ્થાનમાં આવેલો હોય તો તે વર્ષમાં ખેતીના કાર્યમાં નુકશાની કરે છે. વાહન તથા પશુઓથી પણ હાની રહે છે. પોતાના કુટુંબીઓ અને આત્મીયજનોમાં માંદગી રહે છે; વ્યાપાર રોજગાર સારા ચાલી ધનનો લાભ કરે છે. (૧૦) શનિ અગીઆરમા લાભસ્થાનમાં હોય તો તે વર્ષમાં સુવર્ણ, ગાય, ભૂમિ, રથ, અને ઘોડાનો લાભ; ધનની પ્રાપ્તિ, યશનો વધારો તથા સંતાનને પીડા કરે છે. (૧૧) શનિ બારમા વ્યયસ્થાનમાં હોય તો ખર્ચ કરાવે, વિકળતા રહ્યા કરે, ક્લેશ અને ચિંતાવાળું જીવન રહે, શત્રુથી વિનાશ, ધનનું ખર્ચ અને નેત્રમાં તથા માથામાં રોગ થયા કરે છે. (૧૨)

રાહુનું ફળ –લગ્નસ્થાનમાં રાહુ આવવાથી ઉગ્રસ્વભાવ બને છે સ્ત્રીને અંગે માંદગી રહ્યા કરે છે; ધનનો ખર્ચ તથા ચિંતાઓ વધે છે. રાજ્યથી સારૂં ફળ નથી મળતું. માનભંગ અને નેત્રને વિષે રોગ ઉત્પન્ન કરે છે. (૧) રાહુ બીજા ધનસ્થાનમાં આવવાથી લોકોમાં અપવાદ, કલંક, નિંદા વગેરે થાય. નેત્રમાં અને ઉદરમાં પીડા રહ્યા કરે, રાજાથી ભય, ચોર જનોથી નુકશાન અને ધનનો મોટો ખર્ચ થાય છે. (૨) રાહુ ત્રીજા પરાક્રમસ્થાનમાં હોય તો ધન અને પુત્રનો લાભ થાય, રાજા સમાન વૈભવ ભોગવે, પશુ અને વાહનથી સારૂં સુખ મેળવે તથા સગાં સંબંધીઓમાં પીડા થયા કરે. (૩) રાહુ ચોથા સંતાન

ભુવનમાં હોય તો તે વર્ષમાં વાહનથી નુકશાની રહે, કફથી થતાં દરદો, શરદી અને વાયુ પીડા રહ્યા કરે, રાજ્યપક્ષથી કંઈક ભય જણાય અને પોતાના વતનનો ત્યાગ કરાવે, અથવા મુસાફરીના યોગો વારંવાર થયા કરે. (૪) રાહુ પાંચમે સંતાન ભુવનમાં હોય તો તેની બુદ્ધિ મલીન થાય, સંતાન અંગે પીડા રહ્યા કરે અને વાત પ્રકોપ, મંદાગ્નિ તથા ચિંતાઓ વધારે, કલેશયુક્ત અપ્રસન્ન મન રહ્યા કરે. (૫) રાહુ છઠ્ઠા શત્રુસ્થાનમાં રહેલો હોય તો શત્રુઓ નાશ પામે છે. ગાય, ભૂમિ, સુવર્ણ વગેરેનો લાભ તથા દુઃખનો નાશ થાય છે. રાહુ સાતમે કલત્રસ્થાનમાં આવવાથી ગુહ્ય રોગ, વાતપ્રમેહના રોગ, (ઈંદ્રિયમાં કંઈ ગુપ્ત ધાતુવિકારનો રોગ) થાય છે. ઝેરી પ્રાણી અને ઝેરી પદાર્થથી પીડા થાય છે. સ્ત્રીને અંગે દુઃખ તથા ભય રહ્યા કરે છે. (૭) રાહુ આઠમે આયુ સ્થાનમાં હોવાથી મૃત્યુ સમાન કષ્ટ કરે છે. રાજાથી ભય થાય. તાવ, ઝાડા અને કફ સંબંધી રોગોથી શરીર અશક્ત બને. વિષૂચિકા અને વાયુનો ભય પણ રહ્યા કરે છે. (૮) રાહુ નવમા ભાગ્યસ્થાનમાં હોવાથી વર્ષમાં શત્રુઓનો નાશ થાય. ધર્મનો વધારે કરે. રાજાથી જય, ભાગ્યોદય અને ધન લાભ રહે. પશુઓમાં નુકશાની, ભાઈઓમાં કલહ અથવા રોગોપદ્રવ કરે છે. (૯) રાહુ દશમે ભાગ્યસ્થાને આવેલો હોય તો વેપારમાં લાભ કરાવે તથા તેને રાજાની બરોબર સુખ આપે. મંગળ કાર્ય અને યશ પ્રતિષ્ઠા, મોટાઈ વગેરે વધે છે. કીર્તિ અને લક્ષ્મી સંબંધી લાભ મેળવે, વાહનથી કષ્ટ રહે છે. (૧૦) રાહુ અગીઆરમા લાભ સ્થાનમાં હોય તો તે વર્ષમાં સારૂં સુખ ભોગવે, સુવર્ણ, ભૂમિ, ગાય અને ધનનો વધારો, શત્રુઓનો નાશ થાય તથા પુત્રને ભય ઉપજાવે છે. (૧૧) રાહુ બારમે ખર્ચસ્થાને આવેલો હોય તો તે વર્ષમાં સ્થાનાન્તર યોગ કરે છે. વાયુરોગની પીડા ઉપજે છે. શત્રુથી ભય, મૃત્યુસમાન કષ્ટ, માથામાં અને કાનમાં પીડા, પેટમાં અને નેત્રોમાં રોગ, લક્ષ્મીહાની, સ્વજનોમાં પરસ્પર વૈર તથા સ્ત્રીઓને પીડા રહ્યા કરે છે. (૧૨)

**કેતુનું ફળ**—કેતુ લગ્નસ્થાનમાં હોય તો તે વર્ષમાં ભય, વિકળતા અને રાજાથી માનભંગ કર છે. શત્રુથી ચિંતાઓ રહે છે. મસ્તક સ્થાને રોગોપદ્રવ રહે છે. નેત્ર અને સ્ત્રી અંગે અનેક જાતની પીડાઓ ઉપજાવે છે. (૧) કેતુ બીજે ધનસ્થાને આવેલો હોય તો તે વર્ષમાં રાજાથી ભય, ધનની હાની, નેત્ર અને પેટમાં વ્યાધિ, ભય, દુઃખ તથા સ્વજનોથી અપયશ, કલંક અને માન હાની કરે છે. (૨) કેતુ ત્રીજા પરાક્રમ સ્થાનમાં હોય તો ઘણા પ્રકારના વાહનોનું સુખ અને પશુઓથી લાભ કરે છે. ધન અને પુત્રનો લાભ રહ્યા કરે છે. રાજા જેવો વૈભવ મળે છે. અને સ્વજનોને અંગે પીડા ભોગવાય છે. (૩) કેતુ ચોથા સુખ સ્થાનમાં હોય તો તે વર્ષમાં ચિત્ત અપ્રસન્ન રહ્યા કરે. કફ અને વાયુ રોગથી થતી પીડાઓ વારંવાર રહ્યા કરે છે, તથા દેશાટન કરાવે છે. (૪) કેતુ પાંચમા સ્થાનમાં રહેવાથી બુદ્ધિનો નાશ કરે, સંતાનને અંગે પીડા કરે, હંમેશાં કલેશ અને ચિંતાવાળું જીવન કરે, વાયુની પીડા રહે અને ઉદરરોગથી શરીરને અશક્ત બનાવે છે. (૫) કેતુ છઠ્ઠા સ્થાનમાં હોય તો શત્રૂઓનો નાશ થાય, ગાય ભૂમિ સુવર્ણ, વસ્ત્ર, ધન ધાન્ય વગેરેનો લાભ મળે છે. તથા દુઃખના સમૂહનો નાશ થાય છે. (૬) સાતમા સ્થાનમાં કેતુ આવેલો હોય તો તે વર્ષમાં પ્રમેહ, ઝેર અગ્નિ વગેરેથી પોતાને અથવા સ્ત્રીને અંગે કષ્ટ થાય. ગુદા કે ઈંદ્રીયમાં પીડા થાય અને ખોટા ખર્ચ તથા ધન નાશ થાય. (૭) કેતુ આઠમે આયુષ્યસ્થાને હોય તો તે વર્ષમાં મૃત્યુ જેવો યોગ કરે છે. તે સાથે રાજ ભય, જ્વર, અતિસાર અને કફ તથા વિષૂચિકા જેવા રોગો પણ થાય છે. ચિત્ત અશાંત રહે છે. (૮) કેતુ નવમે ભાગ્યસ્થાને હોય તો તે વર્ષમાં ધર્મ સંબંધી કાર્યમાં અરૂચિ થાય રાજ્યથી પ્રતિષ્ઠા વધે, અભિમાન, અહંકાર વગેરેથી પૂર્ણ રહે. શત્રૂઓનો નાશ થાય, બાંધવોમાં પીડા થાય, ભાગ્યનો ઉદય તથા ધનધાન્યનો લાભ વર્ષમાં થાય છે. (૯) કેતુ દશમે રાજ્યસ્થાને આવવાથી વર્ષમાં વ્યાપારથી દ્રવ્યનો લાભ જરૂર કરાવે છે. કીર્તિનો વધારો કરે છે. વાહનની હાની

કરે છે. રાજાથી જય તથા માંગલીક કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે (૧૦) કેતુ અગીઆરમે લાભસ્થાને આવેલો હોય તો તે વર્ષમા અનેક જાતનાં સુખ મળે છે, શત્રુઓનો નાશ થાય, પ્રજાથી ભય થાય, સોનું, ગાય અને ધનનો સગ્રહ કરાવે છે વિદેશથી લાભ કરે છે (૧૧) કેતુ બારમે વ્યયસ્થાને હોય તો વર્ષમાં વિફળતા, શત્રુથી ભય, સ્ત્રીઅંગે કષ્ટ, પોતાને નેત્ર અને ઉદરમાં પીડા તથા અનેક જનો સાથે વૈર કરાવે છે ×

મુંથાનું ફળ—વર્ષ કુંડળીમાં પ્રથમ સ્થાને એટલે લગ્નમાં મુથા આવેલી હોય તો શત્રુઓનો નાશ થાય. માનસિક પ્રસન્નતા રહે રાજાદિનો કૃપાપાત્ર થાય શરીરની શક્તિ વધે. અનેક જાતનો ઉદ્યમ અને ધન સંબંધી લાભ આપે છે (૫) મુથા બીજા ધન ભાવમાં આવેલી હોય તો ધન અને યશનો લાભ કરે છે સ્વબંધુજનો વગેરેમાં સન્માન, રાજાની મહેરબાની, અનેક પ્રકારના ઇચ્છિત ભોજન, શરીરની પુષ્ટિ અને સુખની પ્રાપ્તિ કરે છે (૨) મુથા ત્રીજા પરાક્રમ સ્થાને આવેલી હોય તો તે વર્ષમાં પરાક્રમથી ધન, યશ, અને સુખની પ્રાપ્તિ કરે છે, સુંદર કાંતિ અને મનગમતા વૈભવ આપે છે, દેવ અને બ્રાહ્મણની ભક્તિમા પ્રીતિ ઉપજાવે છે અનેક જનો ઉપર ઉપકાર, શારિરીક દ્રઢતા અને કીર્તિનો વિસ્તાર કરે છે રાજાથી માન, આશ્રય કે જીવિકા પણ આપે છે (૩) મુથા ચોથા સુખસ્થાનમાં હોય તો તે વર્ષમાં શરીરે

---

×ખાસ નોંધ—ઉપર મુજબ જે ફળાદેશ કહેલું છે, તેમાં જે ગ્રહ પોતાની ઉચ્ચ રાશિમાં હોય, કે સ્વગૃહી હોય તો તે ખરાબ ફળ આપતો નથી કેટલાકનો મત છે કે જે ગ્રહનું જેવુ ફળ કહેલું હોય તેવુ ફળ ગ્રહ જે માસનો સ્વામી થયો હોય તે માસમાં મળે છે, અને કોઇ કહે છે કે તેની દશામાં તે ફળ મળે છે પરતુ આ બને સમય ફળ મળવા માટે છે ગ્રહોનાં બળાબળ જેમકે અસ્ત, શત્રુક્ષેત્ર, પોતાની નીચ રાશિ, શત્રુ રાશિ, હદ્દાદિ વગેરેનો વિચાર કરી ભાવગત ગ્રહોનું ફળ ન્યૂનાધિક સમજવુ

પીડા, શત્રુઓથી તથા પોતાના માણસોથી વેર કરાવે છે. મનમાં સંતાપ વિશેષતા અને અપયશ, કલંક વગેરેને વધારે છે. ભય તથા દુઃખથી ચિત્ત ઉદ્વેગવાળું રહ્યા કરે છે. (૪) મુંથા પાંચમે સંતાનભાવે આવેલી હોય તો સદ્બુદ્ધિ, પુત્રસુખ, ધનલાભ. પ્રતાપ, ઓજસ, અને ઘણા પ્રકારના ભોગવિલાસ, દેવ અને બ્રાહ્મણની પૂજા તથા રાજાદિકથી માન અને અધિકાર મળે છે. (૫) મુંથા છઠ્ઠા સ્થાનમાં આવેલી હોય તો તે વર્ષમાં શરીરે અશક્તિ વધારે છે. શત્રુઓનો ત્રાસ, રોગનો વધારો ચોર અથવા રાજાથી ભય, કાર્ય અને અર્થનો નાશ, નઠારી બુદ્ધિ અને પુણ્યકાર્યથી રહિત કરે છે. (૬) મુંથા સાતમા કલત્રભાવમાં આવેલી હોય તો સ્ત્રી અને ભાઈને અંગે કષ્ટ કરે છે. અનેક પ્રકારનાં વ્યસન તથા શત્રુથી ભય રહે છે. ઉત્સાહથી હીન કરે છે. ધાર્મિક કાર્યમાં શ્રદ્ધા અને દ્રવ્ય લોભ અતિ વધે છે. શરીરે રોગ અશાંતિ કરે છે. મન મોહ વગેરેથી વિહ્વળ રહે છે. (૭) મુંથા આઠમે સ્થાને આવેલી હોય તો શત્રુ અને ચોરથી વારંવાર હાની થાય. ધર્મ અને ધન માટે હાની કરે છે. અનેક જાતનાં વ્યસનોમાં પ્રીતિ થાય, દેશાટન તથા બળનો નાશ કરી અશક્તિ વધારે છે. (૮) નવમા ભાગ્ય સ્થાનમાં આવેલી મુંથા રાજાથી અધિકાર અપાવે છે. અને દ્રવ્યલાભ કરે છે. ધાર્મિક કાર્યમાં પ્રવૃત્તિ કરાવે, સ્ત્રીપુત્ર વગેરેનું સુખ મળે, દેવ બ્રાહ્મણમાં ભક્તિ કરાવે. યશ, માન અને ભાગ્યનો પ્રતાપ અધિક વધે છે. (૯) મુંથા દશમા સ્થાનમાં હોય તો વર્ષમાં રાજાથી માન, સ્વજનોપર આધારવર્ધક કાર્યમાં પ્રવૃત્તિ, સત્કર્મમાં રૂચિ, દેવ અને બ્રાહ્મણની ભક્તિ, યશની વૃદ્ધિ, અનેક પ્રકારના દ્રવ્યનો લાભ, અધિકાર વગેરે ફળ આપે છે. (૧૦) મુંથા અગીઆરમે લાભસ્થાને હોય તો ભોગવિલાસનું સુખ મળે. આરોગ્ય તથા માનસિક પ્રસન્નતા રહે. રાજાની કૃપાથી દ્રવ્યનો લાભ મળે. સારા મિત્રો અને સુંદર પુત્રોથી સુખ આપે અને દરેક પ્રકારે મનવાંછિત ફળ મળે છે. (૧૧) મુંથા બારમે વ્યયસ્થાને હોય તો વર્ષમાં ખર્ચનો વધારો થાય, ખરાબ

માણસોથી મૈત્રી વધે છે શરીરનું આરોગ્ય નાશ પામે, પરાક્રમમાં પરાજય કરે ધન તથા ધર્મનો વિનાશ થાય અને સજ્જનોથી વૈર કરાવે છે (૧૨)

મુંથાનું વિશેષ ફળ—વર્ષલગ્નથી ૧-૧૦-૧૧-૯-૨-૩-૫ એ સ્થાનોમાં કોઈપણ સ્થાને મુથા હોય તો તેનું ફળ સારૂં ગણેલું છે ૭-૪-૬-૧૨-૮ એ સ્થાનમાંથી કોઈપણ સ્થાને મુથા હોય તો તેનું ફળ અશુભ છે

જે ભાવપર પાપગ્રહોથી અશુભ દષ્ટિ હોય તે ભાવમાં મુથા હોય તો તેનું ફળ સારૂં હોય છતાં ખરાબ મળે છે

જન્મલગ્નથી બારખાનાવાળી કુંડલી કરવી, મુંથા જે રાશિમાં હોય તે રાશિમાં મૂકી જોવું કે જન્મલગ્નથી મુથા કેટલામે આવે છે? ૭-૧૨-૬-૮-૪ એમાંના કોઈપણ ભાવમાં મુથા હોય અને વર્ષપ્રવેશમાં પાપગ્રહોથી યુક્ત હોય તો તે ભાવનો નાશ કરે છે, પરંતુ વર્ષમાં મુથા પોતાના સ્વામી અને શુભગ્રહોથી દષ્ટ હોય તો શુભ ફળ આપે છે

મુથાનો સ્વામી શુભગ્રહ હોય અને તે પોતાના સ્વામીથી યુક્ત હોય અથવા દષ્ટ હોય કે તેથી ઈત્થશાલિની હોય તો જે ભાવમાં તે રહેલી હોય તે ભાવનું દરેક સુખ વધારે છે અને તેથી વિપરીત હોય તો તે ભાવના ફળનો નાશ કરે છે અને અશુભ ફળ આપે છે.

જન્મલગ્નથી અથવા વર્ષ લગ્નથી મુથા ૪-૬-૭-૮-૧૨ સ્થાનમાં આવેલી હોય અને પાપગ્રહથી યુતિ કે દષ્ટિ હોય તો તે ભાવનો નાશ કરે છે અને સૌમ્યગ્રહોના બળ મુજબ તે ભાવની વૃદ્ધિ કરે છે જન્મલગ્નથી ચોથાસ્થાને રહેલ મુથા વર્ષ લગ્નમાં શુભગ્રહથી યુક્ત હોય તો વડિલવર્ગ પિતાદિક તરફથી વારસો મળે છે અને પાપગ્રહથી યુક્ત હોય તો રાજભય, કષ્ટથી આજીવિકા વગેરે ફળ કરે છે આઠમા સ્થાનમાં પણ શુભ ગ્રહયુક્ત મુથા શુભ ગણેલી છે અને પાપગ્રહ સબંધથી અશુભ ફળદાયક ગણેલી છે.

પોતાના સ્વામી અને શુભગ્રહથી દષ્ટ મુંથા વર્ષ કુંડલીમાં જે ભાવે હોય તે ભાવની રાશિ જન્મકાળમાં જે ભાવે હોય તે ભાવનો વધારો કરે છે. વર્ષકુંડલીમાં મુંથા ચોથે ભાવે પોતાના સ્વામી અને શુભગ્રહથી સંબંધવાળી રહેલી હોય અને તે રાશિ જન્મકુંડલીમાં ત્રીજા ભાવમાં આવે તો તે વર્ષમાં ભાઈ સંબંધી સુખ અધિક ગણવું. અને પાપગ્રહથી દૃષ્ટ મુંથા જન્મલગ્નથી ગણતાં જે ભાવે આવે તે ભાવ સંબંધી ફળની હાની થાય. પરંતુ વર્ષપતિ બળવાન કે શુભ-ગ્રહ હોય તો પાપગ્રહ દૃષ્ટ મુંથાનું ખરાબ ફળ નાશ પામે અને શુભ ફળ આપે.

**મુંથા અને ગ્રહના સંબંધનું ફળ—સૂર્યક્ષેત્ર** સિંહરાશિમાં મુંથા હોય અથવા સૂર્ય સાથે યુતિ કે દૃષ્ટિ હોય તો રાજ્યથી માન મેળાપ, કુટુંબ વગેરેમાં માન, ઉત્તમ ગુણો અને ભોગવિલાસ વગેરે ફળ આપે છે. **ચંદ્રક્ષેત્ર** કર્કરાશિમાં મુંથા હોય અથવા ચંદ્ર સાથે યુતિ કે દૃષ્ટિનો સંબંધ હોય તે મુંથા ધર્મ, યશ, આરોગ્ય, સંતોષ, સદ્‌બુદ્ધિ વગેરે આપે છે. પણ ક્ષીણચંદ્ર કે નિર્બળ ચંદ્ર હોય તો આ ફળ સંપૂર્ણ મળતું નથી. **મંગળ ક્ષેત્ર** વૃશ્ચિક રાશિ અથવા મેષ રાશિમાં મુંથા હોય અથવા મંગળ સાથે યુતિ કે દૃષ્ટિનો સંબંધ હોય તો પિત્તપ્રકોપ, ગરમીનો રોગ, શસ્ત્ર વગેરેથી પરાભવ, અને રૂધિરકોપ જેવું ફળ કરે છે. **બુધના ક્ષેત્ર** મિથુને અથવા કન્યા-રાશિમાં મુંથા હોય અથવા બુધ સાથે યુતિ કે દૃષ્ટિ ધરાવે તો સ્ત્રી લાભ, બુદ્ધિલાભ, સુખ, ધર્મ અને યશનો વધારે કરે છે. **ગુરૂક્ષેત્ર** ધન અથવા મીન રાશિમાં મુંથા હોય અથવા ગુરૂ સાથે યુતિ કે દૃષ્ટિ ધરાવે તો પુત્રસુખ, સ્ત્રીસુખ, વસ્ત્ર—આભૂષણ, સુવર્ણ વગેરેનો લાભ, અનેક પ્રકારના ભોગ વિલાસ વગેરે ફળ આપે છે. અને જો શુભ ગ્રહથી ઈત્થશાલિની હોય તો રાજ્યલાભ કરે છે. **શુક્રના ક્ષેત્ર** વૃષભ અથવા તુલા રાશિમાં મુંથા હોય અથવા શુક્ર સાથે યુતિ કે દૃષ્ટિ ધરાવે તો બુધના ક્ષેત્ર મુજબ ફળ આપે છે. અને **શનિક્ષેત્ર** એટલે

મકર અથવા કુંભ રાશિમાં મુથા હોય અથવા શનિ સાથે યુતિ દૃષ્ટિમાંનો કોઈ સંબંધ હોય તો તેનું ફળ મંગળના ક્ષેત્રમાં કહ્યા મુજબ આપે છે. તે ઉપરાંત વાયુ સંબંધી રોગ, માનહાનિ, અગ્નિ ભય, ધનનાશ વગેરે ફળ કરે છે. પણ આ યોગમાં ગુરૂની દૃષ્ટિ હોય તો દરેક રીતે શુભ ફળ આપે છે. **રાહુના સાથે** રહેલી મુથા ધનનો લાભ કરે, યશ, સુખ, અને ધર્મનું સારૂં ફળ આપે અને વળી જો ગુરૂ અને શુક્ર એ બને ગ્રહો તે પર દૃષ્ટિ કરતા હોય તો અધિકારની પ્રાપ્તિ અને સુવર્ણ, રત્ન, વસ્ત્ર, વગેરેનો લાભ કરે છે. આ વિષયમાં શુક્રનું ફળ વિચારવું રાહુના ભોગ્યાંશ હોય તે મુખ ગણેલું છે અને ભુક્તાંશ હોય તે પૃષ્ઠ ગણેલુ છે, ઉપરનું ફળ રાહુ મુજબ કહ્યું છે. જો રાહુના પુષ્ઠમાં મુથા હોય તો તેનું ફળ અને કેતુ સાથે મુથા હોય તેનું ફળ એક જ છે શત્રુથી ભય, માનસિક પરિતાપ વગેરે અશુભ ફળ સમજવું. **મુંથેશનું ફળ**—મુથા જે રાશિમાં હોય તે રાશિનો સ્વામી મુથેશ કહેવાય છે મુંથાનો સ્વામી ૧૨–૬–૮ સ્થાનમાં હોઈ નિર્બળ થઈ રહ્યો હોય, પાપગ્રહ મુથેશ હોય, કે પાપગ્રહના વર્ગમાં હોય તો કષ્ટ, ભય, વિવાદ વગેરે ખરાબ ફળ સૂચવે છે. અને જો મુથાનો સ્વામી ૩–૯–૧૧–૪–૭–૧૦–૧ એ સ્થાનમાં હોય તો પ્રતાપશાલી બનાવે, રાજ્યથી મિત્રતા, બુદ્ધિનો વધારો, અને કીર્તિ વધારે છે

## વર્ષેશ

લઘુ પંચવર્ગીમાં જણાવ્યા મુજબ પાંચ અધિકારીઓ વર્ષેશ થવાના અધિકારી ગણાય છે એ પાંચમાંથી જે ગ્રહ બૃહત્પંચવર્ગી ચક્રમાં અધિક બળ પામ્યો હોય અને લગ્નને જોતો હોય તેને વર્ષનો રાજા ગણવામાં આવે છે, પણ બળવાન વધુ હોય અને વર્ષના લગ્નને ન જોતો હોય તે વર્ષનો રાજા થઈ શકે નહિ. સર્વ ગ્રહો કે બે ગ્રહો સમાન બળવાન હોય તેવે પ્રસંગે જેની દૃષ્ટિ વધુ હોય તેને વર્ષનો

રાજા ગણવામાં આવે છે. કેટલાક તો વર્ષના રાજા તરીકે બૃહત્પંચવર્ગી બળને જોયા વગર લગ્નપર અધિક દષ્ટિવાળાનેજ પંચાધિકારીમાંથી વર્ષનો રાજા ગણે છે, તે યોગ્ય નથી. પંચાધિકારીઓમાંથી વર્ષના રાજાનો નિર્ણય કરવાને માટે નીચેના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે.

(૧) પાંચે અધિકારી ગ્રહો લગ્નને લગભગ એક સરખી દષ્ટિથી જોતા હોય અને તે પાંચે સમાન બળવાળા હોય તે પ્રસંગે મુંથારાશિપતિને વર્ષના રાજાનો અધિકાર મળે છે. (૨) અધિકારી ગ્રહોમાં (પાંચ કળાથી વધારે ઓછું બળ હોય તે) પાંચે ગ્રહો હીનબળ થયા હોય તોપણ મુંથાની રાશિનો સ્વામી વર્ષપતિ તરીકે ગણાય છે. (૩) પાંચ અધિકારીઓમાંથી કોઈપણ લગ્નને ન જોતો હોય તો બૃહત્પંચવર્ગી બળ મુજબ એ પાંચમાંથી જે અધિક બળવાન હોય તે વર્ષનો રાજા છે. (૪) કેટલાક આચાર્યોના મત મુજબ પાંચ અધિકારી ગ્રહો બળ તથા દષ્ટિએ બરાબર હોય તેવે પ્રસંગે દિવસનું વર્ષ બેઠું હોય તો સૂર્યનો સ્વામી અને રાત્રિનું વર્ષ બેઠું હોય તો ચંદ્રની રાશિનો સ્વામી વર્ષનો રાજા થવાને યોગ્ય છે, આ પ્રકારે વર્ષનો રાજા ચંદ્ર થયો હોય તો તેને વર્ષરાજા ગણવો નહિ, પણ એ પાંચ અધિકારી ગ્રહોમાં જે ગ્રહની સાથે ઇત્થશાલ કરતો હોય તેને વર્ષનો રાજા કરવો. જો કોઈપણ સાથે ઈત્થિશાલ કરતો ના હોય તો ચંદ્રરાશિપતિ વર્ષનો રાજા જાણવો. ચંદ્ર સ્વગૃહી એટલે કર્કરાશિનો હોય તો ચંદ્રનેજ વર્ષરાજા જાણવો.

**વર્ષપતિ માટે ત્રણ ભેદ**—વર્ષનો રાજા ઉત્તમ બળી છે કે મધ્યમ બળી છે, કે હીનબળી છે. એ વિચાર કરવો. તે વિચાર બૃહત્પંચવર્ગી પરથી થાય છે. વર્ષનો રાજા બૃહત્પંચવર્ગી બળમાં વધુ બળને પામેલ હોય તો તે ઉત્તમ બળવાન કહેવો. મધ્યમ બળી હોય તો તે મધ્યમ બળવાન સમજવો. અને ઓછા બળનો હોય તો

હીનબળી સમજવો, જો વર્ષેશ ઉત્તમ બળવાન હોય તો તેનું ફળ આખું વર્ષપર્યંત સારૂં મળે છે. અને વર્ષેશ મધ્યમબળી હોય તેનુ ફળ મધ્યમ મળે છે જો વર્ષેશ હીન બળી હોય તો તેનું ફળ સારૂ નથી શરીરે કષ્ટ રોગ અને શત્રુથી ભય, અનેક પ્રકારની ચિંતા વગેરે ફળ થાય છે

## વર્ષેશ ફળ

**વર્ષેશ સૂર્યનું ફળ**—(૧) ઉત્તમ બળવાન સૂર્ય વર્ષનો રાજા હોય તે વર્ષમાં રાજ્યસુખ, પુત્ર અને ધન માટે લાભ, પોતાની યોગ્યતા મુજબ મળે છે કુટુંબ સુખ, આરોગ્ય, યશ, ઘર વગેરેથી ઘણા પ્રકારનું સુખ, પ્રતિષ્ઠા, શત્રુઓનો નાશ કરે છે, જન્મકાળમાં પોતાના ક્ષેત્રનો કે ઉચ્ચરાશિનો તે સૂર્ય હોય તો અને વર્ષમાં પણ ઉત્તમ બળવાન થયો હોય તો તે ઘણું શ્રેષ્ટ ફળ આપે છે (૨) સૂર્ય મધ્યમ બળવાળો થઈ વર્ષનો રાજા થયો હોય તો તેનું ઉત્તમ પ્રકારનું ફળ મધ્યમસર મળે છે પોતાના માણસોમાં વિખવાદ કરાવે છે સ્થાનથી બદલો કે સ્થાનભ્રષ્ટતા કરાવે છે, શરીરે દુર્બળતા અને સુખનો નાશ કરાવે છે પણ જો આ સૂર્ય શુભ ગ્રહથી ઈત્થશાળ કરતો હોય તો ઉત્તમ ફળ થાય છે (૩) નેષ્ટ બળવાળો સૂર્ય વર્ષનો રાજા હોય તો વિદેશગમન કરાવે, દેશાટન કરાવે, ધનનાશ, માનસિક ચિંતાઓ, સુસ્તપણુ, લોકોમાં ભય, મિથ્યા કલંક, અતિદુઃખ, પિતા વગેરે વડીલ વર્ગથી દુઃખ થાય, પુત્ર અને મિત્રથી ભય થાય છે

**વર્ષેશ ચંદ્રનું ફળ**—(૧) ઉત્તમ બળવાળો ચંદ્ર જો વર્ષનો રાજા થયો હોય તો ધન, સ્ત્રી, પુત્ર, મિત્ર, ઘર અને વાહન વગેરેથી સુખ આપે, શૃંગારિક વસ્તુઓનો લાભ, માળા, ચંદન, મોતી, વસ્ત્ર વગેરેથી સુખ, ઐશ્વર્યનો લાભ, પોતાના કુળ મુજબ અધિકાર અને રાજા વગેરેથી મૈત્રી કરાવે છે (૨) મધ્યમ બળવાળો ચંદ્ર વર્ષનો રાજા થયો હોય તો તેનું ફળ મધ્યમ થાય, પુત્ર અને મિત્રવર્ગ

વગેરેમાં ક્રૂરતા ઉપજાવે છે. દેશાટન, શરીરે કૃશતા વગેરે ફળ આપે છે. આ ચંદ્રને પાપગ્રહથી મુસરીફ યોગ થતો હોય તો શ્લેષ્મ વિકાર વગેરે કરાવે છે. (૩) નેષ્ટ બળવાળો ચંદ્ર વર્ષનો રાજા થયો હોય તો શીત અને કફથી હાની કરે. ચોર લોકથી અને ઠગ લોકોથી ભય રહે, સ્વજનોમાં ક્લેશ, દુરદેશ ગમન, તથા પુત્ર અને સ્ત્રીના સુખનો નાશ કરે છે જો તે અતિ હીન બળવાળો હોય તો વધુ કષ્ટદાયક ફળ આપે છે.

**વર્ષેશ મંગળનું ફળ**—(૧) ઉત્તમ બળવાળો મંગળ વર્ષનો રાજા થયો હોય તો કીર્તિનો વધારો કરે, શત્રૂથી વિજય થાય, સેનાપતિ જેવો અધિકાર, સંગ્રામ વગેરે કાર્યથી પ્રતિષ્ઠા, ધનલાભ, પુત્ર, ધન, સ્ત્રી અને મિત્ર વર્ગથી સુખી થાય છે. (૨) મધ્યમ બળવાળો મંગળ વર્ષનો રાજા થયો હોય તો તે વર્ષમાં રૂધિર પ્રકોપ, ક્રોધવાળો સ્વભાવ, શસ્ત્ર વગેરેથી પીડા થવાનો યોગ, અને સ્વજનોમાં મધ્યમસર પ્રતિષ્ઠા વગેરે ફળ મળે છે. (૩) નેષ્ટ બળવાળો મંગળ વર્ષનો રાજા થયો હોય તો શત્રૂ ચોર અને અગ્નિથી ભય કરાવે છે; મિથ્યા અપવાદ, બુદ્ધિનો ભ્રમ, આરંભેલાં કાર્યમાં વિઘ્ન, રોગોપદ્રવ, પરદેશગમન, અને ઉદ્ધત સ્વભાવ તથા દ્રવ્યનો વ્યય કરાવે છે. આ સ્થાને ગુરૂની દૃષ્ટિ હોય તો તેનું ફળ સારૂં ગણેલું છે.

**વર્ષેશ બુધનું ફળ**—(૧) ઉત્તમ બળવાળો બુધ વર્ષનો રાજા થયો હોય તો વિવાદ, લેખનવૃત્તિ, શાસ્ત્ર, અને શુભ વ્યવહાર વગેરેથી દ્રવ્યનો લાભ આપે છે; જ્ઞાન, હુન્નર, ગણિતશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર વગેરે કાર્યમાં લાભ કરે છે; રાજાથી લાભ, માન દ્રવ્ય વગેરે મળે. (૨) મધ્યમ બળવાન બુધ વર્ષનો રાજા હોય તો ઉપર કહેલું ઉત્તમ ફળનું તમામ સુખ થોડા પ્રમાણમાં આપે છે: વ્યાપાર, પુત્ર, મિત્ર તથા દેશાટનથી લાભ થાય. આ પ્રસંગે શુભગ્રહથી ઇત્થશાલી હોય તો ઉત્તમ બળમાં કહેલું તમામ ફળ મળે છે. (૩) નેષ્ટ બળી બુધ

વર્ષનો રાજા થયો હોય તો બળ તથા બુદ્ધિની હાનિ, ધર્મનો ક્ષય, પોતાના વચનથી અપમાન, ધર્મક્ષય, જુઠી સાક્ષીમાં પ્રવૃત્તિ અને તેથી વિપત્તિ, બીજાના વ્યવહારમાં ધનહાનિ, પુત્ર, મિત્ર અને ધનનો નાશ વગેરે ફળ કરે છે

**વર્ષેશ ગુરુનું ફળ**—ઉત્તમ બળવાન ગુરુ વર્ષનો રાજા થયો હોય તો કુટુંબનું સુખ ધર્મનો વધારો, શૌર્યાદિ ગુણ, ધન, યશ, પુત્ર વગેરે લાભ શ્રેષ્ઠબુદ્ધિ, પરાક્રમ વૃદ્ધિ, ધનલાભ, રાજાથી ગૌરવ અને શત્રુઓનો નાશ થાય છે (૨) મધ્યમ બળવાન ગુરુ વર્ષનો રાજા હોય તો ઉત્તમ બળમાં કહેલ ફળ મધ્યમ મળે છે, શુભ ગ્રહથી ઇત્થ શાલ હોય તો રાજાનો સમાગમ કરાવે છે, જ્ઞાન તથા શાસ્ત્રમાં તત્પર રહે છે, અને જો પાપગ્રહોથી ઇત્થશાલ કરતો હોય તો દારિદ્ર, ધર્મનાશ અને સ્ત્રીઅંગે પીડા કરે (૩) ગુરુ નેષ્ટ બળવાન થઇ વર્ષનો રાજા થયો હોય તો ધન, ધર્મ અને સુખની હાનિ કરે, પુત્ર, મિત્ર, સ્વજન વગેરેથી કલહ કે ત્યાગ કરાવે છે, લોકાપવાદ ભય અને ચિત્તની વ્યાકુળતા વધુ થાય છે, કષ્ટથી આજીવિકા, અને કફ વગેરે રોગોથી પીડા અનુભવાય છે, શત્રુભય, અને ક્લેશ વધુ રહે છે

**વર્ષેશ શુક્રનું ફળ**—(૧) ઉત્તમ બળવાન શુક્ર વર્ષનો રાજા થયો હોય તો આરોગ્ય વધે છે હમેશા સુખ અને વિલાસમાં રહે છે, શુભ શાસ્ત્ર, રત્ન અને મિષ્ટાન્ન ભોજન, ભોગ વિલાસ વગેરેથી મન અતિ પ્રસન્ન રહે છે. સર્વથા કુશળતા પ્રતાપનો વધારો શત્રુથી વિજય સ્ત્રીવિલાસ સુખ, રાજાના આશ્રયથી દ્રવ્ય અને કીર્તિ મળે છે (૨) મધ્યમ બળ વાળો શુક્ર વર્ષનો રાજા થયો હોય તો વર્ષમાં આજીવિકા પૂરતુ દ્રવ્ય, ગુપ્ત પ્રકારનું દુ ખ અને પરિમિત આવકવાળો થાય છે, આ શુક્ર જો પાપગ્રહથી કે શત્રુગ્રહથી દ્દષ્ટ હોય તો વિપત્તિ આપે છે ધન નાશ કરે છે (૩) નેષ્ટ બળવાન શુક્ર વર્ષનો રાજા થયો હોય તો વર્ષમાં ઘરોજ સતાપ રહ્યા કરે છે લોકોમાં ઉપહાસને પાત્ર થાય છે, અનેક

પ્રકારનું દુઃખ, પોતાની આજીવિકાનો નાશ, સ્ત્રી પુત્ર અને મિત્રાદિકથી વૈર કરાવે છે સત્કર્મની પ્રવૃત્તિ હોય તોપણ નિષ્ફળ જાય છે.

**વર્ષેશ શનિનું ફળ**—(૧) ઉત્તમ બળવાળો શનિ વર્ષનો રાજા થયો હોય તો ભૂમિથી, ઘરથી અને ક્ષેત્રથી લાભદાયક થાય છે, યવન વગેરે જાતિથી દ્રવ્ય લાભ કરાવે છે. જલાશય, બગીચા વગેરેમાં વિલાસ અને શરીરની પુષ્ટિ, પોતાના કુળને યોગ્ય અધિકાર અને ગુણવાન બનાવે છે (૨) મધ્યમ બળવાન શનિ વર્ષનો રાજા થયો હોય તે વર્ષમાં અજીર્ણ વગેરે રોગ, દાસત્વ, ભેંસ, ઉંટ, વગેરે પશુથી હાનિ કરાવે, હલકા વર્ગથી મૈત્રી અને તેથી થોડો લાભ રહે, વધારે શુભાશુભ પાપગ્રહ અને સૌમ્યગ્રહની યુતિ દૃષ્ટિ વગેરે પર રહે છે. (૩) નેષ્ટ બળવાન શનિ વર્ષનો રાજા થયો હોય તો તે વર્ષમાં દરેક કાર્યમાં પાછા હઠાવે છે, ધનનો નાશ, વિપત્તિનો ભય, અને માનસિક ચિંતાઓ વધ્યા કરે છે; સ્ત્રી પુત્ર અને મિત્રોથી અકારણ વૈર રહે છે. શુભ ગ્રહથી ઇત્થશાળી હોય તો ખરાબ ફળ કંઇક ઓછું મળે છે અને પાપગ્રહના કારણે ખરાબ વધુ મળે છે.

**વર્ષના રાજા માટે કેટલીક આવશ્યક સુચના**—સમરતાજક ગ્રંથમાં વર્ષનો રાજા કોઈ પણ ગ્રહ હોય તે માટે નીચે મુજબ ખુલાસો છે, કે વર્ષનો રાજા થએલ ગ્રહ જન્મ કુંડલીમાં શુભસ્થાને આવેલ હોય, પોતાની ઉચ્ચ રાશિ, સ્વગૃહી, કે મિત્રની રાશિનો થયો હોય કે શુભ ગ્રહનો સમાગમ હોય કે દૃષ્ટિ હોય તો કહેલ ફળ સંપૂર્ણ રીતે મળે છે અને જો વર્ષનો રાજા જન્મ કુંડલીમાં દુષ્ટસ્થાને રહેલ હોય, નીચ રાશિનો હોય કે શત્રુ ક્ષેત્રનો હોય, અથવા પાપ ગ્રહ સાથે દૃષ્ટિ કે યુતિવાળો હોય તો તે પોતાનું ફળ નેષ્ટ આપે છે અને મિશ્ર હોય તો મિશ્ર ફળ જાણવું. જન્મકુંડલી કે વર્ષ કુંડલી એ બેમાંથી એક સ્થાને સારા સ્થાને હોય અને એક સ્થાને નેષ્ટ પણાને પામેલ હોય તો પોતાનું સારૂં ફળ કે ખરાબ ફળ મિશ્ર છે, એમ સમજવું. મધ્યમ બળનો સૂર્ય કોઈપણ ગ્રહ સાથે ઈત્થશાલ યોગ કરતો હોય તો જ

લખેલું ફળ ખરેખર મળે છે તાજકસાર અને સમરસાર એ ગ્રંથોના મત મુજબ વર્ષના મધ્યમ બળવાળા રાજાનું ફળ કોઇ પણ ગ્રહની સાથે ઇત્થશાલ યોગ ન કરતો હોય ત્યારે મળે એમ લખેલું છે પાપ-ગ્રહની સાથે ઇત્થશાલ યોગ થતો હોય તો ફળ નઠારૂ આપે છે

**ચંદ્રમાટે** વર્ષનો રાજા ચંદ્ર ઠરાવવામાં અપવાદ છે કે વર્ષનો રાજા ચંદ્ર થવાને યોગ્ય જણાય તે સમયે ચંદ્ર કોઇ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે છે કે કેમ ? એ ચોક્કસ કરવુ અને જો ઇત્થશાલ યોગવાળો ગ્રહ જણાય તો તેને વર્ષનો રાજા ગણવો એટલે બળાબળ પર આધાર રાખવો નહિ ઇત્થશાલ થતો હોય અને ઉપરથી કંબુલ યોગ થાય અને દિવસે જન્મ ન હોય તો આખું વર્ષ ઉત્તમ ફળ દાયક સમજવુ અને પાપગ્રહ સાથે કંબુલ યોગ થાય અને રાત્રે જન્મ ન હોય તો મધ્યમ ફળ સમજવુ. જો ચંદ્રમા કોઇ સાથે ઇત્થશાલ યોગ ન કરતો હોય તો તે રાત્રિનો ચંદ્ર હોય તે રાશિનો સ્વામી વર્ષપતિ માનવાનું લખેલુ છે માત્ર કર્કરાશિનો ચંદ્ર હોય તો જ વર્ષનો રાજા ગણાય છે **મંગળમાટે** વર્ષનો રાજા મંગળ થયો હોય અને તેના પર ગુરૂની દ્રષ્ટિ હોય તો તેનું કહેલ ફળ પુરેપુરૂ મળે છે અને જો વર્ષનો રાજા મંગળ નેષ્ટ બળવાળો હોય અને તેના પર પાપગ્રહની દષ્ટિ હોય તો તે વધારે ખરાબ ફળ આપે છે **બુધમાટે** મધ્યમ ફળવાળો બુધ હોય અને તે ચંદ્ર ગુરૂ કે શુક્ર એમાંથી કોઈ સાથે કે એ દરેક સાથે ઇત્થશાલ યોગ કરે તો તેનું ફળ પુરેપુરૂ મળે છે અને પાપગ્રહ સાથે ઇત્થશાલ યોગ કરે અથવા પાપગ્રહ સાથે ઇસરાફ યોગ કરે તો તમામ ફળ નેષ્ટ મળે છે **ગુરૂ માટે** મધ્યમ બળવાળા ગુરૂનો પાપગ્રહ સાથે ઇસરાફ યોગ થતો હોય તો દુઃખ અને દારિદ્ર આવે છે ધન હાનિ થાય છે, અને પીડા કરે છે શુભ અથવા પાપગ્રહ કોઈની સાથે ગુરૂ ઇત્થશાલ યોગ કરે તો તેનું ફળ ઉત્તમ માનેલુ છે **શુક્રમાટે** મધ્યમ બળવાન શુક્રને જો સૂર્ય મંગળ કે શનિ એ સર્વ અથવા તેમાંથી એક

સાથે સમાગમ કે દૃષ્ટિ હોય, અથવા પોતાના શત્રૂ ગ્રહથી
ાગમ કે દૃષ્ટિ હોય તો મોટું સંકટ, ધનની હાનિ વગેરે ફળ કરે છે.
નમાટે મધ્યમ બળવાન શનિ સાથે પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ
તો તેનું કહેલું સારૂં ફળ નષ્ટ સમજવું અને શુભ ગ્રહના સમા-
માટે કે દૃષ્ટિ માટે સારૂં કહેલું ફળ વધારે શ્રેષ્ટ સમજવું. અલ્પ
ળવાન શનિ માટે પણ શુભ ગ્રહનો સમાગમ કે દૃષ્ટિ હોય અથવા
ભ ગ્રહ સાથે ઇત્થશાલ યોગ હોય તો કહેલું તમામ ફળ ખરાબ
ય તો પણ શ્રેષ્ટ ફળ આપે છે. પરંતુ પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ
ય તો અથવા પાપગ્રહથી ઇસરાફ યોગ થાય તો ઘણું જ ખરાબ
ળ આપે છે. શુભ ગ્રહનો ઇસરાફ અને પાપગ્રહનો ઇત્થશાલ થતો
ય તો ફળ નેષ્ટ સમજવું.

વર્ષેશ કોઇપણ ગ્રહ હોય પણ જો તે પોતાના ઉચ્ચનો કે
વગૃહી હશે ત્યારે પુરેપુરાં ફળ મળશે. પરંતુ પોતાના હદ્દા દ્રેષ્કાણ
સ્વનવમાંશનો હશે તે પ્રસંગે મધ્યમ રીતે ફળ આપશે, વર્ષેશ
અસ્તનો હશે અથવા નીચનો હશે કે શત્રૂક્ષેત્રનો હશે તો નેષ્ટ ફળ
આપશે એ રીતે જ્યાં શુભ ફળ સૂચવ્યું છે ત્યાં શુભ ફળદાયક થયો
હોય તો તે વધારે શુભ આપે. મધ્યમ હોય તો મધ્યમ અને નેષ્ટ
હોય તો અનિનેષ્ટ ફળદાયક થાય છે. વર્ષનો રાજા ગ્રહ એટલે
આખા વર્ષમાં તેની સત્તા રહે છે એ કોઇ પણ ગ્રહની દશામાં ફળ
આપવાને શક્તિમાન છે અને બીજા ગ્રહો પોતાની દશામાં ફળ
આપે છે. વર્ષેશ પોતાની દશામાં પોતાનું ફળ પણ આપે છે. દરેક
ગ્રહની દશાનું ફળ વર્ષેશના ફળથી અધિક શ્રેષ્ટ કે અધિક નેષ્ટ થઇ
શકે નહિં એટલે વર્ષેશના ફળની હદ બહાર ભોગવાશે નહિં કેટલાક
આચાર્યનો મત છે કે વર્ષ ફળમાં જેમ બૃહત્પંચવર્ગીનું કોષ્ટક
કરવામાં આવે છે, તેમ જન્મ વખતનું પણ બૃહત્પંચવર્ગી કોષ્ટક
તૈયાર કરવું, અને તે પરથી નીચે મુજબ સંકેત વિચારવા. વર્ષેશ
જન્મ વખતે અને વર્ષ પ્રવેશ વખતે એ બંને પ્રકારે ઉત્તમ બળ-

વાળા થયો હોય તો તે વર્ષ સુખરૂપ સમજવું. એકમાં ઉત્તમબળ અને બીજામાં મધ્યમ બળવાન વર્ષેશ હોય અથવા બંનેમાં મધ્યમ બળવાન વર્ષેશ હોય તે પ્રસગે બંનેમાં મધ્યમ ફળ સમજવુ અને નેષ્ટ બળી બંનેમાં થએલ હોય તો નેષ્ટ ફળ સમજવુ. વર્ષેશનો ઇત્થશાલ જે ગ્રહ સાથે થતો હોય તે ગ્રહ સ્વગૃહી હોય, અથવા ઉચ્ચનો હોય કે મિત્રનો હોય તો વર્ષેશનું ફળ પણ સારૂ થાય એમ સમરતાજકનો મત છે. વર્ષેશ કોઈપણ શુભ ગ્રહ સાથે ઇસરાફ યોગ કરતો હોય તો વર્ષેશનુ સારૂ ફળ મધ્યમ થાય છે પણ પાપગ્રહ સાથે ઇસરાફ યોગ થતો હોય તો સારૂ ફળ ખરાબ થાય છે, એમ કોઇ ગ્રંથમાં છે. આ સિવાય પણ ઘણા સંકેત જુદા જુદા ગ્રંથોથી સમજવા

---

શીઘ્રગ્રહ જેટલા રાશિ અંશનો હોય તેમ તેના દિપ્તાંશના
જેટલે દૂર રહેલા મંદગ્રહને દૃષ્ટિમાં લઇ શકે છે. મંદગ્રહ પે
જેટલા રાશિ અંશ હોય ત્યાંથી પોતાના દીપ્તાંશના અંશ જેટ
પાછળ રહેલા શીઘ્રગ્રહને દૃષ્ટિમાં લઈ શકે છે. શીઘ્રગ્રહ પોતાની
અને મંદગ્રહ પોતાની પાછળ દીપ્તાંશામાં લેવાનું કારણ તો માત્ર
કે શીઘ્રગ્રહ કરતાં મંદગ્રહ વધારે અંશ ઉપર હોય તો જ છે.

**ગ્રહોની દૃષ્ટિ માટે સમજ**—ગ્રહો પોતાનાથી ૩-૧
સ્થાને રહેલાને જુએ મિત્ર દૃષ્ટિથી જુએ છે અથવા એક પાદ
છે. પોતાથી ૪-૧૦ મે સ્થાને રહેલા ગ્રહને શત્રૂ દૃષ્ટિથી અથવા
દૃષ્ટિ જુએ છે, પોતાથી ૫-૯ સ્થાને રહેલા હોય તે મિત્ર દૃષ્
ત્રણપાદ દૃષ્ટિથી જોય છે. પોતાથી ૧-૭ મે ભાવે રહેલ શત્રૂ દ
અથવા સંપૂર્ણ દૃષ્ટિથી જોય છે.

૧. કૂત્થયોગ—આ યોગથી ક્યા ગ્રહને બળવાન કહેવે
સમજાય છે. કુત્થ એ ફારસી શબ્દનો અર્થ બળવાન એમ
છે. લગ્નમાં રહેલ ગ્રહ પહેલા દરજ્જાનો બળવાન જા
કેન્દ્રસ્થાને (૧-૪-૭-૧૦) રહેલ ગ્રહ તે પછીના દરજ્જાનો બળ
જાણવો, પણફરસ્થાને આઠમાસ્થાન સિવાય એટલે (૨-૫-
સ્થાને રહેલનો ત્રીજો દરજ્જો જાણવો તે પછી લગ્નને જોનારનો દર
સમજવો. તે પછીસ્વગૃહી ઉચ્ચનો દ્રેષ્કાણનો કે પોતાના નવમાં
પોતાની હદ્દાનો કે પોતાના ત્રૈરાશિકનો, ગ્રહ હોય તેનો દર
ગણવો. ૬-૮-૧૨ સ્થાને જે ગ્રહ હોય તે લગ્નને જોતા હોય તો
તેને બળવાન ગણવો નહિ. કોઇ આચાર્ય તેને અંપગ્રલી ગ્રહ કહે
મધ્યમગતિ કે સમાનગતિવાળો ગ્રહ પણ બળવાન ગણાય છે
પણ મધ્યમગતિના ગ્રહથી ઓછી ગતિનો ગ્રહ વધારે બળવાન કહે
જે ગ્રહ રાત્રે દેખાતો હોય તે ઉદયનો કહેવાય અને તેને પણ બળ

દૃષ્ટિ કે યુતિવાળો ગ્રહ અને પાપગ્રહની શત્રૂદૃષ્ટિ (૪–૭–૧૦–૧) વગરનો ગ્રહ પણ બળવાન ગણાય. પાપગ્રહનો જે સાથે યોગ ન હોય તે ગ્રહ પણ બળવાન ગણાય. સમય પ્રમાણેનાં બળ શુક્ર, ચંદ્ર, મંગળ સાયંકાળે આકાશમાં દેખાતા હોય તો તે બળવાન ગણવા. ગુરૂ અને શનિ પાછલી રાત્રે આકાશમાં દેખાતા હોય તો બળવાન જાણવા. સૂર્ય, મંગળ અને ગુરૂ દિવસના બળવાન જાણવા. ચંદ્ર, બુધ, શુક્ર અને શનિ રાત્રે બળવાન જાણવા, સૂર્ય નવમાંશ કુંડલીમાં જે રાશિનોહોય તે રાશિમાં જે ગ્રહ હોય તે બળવાન ગણાય. વૃષ, સિંહ, કુંભ અને વૃશ્ચિક આ રાશિઓ સ્થિર રાશિ ગણાય છે. તેમાં રહેલ ગ્રહ બળવાન ગણાય. ૪–૫–૬–૭–૮–૯ એ ભાવોમાં ચંદ્ર, બુધ, શુક્ર અને શનિ એમાંના જે ગ્રહો રહેલા હોય તે બળવાન ગણાય. ૧૦–૧૧–૧૨–૧–૨–૩ એ સ્થાને સૂર્ય, મંગળ કે ગુરૂ રહેલા હોય તો બળવાન ગણાય. ૧–૩–૫–૭–૯–૧૧ એ રાશિમાં સૂર્ય, મંગળ ગુરૂ એ ગ્રહો હોય તો બળવાન ગણાય, ૨–૫–૬–૮–૧૦–૧૨–એ રાશિમાં ચંદ્ર, બુધ, શુક્ર, શનિ રહેલા હોય તો તે બળવાન ગણાય, આટલી રીતે બળવાન ગણવાના અધિકારમાં ગ્રહો આવેલ તો કુત્થયોગ કહેવામાં આવે છે.

૨. **દુરફયોગ**—જેમ બળવાન ગ્રહોને સમજવાને કુત્થયોગ કહ્યો તેમ નિર્બળગ્રહને સમજવાને માટે દુરફયોગ નીચે મુજબનાં કારણોથી સમજવો. જન્મ વર્ષ, માસ, પ્રશ્ન કે દિવસ વગેરેનું ફળ જાણવા માટે તે કુંડલીમાં ૬–૮–૧૨ એમાંનાં કોઈ પણ સ્થાને રહેલ ગ્રહ નિર્બળ જાણવો. વક્રીગતિનો ગ્રહ, શત્રુક્ષેત્રનો ગ્રહ અને નીચરાશિનો ગ્રહ નિર્બળ ગણાય છે; મંદગતિ ગ્રહ એટલે વક્ર થવાની તૈયારીવાળો ગ્રહ પણ નિર્બળ ગણવામાં આવે છે. સૂર્યના તેજમાં રહેલ એટલે અસ્ત ગ્રહને નિર્બળ જાણવો. નીચરાશિ કે શત્રુની રાશિમાં રહેલો ગ્રહ હોય અને પાપગ્રહ સાથે ઈત્થશાલ યોગ કરતો હોય તેને નિર્બલ જાણવો. કોઈ પણ પાપગ્રહ તેને (૧–૪–૭–૧૦) શત્રૂદૃષ્ટિથી જોતો હોય તો

તે નિર્બલ થાય છે. ૬-૮-૧૨ સ્થાનમાં આવેલ ગ્રહ સાથે જે ગ્રહ ઈત્થશાલ કરતો હોય અથવા કરવાનો હોય તેને પણ નિર્બળ જાણવો. પોતાના રાશિથી સામેની રાશિમાં એટલે સાતમે રહેલ ગ્રહ નિર્બળ જાણવો. રાહુ સાથે રહેલો ગ્રહ પણ નિર્બળ બને છે; લગ્ન ઉપર જે ગ્રહની દૃષ્ટિ હોય તેને પણ નિર્બળ ગણવામાં આવે છે. નવમાંશ કુંડલીમાં સૂર્યથી સાતમી રાશિપર રહેલા ગ્રહને નિર્બળ જાણવો. પાપગ્રહ સાથે ઇસરાફ કરનાર ગ્રહને નિર્બળ કહેવો ચંદ્ર માટે કેટલાક ભેદ નીચે મુજબ છે; સૂર્યથી ૧૨ મે સ્થાને ચદ્ર નિર્બળ કહેવાય છે વૃશ્ચિક રાશિનો ચંદ્ર ૧૫ અંશની અંદર નિર્બળ જાણવો. તુલાના છેલ્લા ૧૫ અંશમાં ચદ્ર નિર્બલ કહેવાય છે. ચદ્ર જે રાશિમાં હોય તે રાશિપતિ જો ચદ્રને ન જુએ તો ચંદ્રને નિર્બળ જાણવો. ચદ્ર ને શુભ કે પાપગ્રહનો સમાગમ કે દૃષ્ટિ ન હોય તો તે શૂન્યમાર્ગનો ચદ્ર નિર્બળ ગણાય છે ક્ષીણચદ્ર નિર્બળ ગણાય છે કોઈ પણ રાશિમાં ચદ્ર ૨૮-૨૯-૩૦ અંશમાં હોય તો પણ નિર્બળ ગણવો. શુક્લપક્ષના ચંદ્રને મંગળ (૧-૪-૭-૧૦) શત્રુદૃષ્ટિથી જુએ તો તે નિર્બળ કહેવાય છે અને કૃષ્ણપક્ષમાં શનિ એ પ્રમાણે શત્રુદૃષ્ટિથી જુએ તો ચદ્ર નિર્બળ થાય છે શુક્લપક્ષમાં ઇષ્ટકાળ દિવસનો હોય અને ૧-૩-૫-૭-૯-૧૧ એ રાશિમાં શનિ હોય અને તેની ચંદ્ર ઉપર દૃષ્ટિ હોય તો નિર્બલ થએલા ચદ્રના બળમાં કંઈ સુધારો કરે છે, પણ એ પ્રમાણે શનિ ન જુએ તો તે યોગ વધારે નિર્બળતા સૂચવે છે ઇષ્ટકાળ રાત્રિનો હોય અને તે રાત્રિ કૃષ્ણપક્ષની હોય અને ૨-૪-૬ ૮ ૧૦-૧૨ એ રાશિમાં મંગળ રહીને ચંદ્રને જોતા હોય તો ચદ્રનું બળ કંઈક સુધરે છે અને મંગળની દૃષ્ટિ ન હોય તો વધુ નિર્બળ થાય છે

૩. ઇકબાલ યોગ—કોઈ પણ કુંડલીમાં (વર્ષ, જન્મ, પ્રશ્ન વગેરે) ૩-૬-૯-૧૨ એ ચાર સ્થાન સિવાયના સ્થાન એટલે ૧-૨-૪-૫-૭-૮-૧૦-૧૧ એટલા સ્થાનમાં તમામ ગ્રહ આવી જતા હોય

અથવા તેમાંના કેટલાક સ્થાનમાં તમામ ગ્રહો આવતા હોય તો આ યોગ કહેવો, આ યોગ રાજથી માન, રીષ્ટ યોગનો નાશ અનેક પ્રકારે સુખ વગેરે ફળ આપે છે.

**ઇંદુવારયોગ**—૩-૬-૯-૧૨ એ ભાવમાં તમામ ગ્રહો આવી જતા હોય અથવા તેમાંના અમુક સ્થાનમાં તમામ ગ્રહો આવતા હોય તો આ યોગ થાય છે. આ યોગનું ફળ દરેક કુંડલી માટે ખરાબ જ ગણેલું છે.

૫ **ઇત્થશાલ (મુથસીલ) યોગ**—ઇત્થશાલ યોગ જાણવા માટે જે ગ્રહોનો આ યોગ જોવાનો હોય અને જે સાથે આ યોગ જોવાનો હોય તે ગ્રહની એક બીજા પર દૃષ્ટિ હોવી જ જોઇએ. બે ગ્રહથી આ યોગ બને છે. શીઘ્રગ્રહ ઓછા અંશનો હોય અને મંદ ગ્રહ વધુ અંશનો હોય અને તે બંને એક બીજાને પોતાના દીપ્તાંશમાં લેતા હોય તો આ યોગ ઉપજે છે. આ યોગના મુખ્ય ત્રણ પ્રકાર નીચે મુજબ છે. ૧ વર્તમાન, ૨ ભૂત, ૩ ભવિષ્ય, ઇત્થશાલ તેમાંના દરેક પ્રકાર અનુક્રમે સમજવાની રીત નીચે મુજબ છે. (૧) **વર્તમાનઇત્થશાલ.** લગ્નેશ અને કાર્યેશ એ બે ગ્રહોને ઇત્થિશાલ થાય તો કાર્યની સિદ્ધિ થાય છે; લગ્ન શિવાયના અગિયાર ભાવો તે કાર્યભુવન ગણાય છે. દરેક ભાવમાં શું શું જોવાય છે તે પ્રથમ જાણી લેવું. જે સવાલનો કે બાબતનો નિર્ણય કરવો હોય તેનો કયા ભાવમાં સમાવેશ થાય છે. એનો જે ભાવમાં સમાવેશ થતો હોય તે ભાવનો સ્વામી કાર્યેશ કહેવાય છે. કાર્યેશ અને લગ્નેશ એ બંનેનો ઇત્થશાલ થવાથી કાર્ય સિદ્ધિ સમજવી. ગ્રહોની પરસ્પર દૃષ્ટિ હોય, શીઘ્રગ્રહ ઓછા અંશનો અને મંદગ્રહ વધારે અંશનો હોય પણ તે બેની વચ્ચે અંતર અત્યલ્પ એટલે અડધી કળા જેટલું હોય તો તે પૂર્ણ ઇત્થશાલ કહેવાય છે. **બીજેપ્રકાર** શીઘ્રગ્રહ કોઇ રાશિના છેલ્લા અંશોમાં હોય અને મંદ ગ્રહ કોઈપણ રાશિના આરંભ

અંશનો હોય અને એક બીજાને પોતાના દીપ્તાંશમા લેતા હોય-શીઘ્રગ્રહ છેલ્લા અંશોનો હોવા કારણ રાશિ બદલી જે રાશિમાં જાય ત્યાં શીઘ્ર અને મંદગ્રહ બેઉની પરસ્પર દૃષ્ટિ હોવાથી આ યોગ થાય છે **ત્રીજોપ્રકાર**–શીઘ્રગ્રહની કળા, વિકળા થોડીવાળો હોય ને મંદગ્રહ વધુકળા, વિકળા વાળો હોય અને બંનેના અંશ લગભગ એક સરખા હોય તો યોગે થાય છે **ભૂતઇત્થશાલ**—ઉપર જણાવેલ કોઇ પણ પ્રકારનો વર્તમાન ઇત્થશાલ હોય અને લગ્નેશ તથા કાર્યેશ સ્વગૃહી હોય ઉચ્ચનો હોય કે, પોતાની હદ્દા કે નવમાંશનો હોય તથા તે બંને સાથે શુભ ગ્રહ હોય અથવા શુભગ્રહની દૃષ્ટિ હોય કે દૃષ્ટિ અમુક સમય પહેલાં હતી અને વર્તમાન પ્રશ્ન સમયે દૃષ્ટિ ઉતરી ગઈ છે તો જાણવુ કે અમુક સમય પહેલાં તે ફળ થઇ ગયુ છે, તેમાં પણ જો લગ્નેશ અને કાર્યેશ પોતાની ઉચ્ચ વગેરેમાં હોય અને ઇત્થશાલ કરતા હોય પરંતુ શુભગ્રહની દૃષ્ટિ કે યુતિ હવે થવાની છે તો તે ભવિષ્ય ઇત્થશાલ કહેવાય તેથી હવે તે ભવિષ્યમા ફળ આપનાર છે **ભવિષ્ય ઈત્થિશાલ** શીઘ્ર અને મંદ ગ્રહ બેઉ એક બીજાને પરસ્પર પોતાના દીપ્તાંશમા લેતા હોય તેમ એકાદ બે અંશનો ફેર હોય અને દૃષ્ટિ એક બીજા પર હોય તો તે ભવિષ્ય ઈત્થિશાલ થાય છે, આ અંતર પરસ્પર દીપ્તાંશમાં લેવાને ૧૨ અંશ છેટુ હોય ત્યા સુધી ભવિષ્ય ઈત્થશાલ થઇ શકે છે, જેમ અંતર વધુ હોય તેમ તેમ કાર્યમાં વિલંબ સમજવો બાર અંશ વધારે છેટુ હોય તો ઈત્થશાલ યોગ નથી એમ સમજવુ તેવી જ રીતે શુભ ગ્રહ સાથે દૃષ્ટિ કે યુતિ હોય તો વર્તમાન ઈત્થશાલ છે એમ સમજવુ ઈત્થિશાલ યોગનું ફળ કાર્યસિદ્ધિ દાયક ગણેલું છે સૌમ્યગ્રહોની યુતિ દૃષ્ટિ, ન હોય એને પાપગ્રહ સાથે જેટલો સંબંધ ધરાવતા હોય અથવા નીચ ક્ષેત્રના શત્રુ ક્ષેત્રના શત્રુ કે નવમાંશના થયા હોય તેવા કાર્યેશ અને લગ્નેશ કાર્યનો નાશ કરનાર ગણાય છે ભવિષ્યમાં તેવુ ખરાબ ફળ થવાનુ હોય તો હવે કાર્યનો નાશ થશે એમ જાણવુ

અને ભૂતકાળમાં તેવા યોગો થયા હોય તો કાર્ય નાશ થઈ ગયા પછી પ્રશ્નાદિક છે અને વર્તમાનકાળમાં એવો યોગ શરૂ થવાથી હાલમાં જ કાર્યવિનશની તૈયારીમાં છે. ઈત્થશાળ યોગ માટે એટલું ધ્યાન રાખવું કે મંદગ્રહ વક્રદષ્ટિનો હોય તો ભવિષ્યમાં કાર્યને સુધારનાર થશે તેથી વિપરીત હોય તો વિપરીત ફળ જાણવું, એટલે શીઘ્ર ગ્રહ વક્ર દષ્ટિનો હોય તો ફળનો વિનાશ કરે છે. અનેક બુદ્ધિથી સૂક્ષ્મતા પૂર્વક વિચાર કરવો ઈત્થશાલ યોગમાં કાર્યેશ અને લગ્નેશ જે ગ્રહ થયા હોય તેના મિત્ર ગ્રહો બળવાન થયા હોય તો બળવાન ઈત્થશાલ થાય છે દષ્ટિપર પણ તેમજ વિચાર કરવો. કેટલાક ગ્રંથોમાં ઈત્થશાલનું ફળ મળવાનો સમય જણવવા માટે લખ્યું છે કે બંને ગ્રહ ( કાર્યેશ અને લગ્નેશ )નું અંતર કરવાથી શેષાંક રહેલ તેને ૧૨ થી ગુણવા જે સંખ્યા થાય તેટલા દિવસ કાર્યસિદ્ધિનો વિલંબ સૂચવે છે. વળી પણ એટલું ધ્યાન રાખવું કે અંશથી ઈત્થશાલ થતા હોય પણ દષ્ટિ ન હોય તેવે પ્રસંગે અંશ ઈત્થશાલ દષ્ટિ વગર ફળ આપી શકતો નથી. ( શીઘ્રગ્રહ થોડાઅંશે અને મંદગ્રહ વધારે અંશ આવે અને પોતાના દીપ્તાંશમાં તો તેને અંશ ઈત્થશાલ કહેવામાં આવે છે ) અંશ ઇત્થશાલ ગ્રહથી દષ્ટિનું ફળ વધારે ગણેલું છે કદાચ દષ્ટિ ઈત્થશાલ થતો હોય અને અંશ ઈત્થશાલ થવામાં કંઈ ખામી હોય તેવે પ્રસંગે દષ્ટિને બળવાન ગણેલ હોવા કારણ તે ફળ મળે છે એટલે અંશ ઈત્થશાલથી દષ્ટિ ઈત્થશાલ વધુ બળવાન છે.

૬. **ઇસરાફ યોગ**—આ યોગને મુસરીફ યોગ પણ કહેવામાં આવે છે. આ યોગ ઉપર કહેલા ઈત્થશાલ યોગથી વિપરીત છે અને તેનું ફળ પણ તેથી વિપરીત ગણાલેલું છે. શીઘ્રગ્રહના અંશ વધારે હોય મંદગ્રહના અંશ થોડા હોય તેવા પ્રસંગે આ યોગ થવાને સંભવ છે; મંદગ્રહના અંશથી શીઘ્રગ્રહ જ્યારે ૧૨ અંશ સુધીમાં કંઈપણ અંતર ધરાવે ત્યારે આ યોગ ગણાય. અહીં દીપ્તાંશ માટે ખાસ

આગ્રહ નથી એક અંશથી વધારે અંતર હોય તો જ ઈસરાફ યોગ થઈ શકે છે. કેટલાક આચાર્ય દીપ્તાંશ સુધીના અંતર સુધી પણ ઈસરાફ યોગ ગણવાને સૂચવે છે પરંતુ દીપ્તાંશથી વધુ અંતર હોવાથી આ યોગ ગણવો જ નહિ. પાપ ગ્રહ એવા બને લગ્નેશ અને કાર્યેશનો ઈસરાફ યોગ થવાથી કાર્યનું ફળ વિપરીત સૂચવે છે. કોઈ આચાર્ય કહે છે કે શુભ ગ્રહનો ઈસરાફ યોગ કાર્યહાનિ સૂચવતો નથી પરંતુ આવો મત ખાસ માન્ય હોય એમ અમારું માનવું નથી. અમે તે પ્રકારે ( પાપસૌમ્ય ભેદથી ) ઈસરાફ કાર્ય હાનિકારક જણાય છે

૭ **નકતયોગ**—આ યોગ માટે નિયમ એવો છે કે લગ્નપતિ અને કર્યેશ એ બંનેનો ઈત્થશાલ યોગ થનો હોય પણ એકબીજા પર દૃષ્ટિ ન હોય એ બેના અંશોના અંતરમાં એક ત્રીજો ગ્રહ હોય અને એ બે ગ્રહો કરતાં તે શીઘ્ર હોય, અને તે ગ્રહનો લગ્નેશ તથા કર્મેશ સાથે ઈત્થશાલ થતો હોય અને બંને ગ્રહની એકબીજા પર દૃષ્ટિ હોય તેવે પ્રસંગે આ યોગ થાય છે. આ યોગનું ફળ બહુમતથી એવું લખાયેલ છે કે કાર્ય સિદ્ધિ માટે સહાયકની આવશ્યકતા છે અને સહાયક મળ્યા પછી કાર્યસિદ્ધિ થશે એમ જાણવું.

**બીજોમત**—ઉપર કહેલ રીતમાં તે ત્રીજો ગ્રહ ગણાવ્યો તે શીઘ્રગ્રહ પોતાની દૃષ્ટિ લગ્નેશ અને કાર્યેશ પર કરતો હોય અને પ્રથમના બે ગ્રહને સાથે ઈત્થશાલ કરતો હોય અને શીઘ્ર ગ્રહ સાથે ઈસરાફ યોગ થતો હોય તો પણ આ યોગ ગણવો.

૮ **યમયા યોગ**—આ યોગ લગભગ નક્ત યોગ મુજબ ગણવામાં તફાવત ધરાવે છે કે જે લગ્નેશ અને કાર્યેશ વચ્ચે શીઘ્ર ગ્રહ કહ્યો તે સ્થાને મંદ ગ્રહ હોય અને તે પૂર્વના બે ગ્રહો સાથે અંશ ઈત્થશાલ અને દૃષ્ટિ ઈત્થશાલ બંને પ્રકારે ઈત્થશાલ કરે તો અને લગ્નેશ તથા કાર્યેશ એકબીજાને જોતા ન હોય

એટલે પોતાનું તેજ મેળવી બીજા ગ્રહને આપે છે કાર્યસિદ્ધિ પ્રદ ફળ ગણેલું છે.

૯ મણુઉ યોગ— પહેલો પ્રકાર-લગ્નેશ અને કાર્યેશની દૃષ્ટિ વાળો ઈત્થશાલ યોગ થયો હોય પરંતુ એ બે ગ્રહમાં જે મંદ ગ્રહ સાથે શનિ કે મંગળ ઈત્થશાલ યોગ કરતા હોય અને શત્રુદૃષ્ટિથી જોય તો આ યોગ થાય છે (૨) લગ્નેશ અને કાર્યેશ દૃષ્ટિ ઈત્થશાલ થયો હોય અને તે બેમાંનો શીઘ્ર ગ્રહ હોય તે સાથે શનિ કે મંગળ ઈત્થશાલ કે ઇસરાફ યોગ ઉપજાવે તો અને તે શત્રુ દૃષ્ટિથી જોય તો પણ યોગ થાય છે (૩) લગ્નેશ અને કાર્યેશની દૃષ્ટિનો ઈત્થશાલ હોય તો પણ આ યોગ થાય આ યોગનું ફળ કાર્યનાશ કહે છે, શીઘ્ર ગ્રહનુ તેજ મંગળ અથવા શનિથી હરાએલ છે. વળી શત્રુદૃષ્ટિ કરીને નબળો બનાવેલ છે (૪) પુનર મણુઉ આ યોગ પણ એક પ્રકારનો મણુઉ યોગ જ છે. લગ્નેશ અને કાર્યેશની દૃષ્ટિવાળો ઈત્થશાલ યોગ થયો હોય તેમાંના શીઘ્ર ગ્રહ સાથે શનિ અને મંગળ બેસીને લગ્નેશ અને કાર્યેશ સાથે ઈત્થશાલ અથવા ઈસરાફ કરે તો આ યોગ ઉપજે છે. આ યોગમાં શીઘ્ર ગ્રહ સ્થાને મંદ ગ્રહ પણ લેવાનો મત છે.

૧૦ કંબુલ યોગ—કંબુલ યોગ સોળ પ્રકારનો ગણેલો છે, તે અનુક્રમ નીચે મુજબ જાણવો. લગ્નેશ અને કાર્યેશનો ઈત્થશાલ થયો હોય તે બેની વચ્ચે ચંદ્ર પણ ઈત્થશાલ કરે ત્યારે કંબુલ યોગ થાય. કેટલાક આચાર્યોનો મત છે કે કાર્યેશ અને લગ્નેશ એ બેમાંથી એક સાથે પણ ચંદ્ર ઈત્થશાલ કરે તો પણ આ યોગ થાય પણ આ પક્ષ વધુ માન્ય નથી ખરી રીતે તો બંને સાથે ચંદ્રનો ઈત્થશાલ થાય તો માન્ય ગણાય.

કંબુલ યોગના સોળ પ્રકારની સમજ—ગ્રહ પોતાના ઉચ્ચનો હોય કે પોતાની રાશિનો હોય તે ઉત્તમ અધિકાર કરનાર જાણવો. ગ્રહ પોતાના હદ્દો પોતાના દ્રેષ્કાણ કે નવમાંશ અથવા પોતાના ત્રૈરાશિકનો

હોય તેને મધ્યમ અધિકારી જાણવો મિત્રક્ષેત્રનો કે સમગ્રહના ક્ષેત્રને
હોય તેને સમ અધિકારી જાણવો ગ્રહ શત્રુગ્રહિ નીચરાશિનો હો
તો અધમ અધિકારી જાણવો જેથી સોળ ભેદ થાય છે કે ઉત્ત
પ્રકારનો ૧ ઉત્તમ. ૨ મધ્યમ. ૩ સમ. ૪ અધમ. મધ્યમ પ્રકારમ
૫ ઉત્તમ. ૬ મધ્યમ. ૭ સમ. ૮ અધમ સમ પ્રકારમાં. ૯ ઉત્તમ
૧૦ મધ્યમ. ૧૧ સમ. ૧૨ અધમ, અધમ પ્રકારમાં. ૧૩ ઉત્તમ. ૧
મધ્યમ. ૧૫ સમ, ૧૬ અધમ.

કંબુલ યોગ જાણવા અને તે કયા પ્રકારનો છે તે સમજવ
માટે લગ્નેશ કાર્યેશ અને ચંદ્ર એ ત્રણેના પ્રથમ રાશિ અંશ જાણવા
પછી તેના ઇત્થશાલ તપાસવા ત્યાર પછી તેનો પ્રકાર જાણી શકાય છે

## કંબુલ યોગના સોળ ભેદની સમજ

| લગ્નેશનો અધિકાર | કાર્યેશનો અધિકાર | ચંદ્રનો અધિકાર | કંબુલ પ્રકાર |
|---|---|---|---|
| ૧ ઉત્તમ | ઉત્તમ | ઉત્તમ | ઉત્તમોત્તમ |
| ૨ મધ્યમ | મધ્ય | ઉત્તમ | ઉત્તમમધ્યમ |
| ૩ સમ | સમ | ઉત્તમ | ઉત્તમસમ |
| ૪ અધમ | અધમ | ઉત્તમ | ઉત્તમાધમ |
| ૫ ઉત્તમ | ઉત્તમ | મધ્યમ | મધ્યોત્તમ |
| ૬ મધ્યમ | મધ્યમ | મધ્યમ | મધ્યમમધ્યમ |
| ૭ સમ | સમ | મધ્યમ | મધ્યસમ |
| ૮ અધમ | અધમ | મધ્યમ | મધ્યમાધમ |
| ૯ ઉત્તમ | ઉત્તમ | સમ | સમોત્તમ |
| ૧૦ મધ્યમ | મધ્યમ | સમ | સમમધ્યમ |
| ૧૧ સમ | સમ | સમ | સમસમ |
| ૧૨ અધમ | અધમ | સમ | સમાધમ |

| | | | |
|---|---|---|---|
| ૧૩ ઉત્તમ | ઉત્તમ | અધમ | અધમોત્તમ |
| ૧૪ મધ્યમ | મધ્યમ | અધમ | અધમમધ્યમ |
| ૧૫ સમ | સમ | અધમ | અધમસમ |
| ૧૬ અધમ | અધમ | અધમ | અધમાધમ |

ફળ લગ્નેશ કાર્યેશ અને ચંદ્રનો જેવો અધિકાર હોય તે મુજબ ફળ.

૧૧ **ગૈરીકંબૂલ**—આં યોગ જાણવા પહેલાં અવશ્ય જાણવાનું છે કે શુભ ગ્રહના અધિકારને પામેલો કોઈ પણ ગ્રહ અને અશુભ અધિકારને પામેલ કોઈ પણ ગ્રહ હોય નહિ પાપગ્રહ અથવા શુભગ્રહની દૃષ્ટિ પણ હોય નહિ તે ગ્રહને "શૂન્ય માર્ગ" ગ્રહ કહેવામાં આવે છે.

લગ્નેશ કર્યેશનો ઈત્થશાલ હોય અને ચંદ્ર શૂન્ય માર્ગમાં હોય અને પૂર્વના બેમાંથી એકની સાથે ચંદ્રનો ઈત્થશાલ ન થતો હોય પરંતુ રાશિના છેલ્લા અંશોમાં રહેલ ચંદ્ર આવતી રાશિને જે ગ્રહની ઉચ્ચ રાશિ ગણેલ કે સ્વગૃહ ગણેલ હોય તે ગ્રહ સાથે ચંદ્રનો ઈત્થશાલ યોગથવાથી ગૈરી કંબુલ યોગ થાય છે. એટલે ઉત્તમ અધિકારને પામેલા સાથે ચંદ્રનો ઈત્થશાલ થવો જોઈએ.

ગૈરીકંબૂલ યોગનું ફળ કંબૂલ યોગ મુજબજ ગણાય છે, જે રાશિને ચંદ્રમા પામવાનો હોય તે રાશિના સ્વામી કે તે રાશિ જેને માટે ઉચ્ચ રાશિને ગ્રહને સાથે ઈત્રશાલ કરે તે ગ્રહના અધિકાર પ્રમાણે ફળ સમજવું એટલે ચંદ્રમાની રાશિ ચાલુ અથવા આગામિ માટેનો ગ્રહ તેનો જે અધિકાર તે મુજબ ફળ સમજવું.

૧૨ **ખલ્લાશર યોગ**—કાર્યેશ અને લગ્નેશનો ઈત્થશાલ હોય ચંદ્ર શૂન્ય માર્ગ થયો હોય અને લગ્નેશ તથા કાર્યેશ એબેમાંથી કોઈ પણ સાથે ચંદ્રનો ઈત્થશાલ થતો ન હોય કે બેમાંથી કોઇ પણ

ચદ્રને જુવે નહિ તેમજ મુક્ત ન હોય તો આ યોગ ઉપજે છે આ યોગ કમ્બૂત યોગના ફળનો નાશ કરનાર ગણેલો છે

૧૩ રદ્દ યોગ—અસ્ત, નીચ, શત્રુક્ષેત્રી, વક્રી, કે તેજ વગરનો ગ્રહ કોઈની સાથે ઈત્થશાલ કરે તો કાર્યસિદ્ધિમાં હરકત કરે છે આ યોગ રદ્દ યોગ નામથી ઓળખાય છે. પરંતુ ઉપર કહેલા લક્ષણવાળો ગ્રહ કેન્દ્રસ્થાને આવેલ હોય અને આપોક્લિમ સ્થાનમાં રહેલા ગ્રહ સાથે જો ઈત્થશાલ કરતો હોય તો પ્રથમ ફળ આપીને પછી અશુભ ફળનો દેનાર રદ્દ યોગ થાય છે

૧૪ દુફાળી કુત્થ યોગ—ઉત્તમ અધિકારને પામેલ મંદ ગતિવાળો ગ્રહ હોય અને મધ્યમ તથા સમ અધિકારવાળા શીઘ્ર ગ્રહ સાથે ઈત્થશાલ કરે તો આ યોગ કહેવાય છે તે પ્રકારથી આ યોગ થાય તો તેનું ફળ સારૂ ગણેલું છે, પરંતુ અધમ અધિકારવાળા કે નિર્બળ શીઘ્ર ગ્રહ સાથે ઉત્તમાધિકારવાળા મંદ ગ્રહનો ઈત્થશાલ થવાથી ફળ સારૂં ન જાણવું, એટલે મંને ઉત્તમ અધિકાર હોવા કરતાં સારૂં ફળ કરે અને અધિકારમાં જેટલી ન્યૂનતા તેટલું ફળ ખરાબ કરે છે.

૧૫ દુત્થોત્થદ્દીબીર યોગ—નિર્બળ લગ્નેશ હોય અને કાર્યેશ પણ નિર્બળ હોય તે બંનેનો ઈત્થશાલ યોગ હોય તેવે પ્રસંગે કોઈ પણ ઉત્તમાધિકારવાળો ગ્રહ આ બંને સાથે કે તેમાંના એક સાથે જો ઈત્થશાલ યોગ ઉપજાવે તો આ યોગ થાય છે અને તેનું ફળ પોતાના કાર્યમાં બીજાની મદદ મળશે અને તે પછી કાર્ય થશે એમ સમજવું

બીજે પ્રકારે—ઉત્તમ કે મધ્યમ અધિકારવાળા લગ્નેશ અને કાર્યેશ બંને સાથે કે તેમાંના એકની સાથે ઉત્તમ કે મધ્યમ અધિકારવાળો ગ્રહ ઈત્થશાલ કરે તો બીજાની મદદ યાચતાં મદદ મળશે અને કાર્ય સિદ્ધ થશે એમ પણ મત છે. બે ગ્રહો આ પ્રમાણે યોગ કરે તો એકથી વધુ મદદગાર સૂચવે છે

૧૬ તંબિર યોગ—કાર્યેશ અને લગ્નેશનો ઈત્થિશાલ યોગ થતો હોય પરંતુ તે બેમાંથી એક ગ્રહ રાશિના છેલ્લા અંશો લગભગ હોય અને બળવાન હોય. જે રાશિમાં આવવાનો હોય તે રાશિમાં કોઈ ઉત્તમ અધિકારવાળો ગ્રહ હોય તે સાથે ઈત્થશાલ કરવાનો સંભવ હોય તેવે પ્રસંગે આ યોગ થાય છે. તેનું ફળ જ્યારે આ યોગ લાગુ થશે તે વખતે કાર્યસિદ્ધિ સૂચવે છે

ઉપર પ્રમાણે ષોડશ યોગો ગ્રંથોમાંથી વાંચવામાં આવે છે અને તે પર ઘણા મતભેદ છે જેથી આ સૂક્ષ્મ રીતે જાણનાર આ શાસ્ત્રના ઘણા ગ્રંથો વિચારવા આવશ્કક છે માત્ર વાચનારને માર્ગપ્રવીશીકા ન્યાય માટે અમે ટૂંક વિવરણ જણાવેલું છે.

---

## રીષ્ટ સંબંધી પ્રકરણ.

પ્રથમ રીષ્ટ યોગ તપાસ્યા પછી તમામ ફળાદેશ કહેવું. એમ અચાર્યોનો મત છે. કારણ જે સારૂં ફળ ભોગવનાર શરીર છે અને શરીર જ્યાં નાશ થવાનો યોગ હોય ત્યાં સુખ દુઃખ ભોગવનાર માટેજ શંકા રહે માટે રીષ્ટ યોગને પ્રથમ વિંચારવા સૂચવેલ છે. રીષ્ટ સંબંધી અનેક ભેદ છે તેમાંથી મુખ્યત્વે નીચે મુજબ યોગો ફળદાયક છે એમ સમજવા અનુભવમાં આવેલ છે.

લગ્નેશ આઠમે ભાવે હોય તે પર મંગળની દ્રષ્ટિ હોય અને અષ્ટમેશ લગ્નમાં હોય તે પર મંગળની દ્રષ્ટિ હોય તો શસ્ત્રથી ઘાત કરે છે વિપત્તિ અને દુઃખનાં કારણો વધુ ઉપજે છે.

વર્ષેશ અને જન્મનો અષ્ટમેશ એ બે ગ્રહો ત્રિક સ્થાને આવેલ હોય તે સાથે મુંથેશ હોય તો રીષ્ટ યોગ ઉપજાવે છે અને તે ગ્રહની ધાતુ વાત પિત્ત-કફ વગેરેથી રોગાદિકનો ઉપદ્રવ શરૂ કરે છે.

તથા લગ્નમાં પાપગ્રહો હોય તો ઘણું દુઃખ કરે છે અને ધનનો
નાશ કરે છે.

નીચ રાશિનો ચંદ્ર કોઈ પણ ભાવે હોય સૌમ્ય ગ્રહો અસ્તના
હોય, તો પણ રોગ કરે છે.

જન્મકુંડલીનો અષ્ટમ ભાવપતિ વર્ષકુંડલીમાં લગ્ને હોય અથવા
ચંદ્રથી આઠમી રાશિ વર્ષકુંડલીમાં લગ્ને આવેલ હોય અને તે પર
પાપગ્રહો શત્રુ દ્રષ્ટિથી જોતા હોય તો મૃત્યુ સુચવે છે. જન્મ કુંડલીનું
લગ્ન કે ચંદ્ર રાશિનું લગ્ન વર્ષ પ્રવેશ સમયે લગ્ને હોય તો પણ
શરિરે પીડા રહ્યા કરે છે.

જન્મ કુંડલીમાં ૬-૮-૧૨ ભાવે રાશિ હોય તે વર્ષ કુંડલીમાં
લગ્ને આવેતો માંદગી કરે છે, અથવા ચંદ્રથી ૬-૮-૧૨ માં ભાવે
રહેલી રાશિઓ વર્ષમાં લગ્ને આવે તો પણ આ યોગ ઉપજે છે.

વર્ષ લગ્નમાં ચંદ્રની રાશિનો સ્વામી અને પહેલા ભાવનોસ્વામી
બૃહત્પંચવર્ગીમાં હીનબલી થવાથી રીષ્ટ યોગ કહે છે.

જન્મકુંડલી મુજબ લગ્ન અથવા ચંદ્રથી આઠમા ભાવે કોઈપણ
પાપગ્રહ રહેવાથી ઘણી પ્રકારની પીડાઓ ઉપજાવે છે.

લગ્નેશ અને જન્મેશ પાપગ્રહ સાથે ૪-૬-૮-૧૨ માંથી કોઈ
પણ ભાવે હોય અને તે બંને અસ્તના હોય તો મૃત્યુ જેવું ફળ મળે છે.
અને અસ્તના ન હોય તો અનેક ચિંતાઓ અને રોગોપદ્રવ રહ્યા કરે છે.

ચંદ્ર અને શનિનો યોગ બારમા ભાવમાં થયો હોય તેવી વર્ષ
કુંડલીવાળાને છઠ્ઠા ભાવનો શુક્ર થયો હોય તો જરૂર ધનનો નાશ કરે
છે. ચંદ્ર અને શુક્ર સાથે પાપગ્રહનો ઈસરાફ યોગ થવાથી અને શુભ
ગ્રહની દષ્ટિ ન હોય તો તેને મનની અસ્થિરતા રહેશે એમ જાણવું.

૪-૬ ૮-૧૨ એમાંના કોઈ પણ સ્થાને ચંદ્ર ક્ષીણ કળાનો છે

એવી વર્ષકુંડલીવાળાને ત્રિદોષ પીડા થવા સંભવ જાણવો અને તેથી મૃત્યુ થવાનો પણ યોગ ગણી શકાય છે

વર્ષકુંડલીમાં ધન ભાવે કોઇ પણ વક્રગતિનો ગ્રહ હોય અને બારમે ભાવે માર્ગી ગતિનો ગ્રહ હોય તો માંદગી સૂચવે છે, અને વર્ષેશ અને જન્મેશ એ બે ગ્રહો જો વક્રી માર્ગી થઈ ઉપર મુજબ યોગ કરે તો તે માણસને બેડીનું બંધન સહન કરવા પ્રસંગ ઉપજાવે છે

વર્ષકુંડલીમાં નીચ રાશિનો ગ્રહ ત્રિરાશિપતિ થતોહોય અને તેના પર પાપગ્રહોની દ્રષ્ટિ હોય તો ધારેલા કામમાં વિઘ્ન આવે છે

મુથેશ અને વર્ષેશ એ બંને ગ્રહો વર્ષકુંડલીમાં પોતાના શત્રુના ક્ષેત્રના થયા હોય અને અસ્તના હોય તો ઘણી જાતના રોગ આપત્તિ અને માનસિક નિર્બળતા સૂચવે છે

પાપગ્રહોની દષ્ટિવાળો ચંદ્ર ૧-૬-૭-૮-૧૨ માથી કોઈ પણ ભાવે આવેલ હોય સૌમ્ય ગ્રહોની દ્રષ્ટિ ન હોય તો મૃત્યુ કરે છે દરેક પાપગ્રહો જો જોતા હોય તો અવશ્યક મૃત્યુ યોગ કરે છે આ દ્રષ્ટિ ચતુર્દષ્ટિ હોવી જોઈએ, એ યોગમાં જેટલી ન્યૂનતા હોય તેટલે અંશે મૃત્યુથી દૂર સમજવુ. બધા પાપગ્રહો જોતા હોય નહિ અને અમુક ગ્રહ જોવાથી ફળ જુદુ જુદુ કહેલું છે મંગળની દ્રષ્ટિ હોય તો અગ્નિ કે હથિઆરનો ભય જાણવો. શનિ રાહુ કેતુમાથી દ્રષ્ટિ હોય તો ભ્રમ થાય સૂર્યની દષ્ટિ હોવાથી વાયુ વિકાર રહે છે, દ્રવ્ય નાશ કરે છે આ યોગમાં માત્ર ગુરુની દ્રષ્ટિ હોય તો દરેક અશુભ ફળનો નાશ કરે છે અને શુભ ફળ ઉપજાવે છે એકાદ શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો તે મરણ જેવી ઘાતમાંથી બચાવે છે

પાપગ્રહ સાથે મુથા આવેલ હોય તેને શનિથી યુતિ કે દ્રષ્ટિ હોય તો અનેક પ્રકારનાં રોગથી શરીરે દુઃખ ભોગવનાર થાય છે

જન્મકુંડલીમાં મુથા ૧-૪-૬----૮-૧૨ ભાવે હોય અને

વર્ષ પ્રવેશ સમયે તે મુંથા ૧-૮ ભાવે આવે અને પાપગ્રહથી યુતિ કે દ્રષ્ટિનો સંબંધ ધરાવે તો મૃત્યુયોગ સૂચવે છે.

સાતમે ભાવે ચંદ્ર હોય અને પહેલા ભાવનો સ્વામી અને આયુષ્યનો સ્વામી ત્રિકસ્થાન ૭-૮-૧૨ માંથી કોઈ પણ સ્થાને હોય તો મૃત્ય સૂચવેછે; વર્ષેશ અને મુંથેશ એ બંને આઠમે ભાવે આવેલો હોય તો પણ ઉપરનો યોગ જાણવો,

વર્ષ કુંડલીમા ૬-૮-૧૨ એ ત્રણ સ્થાને અથવા એ ત્રણમાંથી કોઈ પણ સ્થાને વર્ષેશ, મુંથેશ, અષ્ટમેશ એ ત્રણે ગ્રહો આવેલા હોય તો મૃત્યુ યોગ ઉપજાવે છે, માત્ર પાપગ્રહો જ ૭-૮-૧૨ મે ભાવે આવે તો માંદગીના યોગો જાણવા.

અત્યાર સુધી, રીષ્ટ પ્રકરણમાં જ્યાં જ્યાં લગ્નનો સંબંધ સૂચવ્યો ત્યાં ત્યાં ચોથા ભાવનો સંબંધ લેતાં યોગ થતો હોય તો તે માતાને રીષ્ટ જાણવું. સાતમા ભાવને થવાથી સ્ત્રીને દશમા ભાવે પિતાને ત્રીજા ભાવે થવાથી ભાઈને પાંચમા ભાવે પુત્રને એ પ્રમાણે બુદ્ધિથી વિચાર કરવો.

હીનાંશાદશામાં રીષ્ટ ફળ મળે છે. માટે જે ગ્રહ રીષ્ટ કરનાર હોય તેની દશામાં રીષ્ટ કાળ સમજવો. લગ્ન અને મુંથા રીષ્ટ કરના થાય તે પ્રસંગે તેના સ્વામી પર આધાર રાખવો.

રીષ્ટ જોનારે યાદ રાખવું કે મહાદશા અંતર્દશા અને જન્મ કુંડલીથી રીષ્ટ યોગ થતો હોય અને વર્ષમાં રીષ્ટ યોગ થાય તો જરૂર રીષ્ટ યોગનું ફળ મળે છે. એમ ન હોય તો ઓછાવત્તા પ્રમાણમાં દગી કરે છે. મૃત્યુ માટે ભય રહેતો નથી.

રીષ્ટ યોગ અને બીજાં ફળાદેશ પૂર્ણતા જાણવા માટે સહમ સહમનો પતિ ભાવ, ભાવનો સ્વામી અને ગ્રહ યોગ એમ દરેક રીતે વિચાર કરવો.

---

## રીષ્ટભગ પ્રકરણ

બૃહત્પચવર્ગી બળમાં લગ્નેશ ઉત્તમબળને પામેલો હોય તેને બળવાન શુભ ગ્રહો જોતા હોય કે યુતિ ધરાવતા હોય તેમજ ત્રિકોણ કે કેન્દ્રસ્થાને બળવાન સૌમ્યગ્રહો રહેલાં હોય તો અનેક રીષ્ટ યોગનો નાશ કરે છે

કેન્દ્ર કે ત્રિકોણસ્થાને બૃહસ્પતિ હોય અને તે પર પાપગ્રહની દૃષ્ટિ ન હોય કે યુતિ ન હોય તો ચદ્ર, બુધ અને લગ્ન એ ત્રણ કારણથી થએલા રીષ્ટ યોગનો નાશ થાય છે.

ચોથાભાવનો સ્વામી ચોથાભાવમાં હોય તે પર બલવાન શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો ધન વગેરે સમૃદ્ધિ આપે છે અને અનેક પ્રકારના લાભ સૂચવે છે.

વર્ષકુડલીમાં પહેલા અથવા ત્રીજા ભાવમાં બૃહસ્પતિ રહેલ હોય અને જન્મલગ્નનો સ્વામી વર્ષકુડલીમાં બળવાન થઇને ચોથે ભાવે આવેલ હોય તો ઘણી જાતના રીષ્ટ યોગને નાશ કરનાર યોગ જાણવો

સપ્તેશ લગ્ને આવેલ હોય અને બળવાન હોય તે સાથે બળવાન ગુરુ હોય શુભ ગ્રહ અથવા મિત્રગ્રહો પણ બળવાન થઈને જોતા હોય તો દરેક જાતના રીષ્ટ યોગનો નાશ કરે છે

ભાગ્યસ્થાન અને ધન સ્થાનમાં સ્વામી બૃહત્પચવર્ગીબળમાં શ્રેષ્ટ બળવાળા હોય અને લગ્નમાં આવ્યા હોય તે પર પાપગ્રહની દૃષ્ટિકે યુતિનો સબધ ન હોય બળવાન શુભગ્રહનો સમાગમ હોય તોપણ ઘણા રીષ્ટ યોગનો નાશ કરનાર આ યોગ થાય છે.

ઉપચયસ્થાન ૩-૬-૧૧ મે બધા પાપગ્રહો આવેલા હોય તેમજ કેન્દ્ર અને ત્રિકોણસ્થાનમાં તમામ શુભગ્રહો રહેલા હોય તો તમામ જાતના રીષ્ટ યોગ નાશ પામે છે.

મુંથાપતિ, વર્ષપતિ અને જન્મપતિ એ ત્રણ ગ્રહો અથવા તેમાં જો કોઈ ગ્રહ ઉત્તમ બળ પામેલ હોય અને કેન્દ્ર ત્રિકોણ તથા ૩-૧૧ સ્થાનમાં રહેલા હોય તો રીષ્ટ યોગ નાશ પામે છે.

ગુરૂ, શનિ અથવા શુક્ર ઉચ્ચરાશિનો હોય અથવા એ ત્રણે ઉચ્ચરાશિના હોય તે પર બળવાન શુભગ્રહોની સાથે ઈત્થશાલ યોગ થતો હોય તો રીષ્ટ યોગનો નાશ કરે છે અને ધન લાભ આપે છે.

બળવાન મંગળ જે વર્ષમાં ધનભાવે આવેલ હોય તે વર્ષમાં કંઈક અકસ્માત ધનલાભ યોગ સૂચવે છે.

સૂર્ય, ગુરૂ અને શુક્ર એ ગ્રહોનો ઈત્થશાલ યોગ પરસ્પર થાય અને તેઓ બળવાન હોય તો ઘણુાજ રીષ્ટ યોગને હરાવે છે.

વર્ષમાં મુંથાથી ૩-૬-૧૦-૧૧ ભાવે સૂર્ય કે મંગળ બળવાન થઈને રહ્યા હોય તો રીષ્ટ યોગનો નાશ કરે છે.

શુક્ર, બુધ, ચંદ્ર એ ગ્રહો પોતાના હર્દામાં હોય અને સૂર્ય, મંગળ અને શનિ એ ગ્રહો ૩-૧૧ ભાવે હોય તો રીષ્ટ યોગનો નાશ કરે છે અને ઉત્તમ ફળ આપે છે. ચંદ્ર માટે હર્દાને બદલે પંચવર્ગી બળમાંથી ઉત્તમ બળ જાણવું

બુધ શુક્રનો એક બીજા સાથે ઈસરાફ યોગ થતો હોય અને ગુરૂ ત્રીજા ભાવે બળવાન હોય તો રીષ્ટ યોગનો નાશ કરે છે.

વર્ષનો રાજા મંગળ થયો હોય તેવો મંગળ પોતાના મિત્રના ક્ષેત્રનો હોય, કોઈપણ ગ્રહ સ્વગૃહી કે ઉચ્ચરાશિનો હોય તેની સાથે ઈત્થશાલ યોગ કરે અને ચદ્રનો ઈત્થશાલ તે સાથે થતો હોય (સ્વગૃહી કે ઉચ્ચનો ચંદ્ર) તો દરેક જાતના રીષ્ટ યોગનો નાશ કરે છે.

વર્ષલગ્નનો સ્વામી બળવાન હોય અને શુભ ગ્રહોથી યુતિદષ્ટિ ધરાવતો હોય તો રીષ્ટ યોગ નાશ પામે છે.

રીષ્ટયોગ થયો હોય પણ રાજ યોગ લાગુ પડે તો રીષ્ટયોગનું

ફળ નહિ મળીતાં રાજયોગનું ફળ મળશે. રીષ્ટયોગનો ભંગ કરનાર ગ્રહ પોતાની દશામાં સારૂં ફળ આપે છે. રીષ્ટ કરનાર ગ્રહો અને રીષ્ટ ભંગ કરનાર ગ્રહો એ બે પક્ષમાંથી જે પક્ષવધુ બળવાન હોય તેનું ફળ મળે છે અને તે ગ્રહોમાં જે ગ્રહ સૌથી વધારે બળવાન હોય તેની દશામાં આ ફળ અમલમાં આવે છે.

કોઈપણ ગ્રહ બળવાન છે કે કેમ તે જાણવા માટે ખાસ કરીને જોવું કે પોતાનો ઉચ્ચનો કે પોતાના ક્ષેત્રનો ગ્રહ બ્રહત્પંચવર્ગીના ઉત્તમ બળનો ગ્રહ નવમાંસમાં પોતાની રાશિનો ગ્રહ વર્ષ કુંડલીમાં પોતાના અથવા મિત્રના ક્ષેત્રમાં રહેલ બળવાન શુભગ્રહના સમાગમ કે દ્રષ્ટિવાળો ગ્રહ ૬–૮–૧૨ સિવાયના સ્થાનમાં આવેલ ગ્રહ અસ્ત કે વક્રનો ન થયો હોય તે ગ્રહ બળવાનગ્રહ કહેવાય છે. આ દરેકરીતે બળવાન ગ્રહ છે કે કેમ તે માટે વિચાર કરવો આવશ્યક છે.

આઠમા ભાવના સ્વામીથી આઠમેસ્થાને વર્ષ લગ્નો સ્વામી હોય અથવા લગ્નના સ્વામીથી કે આઠમાભાવના સ્વામીથી આઠમે સ્થાને પાપગ્રહ સાથે મુંથા આવેલ હોય, ચંદ્રથી મુથાતો સ્વામી બળવાન હોય અને આઠમે સ્થાને રહેલ હોય તે દરેક રીષ્ટ સુચવે છે:

વર્ષમાં મુથા પોતાના સ્વામીથી ૬–૮–૧૨ અથવા ચોથેભાવે હોય તો અથવા ચંદ્રથી તેટલામે ભાવે મુંથા હોય તો અગર ચંદ્ર કે લગ્નથી તે ભાવોના સ્વામી સાથે મુંથાનો સ્વામી ઈત્થશાલ યોગ કરતો હોય તો રીષ્ટયોગ થાય છે. આ રીતે રીષ્ટ થાય તે તેમાં વર્ષેશ ઉત્તમ બળવાન હોય, શુભગ્રહની યુતિ ધરાવતો હોય, કેન્દ્ર સ્થાને હોય વગેરે કારણુ રીષ્ટ યોગનો નાશ કરે છે.

**રીષ્ટ કેટલા પાદનું છે?**—રીષ્ટના ચાર પાયા ગણવામાં આવે છે અને ચાર પાયે રીષ્ટ થયું હોય તો તે મનુષ્ય કદાપિ જીવેજ નહિ એમ જાણવું. (૧), જન્મકુંડલીમાં મહાદશા રીષ્ટ કરનારની હોય

(૨) રીષ્ટ કરનાર મહાદશામાં અંતર્દશા પણ રીષ્ટ કરનારની હોય. (૩) વર્ષ કુંડલીને આધારે રીષ્ટ યોગ થતો હોય. (૪) ઉપર કહેલા દરેક પ્રકારના રીષ્ટ થતા હોય અને તેમાં માસ પણ રીષ્ટ યોગને સુચવનાર હોય તો ચારેપાયા રીષ્ટયોગ ગણાય છે અને આ યોગ થવાથી કોઈ રીતે જીવવાની આશા નજ ગણાય, બે પાદ રીષ્ટ થએલ માણસો બચે છે પરંતુ તેથી વધુ વાળા બચતા નથી એમ બહુજ મત છે. બે પાયાથી કે તેથી વધુ રીતે રીષ્ટ થયું હોય અને તેનો ભંગ કરનાર યોગ થતો હોય તો રીષ્ટમાંથી જીવે છે, પ્રથમ ભાગમાં જાતક વિષય પર રીષ્ટયોગનું વર્ણન આપેલ છે તેમજ તાજકનું રીષ્ટ યોગ વર્ણન એ બંનેને વિચારીને ફળ કહેવાથી સમોટ ફળ જાણી શકાશે.

## રાજ યોગ.

રાજયોગનું ફળ વર્ષમાં મળે એટલે ઓચિંતો સ્થિતિમાં ફેરફાર કરીને ધન આપે એવો સહજ અર્થ જાણવો. જેમકે અતિ નિર્ધનને મહાસમૃદ્ધિ અણધારી મળે તે રાજયોગનું ફળ ગણાય, એટલે ચાલુ સ્થિતિથી મોટા સુધારા પર મૂકે તેનું નામ રાજયોગ છે. તેના પ્રકાર (૧) વર્ષનો રાજા અને ગુરુ વર્ષ લગ્નથી ૩-૧૧ ભાવે હોય અને જન્મલગ્નનો સ્વામી ચોથાભાવમાં રહેલો હોય તો રાજયોગ થાય છે. (૨) સપ્તમ ભાવનો સ્વામી બળવાન થઈ ચોથેભાવે આવેલ હોય તે સાથે ઘણા શુભ ગ્રહો બળવાન થઇને સંબંધ ધરાવતા હોય. આ યોગ સ્ત્રી અને પ્રજાથી સુખ આપનાર થાય છે. (૩) વર્ષકુંડલીમાં ભાગ્યેશ લગ્ને હોય, ધનેશ પણ સાથે હોય અને તે બંને બળવાન હોય તો રાજયોગ રાજાદિકથી લાભ અપાવે છે. (૪) વર્ષમાં સપ્તમેશ લગ્ને આવ્યો હોય તે બળવાન હોય અને બળવાન ગુરૂની તે પર દૃષ્ટિ હોય તો રાજયોગ થાય છે. (૫) શુક્ર, બુધ, અને ગુરૂ એ સૌમ્ય ગ્રહો સાથે સૂર્ય, મંગળ અને શનિ એ ગ્રહો ઇત્યશાલ યોગ કરતા

હેય તો રાજયોગ થાય છે (૬) પાપગ્રહો ૩-૬-૧૧ સ્થાનમાં
આવી જતા હોય સૌમ્યગ્રહો કેન્દ્રસ્થાને હોય અથવા ત્રિકોણમાં હે
તો પણ રાજયોગ જાણવો (૭) બળવાન ચંદ્ર ધનભાવે રહીને સ
સાથે ઈત્થશાલ કરે તો રાજયોગ થાય (૮) ઉચ્ચરાશિનો શનિ
શુક્ર દશમાભાવે હોય અને તે અસ્તનો ન હોય તો સ્વેચ્છાદિક વર્ણ
દ્રવ્યનો લાભ કરે છે (૯) ગુરૂ લગ્નનો સ્વામી થયો હોય અને
ઉચનો હોય અને દશમાભાવે હોય તો રાજયોગ થાય છે સૂર્ય પ
એ રીતે આવેલ હોય તો પણ તેમ જાણવુ (૧૦) ઉચ્ચરાશિ
રહેલો ગુરૂ ચંદ્ર મંગળ સાથે ઈત્થશાલ ધરાવે તો પણ રાજયો
થાય છે (૧૧) સૂર્ય અને ચંદ્રનો ઈત્થશાલ થતો હોય ૬-૮-૧૨
શિવાયના સ્થાને તે બને રહેલા હોય અને બીજા ગ્રહોથી વધા
બળવાન હોય તો રાજયોગ થાય છે (૧૨) મુથાપતિ વર્ષલગ્ન પા
જન્મલગ્નપતિ એ ત્રણે અથવા એક અથવા બે બળવાન હોય અ
૩-૬-૮-૧૨ સ્થાનપર રહેલો હોય તો રાજયોગ થાય છે (૧૩
વર્ષમાં શનિ ગુરૂ કે શુક્ર ઉચ્ચનો હોય અને બળવાન શુભગ્રહ સા
ઈત્થશાલ યોગ કરે તો રાજયોગ જાણવો (૧૪) વર્ષનો રાજા મંગળ
થયો હોય અને તે ઉચ્ચનો કે સ્વગૃહી હોય કે મિત્રક્ષેત્રનો હોય અન
બીજો કોઈપણ ગૃહ-ઉચ્ચ, સ્વગૃહ કે મિત્રક્ષેત્રનો હોય તે બંને ગ્રહે
સાથે ચંદ્ર ઉચ્ચ-સ્વગૃહ કે મિત્રક્ષેત્રનો થઈ ઈત્થશાલ યોગ કરે તે
રાજયોગ જાણવો (૧૫) જન્મકુંડલીમાં રાજયોગ થયો હોય અન
વર્ષકુંડલીમાં પણ રાજયોગ થાય તો તે રાજયોગનું ફળ પૂર્ણ મળે
છ જન્મ પ્રમાણે રાજયયોગ ન હોય તો વર્ષના રાજયયોગનું ફળ
ઘણું થોડુ મળે છે (૧૬) રાજયોગનું ફળ ક્યારે મળે ? તે માટે તો
દીનાશીસ્થાને વિષે રાજયોગ કરનાર ગ્રહની દશા ફળદાયક ગણેલી
છે, એકથી વધુ ગ્રહો બળવાન થઈ રાજયોગ કરે તો અધિક બળ
વાન હેય તે પર લક્ષ રાખવ

# રાજયોગભંગ.

હવે જણાવવામાં આવે તે મુજબનો યોગ રહેતો હોય તો ઉપરોક્ત રાજયોગનું ફળ મળતું નથી અને વિપરીત ફળ મળે છે. (૧) લઘુ પંચવર્ગીના જે અધિકારી ગ્રહો પાંચ ગણેલા છે તે ગ્રહો જો પાપગ્રહોથી સમાગમ દૃષ્ટિ વગેરે ધરાવતા હોય તો રાજયોગ ભંગ થાય છે અને વિપરિત ફળ મળે છે. રાજયોગ ભંગ કરનારા ગ્રહોની દશા અનિષ્ટ ફળ સૂચવે છે. રાજયોગ ઉપજાવનાર ગ્રહો બળવાન હોય તો સુખ મળે પણ પાછું તુરતમાં નાશ પામે છે. કોઈ પણ જાતનો રાજયોગ ભંગ કરનાર યોગ ન થયો હોય તોજ રાજયોગનું ફળ સંપૂર્ણ મળે. ખાસ કરીને તો બળવાન રાજયોગ જેટલા અંશે હોય તેટલા અંશે શુભ ફળ આપે છે. જેમ ચાર પાદથી રીષ્ટ વગેરેનું વર્ણન કર્યું છે તેમ રાજયોગ માટે પણ ચાર પાદ રાજયોગ હોય તે ઘણો શ્રેષ્ટ ગણેલ છે અને તે સંપૂર્ણ શુભ ફળને ઉપજાવે છે.

**હર્ષ બળનું ફળ**—વર્ષ સાધનનાં હર્ષબળ સૂચવેલ છે તેમાં ચાર ભેદ કહેલા છે. ચારે પ્રકારે પાંચ પાંચ કળાનું બળ જે જે ગ્રહોનું આવે તે બળવાન ગ્રહ છે. ત્રણ પ્રકારે તેથી નિર્બળ ગ્રહ જાણવો. બે પ્રકારે આવે તો મધ્યમ બળી અને પહેલા બે પ્રકારથી નિર્બળ ગ્રહ જાણવો. ત્રણે પ્રકારથી ઓછો તે નિર્બળ, એટલે જે જે ગ્રહનું હર્ષબળ ઐકય ૨૦ કળા, ૧૫ કળા, ૧૦ કળા, ૫ કળા હોય તેને ઉત્તરોત્તર નિર્બળ જાણવા. ખરેખરૂં બળ બૃહત્પપંચવર્ગી પર જોવું બૃહત્પંચવર્ગીમાં નિર્બળ ગ્રહને હર્ષ બળમાં બળવાન સ્થાન હોય તો તે વર્ષના રાજા માટે યોગ્ય ઠરે છે.

**બૃહત્પંચવર્ગી**—આ કોષ્ટક વર્ષ સાધનમાં ખાસ કરીને બળવાન ગ્રહો અને નિર્બળ ગ્રહો જાણવાને ઉપયોગનું છે અને વિંશોપકાના આંકડા પરથી ગ્રહના બળાબળનો નિર્ણય થઈ શકે છે.

જેના વિશોપક ૦ થી ૩ સુધીમાં હોય તે નેષ્ટ બળ કહેલ છે ૪ થી ૫ નિર્મળ ગણેન છે ૬ થી ૧૦ મધ્યમ બળવાન અને ૧૦ થી વધુ આંકડા હોય તેને સપૂર્ણ બળવાન અથવા ઉત્તમ બળવાન કહેવાય છે

**ત્રિપતાકા**—ચદ્ર સામે સીધી લીટીએ આવેલો ગ્રહ ચદ્ર સાથે વેધ કરે છે અને તે પરથી શુભાશુભ ફળ કહેવામાં આવે છે **સૂર્ય** વેધ કરનાર હોય તો શરીરે ઉષ્ણુતા અને તાવની પીડા **મગળ** વેધ કરનાર હોય તો લોહીવિકાર, ગુમડાં વગેરે થાય છે બુધ વેધ કરનાર હોય તો ફળ સારૂં ગણેલુ છે, વિજ્યાલક્ષ્મી અને ધારેલ કાર્ય સિદ્ધ થાય છે **ગુરૂ** વેધ કરનાર હોય તો પણ સારૂં ફળ જાણવુ શુક્ર વેધ કરે તો ધનનો લાભ આપે છે અને **શનિ** શત્રુથી, ભય, માંદગી અને વાયુ વિકૃતિને ઉપજાવે છે **રાહુને**ા વેધ બધા ગ્રહથી ખરાબ ગણેલ છે અને મરણુ શરણુ જેવા દુ ખને સ્થાન આપે છે, આ પ્રમાણે વેધ થતો હોય અને તેનું ફળ નેષ્ટ હોય ત્યારે જન્મકુડલી વર્ષકુડલી ત્રિશાંશ કુડલી અને મહાદશા અતર્દશાના ફળનો વિચાર કરવો અમા રીષ્ટ થતું હોય તા ફળ ઘણુ ખરાબ સમજવુ અને ઉપરોકતમા રીષ્ટ ન હોય તો માત્ર માંદગી, ચિંતાઓ વગેરે કરાવશે પણ દેહને હાનિ નહિ કરે એમ જાણવુ

**સહમ માટે વિચાર**—સહમનો ઉપયોગ એક વસ્તુનું ફળાદેશ કહેવા પૂરતો છે એટલે જે સહમ હોય તે સબધી ફળ તે કહે છે, જેમકે દશમા ભાવમાં રાજ્ય વેપાર વગેરે વસ્તુ જેવાની છે પણ તે બને માટે સહમ જુદાં જુદાં ફળ કહે તેજ ફળ પર આધાર રાખી શકાય પરતુ દશમો ભાવ સારૂ ફળ સૂચવે તો વેપાર સહમ પર આધાર રહે અટને એક ભાવમા જુદી જુદી વસ્તુઓને સમજવા માટે સહમ ઉપયોગી છે

**સાધારણુ વિચાર**—પચાસ જાતના સહમ જણાવેલા છ તેમાં

કેટલાક નામ પ્રમાણે અર્થ સમજી શકાય તેવાં છે પરંતુ કેટલાકનાં નામ સમજવાને માટે તે સહમના પર્યાય શબ્દો સમજી લેવા આવશ્યક છે. અંગ=શરીર, જળ=કાંતિ, ગુરૂતા=હોદ્દો, ગૌરવ=માનપ્રતિષ્ઠા, માહત્મ્ય=ધીરજ બુદ્ધિ વગેરે યુક્ત મોટાઈ વાળો, સામર્થ=શારિરીક બળ શૌર્ય=શત્રુ વશ કરવાની શક્તિ, બંધ=કેદખાનું, પાનીય-પતન= જળમાં ડુબવાના યોગ, આધાન=પ્રસવ, પરકર્મ=નોકરી મન્મથ=કામાસક્તિ, વગેરે બુદ્ધિથી પર્યાય જાણી લેવા ત્યાર પછી નીચે મુજબ વિચાર કરવો.

સહમ જે રાશિનું હોય તે રાશિનો સ્વામી સહમપતિ કહેવામાં આવે છે. સહમપતિ ૬—૮—૧૨ માંના સ્થાનમાંથી કોઈપણ સ્થાને ન હોય ઉચ્ચનો સ્વગૃહી કે મિત્રક્ષેત્રી હોય લગ્ન પર જોતો હોય તો તે બળવાન સહમ કહેવાય. સહમપતિ લગ્ન કે પોતાના સહમને ન જોય, ખરાબ સ્થાને હોય. બૃહત્પંચવર્ગી બળમાં હીનબળી હોય, હર્ષસ્થાનમાં પણ નિર્બળ હોય તેનું ફળ ખરાબજાણવું; સહમ માટે ખાસ યાદ રાખવું કે વર્ષલગ્નથી અથવા સહમની રાશીથી આઠમા ભાવનો સ્વામી જે ગ્રહ હોય તે ગ્રહ સહમ સાથે હોય અથવા સહમ જોતો હોય તો ફળ સારૂં મળશે નહિ. પાપગ્રહ સાથે, કે અષ્ટમેશ સાથે સહમપતિ ઈથશાલ કરે તો પણ સારૂં ફળ મળે નહિ. જે સહમનો સ્વામી જન્મ કુંડલીમાં બળવાન હોય અને વર્ષકુંડલીમાં પણ બળવાન થતો હોય તો સારૂં ફળ આપે છે અને એક સ્થાને બળવાન અને બીજે સ્થાને બળહીન હોય તો મધ્યમ ફળ મળે છે.

**ફળ મળવાનો સમય**—પાપગ્રહોથી યુતિ ધરાવનાર અને સૌમ્ય ગ્રહોથી દષ્ટિ ધરાવનાર સહમ તે દરેકનું ફળ વર્ષના આરંભથી ૭ મહિનાની અંદર ફળ આપે છે અને ફળ અશુભ હોય છે. અને તે પછીના ૭ મહિના શુભ ફળ હોય છે આથી વિરૂદ્ધ યોગ થયો હોય તો પ્રથમ શુભ અને પાછળ અશુભ જાણવું. પણ ....

ગ્રહોનો સંપૂર્ણ સંબંધ યુતિ અને દૃષ્ટિ એમ બે પ્રકારે હોય તેનું ફળ આખું વર્ષ અશુભજ જાણવું તેથી વિરૂદ્ધ યોગ થાય તો આખું વર્ષ શુભ ફળ જાણવું સહમના ગશ્યાદિમાંથી તેના સ્વામીના રાશિ અંશ વગેરે બાદ કરતાં શેષ રહે તેનાં અંશને વર્ષલગ્નની રાશિ, અંશ કળા, વિકળાનો વિકળા પિંડ કરી ગુણવા અને ૩૬૦ થી ભાગ આપવો અને લબ્ધાંક દિવસ મુજબ ફળ કહેવું એવું કોઈ ગ્રંથમાં લખેલું છે

**વર્ષ જોવાની સાધારણ રીત**—જન્મકુંડળીમા જે ભાવમાં રહેલ ગ્રહ શુભ અથવા અશુભ ફળદાયક હોય તેજ તે વર્ષમાં જન્મ કુંડલી મુજબ ભાવે આવે તો તે વર્ષમા જન્મના ગ્રહ પ્રમાણે ફળ મળે છે, જેમકે ઉચ્ચ રાશિનો ગુરૂ લગ્ને આવેલ છે તેવી જન્મકુંડલીવાળાને કોઈપણ વર્ષ પ્રવેશમાં ઉચ્ચ રાશિનો ગુરૂ લગ્ને આવે તો ઉક્તફળ આપી શકે છે, જન્મ સમયે બળવાન ગ્રહો વર્ષ સમયમા પણ બળવાન થાય તો તે સંપૂર્ણ ફળ સારૂ આપી શકે છે અને જન્મ સમયના નિર્બળ ગ્રહો વર્ષ સમયમાં નિર્બળ થવાથી તેનું ખરાબ ફળ તેજ સમયે મળી શકે છે, જન્મમાં સબળ ગ્રહો અને વર્ષમાં નિર્બળ થએલા ગ્રહો વર્ષનું પૂર્વાર્ધ ખરાબ કરે છે અને પરાર્ધ સારૂં કરે છે જન્મના નિર્બળ ગ્રહો અને વર્ષના સબળ ગ્રહો વર્ષના પરાર્ધમાં સારૂ ફળ આપે છે એ સાધારણ નિયમ ધ્યાનમાં રાખવો, જે ભાવને પોતાનો સ્વામી તથા શુભ ગ્રહો દેખે તે ભાવમાં જે જે બાબતો જોવાની હોય તેની વૃદ્ધિ થાય છે અને જે ભાવમાં ક્રૂર ગ્રહો આવેલા હોય કે ક્રૂર ગ્રહોની દૃષ્ટિ હોય ત્યારે તે ભાવમાં જોવાની બાબતની હાનિ સમજવી વર્ષલગ્નનો સ્વામી ઉતમ બળવાન હોય તો વર્ષ સારૂ જાણવું મધ્યમ બળવાન હોય તો વર્ષ મધ્યમ જાણવું અને નેષ્ટ બળવાન હોય તો વર્ષ ખરાબ જાણવું પંચાધિકારી ગ્રહોમાં જે ગ્રહ અલ્પ બળી હોય તો તેનું ફળ ખરાબ સમજવું એ પંચા-

વિકાર કરે છે તથા આંખનાં દર્દો વધારે છે. ચંદ્ર અલ્પ બળી હોય તો ધારેલાં કામમાં અટકાયત કરે છે, દારિદ્ર અને વ્યાધિ ઉપજાવે છે. **મંગળ** અલ્પ બળી હોય તો સ્થાન ચલન, ભય વગેરે ઉપજાવે છે. બુધ અલ્પ બળી હોય તો મોહ, પરાભવ અને માનસિક ચિંતાઓ પેદા કરે છે. **ગુરૂ** અલ્પ બળી હોય તો ધર્મનો નાશ તથા આજીવિકામાં હાનિ ઉપજાવે છે. **શુક્ર** હોય તો વૈભવ વગેરે વિલાસી જીવનમાં હરકત લાવે છે, સ્ત્રી સાથે કજીઓ થાય. **શનિ** અલ્પ બળી હોય તો કોઈ મહા વ્યાધિ કે રોગ કરે છે.

જન્મકુંડલીમાં બાર ભાવમાંથી ગમે તે ભાવનો સ્વામી વર્ષકુંડલીમાં ૬–૮–૧૨ માં ભાવે આવેલ હોય તો તે ભાવમાં જોવાની બાબત માટે હાનિપ્રદ ફળ જાણવું. એ પ્રમાણે બારે ભાવના સ્વામીઓને વર્ષકુંડલીમાં તપાસી જોવા.

દરેક પ્રકારની કુંડલીમાં ચાર વસ્તુઓજ તપાસવાની આવશ્યક્તા છે (૧) ભાવ અને ગ્રહનો સમાગમ કે દ્રષ્ટિનો આધાર (૨) ઉચ્ચ સ્વગૃહી રાશિવાળા ગ્રહનો આધાર (૩) ઇત્થશાલ વગેરે યોગનો આધાર, (૪) ગ્રહોના પરસ્પરનાં સંબંધનો આધાર. બે ત્રણ ગ્રહો ભેગા બેઠા હોય તે આધાર જોવો. તે ઉપરાંત જાણવાનું કે, જે ભાવમાં શુભગ્રહ અથવા તેનો સ્વામી અથવા પૂર્ણ કળાનો ચંદ્ર રહેલ હોય તો તે ભાવનું ફળ સારૂં જાણવું. અથવા તેઓની દ્રષ્ટિ હોય તો પણ સારૂં ફળ જાણવું, તેથી વિરૂદ્ધ યોગ થાય તો તેનું ફળ પણ વિરૂદ્ધ જાણવું. મિશ્ર ગ્રહોને કારણ મિશ્ર ફળ સમજવું. આ રીતે કહેલા ગ્રહોમાં નીચ રાશિનો અથવા શત્રુ રાશિનો ગ્રહ જે ભાવમાં હોય તે ભાવનું ફળ નેષ્ટ કરે છે. સમગ્રહની રાશિનો હોવા કારણ મધ્યમ ફળ થાય. મિત્ર, ઉચ્ચ અથવા પોતાના ક્ષેત્રનો અથવા મૂળ ત્રિકોણ રાશિનો કે ઉચ્ચનો ગ્રહ જે ભાવે રહેલો હોય તે ભાવનું ઉત્તમ ફળ આપે છે, ૬–૮–૧૨ એ ભાવમાં જોવાની રીત જુદી

છે જે માટે તે તે ભાવનો વિચાર જોવો. તો પણ મુખ્ય બાબત અહીં લીધી છે કે છઠ્ઠા ભાવમાં રોગ શત્રુ એ સર્વે જોવાનું છે અને તેનો સ્વામી તથા શુભ ગ્રહ તે ભાવને જોવાથી તે ભાવનું સુખ સમજવું નહિ, પણ રોગ, શત્રુ વગેરેનો વધારો સમજવો એટલે તે ભાવે તો પાપગ્રહનો જેટલે અંશે વધુ સબંધ હોય તેટલે અંશે સારૂં સમજવું આઠમા ભાવપર બધા ગ્રહોની દૃષ્ટિ હોય કે સમાગમ હોય તો ફળ ખરાબ છે. બારમે ભાવ પાપગ્રહથી શુભગ્રહનો સમાગમ કે દૃષ્ટિ સારૂ ફળ સૂચવે છે.

પંચવર્ગી બળમાં જે ગ્રહનું બળ દરેકથી વધારે હોય અથવા ૧૦ થી વધુ હોય તો તે ગ્રહ સારૂ ફળ આપે છે. તેથી ઓછો મધ્યમ અને પાંચથી ઓછા બળવાળો હીનબળી ગણાય છે.

---

## ભાવ વિચાર.

### મેહુભાવ.

પહેલા ભાવમા જોવામાં આવતી બાબત—શરીરનો વિચાર પુષ્ટ કૃશ વગેરે, સુખદુઃખ જાતિ સ્વભાવ આચરણ એ સર્વ વિચારવુ

વર્ષલગ્નમાં પાપગ્રહ આવે અને તે પર પાપગ્રહોની દૃષ્ટિ હોય તો શરીર સબંધી સુખ વર્ષમાં સારૂ ન મળે જન્મેશ, વર્ષેશ, મુથેશ અને વર્ષ લગ્નથી આઠમા ભાવનો સ્વામી એ ચાર ગ્રહોમાંથી એક પણ બળવાન ગ્રહ ૬–૮–૧૨ ભાવમાથી કોઇપણ ભાવે ન હોય તો વર્ષનું ફળ સારૂં મળે તે ચારમાંથી જેટલા ગ્રહો *નિર્બળ* થયા હોય તેટલા અંશે વર્ષનું ફળ ખરાબ સમજવું જો તેમાં શુભગ્રહની દૃષ્ટિ કે સમાગમ હોય તો ફળ સારૂ જાણવુ લગ્નમાં પાપગ્રહો આવેલા હોય અને શુભગ્રહોની દૃષ્ટિ કે યુતિ ન હોય તો મનમાં અનેક જાતનું [illegible] અને અયોગ્ય ફળ આપે છે.

## ધનભાવ

આ ભાવમાં સોનું રૂપું વગેરે ધાતુ દ્રવ્ય વગેરે જોવાય છે. ધનેશ ધનભાવેજ હોય અને લગ્ન પતિને ગુરૂ સાથે મુથશીલ યોગ થતો હોય તો આખું વર્ષ દ્રવ્ય માટે લાભદાયક જાણવું. લગ્નેશનો કોઈ પણ પાપગ્રહ સાથે મુથશીલ યોગ થાય તો આખા વર્ષમાં દ્રવ્ય સંબંધી ચિંતાઓ રહ્યા કરે. વર્ષપતિ બળવાન ગુરૂ હોય અને તે ગુરૂની ધનભાવ પર દૃષ્ટિ હોય તેવી વર્ષકુંડલીવાળાને વગર મહેનતે દ્રવ્યનો લાભ થવાના યોગો જાણવા જન્મકુંડલીનો છઠ્ઠા ભાવનો સ્વામી બુધ હોય અને વર્ષપ્રવેશકુંડલીમાં બુધ છઠ્ઠે ભાવે આવેલ હોય ત્યારે અલ્પ લાભ કરાવે છે અને પાપગ્રહ સાથે ગુરૂ વર્ષમાં આઠમે આવેલો હોય તો તે વર્ષમાં પૈસાની હાનિ થાય છે. રાજાથી દંડ વગેરે પણ થવાનો યોગ જાણવો; વર્ષપ્રવેશ કુંડલીમાં ગુરૂ ધનભાવમાં આવે તે પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય કે યુતિ હોય તો રાજ્ય દ્વારા સુખ અને ધન મળવાના યોગો જાણવા, મુંથાની રાશિને જન્મ તથા વર્ષકુંડલીમાં જો શુભગ્રહો જોતા હોય તો પણ ધનલાભ કરાવે છે. વર્ષનો સ્વામી બળવાન શુક્ર હોય અને તે ધનભાવે આવેલો હોય તો દ્રવ્યલાભ કરે, અને લગ્નેશ તથા ધનેશના રાશિઅંશ સરખા હોય કે એકજ હોય તોપણ ધનનો લાભ કરે છે; બળવાન બુધ વર્ષનો સ્વામી થયો હોય અને મુંથાની જે રાશી હોય તે રાશિને જન્મ અને વર્ષ કુંડલીમાં બુધ જોતો હોય કે સાથે હોય તોપણ ધનલાભ કરાવે છે; સૌમ્યગ્રહો જન્મકુંડલીમાં પહેલે ભાવ આવ્યા હોય અને તે ગ્રહો વર્ષકુંડલીમાં બીજેભાવે આવે તોપણ ધન આપે આપે છે. જન્મકુંડલીના ગુરૂની રાશિ પર સૌમ્યગ્રહોની દૃષ્ટિ હોય તો પણ ધનવાન કરે છે; જો જન્મકુંડલીમાં પહેલેભાવે સૂર્ય હોય અને વર્ષમાં તે સૂર્ય બીજે ભાવે આવે તો ધનલાભ કરે. શનિ ધનભાવે આવેલ હોય તો તે વર્ષમાં દ્રવ્ય બ[illegible] ....ની થાય છે,

ગુરૂ સાથે રહેલો શનિ ધમભાવે આવેલ હોય તે પર શુભ ગ્રહોની દ્રષ્ટિ હોય તો પોતાના કુટુંબ ભાઈ વગેરેથી ધનનો લાભ અને મૈત્રી કરે છે, જન્મકુંડલીમાં ગુરૂ ધનભાવે હોય અને વર્ષકુંડલીમાં વર્ષનો રાજા થયેલ હોય અને લગ્ને આવેલ હોય તો આરોગ્ય આપે. ધનભાવે આવ્યો હોય તો ધનનો લાભ કરાવે છે અને ત્રીજે ભાવે હોય તો પોતાના ભાઇઓ વગેરેથી સંપ વધારે છે. તેમ જ ચોથા ભાવમાં રહેવાથી જમીનનો લાભ, ઘર, વાહન વગેરે સુખ આપે છે, અને પાંચમે રહેવાથી પુત્રસુખ તથા બુદ્ધિ વધારે છે. અને જો છઠ્ઠે આવેલ હોય તો શત્રુઓનો વારંવાર ત્રાસ ભોગવે છે, અને ભયભીત રહે છે સાહસકાર્યમાં પાછો પડે છે; સાતમે સ્ત્રીસુખ આપે છે, અને આઠમા સ્થાને હોય તો રોગ, મહા વ્યાધિ અને મરણ તુલ્ય કષ્ટ આપે છે, નવમા સ્થાનમાં ધાર્મિક લાભ, દેવ બ્રાહ્મણની ભક્તિ અને ભાગ્યનો ઉદય સૂચવે છે અને દ્રવ્યલાભ આપે તેવો મુસાફરી યોગ કરે છે. દશમે રહેવાથી રાજા તરફથી માન, દ્રવ્ય, અને હોદ્દો મળે છે. અને અગીયારમે ભાવે રહેવાથી વેપારદ્વારા ધનલાભ અથવા અકસ્માત ધનલાભ કરે છે. બારમે ભાવે આવેલ હોય તો પૈસા સંબંધી મોટી હાનિ ઉપજાવે છે.

## તૃતિય ભાવ.

આ ભાવમા ભાઈ, નોકર, વાહન પિતાસુખ કાર્યભગ્ર સાહસકર્મ એ દરેક વિચારવુ (નીલકંઠ) ત્રીજા ભાવમાં વર્ષનો પતિ સૂર્ય અથવા બળવાન શુક્ર હોય અને તે સાથે પાપગ્રહોની દૃષ્ટિ કે યુતિ ન હોય તો વર્ષમા કુટુબથી ફળ સારૂં જાણવુ, પરંતુ સૂર્ય કે શુક્ર નિર્બળ હોય અને તે પર પાપગ્રહોનો સંબંધ હોય તો વર્ષેશ અને તૃતીયેશ એ બે ગ્રહો અસ્તના હોય કે ૬-૮-૧૨ ભાવે હોય તો ભાઇઓથી દુશ્મનાવટ કરાવે છે. વર્ષેશ સૂર્ય અથવા શુક્ર હોય અને ૬-૮-૧૨ સ્થાને રહેલા હોય તો કુસુપનાં કારણો વધુ જાગે

નિર્બળ ગુરૂ વર્ષ પ્રવેશના ગ્રહોમાં ત્રીજે ભાવ આવેલ હોય તો પણ ભાઈઓ સાથે વેર કરાવે. વર્ષેશ તૃતીયેશ સાથે ઇસરાફ યોગ કરતો હોય તો ભાઈઓથી અસંતોષ કુટુંબથી જુદાપણું અને શરીરે કષ્ટ, માનસિક દુઃખ વગેરે ફળ થાય છે; વર્ષેશ અને વર્ષલગ્નેશ એ બે ગ્રહો સાથે ત્રીજા ભાવનો સ્વામી મુંથશિલ યોગ કરતો હોય તો ફળ સારૂં જાણવું. ત્રીજે સ્થાને ગુરૂ આવવાથી પણ ભાતૃ સુખ માટે સારૂં ફળ જાણવું, ચંદ્ર અને મંગળનો યોગ ત્રીજે ભાવે થયો હોય તો ભાઈઓ કુટુંબીઓ વગેરેથી વેર કરાવે છે. ત્રીજા ભાવનો સ્વામી પંચાધિકારીમાંથી કોઇપણ અધિકાર ધરાવતો હોય અને પાછો તે ત્રીજા ભાવમાં આવેલ હોય તે સાથે વર્ષલગ્નેશ કે વર્ષેશની સાથે મુંથશીલ યોગ થતો હોય તો ભાઇઓ કુટુંબ વગેરેથી સારૂં ફળ ઉપજે છે; તૃતીયેશ સાથે પાપગ્રહોનો ઈસરાફયોગ થાય તો સહોદરમાં કલેશ કરાવે છે; મેષ કે વૃશ્ચિક રાશિનો શનિ ત્રીજે ભાવે હોય તો કુટુંબમાં માંદગી વધે છે, અને મિથુન કે કન્યારાશિનો મંગળ હોય તો પણ તેમજ ફળ સમજવું. વર્ષમાં શનિક્ષેત્રનો મંગળ અથવા મંગળના ક્ષેત્રનો બુધ આવેલ હોય તો ભાઇઓ કુટુંબ વગેરેમાં આરોગ્ય સ્નેહ અને મૈત્રી વધારે છે, જન્મ અને વર્ષગ્રહોમાં બળવાન બુધ અને શુક્ર બળવાન હોય અને વર્ષકુંડલીમાં તે બંને ગુરૂ સાથે ત્રીજે ભાવે આવેલા હોય તો ભાઇઓ કુટુંબ અને સગાંઓમાં ફળ સારૂં કરે છે; તૃતીયેશથી વર્ષનો સ્વામી સાતમે ભાવે આવે અથવા લગ્નેશ ત્રીજા ભાવ પતિથી સાતમે ભાવે હોય તો ભાઇ અને કુટુંબ વર્ગમાં વેર કરાવે છે. જન્મ કુંડલીમાં ત્રીજા ભાવનો પતિ વર્ષ પ્રવેશમાં ત્રીજે ભાવે આવવાથી ભાઈઓનાં સુખને વધારે છે.

## ચોથા ભાવ.

આ ભાવમાં પિતાનું દ્રવ્ય, ધનનો ભંડાર, ખેતર, ઘર, જમીન માતા વગેરે ચોથા ભાવમાં જોવાય છે.

પાપગ્રહ સાથે હેય અથવા પાપગ્રહ જોતા હોય તેવો સૂર્ય ચોથે ભાવે આવેલ હોય તો માતાને શરીરે કષ્ટ સૂચવે છે, તેજ પ્રકારે ચંદ્ર હોવાથી પિતાને શરીરે રોગોપદ્રવ કરે છે અને સૂર્ય, ચંદ્ર બને તે રીતે આવેલા હોય તો માતા પિતા બનેને શરીરે દુઃખ થવાનુ સૂચવે છે, જન્મકુંડલીમાં સૂર્ય જે રાશિનો હોય તે રાશિનો શનિ વર્ષ પ્રવેશમાં આવવાથી પિતા સાથે વેર કરાવે છે, જન્મકુંડલીમાં ચંદ્ર જે રાશિનો હોય તે રાશિમાં શનિ વર્ષ પ્રવેશમાં આવવાથી માતાથી વેર ઉપજાવે છે, ચતુર્થેશ ચોથા ભાવમાં જ હોય તો અથવા બળવાન હોય અને પહેલા ભાવના સ્વામી સાથે મુથશીલયોગ કરે તો માતા પિતાના શરીરે ખરાબ ફળ થવા દેતો નથી, જન્મકુંડલીમાં ચોથા ભાવની જે રાશિ હોય તે રાશિમાં વર્ષકુંડલીમાં શનિ આવેલ હોય, જન્મકુંડલીમાં ચોથા ભાવનો સ્વામિ જે રાશિમાં હોય તે રાશિમાં વર્ષકુંડલીમાં મંગળ આવેલ હોય તે રીતે રહેલા શનિ અને મંગળને શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય તો તે વર્ષમાં માતા પિતાને મહાકષ્ટ ઉપજાવનાર યોગ જાણવો

## પાંચમો ભાવ

આ ભાવમાં મંત્ર, ધન માટે ઉપાય, ગર્ભ, વિદ્યા, બુદ્ધિ અને પ્રજા સંબંધી વિચાર કરાય છે

વર્ષકુંડલીમાં વર્ષનો પતિ થએલ એવો સૂર્ય, મંગળ, બુધ ગુરૂ અથવા શુક્ર પાંચમે ભાવે હોય અથવા અગીઆરમે ભાવે હોય તો પ્રજા સંબંધી ફળ સારૂં ઉપજાવે છે, આ ગ્રહોમાં પાપગ્રહનો વધુ સંબંધ હોય તો પ્રજા કષ્ટપ્રદ બને ⁄ અથવા નાશ કરે છે, જન્મકુંડલીમાં ગુરૂ જે રાશિમાં હોય તે રાશિ વર્ષકુંડલીમાં પાંચમે ભાવે હોવાથી પ્રજા સુખ આપે છે, વર્ષનો સ્વામી થએલ મંગળે અથવા બુધ પાંચમે આવવાથી પુત્ર સુખનો ઉદય સૂચવે છે, જન્મકુંડલીમાંના બુધ ગુરૂ [illegible] તે હોય તો તે

વર્ષમા પુત્ર પ્રાપ્તિ થાય છે; જન્મકુંડલીમાં મંગળ કે શનિ જે રાશિમાં હોય તે રાશિમાં વર્ષ લગ્ન કે પાંચમે આવે હોય તો પ્રજા સુખનો ઉદય કરનાર યોગ ગણવો; વર્ષ કુંડલીના પાંચમા ભાવનો સ્વામી અને લગ્નનો સ્વામી બળવાન થયા હોય તો પણ પ્રજાસુખ માટે ઉદય સૂચવે છે. વર્ષપ્રવેશ ગ્રહોમાં ચંદ્ર. ગુરૂ અથવા શુક્ર પોતાની ઉચ્ચરાશિનો થઈ પાંચમે ભાવે હોય તો પુત્ર સુખ આપે છે; જન્મકુંડલીના શનિની રાશિ વર્ષમાં પાંચમે ભાવે હોવાથી પુત્ર સંબંધી કષ્ટ ઉપજાવે છે, વધુ પંચવર્ગીનો કોઈપણ અધિકારી ગ્રહ જન્મના શનિની રશિ વર્ષમાં પાંચમે આવેલ હોય તેને જુએ તો પણ પ્રજાને રીષ્ટ કરે છે.

## છઠ્ઠોભાવ.

આ ભાવમાં મોસાળ રોગ, શત્રુ. ગોધન, નોકરી, ભય, વ્રણ આ દરેક વસ્તુ છઠ્ઠાભાવમાં જોવાય છે.

વર્ષનો સ્વામી શનિ હોય અને તે વક્રી હોય તથા પાપગ્રહ સાથે દૃષ્ટિનો સંબંધ ધરાવતો હોય અને પાછો છઠ્ઠેભાવે આવેલ હોય તો અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે. એ રીતે મંગળ હોય કે ગુરૂ હોય તો ઘણી જાતના રોગો શરીરે હાનિ કરનાર થાય છે; કોઈપણ ગ્રહ નિર્બળ થયો હોય અને તે વર્ષનો સ્વામી હોય તો શરીરે વાયુ તથા પિત્ત પ્રકોપથી થતી પીડાઓ રહ્યા કરે છે, જન્મ સમયે જે લગ્ન હોય તેનો સ્વામી પાપગ્રહ હોય તે પર વર્ષનો સ્વામી ક્ષુતદૃષ્ટિથી જુએ તો આખુ વર્ષ રોગ વગેરેથી પીડાઓ રહ્યા કરે છે; જન્મના શનિની જે રાશિ હોય તે રાશિમાં વર્ષપ્રવેશ લગ્ન હોવાથી રોગો ઉપજાવે છે; આ યોગમાં જો શનિની ક્ષુતદૃષ્ટિ પહેલા ભાવપર હોય તો ફળ વધારે ખરાબ ઉપજાવે છે; જન્મનો મંગળ જે રાશિમાં હોય તે રાશિવર્ષ લગ્ને આવેલ હોય અને તે ક્ષુતદૃષ્ટિથી મંગળ લગ્નને જુએ તો ઘણા રોગ કરે છે; વર્ષનો રાજા વર્ષલગ્નેશ, અને છઠ્ઠાભાવનો

સ્વામી તે ત્રણમાંથી કોઈપણ એ ગ્રહો નો મુથશિલ યોગવાળાને ધા
વિકારનો રોગ થાય શુક્રની જે રાશિ જન્મ સમયે હોય તે રાશિ છ
ભાવે વર્ષકુંડલીમા છઠ્ઠેભાવે આવે અને તેમાં સૂર્ય હોય, શુક્ર છ
આઠમે કે નવમેભાવે હોય તો ભયકર દરદ ઉપજાવે છે, વર્ષકુંડલીમ
ગુરૂ આઠમેભાવે હોય અને તે ક્રૂર ગ્રહથી દૃષ્ટિ કે યુતિ ધરાવતો હો
અને મગળ લગ્નમાં હોય તો મહારોગ કરે છે ચદ્ર અને ગુરૂનો યો
લગ્ને કે આઠમે થાય તોપણ મહારોગ કરે છે જન્મકુંડલીમાં કેન્દ્રસ્થ
ગ્રહને પાપગ્રહ વર્ષકુંડલીમાં પણ કેન્દ્રસ્થાને હોય તો મહારોગ ઉપજા
છે, સુદિપક્ષના ચદ્ર સાથે મગળ મુથશિલ યોગ કરે અને રાત્રિને
જન્મ હોય તો રોગો મટે છે પણ એ સ્થાને શનિ સાથે મુથશિલ
થતો હોય તો રોગો વધારે છે, સૂર્ય સાથે મગળનો મુથશિલ યોગ
થવાથી આખુ વર્ષ રોગગ્રસીત રાખે છે, જન્મગ્રહોના કોઈપણ ગ્રહ
દરેકથી વધુ બળવાન હોય તે ગ્રહ વર્ષકુંડલીમાં કેતુ કે બુધ સાથે
યુતિ ધરાવે તો પણ ઘણા રોગો ઉપજાવ છે, વર્ષકુંડલીના સાતમેભાવે
અથવા ચોથેભાવે રહેલ મુથાને પાપગ્રહો ક્ષુતદૃષ્ટિથી જોતા હોય તો
પેટમાં દરદ ઉપજાવે છે, જન્મના ગુરૂ અને શુક્રની જે રાશિ હોય તે
રાશીમાં સૂર્ય અને મગળનો યોગ થવાથી ઘણા રોગો ઉપજાવે અને
જન્મના ગુરૂ કે શુક્રની રાશિનો ચંદ્ર બુધ સાથે યોગ કરે તો તે વર્ષ
ઘણા રોગો ઉપજાવનાર છે, જન્મલગ્ન અને મુથાનો સ્વામી એ બે
ગ્રહો નિર્બળ હોય પાપગ્રહ સાથે યુતિ કે દૃષ્ટિ ધરાવતા હોય અને
છઠ્ઠેભાવે અવેલા હોય તો રોગોપ્રદવ કરશે. મુથા અને મુથેશ, વર્ષલગ્ન
અને વર્ષલગ્નેશ એ ચાર પાપગ્રહો સાથે હોય તો રોગોત્પત્તિ સૂચવે
છે, જન્મકુંડલીના ગ્રહોમાં મગળ છઠ્ઠાભાવનો પતિ હોય અને વર્ષ
કુંડલીમાં તે આઠમેભાવે આવેલ હોય તો રોગ ઉપજાવે છે અને જો
મગળનો કોઈપણ ક્રૂર ગ્રહ સાથે મુથશિલ યોગ થતો હોય તો મહા
વ્યાધિ સૂચવે છે, પરતુ તે શુભગ્રહના સબંધને કારણ કેવુંક ક્રમ
ખરાબ થવા દેતો નથી

## સાતમોભાવ.

આ ભાવમાં સ્ત્રી, વેપાર, નષ્ટ વસ્તુ વિસ્મરણ, હૃતદ્રવ્ય, માર્ગ વિચાર ક્ષલહવિચાર અને યાત્રા વિચાર કરાય છે; આ ભાવમાં કોઈપણ શુભગ્રહ કે કોઈપણ પાપગ્રહ નેષ્ટ ફળનેજ ઉપજાવે છે; છઠ્ઠાભાવનો સ્વામી કોઈપણ શુભગ્રહ હોય તથા તે છઠ્ઠેભાવેજ આવ્યો હોય તો તે વર્ષમાં સ્ત્રી મળવાનો યોગ જાણવો.

બળવાન શુક્ર વર્ષનો સ્વામી થઈ સાતમે હોય તો શરીર સંબંધી સારૂં ફળ આપે છે, અને ગુરૂની દૃષ્ટિવાળો તે શુક્ર હોય તો ઘણું જ સારું ફળ ઉપજે. વર્ષનો સ્વામી શુક્ર હોય અને તે બૃહત્પંચવર્ગીમાં તથા લઘુ પંચવર્ગીમાં બળવાન મંગળ વર્ષનો સ્વામી થએલ શુક્રને જોતો હોય તોપણ સ્ત્રી પુરૂષની પ્રીતિનો વધારો કરે છે; સાતમે ભાવે રહેલો શુક્ર વર્ષને રાજા હોય અને ગુરુ સાથે આવેલ હોય તો નવો વિવાહ કરાવે સંતાનનો વધારો કરે પ્રજા પણ તુરતમાં કરાવે તેવો યોગ જાણવો, જન્મ કુંડલીમાં લગ્નનો સ્વામી બળવાન થઈ વર્ષ કુંડલીમાં સાતમે ભાવે આવે તો સ્ત્રી સંબંધી સારૂં સુખ આપે છે; જન્મકુંડલીમાં શુક્રની રાશિ સાતમે ભાવે વર્ષકુંડલીમાં આવે અને તે વર્ષનો રાજા પણ શુક્ર થયો હોય તો સ્ત્રી લાભ આપે છે. પહેલા અને સાતમા ભાવના સ્વામીઓ મુથશિલ યોગ ઉપજાવે તો સ્ત્રી લાભ વગર વિલંબે થાય છે; સાતમા ભાવનો સ્વામી કૂર ગ્રહથી જોવાએલ હોય અથવા કૂર ગ્રહથી યુકત કે નીચ, શત્રૂ વગેરેનો થયો હોય તો સ્ત્રી સંબંધી સુખમાં હાનિ ઉપજાવે છે; જન્મકુંડલીના શુક્રની રાશિનો ચંદ્ર વર્ષકુંડલીમાં આવેલ હોય અને તે ચંદ્ર કૂરથી જાવાએલ અથવા કૂર ગ્રહ સાથે હોય, નીચ કે શત્રુની રાશિનો હોય તો સ્ત્રી તરફનો સંબંધ ઘણોજ ઓછો રહેશે અને આ સ્થાને મંગળ હોય તો સ્ત્રી સંબંધ વધશે એમ જાણવું; લઘુપંચવર્ગીના સ્વમીઓની રાશિનો સૂર્ય હોય તો સ્ત્રી માટે આતુરતા વેઠવી પડશે. તેમજ પંચાધિકારી

મંદિરથી કોઈ પણ ગ્રહની રાશિએ મુથા આવે તેને ગુરૂની દૃષ્ટિ હોય તો તે વર્ષમાં નવો વિવાહ થવાનો યોગ જાણવો વર્ષમાં મુથા સાતમે ભાવે હોય અને સૂર્ય મંગળની યુતિ પણ તેમાં જ હોય તો સ્ત્રીથી, પ્રજાથી કલહવાળુ જાણવુ તેમજ સાતમે રહેલ મુથાને ક્રૂર ગ્રહો જોતા હોય તો પણ તેવુ જ ફળ જાણવુ, સાતમા ભાવનો સ્વામી શુક્ર હોય એવી જન્મકુંડલીવાળાને શુક્ર સાતમે ભાવે હોય અને વર્ષલગ્નના સ્વામી સાથે મુથશિલ યોગ થાય તો નવો વિવાહ કરાવે, વર્ષનો રાજા મંગળ થયો હોય અને તેના પર શુક્રની દૃષ્ટિ હોય અથવા વર્ષનો રાજા શુક્ર હોય અને તેના પર મંગળની દૃષ્ટિ હોય તો તે વર્ષમાં સ્ત્રી લાભ કરાવશે એમ જાણવુ જન્મકુંડલીના સાતમા ભાવનો સ્વામી, મુથાનો સ્વામી અને વર્ષનો સ્વામી એ સર્વ દશમે ભાવે અથવા સાતમે ભાવે આવે તો સ્ત્રી સુખ માટે ફળ સારૂ ઉપજાવે છે, પોતાની રાશિ અથવા ઉચ્ચની રાશિનો ચદ્ર હોય અને તેથી મુથા સાતમે ભાવે હોય તેવી વર્ષકુંડલીવાળાને વિદેશમા મુસાફરીનો યોગ કહેવો અને તે ચદ્ર પાપગ્રહથી જોવાતો હોય તો વિદેશમા દુ ખ ભોગવે અને સૌમ્ય ગ્રહથી જોવાતો હોય તો વિદેશમાં લાભ મેળવે.

## આઠમોભાવ.

આ ભાવમાં મુખ્યત્વે પ્રાચીન દ્રવ્ય, રણસગ્રામ, શત્રુ દુર્ગસ્થાન, મરણ, નષ્ટ વસ્તુ કુટુબ પરિવાર માનસી વ્યથા એ તમામ આઠમા ભાવમાં જોવાય છે

વર્ષનો રાજા નિર્બળ મંગળ પાપગ્રહ સાથે કોઈપણ ભાવે હોય તો તે વર્ષમાં શસ્ત્રનો ભય ઉપજે છે એ મંગળ મેષ, સિંહ કે ધન રાશિનો હોય તો અગ્નિથી ભય રહે, કન્યા મિથુન કે ધનરાશિના પૂર્વાર્ધમાં રહેલો મંગળ ચોર વગેરે દુર્જનોથી ભય કરે છે વર્ષનો રાજા મંગળ ક્રૂર ગ્રહની યુતિ ધરાવતો દશમેભાવ આવેલો હોય તો રાજપુરૂષોથી, શત્રુથી ભય ઉપજાવે છે એ મંગળ ચોથેભાવે હોય તો

કોઇ આત્મીય સ્વજનથી કે મિત્રથી કષ્ટ કરે છે; વર્ષલગ્નપતિ, વર્ષનો રાજા અને મુંથાનો સ્વામી આટલા ગ્રહોનો અષ્ટમેશ સાથે મુંથશિલ યોગ થતો હોય તો મૃત્યુસમાન દુઃખ કરે છે; એકરાશિમાં રહેલા સૂર્ય મંગળ હોય, અને વર્ષપ્રવેશ દિવસમાં હોય તો રાજા તરફથી ભય ઉપજાવે છે; જન્મકુંડલીમાં શુક્ર સાથે સૂર્યનો ઇસરાફ યોગ થતો હોય, અને સૂર્ય કેન્દ્રસ્થાને આવેલ હોય વળી તે સૂર્ય પંચાધિકારીમાં કોઇ પણ અધિકાર ધરાવતો હોય તો, રાજા તરફથી મહા ભય જાણવો. જન્મકુંડલીમાં મંગળની જે રાશિ હોય તે રાશિમાં વર્ષપ્રવેશ હોય, અને બુધ લગ્નમાં રહ્યો હોય, તથા બુધ પંચાધિકારીમાંથી કોઇપણ અધિકાર ધરાવતો હોય તો મૃત્યુનો ભય ઉપજાવનાર ગણવો; મંગળની ક્ષતદ્રષ્ટિવાળો બુધ વર્ષમાં પંચાધિકારીમાંથી કોઇપણ અધિકારને ધરાવતો હોય તો પણ દેહનાશક રોગ ઉપજવાનો ભય જાણવો જન્મ કુંડલીમાં મંગળની રાશિ હોય તેમાં ચંદ્ર વર્ષમાં આવેલ હોય, અને એ ચંદ્ર લઘુપંચવર્ગીના કોઇપણ અધિકારને ધરાવતો હોય તો રાજા તરફથી ભય રહે, મહાવ્યધિ પેદા કરે, લઘુપંચવર્ગીના કોઈપણ અધિકારવાળો શનિ દશમેભાવે આવ્યો હોય, તે વર્ષમાં શસ્ત્રથી ભય ઉપજાવનાર યોગ જાણવો; આઠમે અથવા દશમેભાવે રહેલા મંગળને વર્ષમાં પીડાકારક ગણેલ છે; બીજે અથવા આઠમેભાવ રહેલો ગુરૂ પાપગ્રહનો સંબંધ ધરાવતો હોય અને તે ગુરૂ વર્ષનો રાજા થયો હોય તો ધનનો મોટો ખર્ચ કરાવનાર યોગ કહેવો; સાતમેભાવે શનિ હોય તો તે નિંદાપાત્ર થાય છે કે મિથ્યા અપવાદને પાત્ર થાય છે; મંગળ મેષરાશિનો હોય અને આઠમાભાવમાં મેષ, વૃષભ, સિંહ, અથવા ધન રાશી હોય તો શસ્ત્રથી ભય થાય છે. પાપગ્રહથી જોવાતો કે યુક્ત લગ્નેશ અને અષ્ટમેશ આઠમેભાવે આવવાથી મહાદુઃખદાયક જાણવો; જન્મકુંડલીમાં મંગળની રાશિ વર્ષકુંડલીમાં લગ્નેશ આવેલ હોય અને બળહીન બુધ વર્ષનો રાજા હોય તે વર્ષ શારીરિક સંપત્તિ માટે ખરાબ જાણવું; મંગળ અને શનિનો યોગ દશમેભાવે હોય અને તેમાં જો સૂર્ય

મહિથી કોઈ પણ ગ્રહની રાશિએ મુથા આવે તેને ગુરૂની દૃષ્ટિ હોય તો તે વર્ષમાં નવો વિવાહ થવાનો યોગ જાણવો વર્ષમાં મુથા સાતમે ભાવે હોય અને સૂર્ય મંગળની યુતિ પણ તેમાં જ હોય તો સ્ત્રીથી, પ્રજાથી કલહવાળું જાણવું, તેમજ સાતમે રહેલ મુથાને ક્રૂર ગ્રહો જોતા હોય તો પણ તેવુંજ ફળ જાણવું, સાતમા ભાવનો સ્વામી શુક્ર હોય એવી જન્મકુંડલીવાળાને શુક્ર સાતમે ભાવે હોય અને વર્ષલગ્નના સ્વામી સાથે મુથશિલ યોગ થાય તો નવો વિવાહ કરાવે, વર્ષનો રાજા મંગળ થયો હોય અને તેના પર શુક્રની દૃષ્ટિ હોય અથવા વર્ષનો રાજા શુક્ર હોય અને તેના પર મંગળની દૃષ્ટિ હોય તો તે વર્ષમાં સ્ત્રી લાભ કરાવશે એમ જાણવું જન્મકુંડળીના સાતમા ભાવનો સ્વામી, મુથાનો સ્વામી અને વર્ષનો સ્વામી એ સર્વ દશમે ભાવે અથવા સાતમે ભાવે આવે તો સ્ત્રી સુખ માટે ફળ સારૂં ઉપજાવે છે, પોતાની રાશિ અથવા ઉચ્ચની રાશિનો ચંદ્ર હોય અને તેથી મુથા સાતમે ભાવે હોય તેવી વર્ષકુંડલીવાળાને વિદેશમાં મુસાફરીનો યોગ કહેવો અને તે ચંદ્ર પાપગ્રહથી જોવાતો હોય તો વિદેશમાં દુઃખ ભોગવે અને સૌમ્ય ગ્રહથી જોવાતો હોય તો વિદેશમાં લાભ મેળવે.

### આઠમોભાવ.

આ ભાવમાં મુખ્યત્વે પ્રાચીન દ્રવ્ય રણસંગ્રામ શત્રુ દુર્ગસ્થાન, મરણ, નષ્ટ વસ્તુ કુટુંબ પરિવાર માનસી વ્યથા એ તમામ આઠમા ભાવમાં જોવાય છે

વર્ષનો રાજા નિર્બળ મંગળ પાપગ્રહ સાથે કોઈપણ ભાવે હોય તો તે વર્ષમાં શત્રુનો ભય ઉપજે છે એ મંગળ મેષ, સિંહ કે ધન રાશિનો હોય તો અગ્નિથી ભય રહે, કન્યા મિથુન કે ધનરાશિના પૂર્વાર્ધમાં રહેલો મંગળ ચોર વગેરે દુર્જનોથી ભય કરે છે વર્ષનો રાજા મંગળ ક્રૂર ગ્રહની યુતિ ધરાવતો દશમેભાવ આવેલો હોય તો રાજપુરૂષોથી, શત્રુથી ભય ઉપજાવે છે એ મંગળ ચોથેભાવે હોય તો

કોઇ આત્મીય સ્વજનથી કે મિત્રથી કષ્ટ કરે છે; વર્ષલગ્નપતિ, વર્ષનો રાજા અને મુંથાનો સ્વામી આટલા ગ્રહોનો અષ્ટમેશ સાથે મુંથશિલ યોગ થતો હોય તો મૃત્યુસમાન દુઃખ કરે છે; એકરાશિમાં રહેલા સૂર્ય મંગળ હોય, અને વર્ષપ્રવેશ દિવસમાં હોય તો રાજા તરફથી ભય ઉપજાવે છે; જન્મકુંડલીમાં શુક્ર સાથે સૂર્યનો ઇસરાફ યોગ થતો હોય, અને સૂર્ય કેન્દ્રસ્થાને આવેલ હોય વળી તે સૂર્ય પંચાધિકારીમાં કોઇ પણ અધિકાર ધરાવતો હોય તો, રાજા તરફથી મહા ભય જાણવો. જન્મકુંડલીમાં મંગળની જે રાશિ હોય તે રાશિમાં વર્ષપ્રવેશ હોય, અને બુધ લગ્નમાં રહ્યો હોય, તથા બુધ પંચાધિકારીમાંથી કોઇપણ અધિકાર ધરાવતો હોય તો મૃત્યુનો ભય ઉપજાવનાર ગણવો; મંગળની ક્ષુતદ્રષ્ટિવાળો બુધ વર્ષમાં પંચાધિકારીમાંથી કોઇપણ અધિકારને ધરાવતો હોય તો પણ દેહનાશક રોગ ઉપજવાનો ભય જાણવો જન્મ કુંડલીમાં મંગળની રાશિ હોય તેમાં ચંદ્ર વર્ષમાં આવેલ હોય, અને એ ચંદ્ર લઘુપંચવર્ગીના કોઇપણ અધિકારને ધરાવતો હોય તો રાજા તરફથી ભય રહે, મહાવ્યાધિ પેદા કરે, લઘુપંચવર્ગીના કોઇપણ અધિકારવાળો શનિ દશમેભાવે આવ્યો હોય, તે વર્ષમાં શસ્ત્રથી ભય ઉપજાવનાર યોગ જાણવો; આઠમે અથવા દશમેભાવે રહેલા મંગળને વર્ષમાં પીડાકારક ગણેલ છે; બીજે અથવા આઠમેભાવ રહેલો ગુરૂ પાપગ્રહનો સંબંધ ધરાવતો હોય અને તે ગુરૂ વર્ષનો રાજા થયો હોય તો ધનનો મોટો ખર્ચ કરાવનાર યોગ કહેવો; સાતમેભાવે શનિ હોય તો તે નિંદાપાત્ર થાય છે કે મિથ્યા અપવાદને પાત્ર થાય છે; મંગળ મેષરાશિનો હોય અને આઠમાભાવમાં મેષ, વૃષભ, સિંહ, અથવા ધનરાશી હોય તો શસ્ત્રથી ભય થાય છે. પાપગ્રહથી જોવાતો કે યુક્ત લગ્નેશ અને અષ્ટમેશ આઠમેભાવે આવવાથી મહાદુઃખદાયક જાણવો; જન્મકુંડલીમાં મંગળની રાશિ વર્ષકુંડલીમાં લગ્નેશ આવેલ હોય અને બળહીન બુધ વર્ષનો રાજા હોય તે વર્ષ શારીરિક સંપત્તિ માટે ખરાબ જાણવું; મંગળ અને શનિનો યોગ દશમેભાવે હોય અને તેમાં જો સૂર્ય

પણ આવેલ હોય, તો વાહનથી કષ્ટપ્રદયોગ જાણવો અને સૂર્ય મંગળ આઠમેભાવે હોય તો વાહનપરથી પડવાનો યોગ કહેવો, વર્ષનો રાજા અને મંગળ આઠમેભાવે હોય અને ચંદ્ર ૬-૮-૧૨ માંથી કોઇપણ સ્થાને હોય તો મરણ જેવો યોગ ગણેલો છે, બુધ અને વર્ષનો રાજા પાપગ્રહ સહિત ૬-૮-૧૦ ભાવે આવે તોપણ તેવોજ યોગ જાણવો, જે લગ્નમાં જન્મ હોય તે લગ્ન વર્ષકુંડલીમાં આઠમે ભાવે આવે અને ક્રૂર ગ્રહોનો સંબંધ રહેતો હોય તો મૃત્યુ જેવો યોગ ગણવો, શનિ અને બુધને યોગ હોય તે પર મંગળ શત્રુદૃષ્ટિથી જુએ તો વર્ષમાં મહાવ્યાધિ ઉપજવાનો ભય જાણવો, આઠમેભાવે રહેલા શનિને આઠમા ભાવના સ્વામી સાથે મુથશિલયોગ થવાથી ફળ નેષ્ઠ ઉપજે છે, જેટલા આયુષ્યને હાનિપ્રદ યોગ કહ્યા છે તે યોગ કરનાર ગ્રહ સાથે શુભગ્રહનો મુથશિલ થાય તે ખરાબ ફળને અટકાવત કરે છે

## નવમોભાવ.

આ ભવમાં ક્રીડા અથવા યાત્રા ધર્મસાધન અને મુસાફરી ભાગ્ય સંબંધી વિચાર કરાય છે

વર્ષનો સ્વામી મંગળ હોય તે ત્રીજે ભાવે કે નવમે ભાવે આવેલ હોય તો અને ક્રૂરગ્રહથી યુતિ ન ધરાવતો હોય તો વર્ષમાં મુસાફરી થાય અને લાભ મેળવે છે સૂર્ય વર્ષનો રાજા હોય અને તે ત્રીજે અથવા નવમેભાવે આવેલ હોય અને કોઇપણ ગ્રહ સાથે તે સૂર્યનો કબૂલ યોગ થતો હોય તોપણ મુસાફરી લાભદાયક કરાવે છે, વર્ષનો રાજા થએલો શુક્ર ત્રીજે અથવા નવમેસ્થાને હોય તો સારૂં પણ એ શુક્ર વક્ર કે અસ્તનો ન હોય તો ફળ સારૂં જાણવું પણ જો બુધ વર્ષનો રાજા થયો હોય અને ત્રીજે અથવા નવમે ભાવે આવેલ હોય તો ફાયદો કરનાર મુસાફરી યોગ જાણવો, એજ પ્રમાણે જો ગુરૂ હોય તો તીર્થયાત્રા, ધાર્મિક કાર્યનો યોગ કરે છે, વર્ષના રાજા સાથે નવમા ભાવનો સ્વામી મુથશિલ યોગ કરે તો ઓચિંતી મુસાફરી યોગ જાણવો,

જન્મકુંડલીના બુધ અને ગુરૂની જે રાશિ હોય તેમાંથી કોઇપણ રાશિનો મંગળ હોય અને તે વર્ષ કુંડલીમાં ત્રીજે અથવા નવમેભાવે આવેલ હોય તો યાત્રા સફળ થાય છે; મેષ અથવા વૃશ્ચિકરાશિનો મંગળ જન્મકુંડલીમાં હોય અને વર્ષમાં પણ તેજ રાશિમાં આવે તો પણ લાભદાયક મુસાફરી યોગ જાણવો; ગુરૂ નવમેભાવે આવેલ હોય અને લઘુપંચવર્ગીના કોઇપણ અધિકાર વગરનો હોય અથવા મંગળ વર્ષનો રાજા હોય અને નિર્બળ થઈ નવમેભાવે આવેલ હોય તોપણ દૂરદેશની મુસાફરી કરનાર યોગ જાણવો; સાતમે મુંથા, નવમે બળવાન ચંદ્ર લાભદાયક મુસાફરી કરાવે છે. ગુરૂથી નવમાસ્થાનમાં મંગળ હોય તોપણ મુસાફરી કરાવે છે.

## દશમોભાવ.

આ ભાવમાં રાજાથી અધિકાર, ઉત્કૃષ્ટપુણ્ય, રાજ્ય, બુદ્ધિ, પિતાસુખ, વેપાર વગેરે બાબત જોવાય છે.

વર્ષનો રાજા બળવાન થઇ દશમેભાવે આવેલ હોય તો રાજ્ય તરફથી સારો ફાયદો કરે છે; દશમાભાવ સિવાય કેન્દ્રસ્થાને રહેલ હોય તો નોકરીમાં લાભ આપે છે; જન્મકુંડલીમાં સૂર્યની જે રાશિ હોય તે રાશિમાં વર્ષપ્રવેશ સમયે મુથા હોય અને દશમેભાવે આવેલ હોય તો રાજ્ય તરફથી લાભ આપે છે નીચ રાશિનો અને પાપગ્રહ યુક્ત સૂર્ય દશમેભાવે આવવાથી રાજ્ય તરફથી દંડ, બંધન વગેરે ખરાબ ફળ કરે છે; જન્મકુંડલીમાં સૂર્ય સ્વગૃહી હોય અને વર્ષકુંડલીમાં બળવાન થઇ દશમે હોય તો સારૂં ફળ આપે. ચાલુ ધંધાનો લાભ કરે, નોકરી વગેરે માટે સ્થિર કરે છે. જન્મકુંડલીમાં મંગળની જે રાશિ હોય તે રાશિમાં ચંદ્ર વર્ષકુંડલીમાં આવ્યો હોય અને બળવાન હોય તો પણ ઉપરનું ફળ કહેવું. દશમાભાવનો સ્વામી લગ્નેશ અને વર્ષેશ એ ત્રણ ગ્રહનો મુથશિલ યોગ થાય તો રાજયોગ થયો જાણવો, જન્મકુંડલીમાં શનિની રાશિ વર્ષકુંડલીમાં દશમે ભાવે

આવે અને તેમાં મંગળ હોય તે પર મુંથાની દૃષ્ટિ હોય તો રાજાથી ભય રહે છે; જન્મકુંડલીના શનિની રાશિમાં મંગળ વર્ષકુંડલીમાં આવ્યો હોય અને ક્રૂર ગ્રહથી જોવાએલ હોય, કે નીચ રાશિનો કે શત્રુ ક્ષેત્રનો હોય અને ત્રીજે અથવા નવમે ભાવે હોય તો વર્ષમાં પાપને વધારો કરે અને નિંદિત કર્મ કરવામાં મતિ દોરે છે; વર્ષના પંચ ધીકારીમનો કોઇપણ અધિકાર શનિ ધરાવતો હોય અને ત્રીજે અથવા નવમે ભાવે આવેલ હોય તો વર્ષમાં ધર્મની વૃદ્ધિ કરાવે છે. મુથા ત્રીજે અથવા નવમે ભાવે આવેલ હોય તો ફળ સારૂં કહ્યું છે. વૃશ્ચિક લગ્નમાં જન્મ હોય, સૂર્ય દશમે વર્ષ લગ્નમાં આવેલ હોય અને તેનો વર્ષના સ્વામી સાથે મુથશિલયોગ થતો હોય તો રાજા તરફથી લાભ અપાવનાર યોગ જાણવો. નવમેશ કે દશમેશ નિર્બળ થઇ પાપ ગ્રહના સંબધને ધરાવે અને ૬-૮-૧૨માંથી કોઈ ભાવે હોય તો તે વર્ષમાં રાજ્યથી, ભાગ્યથી, વેપારથી અને દરેક કાર્યથી અસતોષજ રહે મહા ભયમાં મૂકે છે

## અગીઆરમો ભાવ.

આ ભાવમાં દ્રવ્યસંબધી વિચાર, ધાન્ય ભાવ, કન્યા, મિત્ર, હાથી, ઘોડા, રાજાથી દુઃખ, કુટુંબ વગેરે વિચાર કરવો વર્ષનો રાજા બુધ થયો હોય અને તે શુભ ગ્રહોની સાથે સંબંધ ધરાવતો હોય અને ધન ભવે આવેલ હોય તો વેપારથી લાભ આપે છે. વર્ષનો રાજા બુધ મુંથા સહિત વર્ષલગ્નમાં આવેલ હોય તો વિદ્યાથી લાભદાયક જાણવો. વર્ષનો રાજા બુધ પાપગ્રહ સાથે ૬-૮-૧૨ મે સ્થાને હોય તો નઠારા કામમાં પ્રવૃત્તિ અને હાનિ કરાવે છે. વર્ષનો રાજા બુધ સૂર્ય સાથે અસ્ત નો હોય તો લાભ આપે નહિ, વર્ષનો રાજા ગુરૂ પાપગ્રહ સહિત વર્ષના પહેલા ભાવમાં હોય તો પૈસાનો ખર્ચ અને રાજભય ઉપજાવે છે; સાતમે ભાવે રહેલો ગુરૂ લઘુ પંચવર્ગીનો કોઇપણ અધિકાર ધરાવતો હોય તો વેપારથી દ્રવ્ય મેળવે છે; લગ્નેશ અને

લાભેશ એ બે ગ્રહોનો સુથશિલ યોગ થાય તો વર્ષમાં લાભ કરાવે છે. વર્ષમાં બળવાન ગ્રહો લાભ સ્થાને આવ્યા હોય તો ઘણો જ લાભ આપે છે.

## બારમો ભાવ.

આ ભાવમાં શત્રુઓનો વિરોધ, પીડા, ખર્ચ, હાનિ, દંડ, બંધન વિગેરે વિચાર કરાય છે.

વર્ષ લગ્ન અને વર્ષનો રાજા નિર્બળ હોય તથા ૬–૮–૧૨ માંથી કોઇપણ ભાવે આવેલો હોય તો ખરાબ ફળ આપે છે. આ યોગમાં જો તે મેષ, વૃષભ, સિંહ, વૃશ્ચિક રાશિના હોય તો ચતુષ્પાદ જાનવરથી દુઃખ કરે છે અથવા તેઓથી ખર્ચ થાય છે. મિથુન, કન્યા, તુલા અને કુંભ એ રાશિના થઇ ત્રિક સ્થાને હોય તો મનુષ્યથી હાનિ કરે છે. કર્ક, ધન, મકર, મીન એ રાશિના હોવાથી હરકોઇ પ્રકારે હાની કરે છે; વર્ષનો રાજા નિર્બળ શુક્ર હોય અને છઠ્ઠે ભાવે દ્વિપદ રાશિનો હોય તેને પાપગ્રહ ક્ષુત દ્રષ્ટિથી જોતા હોય તો નોકરોથી હાનિ કરે છે. એ શુક્ર ચતુષ્પાદ રાશિમાં રહી આ યોગ કરતો હોય તો વાહનથી હાનિ કરે છે; વર્ષનો રાજા મંગળ હોય તે સાથે શનિ હોય અને તે દશમે ભાવે આવેલ હોય તો વાહનનો નાશ કરે છે; પાપગ્રહનો સંબંધ ધરાવનાર મંગળ હોય કે મંગળ બારમે ભાવે હોય તો પણ ખરાબ ફળ સૂચવે છે; વર્ષનો રાજા સૂર્ય હોય ને પાપગ્રહથી યુતિવાળો હોય કે ૬–૮–૧૨ ભાવે ચતુષ્પાદ રાશિમાં હોય તો નોકરોથી કજીઆ કરાવે છે; બળવાન શનિ વર્ષનો રાજા થઈ ૬–૮–૧૨ મે ભાવે હોય તો નવીન સ્થાન માટે યોજનામાં પ્રેરે છે; દશમા ભાવનો શનિ વર્ષનો રાજા થયો હોય અને તે સ્વગૃહી અથવા પોતાના ઉચ્ચનો હોય તો આખા વર્ષમાં અનેક લાભ આપે છે આરોગ્ય વધે છે અને દ્રવ્ય પણ મળે છે. સૂર્ય, મંગળ, કે બુધ અથવા ગુરૂમાંથી કોઇપણ વર્ષનો રાજા થઇને દશમે રહેલ હોય અને પોતાની ઉચ્ચની રાશિમાં હોય કે સ્વગૃહી હોય તો પણ સારૂં ફળ જાણવું; બળહીન શનિ વર્ષનો

રાજા થયો હોય અને દશમે ભાવે આવેલ હોય તો તેનું ફળ ખરાબ જાણવું. વર્ષનો રાજા સૂર્ય હોય અને પાપગ્રહના સંબંધવાળો શનિ જન્મકાલના ચંદ્રની રાશિનો હોય તો ઘણું ખરાબ ફળ આપે છે. વર્ષનો રાજા ૬–૮–૧૨ મે ભાવે આવે અને દશમા ભાવનો સ્વામી જન્મ તથા વર્ષ કુંડલીમા નિર્બળ હોય તો વર્ષ ખરાબ જાણવું

## દશાના ફળ સંબંધી વિચાર.

ગ્રહનાં શુભાશુભ ફળ મળવાનો ટાઈમ દશા પરથી જાણી શકાય છે દશાઓ તાજક મતમા મુખ્યત્વે બે પ્રકારની દેખાય છે. જેમાંથી એકને **મુદ્દાદશા** અથવા વર્ષદશા કહેવામા આવે છે. અને આ દશા દરેક વર્ષફળમાં હોય છે. કારણ જે તે દશા લાવવી સહેલી છે અને ગણી તની ફૂટ બહુજ થોડી છે, બીજી દશાને **હીનાંશાદશા** કહેવામાં આવે છે આ દશા દરેક તાજક ગ્રંથોમાં માન્ય છે. પહેલી દશા માટે તાજક ગ્રંથોમાં કેટલાકને તે માન્ય નથી. જેથી અહીં મુખ્યત્વે હીનાંશા દશાપર ફળ લખવાનો ક્રમ શરૂ કર્યો છે.

સૂર્ય હીનાંશા દશાનું ફળ—**ઉત્તમ** બળવાળો સૂર્ય પોતાની દશામાં હાથી, ઘોડા, સુવર્ણ વસ્ત્ર વગેરે વૈભવની વસ્તુઓનો લાભ આપે છે. માન, રાજ્યથી લાભ કે અધિકાર અને માન, ધર્મ, દેવ, બ્રાહ્મણ વગેરે પર શ્રદ્ધા રહે છે **મધ્યમ** બળવાળો સૂર્ય હોય તો તેની દશા ઉપરનું ફળ થોડા સ્વરૂપમા આપે છે અને અધમ બળવાળો સૂર્ય દુઃખદાયક ધનનો નાશ કરનાર કુટુંબમાં વિખવાદ અને અસ્થિર બુદ્ધિ તથા પિત્તનો રોગ કરે છે શત્રુથી ભય, અને માનસિક ચિંતાઓ વધારે છે. નેષ્ટબળનો સૂર્ય હોય તો રાજ્યથી ભય રાખે ખર્ચ વધારે પુત્ર, મિત્ર, સ્ત્રી અને પોતના વર્ગના બંધુઓમાં વિરામ કરે છે અને શરીરે પીડા થાય છે એ પ્રમાણે બળ મુજબ ફળનો નિશ્ચય કરીને સ્થાનપર ફળનો નિશ્ચય કરવો કે વર્ષમાં સૂર્ય ઉપચય ( ૩–૬–૧૦–૧૧ સ્થાનમ ) સ્થાનમાં આવેલ હોય તો નેષ્ટ ફળ આપી શકતો નથી અધમબળનો હોય તો

તે ઉત્તમ બળી જેટલું ફળ ઉચ્ચસ્થાને રહીને ફળ આપશે અને જો ઉત્તમ બળી હશે તો ઘણું શ્રેષ્ઠ ફળ આપશે એમ જાણવું; ઉપર સિવાયનાં બીજાં કોઈપણ સ્થાનમાં બેઠેલો સૂર્ય પોતાના બળના આધારે ફળ આપે છે.

**ચંદ્રહીનાંશા દશાનું ફળ**—**ઉત્તમ** બળવાન ચંદ્રની દશામાં શ્વેત વસ્તુથી લાભ, મણી, મોતી, હીરા અને આભૂષણના વસ્તુઓથી લાભ આપે છે રાજ્ય તરફથી લાભ કરે સ્રીસમાગમ થાય. ભૂમિ યશ, કાંતિ, વિજય કીર્તિ વગેરે વધારે છે. **મધ્યમ** બળના ચંદ્રની દશા ઉપર જણાવેલ ફળ મધ્યતાથી આપે છે અને વેપાર, મિત્ર, વસ્ત્ર અને ઘર, વાહન વગેરે સુખનો વધારો કરે છે; ધર્મકાર્યમા પ્રીતિ ખેતિ વગેરેથી લાભ આપે છે. **હીનબળ**વાળો ચંદ્ર હોય તો માંદગી કરે. કફથી થતી પીડાઓ ભોગવાવે, કુટુંબ સગાં વગેરેમાં વિરોધ થાય છે. કન્યા પ્રજાનો વધારો થાય દ્રવ્ય અને સુખમાં હાનિ કરે છે, અને **નેષ્ટબળ**વાળા ચંદ્રની દશા સ્રી, પુત્ર, મિત્ર વગેરે તરફથી ઘણુંજ દુઃખ ઉપજે, દરિદ્રતા અને કુભોજન, વાયુપીડા વગેરે કષ્ટ થાય છે; **વિશેષ**—સૂર્યદશામા જણાવેલ ઉપચયસ્થાન મુજબ વિચાર કરવો. ઉપચયસ્થાન માટે દરેક દશામાં જોવું જેથી તેના સ્થાનબળનો નિશ્ચય જાણી ફળ કહેવું; ચંદ્ર માટે ૬-૮-૧૨ સિવાયના ભાવે ચંદ્ર હોય અને નેષ્ટ ફળદાયક ગણ્યો હોય તો નેષ્ટફળ થોડું કરશે એમ જાણવું પણ ૬-૮-૧૨ સ્થાને હોય અને નેષ્ટ ફળદાયક હોય તો નેષ્ટફળ ઘણું ખરાબ થાય છે.

**મંગળ હીનાંશાદશાનું ફળ**—**ઉત્તમબળ**નો મંગળ સૈન્યનું અધિપત્ય અપાવે છે; સંગ્રામમાં વિજય. લાલ વસ્તુથી લાભ, પરવાળાં, રત્ન, વસ્ત્ર વગેરેથી લાભ અને સાહસ કામમાં દોરે છે. **મધ્યમબળનો** મંગળ ઉપરનું ફળ મધ્યમ રીતે આપે છે; તેજ, કાંતિ, બળ અને કીર્તિ તથા રાજા તરફથી ચિંતાયુક્ત અધિકાર વગેરે સાધારણ ફળ

આપે છે **હીનબળનો** મંગળ પોતાની દશામાં ગરમી રૂધિર, વિકાર, શત્રુ ભય, બંધન મુખમાં લોહીવિકાર અને પિત્ત પ્રકોપ કરે છે, કુટુંબમાં વિવાદ થાય છે અને **નેષ્ટબળવાળો** મંગળ વારંવાર તકરારો ઉપજાવે છે લડાઈઓ કરાવે ચોરથી ભય અને હાનિ રહે છે, અગ્નિ, રૂધિર અને જ્વર વગેરેથી નુકશાની થાય છે અને પોતાના સ્વજનોમાં ઘાતી કરે. **વિશેષ**—૩ ૬-૧૧ માં ભાવમાં મંગળ રહેલો હોય તો ખરાબ ફળને અર્ધું નિવારશે, એટલે નેષ્ટબળવાળો હીનબળ જેવું ફળ આપે, હીન બળવાળો મધ્યમબળ જેવું આપે મધ્યમ બળવાળો ઉત્તમબળ જેવું આપે અને ઉત્તમ બળવાળો ઘણું ઉત્તમ ફળ આપે છે

**બુધની હીનાશા દશાનું ફળ**—ઉત્તમબળવાળો બુધ હોય તો તે પોતાની દશામાં ગણિતવિદ્યા, શિલ્પકળાથી કીર્તિ વધારશે. રાજા વગેરેની સેવાનું ફળ દ્રવ્ય કે અધિકાર મળશે અને દરેક લાભ કરશે **મધ્યમબળનો** બુધ હોય તો તેની દશામાં લેખન પદ્ધતિથી, મિત્રથી અને પુત્ર, મિત્ર, ભાઈ અને સ્નેહીવર્ગથી સંતોષ રહેશે અને માનપ્રતિષ્ઠા વધશે **હીનબળનો** બુધ પોતાની દશામાં અપમાન કરાવે નોકર અને સંબંધી વર્ગીઓથી કષ્ટ કરાવે ક્રોધીસ્વભાવ થાય ખર્ચ-રોગ, ભય અને નિંદા વધારે છે **નેષ્ટબળનો** બુધ બંધન જેવું કરે, દૂર દેશમાં મુસાફરી કરાવે વાયુ કફ અને તેને લગતી બીજી વ્યાધીઓને ઉપજાવે છે **વિશેષ**—બુધ ૬-૮-૧૨ મે સ્થાને ન હોય તો ખરાબ ફળને સુધારે છે અને ઉત્તરોત્તર ફળને સારૂં બનાવે છે એટલે નેષ્ટ બળને હીનબળ જેવું, હીનબળને મધ્યમ જેવું, મધ્યને ઉત્તમ જેવું અને ઉત્તમબળને ઘણુંજ ઉત્તમ મનાવે છે

**ગુરૂની હીનાશાદશાનું ફળ**—ઉત્તમબળવાળો ગુરૂ પોતાની દશામાં રાજા મિત્ર અને વડિલવર્ગથી લાભ કરે છે ધન અને કીર્તિ આપે છે, સુખ વૈભવ પ્રજા વગેરેનો લાભ કરે છે **મધ્યમબળવાળો** ગુરૂ હોય તો ઉપરનું ફળ મધ્યમ પ્રકારે ભોગવે છે અને નવા મિત્રોથી

સ્નેહ વધારે માન, યશ, ધન, બળ આનંદ વગેરે વધે છે: **હીનબળ**-વાળો ગુરૂ હોય તો રોગ, દારિદ્ર અને શત્રુથી ભય રહે છે કાનમાં રોગ થાય, ખર્ચ વધે અને કીર્તિમાં કલંક ઉપજાવે છે. **નેષ્ટબળ**વાળો ગુરૂ હોય ત્યારે ઘણા દુઃખને ઉપજાવે ને સ્ત્રી, પુત્ર અને સ્વજનો દુશ્મન જેવાં થાય છે શત્રુથી ભય, ધનનો ખર્ચ અને આરોગ્યની હાનિ કરે છે. **વિશેષ**—૬-૮-૧૨ મા સ્થાનમાં ગુરૂ ન હોય તો ખરાબ ફળને કંઈક સુધારે છે. ઉપર કહેલ રીતે ઉત્તરોત્તર શ્રેષ્ઠફળને કરે છે.

**શુક્રની હીનાંશાદશાનું ફળ**—**ઉત્તમબળ**વાળો શુક્ર હોય તો દરેક જાતનું સુખ આપે છે. વિલાસીજીવન સુગંધી પદાર્થ અને વાહનથી સુખ આપે છે. પ્રજાથી, કીર્તિથી અને શરીરથી ફળ સારૂં ઉપજાવે છે. **મધ્યમબળ**વાળો શુક્ર હોય તો પોતાની દશામાં વેપારથી લાભ કરશે. ખેતિ અને ધાન્યથી ભાગ્યોદય કરશે. વસ્ત્ર ભોજન અને અધિકારમાં લાભ આપે છે **હીનબળ**વાળો ગુરૂ પોતાની દશામાં વિદેશ મુસાફરી કરાવે છે, બુદ્ધિને ભ્રમિત કરે છે. જ્ઞાન, યશ, ધન અને માનનો નાશ કરે છે વ્યસન રોગ અને વિવાદ વધારે છે. **નેષ્ટબળ**વાળો ગુરૂ પોતાની દશામાં પોતાના સંબંધીજનોમાં કલેશ ઉપજાવે છે સ્ત્રી અને પુત્રોને તથા પોતાના અંગે પીડા થાય છે, અસ્થિર વિચાર અને કોઈ પ્રકારનું સંકટ સૂચવે છે. **વિશેષ**—શુક્ર ૬-૮-૧૨ એ સ્થાનમાંથી કોઈપણ સ્થાને ન હોય તો પોતાના ફળને સુધારી ઉત્તરોત્તર ઉત્તમતાને આપે છે; અને વિલાસી બનાવે છે.

**શનિની હીનાંશાદશાનું ફળ**—**ઉત્તમબળ**વાળો શનિ પોતાની દશામાં નવીન મકાનનો લાભ આપે છે વસ્ત્ર, ભૂમિ, જળાશય. વગેરેથી લાભ આપે છે; રાજાનો આશ્રય કે અધિકાર મળે છે; દ્રવ્ય અને કીર્તિ વધારે છે. **મધ્યમબળ**નો શનિ હોય તો વાહન પશુપક્ષીથી અને સ્વજનોથી લાભ કરે છે: કોટ કિલ્લા અને શસ્ત્રનો લાભ મળે છે: ચિંતાવાળો સ્વભાવ રહે, **હીનબળ**વાળા શનિની દશા અંતર્દશામાં

અનેક જાતનાં દુઃખ થાય છે, શત્રુ અને ચોરથી હાનિ થાય છે, દુષ્ટ મિથ્યા અપવાદ અને અગ્નીના રોગોથી પીડા ભોગવે છે, નેષ્ટબળવાળા શનિની દશામાં કામકાજ કરવામાં મુશ્કેલીઓ ભોગવવી પડે વિષમ લોકો મિત્ર થાય સ્વજન સ્ત્રી પુત્ર અને આત્મીયજનોમાં અપ્રીતિ ઉપજે છે વિશેષ—વર્ષકુંડલીમાં શનિ ૩-૬-૧૧ ને સ્થાનેથી કોઈપણ સ્થાને હોય તો પોતાના ફળને સુધારે છે

લગ્નની હીનાશાદશામાં—લગ્નનો સ્વામી જે ગ્રહ હોય તેના બળ મુજબ શુભાશુભ ફળ જાણવું લગ્નની રાશિના સ્વભાવ મુજબ ફળ નીચે મુજબ જોવાય છે જો લગ્ન ચરરાશિનું હોય અને દશ અંશની અંદર એટલે પ્રથમ દ્રેષ્કાણમાં હોય તો તે ફળ શુભ જાણવું તેજ રાશિમાં અંત ૧૦ થી ૨૦ અંશ સુધીમાં એટલે બીજા દ્રેષ્કાણમાં હોય તો તેનું ફળ મધ્યમ જાણવું ચરરાશિના ત્રીજા દ્રેષ્કાણમાં એટલે ૨૦ થી ૩૦ અંશ સુધીમાં લગ્ન હોય તો તેનું ફળ નેષ્ટ જાણવું દ્વિસ્વભાવ રાશિનું લગ્ન હોય અને તે પહેલા દ્રેષ્કાણમાં હોય તો તેનું ફળ નેષ્ટ બીજા દ્રેષ્કાણમાં મધ્યમ અને ત્રીજા દ્રેષ્કાણમાં ઉત્તમ જાણવું સ્થિરસ્વભાવ રાશિનું લગ્ન હોય તેનો પહેલો દ્રેષ્કાણ હોય તો નેષ્ટ ફળ મધ્યમ દ્રેષ્કાણમાં ઉત્તમ ફળ, અને ત્રીજા દ્રેષ્કાણમાં મધ્યમ ફળ જાણવું વિશેષ—લગ્નનો સ્વામી તથા શુભગ્રહો લગ્નને જોતા હોય તો દશાનું ફળ શ્રેષ્ટ જાણવું અને તેથી વિપરીત હોય એટલે પાપગ્રહોની દૃષ્ટિ વગેરે કારણથી નેષ્ટ ફળ જાણવું, તથા મિશ્ર હોય તો મિશ્ર જાણવું લગ્નના સ્વામીની દશાનું જે ફળ હોય તે પ્રમાણે પણ લગ્નદશાનું ફળ હોય છે એમ કેટલાકનો મત છે લગ્નેશ ઉચ્ચનો સ્વગૃહી મિત્રક્ષેત્રનો હોય તો ફળને સુધારે છે એટલે નેષ્ટ ફળને મધ્યમ કરે છે મધ્યમ ફળને શ્રેષ્ટ કરે છે અને શ્રેષ્ટ ફળને અતિશ્રેષ્ટ કરે છે

અંતર્દશા વિષે—દશાના ફળ માટે અંતર્દશા ફળ પણ આવશ્યક છે અષ્ટોત્તરી વગેરે દશામાં જે રીતે અંતર્દશાઓ હોય છે તેમ હીનાંશામાં પણ તેજ દશા અંતર્દશા હોય છે પણ ખાસ કરીને આવી

સૂક્ષ્મતાવાળી અંતર્દશા હાલમાં કોઈ વર્ષફળમાં જોવામાં આવી નથી અને તે એટલી મોટી મહત્વની વસ્તુ જણાતી નથી જેથી લીધેલ નથી.

**માસફળ બાબત**—માસપ્રવેશની ઘટીપળ પર દરેક માસપ્રવેશની કુંડલી બેસાડવામાં આવે છે તેની બાજુમાં કાચું ચલિત પણ મૂકાય છે, અને તેની નીચે બારખાનાવાળા કોષ્ટકમાં અઢી અઢી દિવસની હોરાઓ લખાય છે. માસપ્રવેશના લગ્નની નવમાંશ કુંડલી ઉપજાવાય છે, અને માસના ગ્રહોપરથી નવમાંશ ગ્રહો પણ મૂકવામાં આવે છે આ દરેકમાં જરૂરની વસ્તુ તો માસપ્રવેશ કુંડલી, માસનું ભાવલગ્ન તથા લગ્ન નવમાંશનો સ્વામી એ ત્રણ વસ્તુ છે.

એ સિવાય કેટલીક સૂક્ષ્મ ગણિત રીતિ માસ માટે લખેલી છે. બૃહત્પંચવર્ગી માસ ગ્રહોપરથી કરવાને લખેલ છે. હિનાંદશા પણ માસપ્રવેશના ગ્રહપરથી કરવાનું લખ્યું છે.માસ હીનાંશાદશાને 'તીશરાખ્ય' દશા કહેવામાં આવે છે. લઘુપંચવર્ગીથી જેમ વર્ષનો રાજા નક્કી કરાય છે. અને પંચાધિકારી સાધવામાં આવે છે તેમ માસમાં ષડેશા ઉપજાવાય છે આ દરેક માટે ખાસ આવશ્યક વસ્તુ વર્ષસાધન પ્રકરણમાં આપેલી છે. કેટલાક આચાર્યોનાં મત ષડેશાપર માસનો સ્વામી નહિં લેતાં માસ-લગ્નપતિનેજ માસનો સ્વામી માનવાનું સૂચવે છે.

**ફળ બાબત વિવરણ**—માસપ્રવેશ લગ્નનો સ્વામી અને લગ્ન નવમાંશનો સ્વામી એ બે ગ્રહો સાથે હોય, અથવા એકબીજા પર મિત્ર થઈ જોતા હોય, ચંદ્ર પણ મિત્રદ્રષ્ટિથી એ બંનેને જોતો હોય તો તે માસ લાભદાયક જાણવો. વર્ષકુંડલીને પ્રથમ માસકુંડલીજ ગણવામાં આવે છે અને તે પછી અનુક્રમે માસ લખાય છે. જે મહિનામાં વર્ષ-યોગના બળવાન થએલા ગ્રહો જે માસમાં બળવાન થાય તે માસમાં શ્રેષ્ટ ફળ આપે છે નેષ્ટ થએલા ગ્રહો નિર્બળ થાય તે માસમાં તે ફળ નિર્બળ આપે છે. મહિના જોવાની રીતિ મુખ્યત્વે વર્ષના બળવાન ગ્રહોમાં આધાર રાખી શુભાશુભ ફળ આપે છે. વળી કોઈ કહે છે કે જે માસનો સ્વામી અને માસ લગ્નના નવમાંશનો સ્વામી

એ બે ગ્રહો વર્ષમાં જેવા બળવાન હોય અને પરસ્પર જેવો સબંધ ધરાવતા હોય તે મુજબ માસનું ફળ જાણવું; તોપણ કેટલાવર્ષ ગોગને આધારે માસયોગ નીચે મુજબ જોવાય છે. માસેશ ૬ઠ્ઠે ભાવે હોવાથી રોગ કરે, ધનનાશ કરે, અને કષ્ટ આપે છે; માસલગ્નનો સ્વામી નવમે ભાવે હોય નવમાભાવનો સ્વામી પાંચમે ભાવે આવે તે યોગમા માસ લાભદાયક હોય છે, માસપતિ લગ્નમાં હોય તો આવક વધે પ્રજા, કર્મ-ભગ, રાજથી માન વગેરે સુખ આપે છે; માસેશ આઠમો હોય તો રોગ અને રૂધિરવિકાર થાય છે; રાહુ ચંદ્ર સાતમે હોય તો રોગ કરે સ્રીને ખાલી કરે છે. મંગળ અને ચંદ્ર એ બે ગ્રહો ત્રીજે આવ્યા હોય તો ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર વગેરેથી સુખ મળે. માસલગ્નેશ કેન્દ્રસ્થાને હોય અથવા પાંચમે કે નવમે હોય તો પણ સારો ગ્યોગ છે. આ પ્રમાણે ગ્રહોના ફળનો બુદ્ધિપૂર્વક વિચાર કરી ફળ કહેવું.

**દિન પ્રવેશ**—જેમ એક વર્ષમાં બાર માસ પ્રવેશ થાય છે તેમ દરેક માસમાં ૩૦ દિન પ્રવેશ થાય છે અને તેનું ફળ પણ કુંડળી ઉપજાવીને જોવાય છે. દિન પ્રવેશનું ફળ રાશિ અને ગ્રહના બળાબળ મુજબ કહેવુ. **ખાસ સમજ**—તાજક શાસ્ત્રનો આધાર જન્મપત્રિનાં ફળને સ્પષ્ટ કહેવાનો છે. જન્મના ફળમાં ઉપજતા યોગ જે કંઈ શુભાશુભ કહે છે તેનો સમય વર્ષગણીતથી જાણી શકાય છે તે યોગો વર્ષમાં પણ કયારે લાગુ પડશે તે હકીકત માસ પ્રવશથી જાણી શકાય છે માસમાં પણ કેટલાક દિવસે તેનું ફળ મળશે તે દિનપ્રવેશ વગેરેથી જાણી શકાય છે એટલે જન્મના ગ્રહો મુખ્ય ફળો દેશના કારણરૂપ છે અને તે ફળ જાણવાને માટે આ સુક્ષ્મ યોગો વિચારવા આવશ્યક છે, આ શાસ્ત્ર અતિશય ઝીણવટથી વિચારવાનું છે તેથી બુદ્ધિનો ઉપયોગો કરવામાં ન્યૂનતા હોય તેટલે અંશે ફળાદેશમાં તારતમ્ય રહે છે

**શ્રી જ્યોતિષશાસ્ત્રશિક્ષક ભાગ બીજો સમાપ્ત.**

**ગ્રંથ સંપૂર્ણ.**

# ॥ अथ जन्मपत्रि उदाहरण ॥

॥ श्रीगणेशाय नमः । सजयति सिंधुरवदनोदेवोयत्पादपंकजस्मर-णम् ॥ वासर मणिरिव तमसांराशिन्नाशनतु विघ्नानाम् ॥१॥ कल्याणानि दिवामणिः सुललितां कांतिं कलानांनिधिः लक्ष्मींक्ष्मातनयोबुधश्च बुधतां जीवश्चिरं जीवनम् ॥ साम्राज्यंभृगुजोऽर्कजीविजयतां राहुर्वहूत्कर्षतां-केतुर्यच्छतुतस्यवांछितफलंयत्रीयदीयोत्तमा ॥ २ ॥ श्रोजन्मपत्री शुभ दीपकेन व्यक्त भवेद्भाविफलं समग्रम् ॥ क्षपाप्रदिप्तेन यथा गृहस्थं घटादिजातं प्रगटत्वमेति ॥३॥ यस्यनास्तिखलु जन्मपत्रिका या शुभा शुभफलप्रदर्शिनो अंधकं भवतितस्य जीवनं दीपहीनमिव मंदिरंनिशि ॥ स्वकीय भाग्यान्यत्र गंतुमुच्चैरात्पयो राशिमपिप्रतर्तुन् ॥ धनं तथो पार्जयितुं नराणां होरां विना नान्य इहास्त्युपायः ॥४॥ स्वस्तिश्रीः सौख्यदात्री सुतजयजननी तुष्टि पुष्टि प्रदात्री मांगल्योत्साह कर्त्री गत भव सदसत्कर्मणां व्यंजयित्री ॥ नानासंपद्विधात्री जनकुल यशसामा-युषांवर्धयित्री ॥ दुष्टापद्विघ्नहर्त्री गुण गण वसति लिख्यते जन्मपत्री ॥५॥ कृतंमयानोदक यंत्रसाधनं नभक्षणंचापि न शंकुधारणम् ॥ परोप-देशात्समयावबोधकमथोज्यते भाविफलं जनस्य ॥६॥ आदित्याद्यग्रहाः सर्वेसनक्षत्राः सराशयः ॥ सर्वान्कामान् प्रयच्छन्तुयस्यैषा जन्मपत्रिका ॥७॥ स्वस्तिश्रीर्जयो मंगलाभ्युदयाश्चास्तु ॥ स्वस्तिश्रीमन्नृपविक्रमार्क राज्य समयात् संवत् १९६६ वर्षे श्रीभूपति शालीवाहन कृत् शाके १८३१ प्रवर्तमान दक्षिणायनगत श्रीसूर्ये दक्षिण गोलावलंवित श्री गगनचक्रचूडामणौ हेमंतऋतौमहामांगल्य फलप्रदमासोत्तमे मार्गशीर्ष मासे शुक्लपक्षे त्रयोदशी घटयः ५५ पलानि ५ जन्मतिथौ श्रीभृगु-

એ બે ગ્રહો વર્ષમાં જેવા બળવાન હોય અને પરસ્પર જેવો સબંધ ધરાવતા હોય તે મુજબ માસનું ફળ જાણવું, તોપણ કેટલાક વર્ષ યોગને આધારે માસયોગ નીચે મુજબ જોવાય છે, માસેશ છઠ્ઠે ભાવે હોવાથી રોગ કરે, ધનનાશ કરે, અને કષ્ટ આપે છે, માસલગ્નનો સ્વામી નવમે ભાવે હોય નવમાભાવનો સ્વામી પાંચમે ભાવે આવે તે યોગમાં માસ લાભદાયક હોય છે, માસપતિ લગ્નમાં હોય તો આવક વધે પ્રજા, કર્મ—યશ, રાજ્યથી માન વગેરે સુખ આપે છે, માસેશ આઠમો હોય તો રોગ અને રૂધિર વિકાર થાય છે, રાહુ ચંદ્ર સાતમે હોય તો રોગ કરે સ્ત્રીને હાની કરે છે મંગળ અને ચંદ્ર એ બે ગ્રહો ત્રીજે આવ્યા હોય તો ધન, ધાન્ય સ્ત્રી, પુત્ર વગેરેથી સુખ મળે માસલગ્નેશ કેન્દ્રસ્થાને હોય અથવા પાંચમે કે નવમે હોય તો પણ સારો ગણેલ છે આ પ્રમાણે ગ્રહોના ફળનો બુદ્ધિપૂર્વક વિચાર કરી ફળ કહેવું

**દિન પ્રવેશ**—જેમ એક વર્ષમાં બાર માસ પ્રવેશ થાય છે તેમ દરેક માસમાં ૩૦ દિન પ્રવેશ થાય છે અને તેનું ફળ પણ કુંડલી ઉપજાવીને જોવાય છે દિન પ્રવેશનું ફળ રાશિ અને ગ્રહના બળાબળ મુજબ કહેવું **ખાસ સમજ**—તાજક શાસ્ત્રનો આધાર જન્મપત્રિના ફળને સ્પષ્ટ કહેવાનો છે જન્મના ફળમાં ઉપજતા યોગ જે કંઈ શુભાશુભ કહે છે તેનો સમય વર્ષગણીતથી જાણી શકાય છે તે યોગો વર્ષમાં પણ કયારે લાગુ પડશે તે હકીકત માસ પ્રવેશથી જાણી શકાય છે માસમાં પણ કેટલાક દિવસે તેનું ફળ મળશે તે દિનપ્રવેશ વગેરેથી જાણી શકાય છે એટલે જન્મના ગ્રહો મુખ્ય ફળો દેશના કારણરૂપ છે અને તે ફળ જાણવાને માટે આ સુક્ષ્મ યોગો વિચારવા આવશ્યક છે, આ શાસ્ત્ર અતિશય ઝીણવટથી વિચારવાનું છે તેથી બુદ્ધિનો ઉપયોગ કરવામાં ન્યૂનતા હોય તેટલે અંશે ફળાદેશમાં તારતમ્ય રહે છે

**શ્રી જ્યોતિષશાસ્ત્રશિક્ષક ભાગ બીજો સમાપ્ત.**

**ગ્રંથ સંપૂર્ણ.**

# ॥ अथ जन्मपत्रि उदाहरण ॥

॥ श्रीगणेशाय नमः । सजयति सिंधुरवदनोदेवोयत्पादपंकजस्मरणम् ॥ वासर मणिरिव तमसांराशिन्नाशनतु विघ्नानाम् ॥१॥ कल्याणानि दिवामणिः सुललितां कांतिं कलानांनिधिः लक्ष्मीं क्ष्मातनयोबुधश्च बुधतां जीवश्चिरं जीवनम् ॥ साम्राज्यंभृगुजोऽर्कजोविजयतां राहुर्बहुस्कर्पतां-केतुर्यच्छतुतस्यवांछितफलंयत्रीयदीयोत्तमा ॥ २ ॥ श्रीजन्मपत्री शुभ दीपकेन व्यक्त भवेद्भाविफलं समग्रम् ॥ क्षपाप्रदीप्तेन यथा गृहस्थं घटादिजातं प्रगटत्वमेति ॥३॥ यस्यनास्तिखलु जन्मपत्रिका या शुभा शुभफलप्रदर्शिनी अंधकं भवतितस्य जीवनं दीपहीनमिव मंदिरंनिशि ॥ स्वकीय भाग्यान्यत्र गंतुमुच्चैरात्पयो राशिमपिप्रतर्तुम् ॥ धनं तथोपार्जयितुं नराणां होरां विना नान्य इहास्त्युपायः ॥४॥ स्वस्तिश्रीः सौख्यदात्री सुतजयजननी तुष्टि पुष्टि प्रदात्री मांगल्योत्साह कर्त्री गत भव सदसत्कर्मणां व्यंजयित्री ॥ नानासंपद्विधात्री जनकुल यशसामायुषांवर्धयित्री ॥ दुष्टापद्विघ्नहर्त्री गुण गण वसति लिख्यते जन्मपत्री ॥५॥ कृतंमयानोदक यंत्रसाधनं नभक्षणंचापि न शंकुधारणम् ॥ परोपदेशात्समयाववोधकमथोच्यते भाविफलं जनस्य ॥६॥ आदित्याद्याग्रहाः सर्वेसनक्षत्राः सराशयः ॥ सर्वान्कामान् प्रयच्छन्तुयस्यैषा जन्मपत्रिका ॥७॥ स्वस्तिश्रीर्जयो मंगलाभ्युदयाश्चास्तु ॥ स्वस्तिश्रीमन्नृपविक्रमार्क राज्य समयात् संवत् १९६६ वर्षे श्रीभूपति शालीवाहन कृत् शाके १८३१ प्रवर्तमान दक्षिणायनगत श्रीसूर्ये दक्षिण गोलावलंबित श्री गगनचक्रचूडामणौ हेमंतऋतौमहामांगल्य फलप्रदमासोत्तमे मार्गशीर्ष मासे शुक्लपक्षे त्रयोदशी घटयः ५५ पलानि ९ जन्मतिथौ श्रीभृगु-

वासरे कृतिका नक्षत्र घटयः ३१ पलानि २५ परं रोहिणी जन्मनक्षत्रे ॥ साध्ययोग घटय ४६ पलानि ३७ जन्मयोगे ॥ तात्कालिके तैतिल करणे एवमादि पचांग शुद्धावत्र दिने वृषभराशिस्थिते चद्रे राशिनवमांशेचतुर्थे मेषग्ये भौम दैवये सर्पयोनौ ॥ मनुष्यगणे वैश्य वैश्यवर्णे ॥ मृगवर्गे ॥ श्रीसूर्यभास्करुपाकृतौ हृदय स्थिते रोहिणी रमण नभत्रे पूर्वयुञ्जाया भूमिहमके ॥ अन्त्यनाडिस्थिते श्रमत्फणोश्वरचक्रे एव मनु राशौ श्रीसूर्यगतांशाः ९ कला ३७ विकला २७ तदिने श्री सूर्योदयात् इष्ट घटी ४० पलानि ५५ समयेसिंह लग्न वहमाने समस्त शुभाशुभ ग्रह निरीक्षित कल्याणवती वेलायाम् दिन प्रौढ प्रताप स्वधर्मपरायण तस्य गृहे सुभार्या स्वधर्मपरायणा . दक्षिण कुक्षौ पुत्रजन्म ॥ तस्याभिधान जन्म समये वृषभराशौ चद्रस्थित वात्तद्राशौ ब–व–उ अक्षरे दयम् ॥ परच मातु पितुरुहलापने जन्मत कथितं " विजयशङ्कर " स्वज्ञानिकुलाभिमत स्वजनैः परिष्कृतम् व्यवहारिकं शुभम् स च शतसवसर दीर्घमायुरस्तु शुभम् ॥

॥ अथ जन्मलग्नम् ॥




॥ अथ राशिचक्रम् ॥



अथ ग्रहसाधने गताब्द ३८९ चक्र ३५ अधिमासगण ४ मासगण ६० क्षयदिन २८ अहर्गणः १७८९ अयनांशा २३, ७, ४१.

॥ अथ तात्कालिक मध्यमाः ग्रहाः ॥

| सूर्य | चन्द्र | उच्च | राहु | मंग. | बुके | गुरु | शु·के | शनि |
|---|---|---|---|---|---|---|---|---|
| ८<br>९<br>५४<br>३९ | १<br>८<br>३८<br>१९ | ६<br>०<br>३४<br>४६ | १<br>१३<br>३६<br>३७ | ०<br>२१<br>१९<br>६ | २<br>८<br>४८<br>४५ | ५<br>१०<br>२८<br>५१ | ५<br>२<br>२७<br>२० | ०<br>५<br>१४<br>४६ |
| ५९<br>८ | ७२०<br>३५ | ६<br>४१ | ३<br>११ | ३१<br>२६ | १८६<br>२४ | ५<br>० | ३७<br>० | २<br>० |

॥ अथ स्पष्टाः खगाः सजवाः ॥

| सूर्य | चन्द्र | मंग. | बुध | गुरु | शुक्र | शनि | राहु | केतु |
|---|---|---|---|---|---|---|---|---|
| ८<br>९<br>३७<br>३७ | १<br>१२<br>३८<br>३० | ११<br>२४<br>१८<br>५० | ८<br>२४<br>११<br>२३ | ५<br>२२<br>१८<br>१८ | ९<br>२१<br>२२<br>२७ | ११<br>२२<br>४३<br>३८ | १<br>१३<br>३६<br>३७ | ७<br>१३<br>३६<br>३७ |
| ६१<br>१८ | ८५१<br>१५ | २८<br>२ | ९०<br>४४ | ७<br>१२ | ३२<br>१७ | ०<br>३७ | ३<br>११ | ३<br>११ |
| उ | उ | उ | उ | उ | उ | उ | उ | उ |
| मा | मा | मा | मा | मा | मा | मा | व | व |

